"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; પુસ્તક ૪૮ મું.

મૂળ સંસ્કૃતને આધારે સરળ ભાષામાં રચાયેલું સંપૂર્ણ

# સંક્ષિપ્ત મહાભારત

સંક્ષિપ્ત મહાભારત

(દસ સુંદર આકર્ષક ચિત્રો સાથે)


લેખક:

રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ.

[નિવાસસ્થાન: નડીઆદ.]



પ્રકાશક:

જીવનલાલ અમરશી મહેતા;

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

છાપનાર. મૂળચંદ ત્રીકમલાલ,

"સૂર્યપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસ, ટંકશાળ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.] ઇ. સ. ૧૯૨૫. [પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂ. સાડા [illegible].

# અર્પણપત્રિકા.

જન્મભરના વિદ્યાર્થી, પરોપકારશીલ, સુજ્ઞ, રસિક, અને

વિનોદી સ્વ. તનસુખરામના ચિરંજીવ આત્માને

મારા ઉપર કરેલા ઋણના સ્મારક તરીકે

'મહાભારત'નો આ

મહાન્ ગ્રંથ

પૂજ્યભાવે અર્પણ

કરૂં છું.

લિ૦ લેખક.

# લેખકના બે બોલ.

આદિ કવિ વાલ્મિકી અને મહાકવિ વ્યાસની અદ્‌ભૂત કૃતિઓ રામાયણ અને મહાભારત જેમ મહાકાવ્યો છે, તેમ ઇતિહાસ પણ છે. ઐતિહાસિક વસ્તુને કાવ્યસ્વરૂપ આપી વાલ્મિકીએ અને વ્યાસે આ બે મહાન ગ્રંથદ્વારા આર્યોની પ્રાચીન સંસ્કૃતિને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. રામાયણની રસિકતા અને વિશુદ્ધિથી, તેમજ મહાભારતનાં પ્રૌઢતા અને ગૌરવથી પાશ્ચાત્ય પ્રજા પણ મુગ્ધ બની ગઇ છે. આ બે મહાન ગ્રથોની આવી સફળતા કાંઈ જેવી તેવી ન જ કહી શકાય !

આપણા શાસ્ત્રીઓમાં એવી માન્યતા પ્રચલિત છે કે મહાભારતનું સાદ્યંત પારાયણ કરનારને આપ્તજનનું મરણ, આર્થિક વિટંબણા, કે અગ્નિભય જેવી આપત્તિઓ ભોગવવી પડે છે. આવા વહેમને લીધે મહાભારત જેવા બોધપ્રદ ગ્રંથનું સાદ્યંત વાંચન શાસ્ત્રી-વર્ગમાંથી ઘણા થોડા જ કરે છે. વળી હાલની કેળવણીની પ્રથા પ્રતિકૂળ હોવાથી તેમજ આખું મહાભારત વાંચી જવાની ધીરજ અને સમયના અભાવે બી. એ. કે એમ. એ. થયેલા વિદ્વાન યુવકોમાંથી ઘણા થોડા મહાભારતના આખા ગ્રંથનો અભ્યાસ કરે છે. પરિણામે આવા મહાન, રસિક અને બોધપ્રદ ગ્રંથનું અધુરૂં જ્ઞાન આપણી પ્રજાને મળેલું છે. 'કૌરવો પાંડવો કુરૂક્ષેત્ર ઉપર લઢયા, અને કૌરવો હાર્યા, પાંડવો જીત્યા.' આમ અવ્યવસ્થિત રીતે મહાભારત સહુ કોઇ જાણતુ હશે, પણ તેનો સંકલિત વૃત્તાંત આદિથી અંત સુધી જાણવાનો પ્રયાસ કરવાનો આપણને સમય મળતો નથી, અને તેટલું ધૈર્ય પણ રહેતું નથી. વળી મહાભારતનાં ભાષાંતરો એટલાં મોઘાં છે, કે એક સામટી રૂ. ૫૦ કે ૬૦ ની કિંમત ખરચવાની આપણા ગણત્રીબાજ ગુજરાતને ઇચ્છા થાય તેમ નથી. આથી મૂળ મહાભારતને અનુસરી આ સંક્ષિપ્ત મહાભારતની યોજના સ્વીકારવામાં આવી છે. મૂળ મહાભારતમાં આવતાં આખ્યાનો અને ઉપાખ્યાનો તથા મહાભારત સંબંધે ચર્ચાત્મક વિષયો વિષે અન્ય પુસ્તક બહાર પાડવાનું હોવાથી, આ પુસ્તકમાં માત્ર મૂળ મહાભારતની વાર્તા સંક્ષેપમાં મૂકવામાં આવી છે. મહાભારતનું ગૌરવ અખંડિત રહે, માટે વિદુરનીતિ, રાજધર્મ, શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા, શાંતિપર્વ જેવા ગંભીર પ્રશ્નોને સંક્ષેપમાં બને તેટલી સરળતાથી આ પુસ્તકમાં સ્વીકાર્યાં છે. ગીતા અને શાન્તિપર્વમાં આવતા કૂટ પ્રશ્નો સરળ કરવા ટીકાથી સમજાવ્યા છે. મૂળ મહાભારતની વસ્તુથી અળગા ન પડી જવાય, માટે વારંવાર સારાં સારાં અવતરણો પણ આપેલાં છે. આ પુસ્તક મૂળ મહાભારતનું ભાષાંતર નથી જ, પણ મૂળને આધારે સાદી ભાષામાં સ્વતંત્ર રીતે લખાયેલું પુસ્તક છે. આટલાથી જ આ પુસ્તકનો હેતુ સ્પષ્ટ થશે.

સાહિત્ય પરિષદ્‌ મંડળના ઠરાવને માન્ય કરી જોડણીના નિયમો પ્રસ્તાવનામાં સ્વીકારવામાં આવ્યા છે. પ્રસ્તાવના છપાતી હતી, તેજ સમયે 'સાહિત્ય' ના મે માસના અંકમાં છપાયેલા જોડણીના નિયમો વાંચવામાં આવ્યા, તેથી પ્રેસવાળાને સહેજ ત્રાસ આપીને પણ પ્રસ્તાવનામાં નવેસરથી જોડણી સુધારી છે. આ રીતે સાહિત્ય પરિષદ મંડળના ઠરાવને અમલમાં મુકનાર આ પુસ્તક કદાચ પહેલુ જ હશે !

મારા આ પુસ્તકની યોજનાને અનુકૂળ સહાય આપનાર મારા સ્નેહી ભાઇઓનો ઉપકાર હું વીસરી શકું તેમ નથી. તદુપરાંત આ પુસ્તકને મારી ઈચ્છા પ્રમાણે પ્રસિદ્ધ કરનાર રા. જીવનલાલ અમરશી મહેતાના સાહસનો ઉપકાર હું ઘડીયે વીસરી શકું તેમ નથી. પૈસા સામું ન જોતાં સારાં સુંદર અને સ્વતંત્ર ચિત્રોથી તથા ઉંચી જાતની આકર્ષક બંધામણીથી પુસ્તકને શોભાવવા છતાં ઘણો જ ઓછો લાભ લઈ કેવળ સેવાભાવે આ પુસ્તક ગુજરાત સમક્ષ સસ્તી કિંમતે મૂકવાના તેમના આ સાહસથી મુગ્ધ બની તેમનો ઉપકાર માનવાનું પણ કદીક મારાથી વિસરી જવાય એની તો એ ભાઈ મને જરૂર ક્ષમા આપશે જ !

વડોદરા
તા. ૬-૫-૧૯૨૫. } રતિપતિરામ ઉ. પંડયા.

# અનુક્રમણિકા.

પૃષ્ઠાંક.

લેખકના બે બોલ ... ... ... ...
પ્રસ્તાવના ...... ... ... ...

૧—આદિપર્વ. ... ... ... ... ... ૧—૬૪.

પ્રકરણ ૧ ... પૂર્વ ઇતિહાસ.... ... ૧
" ૨ ... વ્યાસની ઉત્પત્તિ... ... ૪
" ૩-શાંતનુ રાજા અને વંશવિસ્તાર ... ૮
" ૪-કુંતીની કૌમાર્યાવસ્થા-કૌરવો પાંડવોનો જન્મ ૧૬
" ૫-પાંડવો અને કૌરવોનો સહવાસ ... ૨૧
" ૬-આચાર્ય દ્રોણ ... ... ૨૪
" ૭-રાજકુમારોનો ધનુર્વેદાભ્યાસ ... ૨૬
" ૮-ગુરૂદક્ષિણા અને દ્રુપદનો પરાજય ... ૩૦
" ૯-વૈરનો આરંભ-લાક્ષાગૃહમાં પાંડવો ... ૩૩
" ૧૦-વનવાસી પાંડવો-હિડિંબ અને બક રાક્ષસોનો વધ ૪૦
" ૧૧-પાંચાલી સ્વયંવર ... ... ૪૭
" ૧૨-ઇંદ્રપ્રસ્થમાં પાંડવો-અર્જુનનો વનવાસ.... ૫૭
" ૧૩-વસંતવિહાર-સુભદ્રાહરણ ... ૬૦
" ૧૪-ખાંડવ વનદહન ... ... ૬૩

૨—સભાપર્વ ... ... ... ... ...૬૫—૯૨

પ્રકરણ ૧૫-મયસભા અને રાજધર્મો ... ... ૬૫
" ૧૬-રાજસૂય યજ્ઞ-કલહનાં બીજ રોપાયાં ... ૬૮
" ૧૭-દ્યૂતનો આરંભ ... ... ૭૬
" ૧૮-અનીતિની પરાકાષ્ઠા-દ્રૌપદીનાં વસ્ત્રહરણ, પ્રભુએ લાજ રાખી,... ૮૧
" ૧૯-દ્યૂતનું પુનઃ મંડાણ-પાંડવોનો પરાજય ... ૯૦

૩—વનપર્વ... ... ... .. ... ...૯૩-૧૩૭

પ્રકરણ ૨૦-ધૃતરાષ્ટ્રની અસ્વસ્થતા ... ... ૯૩
" ૨૧-વનવાસ-સ્નેહીઓનો મેળાપ ... ૯૫
" ૨૨-કૌરવો સામે યુદ્ધ કેમ ન કરવું ? ... ૯૯
" ૨૩-અર્જુનની તપશ્ચર્યા-દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ. ૧૦૪

| | | |
|---|---|---|
| પ્રકરણ | ૨૪-પાંડવો પ્રવાસે નીકળ્યા-બદ્રિકાશ્રમમાં નિવાસ | ૧૧૩૫ |
| ,, | ૨૫-પ્રવાસમાં ભીમસેનનું સાહસ-અર્જુનનું આગમન | ૧૧૭ |
| ,, | ૨૬-અવિચારી સાહસનું ફળ-પતિપરાયણા સતી | ૧૨૩ |
| ,, | ૨૭-ખોદે તે પડે ... ... ... | ૧૨૮ |
| ,, | ૨૮-દાનેશ્વરી કર્ણ ... ... | ૧૩૫ |
| ૪—વિરાટપર્વ | ... ... ... ... | ૧૩૮-૧૭૬ |
| પ્રકરણ | ૨૯-ગુપ્ત નિવાસ ... ... ... | ૧૩૮ |
| ,, | ૩૦-જીમૂત વધ ... ... ... | ૧૪૯ |
| ,, | ૩૧-સૈરંધ્રીના સતીત્વની કસોટી ... | ૧૫૨ |
| ,, | ૩૨-પાંડવો ઓળખાયા ... ... | ૧૬૩ |
| ,, | ૩૨-દુષ્ટવૃત્તિનુ પરિણામ. ... ... | ૧૭૧ |
| ૫—ઉદ્યોગપર્વ | .. ... ... ... | ૧૭૭-૨૧૦ |
| પ્રકરણ | ૩૪-વિષ્ટિની વાટાઘાટ-સૈન્યનો જમાવ ... | ૧૭૭ |
| ,, | ૩૫-સંધિના નિષ્ફળ પ્રયત્નો-ધૃતરાષ્ટ્રને થયેલો બોધ. | ૧૮૫ |
| ,, | ૩૬-શ્રીકૃષ્ણનો છેલ્લો પ્રયત્ન... ... | ૧૯૨ |
| ,, | ૩૭-શ્રીકૃષ્ણનો નિષ્ફળ પ્રયાસ. ... | ૧૯૯ |
| ૬—ભીષ્મપર્વ | ... ... ... ... | ૨૧૧-૨૬૧ |
| પ્રકરણ | ૩૮-કુરૂક્ષેત્રમાં અર્જુનનો વિષાદ-શ્રીકૃષ્ણનું પ્રોત્સાહન | ૨૧૧ |
| ,, | ૩૯-ગીતાસાર. ... ... ... | ૨૧૯ |
| ,, | ૪૦ ,, ( ચાલુ ) ... ... | ૨૨૯ |
| ,, | ૪૧-વિનયનો પ્રભાવ ... ... | ૨૩૫ |
| ,, | ૪૨-સેનાપતિ ભીષ્મ-દસ દિવસનો ભયંકર સંગ્રામ. | ૨૪૦ |
| ,, | ૪૩-ભીષ્મ પડ્યા ... ... | ૨૫૩ |
| ૭—દ્રોણપર્વ | ... ... ... ... | ૨૬૧-૨૯૪ |
| પ્રકરણ | ૪૪-સેનાપતિ દ્રોણ-અભિમન્યુ મરાયો ... | ૨૬૧ |
| ,, | ૪૫-અર્જુનનું પરાક્રમ ... ... | ૨૭૨ |
| ,, | ૪૬-છળથી દ્રોણ હણાયા ... ... | ૨૮૬ |
| ૮—કર્ણપર્વ | ... ... ... ... | ૨૯૫-૩૦૮ |
| પ્રકરણ | ૪૭-સેનાપતિ કર્ણ-કૌરવોનો અસ્ત થતો તારો. | ૨૯૫ |
| , | ૪૮-દુઃશાસન રૂધિરપાન-કર્ણ પડયો ... | ૩૦૪ |
| ૯—શલ્યપર્વ | ... ... .. ... | ૩૦૯-૩૬૭ |
| પ્રકરણ | ૪૯-દુર્યોધન પડયો ... | ૩૦૯ |

૧૦-૧૧— સૌપ્તિકપર્વ, અને સ્ત્રીપર્વ. ... ... ૩૧૭-૩૨૨

પ્રકરણ ૫૦— રઝળતા અગારાનો અતિમ પ્રકાશ ... ૩૧૭

૧૨—શાન્તિપર્વ ... ... ... ૩૨૩-૩૩૫

પ્રકરણ ૫૧- રાજ્યારોહણ-ભીષ્મનો શાન્તિબોધ.... ૩૨૩

૧૩—અનુશાસન પર્વ
૧૪—અશ્વમેધ પર્વ
૧૫—આશ્રમવાસક પર્વ
} પ્રકરણ ૫૨-ભીષ્મનો દેહવિલય-અશ્વમેધ યજ્ઞ ૩૩૫-૩૩૮

૧૬—મૌષલ પર્વ
૧૭—મહાપ્રસ્થાનિક પર્વ
૧૮—સ્વર્ગારોહણ પર્વ
} પ્રકરણ ૫૩-પાંડવોનુ મહાપ્રસ્થાન અને સ્વર્ગ-ગમન. ૩૩૮

---

# ચિત્રોની અનુક્રમણિકા.


| | | |
|---|---|---|
| ૧ | મહાભારતનો આત્મા—શ્રીકૃષ્ણ | મુખ પૃષ્ઠ |
| ૨ | ભીષ્મપ્રતિજ્ઞા | ૧૨ |
| ૩ | દ્રૌપદી વસ્ત્રહરણ | ૮૪ |
| ૪ | કીરાત અને અર્જુન | ૧૦૭ |
| ૫ | અર્જુનને શ્રીકૃષ્ણનો ઉપદેશ | ૨૧૭ |
| ૬ | ભીષ્મ અને શ્રીકૃષ્ણ | ૨૫૬ |
| ૭ | અભિમન્યુ ચક્રાવો | ૨૭૧ |
| ૮ | સેનાપતિ કર્ણ | ૨૯૬ |
| ૯ | ભીમને હાથે દુર્યોધનનું મરણ | ૩૧૬ |
| ૧૦ | પાંડવોનું મહાપ્રસ્થાન | ૩૪૧ |

# શુદ્ધિપત્ર.

પ્રસ્તાવના.

| પ્ર. પૃષ્ટ | | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૮ | | ૮ | નહી | કહી |
| ૪૦ | | ૩ | કર્થને | કર્ણને |
| ૩ | ૧ | ૩૪ | વૈશંપાયનને | વૈશંપાયન |
| ૮ | ૨ | ૨૦ | य य | य यं |
| ૧૦ | ૨ | ૧૯ | કાંઠ | કાંઠે |
| ૧૨ | ૨ | ૩૦ | अपत्यहेतारपि | अपत्यहेतोरपि |
| ૧૬ | ૧ | ૧૩ | રાંજા | રાજાએ |
| ૨૪ | ૨ | ૨૪ | પછી થયા | થયા પછી |
| ૬૮ | ૧ | ૫ | સુખી | સુખ |
| ૬૯ | ૨ | ૭ | ધોતાના | પોતાના |
| ૮૩ | ૧ | ૨૮ | वासा | वासो |
| ૮૪ | ૧ | ૧૩ | धर्मसुता | धर्मसुतो |
| ૮૫ | ૨ | ૩ | शक्नोमि | शक्नोमि |
| ૮૭ | ૨ | ૨૬ | कि | कि |
| ૧૩૧ | ૧ | ૫ | દુ-શાસને | દુઃશાસનને |
| ૧૩૫ | ૨ | ૧૯ | નીરાશ | નિરાશ |
| ૧૩૬ | ૨ | ૧૯ | આપતાં | આવતાં |
| ૧૩૯ | ૧ | ૩૪ | नाराणसखः | नारायणसखः |
| ૧૫૪ | ૧ | ૬૭ | सुतपुत्र | सूतपुत्र |
| ૨૦૧ | ૨ | ૨ | ભીષ્મપિતા | ભીષ્મપિતામહ |
| ૨૧૭ | ૨ | ૩૩ | તે | છે |
| ૨૨૭ | ૧ | ૨૩ | અભૂદ્દત | અદ્ભૂત |
| ૨૩૪ | ૧ | ૧૩ | સાત્વક | સાત્વિક |
| ૨૮૧ | ૨ | ૨૩ | યુદ્ધ કુચળ | યુદ્ધ કુશળ |
| ૨૯૫ | ૧ | ૧૭ | નાંકાસાં | નૌકામાં |
| ૨૯૯ | ૨ | ૩૨ | કહું છતાં | કહું છું |
| ૩.૨ | ૧ | ૪ | બ્હીઇને | બ્હીને |
| ૩૦૫ | ૧ | ૨૧ | ત્રાસ | ત્રાડ |
| ૩૧૨ | ૧ | ૨૮ | જળાશયન | જળાશયં |
| ૩૧૫ | ૧ | ૧૪ | બેતાવીસ | બેતાળીસ. |
| ૩૩૧ | ૧ | ૩૦ | પુરૂપાર્થમાં | પુરૂપાથ |

# પ્રસ્તાવના.

મનુષ્યને જેમ બાલ્ય યૌવન, અને જરા અવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ કોઈ પણ સમાજને કે દેશને આવી ત્રણ અવસ્થાઓ ભોગવવી પડે છે. **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्।** એ ન્યાયે પ્રત્યેક વ્યક્તિ કે દેશને ચક્રવત્ પરિક્રમણ કરવું પડે છે. આર્યોનો પૂર્વ ઇતિહાસ, ગ્રીસ અને રોમ જેવાં બળવાન ચક્રવર્તી રાજ્યોના ઇતિહાસ અને આધુનિક સમયમાં આપણા ઉપર એકચક્રે રાજ્ય કરનાર અંગ્રેજ પ્રજાનો ઇતિહાસ જોવાથી આપણને જણાય છે કે અવનતિ અને ઉન્નતિનાં ચક્રો નિરંતર ફર્યેજ જાય છે. સૃષ્ટિના ક્રમમાં આ અનિવાર્ય ઘટના છે.

આર્યો હિંદમાં નવાસવા આવ્યા, અને નિર્જન સ્થળોને જનાકીર્ણ પ્રદેશો બનાવ્યા. તેમણે ધીમે ધીમે પંજાબ, સતલજનો પ્રદેશ,ગંગા યમુનાનો પ્રદેશ, અને ધીરે ધીરે ઠેઠ હાલનો બંગાળાનો પ્રદેશ પોતાની સત્તામાં આણ્યા, તથા દક્ષિણે ઠેઠ વિંધ્યાચળ સુધીની ભૂમિમાં વસવાટ કર્યો. આ તેમનું આર્યાવર્ત કહેવાયું. આ ભૂમિમાં રહી તેમણે પોતાનું સાહિત્ય, યુદ્ધકળા, વ્યાપાર તથા બીજી અનેક કળાઓ વિગેરે ખીલવ્યાં. જોઇએ તેથીયે વધારે વિશાળ પ્રદેશ, મનમાન્યાં ફળો અને કંદનો આહાર, અને ખુલ્લી તાજી હવા, આ બધી અનુકૂળતાથી આર્યો નિશ્ચિંત મનથી રહેવા લાગ્યા. તે સમયે હાલની માફક જીવનોપાય પ્રાપ્ત કરવાને શરીરનો ઘસારો વેઠવાનો નહોતો, અને માનસિક ચિંતાઓ કરવાની નહોતી. આર્યોને રાજ્યો જીતી વૈભવો માણવા નહોતા, તેમને હીરા માણેક કે સોનાનો લોભ નહોતો, તેમને ઊંડા પ્રપંચોમાં પડી જીવનને નીરસ કરવાનું નહોતું. તેમના વૈભવો સાદા હતા. વસવાને માટે માત્ર પર્ણકુટીનો, અને પોતાનાં પશુ માટે પુષ્કળ ઘાસચારો મળે તેટલા પ્રદેશ નો તેમને લોભ હતો. નિયમિત સાદો આહાર અને દુધ એ તેમનો વૈભવ હતાં, પર્ણકુટી અને પશુ એ તેમનું ધન હતું.

મનુષ્ય જાણે કે અજાણે પ્રગતિ કરે છે જ. આર્યોએ રાજ્યો રચ્યાં, અને રાજધર્મો બનાવ્યા. રાજા અને પ્રજાના વિભાગને ધર્મસૂત્રથી સંકળીત કર્યા. રાજ્ય અને રાજા એમ ભાન થવાથી ધીરે ધીરે રાજ્ય વિસ્તાર કરવા તરફ તેમની વૃત્તિ વળી. ધીમેધીમે આખા આર્યાવર્તમાં નાનાં મોટાં પ્રબળ રાજ્યોની સત્તા ઠામ ઠામ સ્થપાઈ. મહાભારતના સમયમાં તો સુહ્ય, પૌંડ્ર, દશાર્ણ, વિદર્ભ, ઇંદ્રપ્રસ્થ, હસ્તિનાપુર, દ્વારિકા, આદિ સ્થળોએ નાનાં મોટાં અનેક રાજ્યો વિસ્તૃત થયાં હતાં.

આધિપીધિ સુખી, તંદુરસ્ત જીવન, અને નિશ્ચિંત મન હોવાથી આર્યોની માનસિક શક્તિ નો વિકાસ ત્વરાથી થવા લાગ્યો. વેદો રચાયા, વાલ્મિકી જેવા આદિ કવિએ રામાયણનો રસમય ગ્રંથ બનાવ્યો, શ્રુતિ, અને સ્મૃતિના ગ્રંથો રચાયા, આયુર્વેદ અને જ્યોતિષના ગ્રંથો સંપૂર્ણ અવલોકન અને અનુભવને પરિણામે લખાયા, અને વિચારાયા. કાવ્યશાસ્ત્ર, પૌરાણિક વાર્તાઓ ધર્મશાસ્ત્રો આદિનો અભ્યાસ થવા લાગ્યો. આર્યોએ આમ પોતાની સંસ્કૃતિને અમર કરી.

ઘણા એમ સમજે છે કે રામાયણ અને મહાભારતના ગ્રંથો કેવળ કાલ્પનિક પ્રસંગોને ઉદ્દેશીને રચાયા છે. રામ કે સીતા, તથા પાંડવો કે કૃષ્ણ એવી કોઇ વ્યક્તિઓને ઐતિહાસિક સ્વરૂપ આપી શકાય જ નહીં. કેટલાક એમ સમજે છે કે રામાયણ અને મહાભારતના ગ્રંથોમાં કેવળ આધ્યાત્મિક ભાવ રહેલો છે. કેટલાક યુરોપિયન પંડિતોએ પણ આવી માન્યતાને વધારે સુદૃઢ બનાવી છે.

**૧. મહાભારતનું ઐતિહાસિક સ્વરૂપ.**

જર્મન વિદ્વાન લોસન, સર મોનિઅર વિલિઅમ્સ, રમેશચંદ્રદત્ત એ બધા એમ માને છે કે મહાભારતનું યુદ્ધ તે પાંડવ કૌરવ વચ્ચેનું યુદ્ધ નહીં પણ કુરૂ પાંચાલો વચ્ચેનું યુદ્ધ હતું. પાંડવો માત્ર તે કવિની કલ્પનાનાંજ પાત્રો હતા. કૌરવ પાંડવ વચ્ચે થયેલા યુદ્ધને કુરૂપાંચાલ યુદ્ધ કહીએ, તેમાં કાંઇ ખોટું નથી, કારણ શિખંડી ધૃષ્ટદ્યુમ્ન વિગેરે પાંચાલોએ કૌરવો સાથે ભયંકર યુદ્ધ કર્યાં હતા. પાંડવો વસ્તુતઃ કુરૂવંશનાજ હતા, તો તેઓ કૌરવોથી ભિન્ન કેમ સંભવે? ખરી રીતે જો પાંડવોએ યુદ્ધ કર્યું હોત તો મહાભારત યુદ્ધ કૌરવ પાંડવ સંગ્રામ ન કહેવાતાં ધાર્તરાષ્ટ્ર પાંડવ યુદ્ધ ગણાવું જોઇએ.

યૂરોપિયન પંડિતો જણાવે છે કે પાંડવો નામે કોઈ થઈ ગયુંજ નથી,તેના સમર્થનમાં તેઓ કહે છે કે તે સમયના કોઇપણ ગ્રંથમાં 'પાંડવ' નામ જણાતું નથી. આના ઉત્તરમાં બંકિમ બાબુ લખેછે કે:-"મહાભારત એજ તે વખતનો ગ્રંથ છે. એ શિવાય બીજો કિયો ગ્રંથ જોઇએ?........ શતપથબ્રાહ્મણ એ નામનો ગ્રંથ પાંડવો થઈ ગયા પછી કેટલેક કાળે લખાયેલો, તેમાં ધૃતરાષ્ટ્ર, પરીક્ષિત, જન્મેજય, એમનાં નામનો ઉલ્લેખ છે.......

ગ્રીસના પાદશાહ સિકંદરનું નામ કોઇ જૂના હિંદુ ગ્રંથમાં નથી. તેથી શું એમ કહી શકાશે કે સિકંદર નામનો કોઇ પાદશાહ થઇ ગયો જ નથી. એજ પ્રમાણે મહમૂદ ગીઝનવીનું નામ પણ હિંદુ ગ્રંથોમાં નથી, માટે ગીઝનવી થયોજ નથી, અને મુસલમાન તવારિખ લખનારાઓના મગજમાંથી પેદા કરેલો પાદશાહ છે, એમ કહી શકાય?

(શ્રી. કૃ. મો. કૃત ભાષાન્તર.)

સી. વી. વૈદ્ય લખે છે કે.-"મહાભારતમાં પાંડવોના ઘણા જીવન પ્રસંગો જેવી રીતે આલેખવામાં આવ્યા છે, તે ઉપરથી જણાય છે કે પ્રથમના આર્યોના જેવીજ જાતના, ભાષા અને ધર્મ પણ એજ આર્યોના, એવા આર્યોનું બીજું આક્રમણ પંજાબમાં વસેલા આર્યો ઉપર થયુ. નવા આવેલા આર્યો વસેલા આર્યો કરતાં સંસ્કૃતિમાં ઉતરતા હતા, છતાં પણ તેમનો શરીરનો બાંધો પ્રચંડ હતો, તેમની વૃત્તિઓ સ્વતંત્ર હતી, અને ચારિત્ર્યમાં તેઓ ઘણા દૃઢ હતા. મહાભારતમાં દર્શાવ્યું છે તેમ પાંડવો તેમની મા કુંતી સહીત બ્રાહ્મણો સાથે હિમાલયના પ્રદેશમાંથી આવ્યા હતા."

શ્રી૦ વૈદ્યના સમજવા પ્રમાણે પાંડવો અને યાદવો આર્યોના બીજા આક્રમણ સાથે આવ્યા હતા. દ્રૌપદીના જન્મની કથા ઘણી વિચિત્ર હતી, શ્રીકૃષ્ણ, અર્જુન, અને દ્રૌપદી એમના શરીરનો વર્ણ શ્યામ હતો. વળી પાંડવો એક સ્ત્રીને-દ્રૌપદીને-પરણ્યા હતા. આવા અને બીજા દૃષ્ટાંતોથી એમ સમજાય છે કે શ્રી૦ વૈદ્યનું અનુમાન કદાચ સત્યથી વધારે વેગળું નથી.

અંતમા બાબુ બંકિમચંદ્ર કહે છે કે: 'ઈ.સ. પૂર્વે હજાર વર્ષ પહેલાં યુધિષ્ઠિર વગેરેના વૃત્તાંતથી ભરેલો મહાભારત નામનો ગ્રંથ લોકોના જાણવામાં હતો, અને તે એટલે દરજ્જે

જાણીતો હતો કે પાણિનિને મહાભારત, યુધિષ્ઠિર વિગેરેની વ્યુત્પત્તિ આપવી પડી, એટલુંજ નહિં, પણ તે વખત પહેલાંયે ઘણા વર્ષ પર એ ગ્રંથ લખાયલો હોવો જોઇએ,........ આથી કરીને મહાભારતમાં વર્ણવેલા યુદ્ધની પછી લાંબે વખતે આદિ મહાભારત લખાયેલું, એ વાત આગળ કહી છે, તે ખોટી પાડવાનું કાંઈ કારણ રહેતું નથી."

(રા. કૃ. મો. કૃત શ્રી કૃષ્ણ ચરિત્રનું ભાષાન્તર)

યુરોપિયનોના મત પ્રમાણે નહી, પણ આપણા વિદ્વાન્ હિંદુ લેખકોએ સપ્રમાણ એટલું તો સિદ્ધ કરી આપ્યું છે કે, પાંડવ કૌરવોની વાત બનાવટી નથી, કેવળ વ્યાસની કલ્પના શક્તિનું ચિત્ર નથી, પણ એ સત્ય હકીકત છે, અને પાંડવ કૌરવોનું યુદ્ધ થયેલુ એ વાત પણ ચોક્કસ! કૌરવોના અધર્મથી પાંડવોને યુદ્ધનો માર્ગ સ્વીકારવો પડેલો, અને શ્રીકૃષ્ણની સહાયતાથી તેમણે યુદ્ધમાં વિજય મેળવેલો. પાંડવો અને કૌરવોની ઐતિહાસિકતા સિદ્ધ થયા પછી મહાભારત યુદ્ધ ક્યારે થયું, તે જરા તપાસીએ.

**૨. મહાભારતના સમયનો નિર્ણય.**

પ્રાચીન હિંદનો ઇતિહાસ સુવ્યવસ્થિત મળી શકતો ન હોવાથી પુરાતન કાળનાં પુસ્તકો ઉપરથી અનુમાનો કરી ઇતિહાસરેખા દોરવાની આપણને જરૂર જણાય છે. મહાભારતના સમયનો કાળ નક્કી કરવામાં ઘણા વિદ્વાનો વચ્ચે મતભેદો પડેલા છે. આ મતભેદો ઉપરથી સૂક્ષ્મ અનુમાન કરી મહાભારતના કાળનો નિર્ણય થઇ શકે છે.

મહાભારત પ્રાચીન ગ્રંથ છે, એ વાતનો ઇનકાર કોઇ કરી શકે તેમ નથી. યુરોપિયન વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે તો મહાભારત ઇ. સ.પૂ. ૪૦૦-૫૦૦ વર્ષ ઉપરજ રચાયેલું હોવું જોઇએ. તે પહેલાં એવો કોઇ ગ્રંથ હતો જ નહી. વળી તેઓ એમ પણ માને છે કે મૂળ મહાભારતમાં પાંડવોની કથા છેજ નહી. પાંડવ અને કૃષ્ણ માત્ર કવિઓની કલ્પનાના પરિણામ છે. યુરોપીયનોના આ મત સંબધે લખતાં બાબુ બંકિમચંદ્ર શ્રીકૃષ્ણ ચરિત્રમાં લખે છે કેઃ— "મૂર્ખ માણસોના મતને માટે ઝાઝી ચર્ચા (વાદવિવાદ) કરવાનું કંઈ કારણ નથી, પરંતુ જ્યારે પંડિતો પણ તેમના જેવી વાતો કરવા માંડે ત્યારે શું કરવું ? વેબર સાહેબ બહુ મોટા પંડિત કહેવાય છે. પરંતુ મને એમ લાગે છે કે એણે જે દિવસે સંસ્કૃત શીખવા માંડયું તે દિવસ ભરતખંડને માટે બહુજ કમુહૂર્તનો હતો. હિંદુસ્થાનનું પ્રાચીન ગૌરવ તે સમયે જર્મનીમાં વસતા જંગલી બર્બરોના હાલના વંશજથી જોઇ શકાયું નહિ, અને તેથી પ્રાચીન ભરતખંડનો સુધારો તે તેટલો જૂનો નહિ, પણ હાલનો નવો છે, એમ સાબિત કરી આપવા તેમણે સર્વદા પ્રયત્ન કરવા માંડયા. ઇસુખ્રિસ્તના જન્મની પહેલાં મહાભારત લખાયેલું એમ કહેવા માટે કાંઇજ મજબૂત આધાર નથી, એમ તેનું કહેવું છે. વળી ઇસુખ્રિસ્તના જન્મ પછી તે લખાયેલુ હોવુ જોઇએ એટલી પ્રાચીનતા આપવા માટે પણ તે આનાકાની કરત, પરંતુ એક કારણને લીધે તેમ કર્યા શિવાય તેમનો છૂટકો ન હતો, કારણ ક્રિસોસ્ટમ નામનો એક ખ્રિસ્તી સાધુ ભરતખંડમાં આવી મહાભારતની કથા માછીઓને મોઢેથી સાભળી ગયેલો પાણિનિના સૂત્રમાં મહાભારત શબ્દ છે, તેમ યુધિષ્ઠિર વગેરેનાં નામો છે,* પરંતુ તેનાં પર કાંઇ વિશ્વાસ

*The war between the Kurus and the Pandwas, which forms the principal object of our Mahabharata, is unknown in the

રચાય નહિ, એવું તેનું કહેવું છે.... ... ...કમને પણ મહાભારત ખ્રિસ્તિઓના પહેલા સૈકામા રચાયેલું હતું, એમ તેને કબૂલ રાખ્યા વગર ચાલતું નથી. આમ હોવા છતાં પણ મિગાસ્થનિસ નામનો એક લેખક જે ક્રિશ્ચિયન સૈકાની પહેલાં આશરે ત્રણ ચાર સદીપર હિંદુસ્થાનમાં આવી ચંદ્રગુપ્તની રાજધાનીમાં રહી ગયો હતો, તેણે પોતાના પુસ્તકમાં મહાભારત વિષે કાંઇ પણ ઇશારો કરેલો ન હોવાથી વેબર સાહેબનું એવું ધારવું છે કે તેના સમયમાં એ પુસ્તક હોવું જોઇએ નહિ. આમ કહેવામાં એ જર્મન પંડિતે જાણી જોઇને ઇચ્છાપૂર્વક ખોટો રસ્તો પકડ્યો છે. કારણ, એને સારી પેઠે ખબર હોવી જોઇએ કે મિગાસ્થનિસનો હિંદુસ્થાન સંબધિ ગ્રથ હયાતીમાં છેજ નહિ. ........ એના હિંદુસ્થાનના સાહિત્ય સંબધી ઇતિહાસના પુસ્તકોમાં પહેલેથી છેલ્લે સુધી ભરતખંડની મ્હોટાઇને તોડી પાડવા કરેલા પ્રયત્નો સિવાય બીજો કાંઇજ ઉદ્દેશ જણાતો નથી. મિગાસ્થનિસે મહાભારત વિષે કાઇ કહ્યું નથી, તેથી તેના સમયમાં એ ગ્રથની હસ્તી જ નહિ હોય, એમ કહેવાય નહિ. કેટલાએક હિંદુઓ જર્મનીમાં ફરી આવ્યા છે, તેમણે પુસ્તકો પણ લખ્યાં છે. પણ તેમાં વેબરનુ નામ સરખુ પણ જડતુ નથી, તેથી શું એમ કહેવાય કે એ સાહેબ કોઇ વખત હયાતીમા જ ન હતો ?" યુરોપિયનોના મતને સચોટ જવાબ આપેલો હોવાથી રા. કૃષ્ણલાલ ઝવેરીકૃત ભાષાન્તરમાંથી આટલો ભાગ આપેલો છે. હવે આપણે અન્ય વિદ્વાનોના અભિપ્રાયો તપાસીએ

---

Veda. The names of the Kurus and Bharatas are common in the Vedic Literature, but the names of the Pandawas have never been met with. It has been observed, by Dr. Weber that even in Panini's grammar the name of Pandu or Pandva does not occur, while Kurus & Bharatas are frequently mentioned, particularly in rules treating of the formation of patronymics & similar words.[2]

**Note:** (1) Katyayan, however the immediate successor of Panini knows not only Pandu, but also his descendants the Pandwas.

(2) The names of the two wives of Pandu, Kunti & Madri occur in the commentary on Panini. But both these names are geographical appellatives. As to the proper names of the Pandawa princes we find युधिष्ठिर (Pan vi I, 134; vi 3,9; viii 35, 9.), अर्जुन (Pan. iii, I, 119; iv' 3, 64, v, 4, 48), भीमसेन (Pan. vi, I, 205,), नकुल (Pan. vi, 3' 75). The name of सहदेव does not occur, but his descendants the Sâhadevas are mentioned as belonging to the race of Kurus together with the Nakulas, (Pan. iv, I, 114.) द्रौपदी's name does not occur in Panini, but सुभद्रा the sister of Krishna & wife of Arjuna is distinctly mentioned (Pan. iv, 2, 56.).

A history of Ancient Sanskrit Literature by **Maxmuller.**

રમેશચંદ્ર દત્ત પોતાના "Civilisation in Ancient India" નામના પુસ્તકમાં લખે છે કેઃ—હિંદનાં જુદાં જુદાં રાજ્યોના ઇતિહાસમા કુરૂ–પાંચાલ યુદ્ધનો ઇશારો કરવામાં આવ્યો છે. આશાના કેટલાક ઉલ્લેખો વિશ્વાસપાત્ર છે,એમાં લેશ પણ સશય નથી. બૌદ્ધધર્મ ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીમા સ્થપાયો અને મગધના ઉલ્લેખો ઉપરથી જણાય છે કે બુદ્ધનો સમય અને કુરૂ–પાંચાલ યુદ્ધ વચ્ચે પાત્રીસ રાજાઓ થઇ ગયા. દરેક રાજાનાં વીસ વર્ષ ગણુતાં ઇ. સ. પૂર્વે તેરમી સદીમાં કુરૂ–પાંચાલ યુદ્ધ થયેલુ હોવુ જોઇએ.

વળી, કાશ્મિરના સિક્કાઓ ઉપરથી જણાય છે કે કનિષ્ક રાજા કાશ્મિરમાં પહેલી સદીમાં થઇ ગયો. કનિષ્ક પછી અભિમન્યુ રાજા થયો. કાશ્મિરના ઇતિહાસકારો જણાવે છે કે આ અભિમન્યુ અને યુધિષ્ઠિર વચ્ચે બાવન રાજાઓ થઇ ગયા. આ બાવન રાજાઓએ ૧૨૬૬ વર્ષ રાજ્ય કર્યું. આ ઉપરથી પણ કુરૂ–પાંચાલ યુદ્ધ ઇ. સ. પૂ. બારમી સદીમાં થયેલુ હોવુ જોઇએ.

All that we ask, and all that we are entitled to ask is that the reader will now find it possible to accept the fact that the Vedas were finally compiled and the Kuru Panchala war was fought some time about 13th Century or the 12th Century B. C.

And if the Kuru–Panchala war was fought in the thirteenth Century B. C., it is impossible to fix a date later than 1400 B. C. ........" (Civilisation in Ancient India–Introduction ".) રમેશચંદ્ર દત્ત આમ ઈ. સ. પૂ. ૧૪૦૦ની આગળનો સમય સ્વીકારવા ના પાડે છે.

હિંદુઓની સામાન્ય માન્યતા એવી છે કે દ્વાપર અને કળિયુગની સંધિમા મહાભારત યુદ્ધ થયેલુ હતુ. આવી માન્યતાઓ સૈકાઓથી ચાલતી આવેલી હોય છે, એટલે તેમાં સત્યાંશ હોવાનો ઘણો સંભવ છે. વળી લખાણોમાં ઘોટાળો થવાનો સંભવ ખરો, પણ ભોળા સાદા હૃદયના હિંદુઓની માન્યતા ઘણીવાર સપ્રમાણ હોય છે, અને સૈકાંઓથી ચાલતી હોવાને લીધે તેમા પ્રાચીનતાનો અંશ સમાયેલો હોય છે. હિન્દુઓની આ માન્યતાને આધારે ગત કલિનાં ૫૦૨૪ વર્ષો થયાં, એ લેખે ઇ. સ. પૂ. ૩૧૨૫મા મહાભારત યુદ્ધ થયેલું હોવુ જોઇએ.

"વેદનો સમય બે ભાગમાં વહેચાયેલો છે, મંત્રનો સમય, અને બ્રાહ્મણનો સમય. બ્રાહ્મણ સમયના મધ્યમાં મહાભારત યુદ્ધ થયાનું ચોક્કસ અનુમાન થાય છે. મહાભારતના લેખક વ્યાસે, યુદ્ધ થયા પછી અમુક સમય વીત્યા બાદ મહાભારત રચ્યું હશે. વેદવ્યાસની ભાષા એવી તો સાદી, સચોટ, અને અર્થ સૂચક છે કે તે સમયે બોલાતી ઘરગથ્થુ ભાષાનું જ્ઞાન આપણને થાય છે. ઉપનિષદની ભાષા પણ મહાભારતના જેવીજ છે. ઉપનિષદમાં તેમજ મહાભારતમાં સમાજસ્થિતિનું વર્ણન લગભગ એક સરખુંજ છે. આવાં બીજાં કેટલાંક કારણોને લીધે એમ સમજાય છે કે મહાભારત બ્રાહ્મણોના સમયમાં લખાયેલુ હોવુ જોઇએ.

શતપથ બ્રાહ્મણનો જુનો ભાગ કુરૂ–પાંચાલ એ બે જાતો વિષે ઇશારો કરે છે. તેના છેલ્લા ભાગમા તો જનમેજય, પરીક્ષિત એ વિષે ઉલ્લેખ પણ કરવામાં આવેલો છે.

આ ઉપરથી એમ જણાય છે કે શતપથ બ્રાહ્મણ લખાયા પછી અને પૂરા થયા પહેલાં મહાભારત રચાયું હોવું જોઇએ. લોકમાન્ય તિલક અને શંકર દીક્ષિત એ બે વિદ્વાન અભ્યાસકોએ બતાવ્યું છે કે વેદનો મંત્ર ભાગ ઇ. સ. પૂ. ૪૦૦૦ વર્ષ ઉપર રચાયો હતો, અને બ્રાહ્મણ ભાગ ઈ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપર રચાયો. દીક્ષિત કૃત 'भारतीय ज्योतिष शास्त्र' ના ગ્રંથમાં જણાવ્યું છે કે—આ [કૃતિકા] પૂર્વ દિશામાંથી ખસતી નથી, જ્યારે બીજા નક્ષત્રો ખસે છે. આ બતાવે છે કે શતપથ બ્રાહ્મણના કાળમાં કૃતિકા બરોબર પૂર્વમાંજ ઉગતી. દીક્ષિતની ગણત્રી પ્રમાણે ઇ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપર આમ થતું હોવું જોઇએ *.

ગ્રીક ઇતિહાસકારો એમ જણાવે છે કે ડીઓનિસસ અને ચંદ્રગુપ્ત એ બેની વચ્ચે ૧૫૩ પેઢીઓ થઇ ગઈ. ડીઓનિસસ અને હિરાકલ્સ વચ્ચે ૧૫ પેઢીઓ થઈ ગઇ. ૧૫૩ માંથી ૧૫ બાદ જતા ચંદ્રગુપ્ત અને હિરાકલ્સ વચ્ચે ૧૩૮ પેઢીઓ થઇ હોવી જોઇએ. હિરાકલ્સ હરિ, અથવા શ્રીકૃષ્ણનું નામ હતું, હવે દરેક પેઢીનાં વીસ વર્ષ ગણતાં આપણને ચંદ્રગુપ્ત અને હિરાકલ્સ વચ્ચે ૨૭૬૦ વર્ષો વીત્યાં જણાય છે. ચંદ્રગુપ્ત ઇ. સ. પૂ. ૩૧૨ માં થઇ ગયો, એ હિસાબે ઇ. સ. પૂ. ૩૦૭૨ માં શ્રીકૃષ્ણની હયાતિ હોવી જોઇએ, એટલે પાંડવ-કૌરવ યુદ્ધ પણ તેજ અરસામાં થયેલું માની શકાય. આ સમય આપણી હિન્દુધર્મની માન્યતાને પુષ્ટિ આપે છે.

બૃહત્સંહિતામાંથી વરાહમિહિર એક શ્લોક ટાંકીને જણાવે છે કે જ્યારે યુધિષ્ઠિર પૃથ્વી ઉપર રાજ્ય ચલાવતા હતા, ત્યારે સપ્તર્ષિમંડળ મઘાનક્ષત્રમાં હતું. અને શકશાલામાં ૨૫૨૬ ઉમેરતાં તે રાજાનો સમય મળે છે. આનો અર્થ એટલોજ કે યુધિષ્ઠિર રાજા ઈ. સ. પૂ. ૩૧૭૯ વર્ષ ઉપર નહીં, પણ ઈ. સ. પૂ. ૨૫૨૬ વર્ષ ઉપર થઇ ગયા. આ ઉપરથી એમ તો ૨૫૯ સમજાય-છે કે મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂ. ૨૫૦૦ પછી ને ૩૧૦૦ પહેલાં થયેલું હોવું જોઇએ. છસો વર્ષનો ગાળો જો કે વધારે પડતો છે, છતા પણ અનંત ભૂતકાળના ઊંડાણમાં દૃષ્ટિ ફેંકતાં છસે વર્ષ કાંઇજ નથી, એમ થઇ જાય છે

હવે મહાભારતમાંથી કેટલાંક જ્યોતિષના અવતરણો લઇને તે સમયની ગણત્રી વિચારીએ. બીજી અને ત્રીજીવાર મહાભારતની આવૃત્તિઓ થયાને લીધે અસંભવિત નક્ષત્રયોગ દર્શાવવામાં આવ્યા છે. જેમકે, ભીષ્મપર્વમાં એક જ દિવસે ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ બતાવેલું છે. વળી સપ્તર્ષિ મંડળમાં વસિષ્ઠના તારાની પહેલાં અરૂંધતીનો તારો દેખાતો હતો, એ પણ અસંભવિત છે. વળી કુતરામાંથી શિયાળ, અને ઘોડીમાંથી ગાયની ઉત્પત્તિ થયાની વાત પણ કેવળ કાલ્પનિક છે. આવા પ્રસંગોને બાદ કર્યા પછી જે સત્ય સંભવી શકે તેવાં દૃષ્ટાંતો વિચારવાની આવશ્યતા છે. જ્યારે ભીષ્મનો અંતકાળ પાસે આવ્યો ત્યારે તેમણે કહ્યું કે:—

माघोऽयं समनुप्राप्तो मास सौम्यो युधिष्ठिर ॥

* શ્રી વૈદ્યના "Mahabharata criticism" નામના પુસ્તકને આધારે.

બાબુ બંકિમચંદ્ર કૃત કૃષ્ણચરિત્રમા આ શ્લોકનો આધાર લઇ જણાવવામાં આવ્યું છે કે, "તે સમયે માધ માસમાં જ ઉત્તરાયણનો સૂર્ય થયેલો......હાલમાં તો પોષ શુદી સાતમ કે આઠમે ( ૨૧ મી ડીસેમ્બરે ) ઉત્તરાયણ થાય છે. આનો સબબ એ છે કે, ક્રાન્તિપાત બિન્દુને પણ એક પ્રકારની ગતિ છે, અને તેને લીધે ક્રાન્તિપાત અને તેથી અયનનું પરિવર્તન સ્થાન પણ દરેક વર્ષે પાછુ હઠતું જાય છે આને ઈંગ્રેજીમાં precession of the Equinoxes એટલે ગુજરાતીમાં અયનચલન કહે છે. ભીષ્મના મોત વખતે પણ માધ માસમાં જ ઉત્તરાયણ હતુ, પરંતુ સૌરમાધને કયે દિવસે, તે લખેલુ નથી. પોષ અને માધના હમેશાં ૨૮ કે ૨૯ દિવસ ગણાય છે, અને તે બંને મહિનાના દિવસોનો સરવાળો ૫૭ કરતાં કોઇ વખત વધારે થતો નથી. પણ તેથી એવુ તો નજ બની શકે, કે તે વર્ષમાં માધ માસના પાછલા ભાગમાં ઉત્તરાયણના સૂર્ય થયા હોય કારણ તેમ હોય તો **माघोऽयं समनुप्राप्तः** કહેવાય જ નહી."

આ અનુમાનમાં હેત્વાભાસ સ્પષ્ટ સહમજાય છે. પ્રથમ તો એટલું જાણવું જરૂરતું છે કે માસની ગણત્રી એવી હતી કે પ્રથમ કૃષ્ણપક્ષ અને પછીથી શુક્લપક્ષ આમ ગણવામાં આવતું. પૂર્ણિમાને દિવસે માસ પૂરો ગણવામાં આવતો. એટલે પોષ કૃષ્ણપક્ષ આપણે હાલ જેને કહીએ છીએ, તે ખરી રીતે માઘકૃષ્ણપક્ષ ગણાવો જોઇએ. હવે બાબુ બંકિમચંદ્ર કહે છે તેમ ધારો કે પોષ સુદ સાતમ આઠમે ઉત્તરાયણ આવતું. જોકે આ ગણત્રીમાં પણ એ લેખકની ભૂલ જ થાય છે, કારણ કેટલીકવાર પોષ વદમાં પણ ઉત્તરાયણ થઇ શકે છે. તા. ૨૧મી ડીસેમ્બરે જ ઉત્તરાયન થાય છે એમ પણ માનવામાં ભૂલ થાય છે. તોયે **माघोऽयं समनुप्राप्तो** કહી શકાય છે.

આ બધાં અનુમાનો ઉપરથી એટલુ સમજાય છે કે મહાભારત યુદ્ધ ઇ.સ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપર પણ કલિયુગના પ્રારંભમાં થયેલું હોવુ જોઇએ. મહાભારતનું યુદ્ધ શતપથ બ્રાહ્મણો રચાતાં હતાં, તે સમયમાં થયેલું, શતપથ બ્રાહ્મણમા કૃત્તિકા હમેશાં પૂર્વમાં ઉગતી હોવાનું જણાવ્યું છે, તે ઉપરથી દીક્ષિત ઇ. સ. પૂ. ૩૦૦૦ નો સમય શતપથ બ્રાહ્મણનો જણાવે છે. હિંદુશાસ્ત્રકારો કલિયુગના આરંભમાં મહાભારત યુદ્ધ થયુ જણાવે છે. એટલે એમની ગણત્રી પ્રમાણે એ યુદ્ધ થયે ઇ. સ. પૂ. ૩૧૨૫ વર્ષ થયાં હોવાં જોઇએ. ગ્રીક ઇતિહાસકારો ચંદ્રગુપ્ત અને હિરાક્લસ વચ્ચેના સમયની ગણત્રી કરી ઇ.સ. પૂ. ૨૭૪૦ વર્ષ ગણાવે છે. સારાંશ એટલો કે ઇ. સ. પૂ. ૨૭૪૦ પછી અને ૩૧૦૦ પહેલાં મહાભારત યુદ્ધ કુરૂક્ષેત્ર ઉપર થયું હતું.

**यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता । एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥**

**૩. મહાભારતના સમયમાં આર્યોની સામાન્ય સ્થિતિ.**

મહાભારતના કાળમાં જીવન ગાળના આર્યોને માટે ઉપર્યુક્ત શ્લોક આબાદ લાગુ પડી શકે તેમ છે. સુદૃઢ શરીરના બાંધાવાળી, બળવાન, અને સાહસિક પ્રજાનો સમાજ તે સમયે બનેલો હતો. યુવાવસ્થામાં જે ઉન્માદક ગુણો મનુષ્ય જીવનમાં દશ્ય થાય છે, તેવાજ ગુણો મનુષ્ય જીવનમાં મહાભારતકાળમાં પ્રત્યક્ષ થતા હતા. ધનસંપત્તિનો તે સમયે હિસાબ નહોતો. દરેક રાજા પોતાના દેશનો સ્વતંત્ર રાજા હતો. આને લીધે આર્યોનું પ્રભુત્વ અખંડિત રહ્યું હતુ. પરદેશીની કચડી નાંખતી ધુંસરી

તળે કોઇ પણ રાજ્ય નહોતું. આ બધાયે ગુણોને ઢાંકી દેતો અવિવેકતાનો ગુણ સમાજમાં પ્રવર્તતો હતો. આને લીધે જ દ્રૌપદીનાં ચીર ખેંચાયાં, દ્યૂત રમવામાં ધર્મ મનાયો, પાંડવોને જીવતા બાળવાના પ્રયાસો થયા, અને કર્ણ, દ્રોણ, ભીષ્મ, આદિના અન્યાયથી પ્રાણ લેવાયા. મહાભારત યુદ્ધ અને યાદવાસ્થળી એ બને તે સમયના આર્યોની અવિવેકિતા-ની આરસી હતાં.

વર્ણવ્યવસ્થા ઘણા જૂનાકાળથી ચાલતી હતી. છતાં મહાભારતના સમયમાં શૂદ્ર જાતિના સંસર્ગને લીધે પ્રાચીન વર્ણ વ્યવસ્થામાં ફેરફાર થવા માંડયા હતા. કર્મ પ્રમાણે જાતિ, એ સિદ્ધાંત શિથિલ થતો હતો; દ્રોણે અને તેમના પુત્ર અશ્વત્થામાએ બ્રાહ્મણ થઇ શસ્ત્ર સજ્યાં અને ક્ષત્રિયની માફક તેઓ યુદ્ધમાં ઘૂમ્યા. લગ્નવ્યવસ્થા પણ પ્રથમની પેઠે કેવળ શુદ્ધ રહી શકી નહોતી. સ્વવર્ણની પત્નીનો ધર્મપત્ની તરીકે સ્વીકાર થતો, છતાં ઇતર વર્ણની સ્ત્રીઓને કામપત્ની તરીકે સ્વીકારવામાં સમાજ બાધ નહોતો ગણતો. સ્ત્રીની પવિત્રતા ઉપર વર્ણ અને કુળની પવિત્રતાનો આધાર રહેલો છે, એમ તે સમયે મનાતું હોવાથી ઉચ્ચ વર્ણની સ્ત્રી પોતાનાથી નીચા વર્ણના પુરૂષ સાથે લગ્ન કરી શકતી નહોતી.

પુરૂષ અનેક પત્ની રાખી શકતો. એક સ્ત્રી અનેક પતિ કરી શકતી નહોતી. પાંચાલીનો દૃષ્ટાંત માત્ર અપવાદ રૂપ જ હતો. આમ છતાં નિયોગનો આચાર સમાજમાં ચાલતો હતો. સંતાન અર્થે સ્ત્રી પોતાની જાતિ કરતાં શુદ્ધ અને પવિત્ર જાતિના પુરૂષ પાસેથી પુત્ર પ્રાપ્ત કરી શકતી. પરપુરૂષ સાથે સ્ત્રીનો આવો સંબંધ કુળનો કલ્યાણકારક ગણાતો હતો. વ્યભિચાર તરફ સમાજને અણગમો હતો, પણ નિયોગાચારને પ્રજાએ આવશ્યક અને ઇષ્ટ માન્યો હતો.

હાલના અહિંસાવાદના જમાનામાં માંસાહારની વાતો ઠીક ન લેખાય. છતાં આહાર સંબંધે મેક્સમૂલરનાં વચનો ટાંકવા જેવાં છે.

" નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં જે પ્રજાએ કેવળ સ્વેચ્છાથી અને ધાર્મિક વૃત્તિથી માંસાહારનો ત્યાગ કરી શાકાહાર સ્વીકાર્યો તે પ્રજા પ્રશંસાને પાત્ર છે તેની કોણ ના કહી શકશે ? અને હિંદની એ પ્રજાએ પોતાના રાજ્યતંત્ર શાસનની સ્વતંત્રતાનો ભોગ આપીને આવો માર્ગ સ્વીકાર્યો તેની પણ સાથે કોણ ના કહી શકશે ? "×

મહાભારતના યુગમાં માંસાહાર વર્જ્ય નહોતો. યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞમાં શાસ્ત્રાનુસાર પશુ, પક્ષી, અને જળચર પ્રાણીઓનો વધ કરવામાં આવ્યો હતો. માંસાહાર એકલા ક્ષત્રિયોને માટે હતો, તેમ પણ નહોતું, યજ્ઞમાં બ્રાહ્મણો માંસભક્ષણ કરી શકતા.

× " Morally and spiritually speaking, who can deny that a people who voluntarily and through religious motives gave up animal food and adopted vegetarianism are entitled to our praise and admiration, and yet who can deny that the people of India have done so, only at the sacrifice of their political independence."

Maxmuller.

# સૈન્ય વ્યવસ્થા.

હિન્દના પ્રાચીન ઇતિહાસ વિષે વિદ્યાર્થિઓને એટલું તો થોડું અને અવ્યવસ્થિત જ્ઞાન આપવામાં આવે છે, કે તેઓ પાશ્ચાત્ય પ્રજાની રાજ્યનીતિને જ શ્રેષ્ઠ ગણે છે, જાણે આપણી આર્યપ્રજા રાજ્યનીતિમાં કાંઇ સમજતી ન હોય, અને કેવળ ખોટા વેદાંતમાં ઘસડાઇને હિન્દને પાયમાલ કરવાનું પાપ તેણે વહોર્યું હોય તેવો ખ્યાલ વિદ્યાર્થિઓના મનમાં ઘણી વાર ઉપસ્થિત થતો જોવામાં આવે છે. કોઇ પણ યુરોપીય રાજ્યના કરતાં આર્ય રાજ્યનીતિ કોઇ પણ રીતે ઉતરતી નહોતી, એટલું જ નહિ, પણ કેવળ ધર્મ–duty–ના પાયા ઉપર રચાયેલી હોવાથી હાલની સ્વાર્થી યુરોપીય રાજ્યનીતિ કરતાં ઘણે દરજ્જે ચઢીઆતી હતી.

જાત અને ધર્મ એક હોવા છતાં હિન્દુસ્થાનનાં નાના નાનાં રાજ્યો એક બીજા સાથે હમેશાં યુદ્ધમાં રચ્યાંપચ્યાં રહેતાં. સ્વ. રમેશ્ચન્દ્ર દત્ત પણ કહે છે કે:-" આર્યો માંહોમાંહે સલાહસંપથી રહેતા નહોતા." હિન્દુસ્થાનનાં આર્ય રાજ્યોને જ યુદ્ધની લત લાગી હતી, એમ નહોતું. એ તો જનસ્વભાવ છે કે જ્યારે લોભ અને સત્તાનો કેફ ચઢે છે, ત્યારે કોઇ પણ લઢાયક પ્રજા હમેશાં યુદ્ધમાં મશગૂલ રહે છે. ગ્રીસ અને રોમનાં રાજ્યોના ઇતિહાસ આ સત્ય સાબીત કરે છે. આર્યો પણ જનસ્વભાવ પ્રમાણે એક બીજા સાથે લઢયાં કરતા હતા. હર્બર્ટ સ્પેન્સર તો એમ જ કહે છે કે રાજ્યબંધારણોની ખીલવણી આમ સતત યુદ્ધથી જ થયે જાય છે.

દરેક રાજ્યમાં સ્થાયી સૈન્ય ( Standing army ) રાખવાનો રીવાજ હતો. આ સૈન્યનું ખર્ચ રાજ્યની ઉપજમાંથી કરવામાં આવતું. સૈન્યના ચાર વિભાગ કરવામાં આવ્યા હતા. હાથીઓ, ઘોડા, રથ, અને પદાતિ. હિન્દુસ્તાનમાં હાથીનું લશ્કર ઘણું જ નવાઇભર્યું હતુ. ઠેઠ મોગલ રાજાઓએ પણ તેનો ઉપયોગ કરેલો હતો. જ્યારે તોપોનો ઉપયોગ ચાલુ થયો, ત્યારે હાથીઓ નકામા થઇ પડ્યા એટલું જ નહી, પણ પોતાના જ સૈન્યના નાશનું સાધન તે નીવડ્યા. હાથીનો ઉપયોગ ધસારો કરવામાં, કીલ્લાઓ તોડવામાં અને શત્રુઓમાં ભય ફેલાવવામાં ઘણો થતો.

લશ્કરોના પગારો નિયમિત રીતે ચુકવવામાં આવતા. દરેક સૈનિકને કેટલુંક ધાન્ય અને કેટલુંક રોકડ નાણું આપવામાં આવતું. સૈન્યને ટુકડીઓમાં વહેંચી નાંખવામાં આવતું અને દરેક ટુકડીનો એક સરદાર ઉપરી નિમાતો. દસ સૈનિકો વચ્ચે ઉપરી અમલદાર, અને દર હઝાર સૈનિકો ઉપર એક મુખ્ય અમલદારની નીમણુક થતી. સહસ્રાધિપતિનો પગાર ઘણો મોટો રાખવામાં આવતો અને રાજાઓની આગળ તેનુ માન રાખવામાં આવતુ. રાજાઓ પણ તેમનો સારો સત્કાર કરતા, અને તેમની પદવીનુ માન રખાતુ. આખા સૈન્યના ઉપરી તરીકે અગ્રેસર–સેનાપતિની વ્યવસ્થા રાખવામાં આવી હતી. ટાઢ, તડકો વર્ષાદ અને લાંબી મજલો સહન કરવાની શક્તિ, સૈનિકોના વ્યૂહની બરાબર માહિતી, અને મંહારક શસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન, આટલા વડે અગ્રેસર-સેનાપતિની લાયકાત સિદ્ધ થતી. સૈન્યના ચાર વિભાગ ઉપરાંત બીજા કેટલાક વિભાગ રાખવામાં આવતા. યુદ્ધની સામગ્રી

એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા લાવવાને મજુરો, છુપા દૂતો, અને દેશિકો–જાસૂસો –દરેક સૈન્યમાં રાખવામાં આવતા. સૈન્યમાં જાસૂસોની અગત્ય પહેલેથી જાણવામાં આવી હતી.

સૈનિકો–પગે ચાલનારા–તરવાર અને બખ્તર ધારણ કરતા. પ્રાસ અને પરશુ પણ હથીઆર તરીકે વપરાતાં. પ્રાસ ભાલોડા જેવું પણ છેડે એક અણીદાર આંકડાવાળું શસ્ત્ર હતું. શરીરમાં ભોંકી દઇ પાછું ખેચી લેતાં એનાથી માંસનો લોચો આંકડીમાં ભરાઈ બહાર ખેંચાઇ આવતો. ભિંદિપાલ નામનું શસ્ત્ર લોઢાની ગદાના આકારનું હતું. ઋષ્ટિ એ બેધારી તરવાર હતી, અને શલ્ય એ ભાલાના આકારનું શસ્ત્ર હતુ. ખડ્ગ નાની તરવારને કહેવામાં આવતી. હસ્તીઓ સામેના યુદ્ધમાં ગદાનો ઉપયોગ કરવામાં આવતો, અથવા દ્વંદ્વયુદ્ધ વખતે તેનો ઉપયોગ થતો. પદાતિ ગદાનો ઉપયોગ નહોતું કરતું. ગદાનો ઉપયોગ કરનાર યોદ્ધાઓ સામાન્ય વર્ગના નહોતા. ગદાયુદ્ધની વિદ્યામાં જે પ્રવીણ હોય, તે જ તેનો ઉપયોગ કરી શકતો. ઘોડેસ્વાર સૈનિકો તરવાર અને ભાલો રાખતા.

યુદ્ધમાં ભાગ લેનારા બધાએ સૈનિકો કવચ ધારણ કરતા. રથમાં બેસીને લઢનારા યોદ્ધાઓનાં કવચો ખાસ કરીને ઊંચા પ્રકારનાં રાખવામાં આવતાં. યુદ્ધની સંપૂર્ણ રીતિ બધાયે સૈનિકો જાણતા નહોતા. યુદ્ધની અમુક રીતિ અમુક વર્ગ જ જાણતો. પંજાબ અને સિંધના લોકો પ્રાસથી બહુ સારૂં લડી જાણતા. પૂર્વ તરફના યોદ્ધાઓ હાથી સાથે ઘણું સારૂં યુદ્ધ કરી જાણતા. દક્ષિણના લોકો તરવારના યુદ્ધમાં એક્કો હતા.

કેળવાયેલા હાથીઓ શસ્ત્ર જેટલું જ કામ કરી શકતા. હાથીની સેનાને લીધે સામા પક્ષમાં ગભરાટ ફેલાતો. હાથીના કદ અને બળને લીધે પ્રતિપક્ષ હેબક પામી જતો. હાથીના ગંડસ્થળનું રક્ષણ કરવાને તેને બખ્તરથી ઢાંકવામાં આવતાં. આવા સમયમાં જ્યારે હાથીઓને માણસો ઉપર હુમલા કરતાં શીખવાડવામાં આવતું હતું, ત્યારે હાથીઓની સામે યુદ્ધ કરવાનું પણ માણસો શીખ્યા હતા. દ્રોણપર્વમાં ભીમે ભગદત્ત હાથીને યુક્તિથી ચકર ચકર ફેરવ્યો હતો. આમાં જરાયે અતિશયોક્તિ નથી. પ્રો. રામમૂર્તિ જેવાના ખેલોથી આપણને ખાત્રી પડે છે કે ભીમ જેવો મહારથી હાથીને ઘુમરડીએ ચઢાવે, અને કદાચ ગદાના એક પ્રહારથી તેને કચરી નાંખે, અથવા સુંઢ પકડી તેને ઉંચે ઉછાળી નાંખે, તેમાં અતિશયોક્તિ જેવું કાંઈ નથી.

રથી–રથમાં બેસીને યુદ્ધ કરનાર–હંમેશાં મોટો યોદ્ધો ગણાતો. પ્રાચીન કાળમાં ધનુષ્યબાણ મુખ્ય શસ્ત્ર ગણાતાં, અને તેમની સંહારક શક્તિ પણ બીજાં બધાં શસ્ત્રો કરતાં વધારે હતી. આઘેથી જ શત્રુઓનો નાશ થતાં પાસે આવી હાથનાં શસ્ત્રો વાપરવાની તક ન મળે એટલે સ્વાભાવિક રીતે શત્રુ પક્ષમાં ભંગાણ પડતું. બાણની માફક શક્તિ અને ચક્ર દૂર રહે રહે વાપરી શકાતાં. યોદ્ધાઓ ઘણાં બાણો પોતાની સાથે રાખી શકતા. ધનુષ્ય મનુષ્યની ઉંચાઇ જેટલું લાંબું રાખવામાં આવતું. ધનુષ્યની પણછ કેટલીક વાર તાંબાના તારની અને ઘણીવાર જનાવરના આંતરડાંની બનાવવામાં આવતી. બાણનું ભાલોડું વજનદાર હોવાથી તેને ફેંકતા પહેલાં બહુ જ બળ વાપરવું

પડતું. હિંદુસ્થાનનાં બાણુથી ગ્રીક લોકો પણ નવાઇ પામ્યા હતા. તેઓની ખાત્રી થઈ હતી, કે બાણો લોઢાનાં બખ્તરોને ભેદીને શરીરની આરપાર નીકળી જતાં હતાં.

સતત અભ્યાસને લીધે જ ધનુષ્યને ઉપાડવાની અને ધારેલા નિશાને સચોટ બાણુ મારવાની કળા પ્રાપ્ત કરવામાં આવતી. પ્રાચીન કાળમાં દરેક માણસ કાંઈ સારો ધન્વી થઈ શકતો નહોતો. દુર્યોધનને ગદાયુદ્ધ જેટલું સરસ આવડતું હતું, તેટલું ધનુષ્ય-બાણુનું યુદ્ધ નહોતું આવડતું. કર્ણ, અર્જુન, એ મહાન્ ધનુર્ધારી કહેવાતા.

રથનો ઉપયોગ કરવાથી ધનુર્ધારીઓને વધારે સુગમતા પડતી હતી. ઉભે ઉભે જમીન ઉપર રહીને યુદ્ધ કરવાથી માણસના માથા ઉપર બાણોનો ભારો રાખવો પડતો. એક બાણુ છોડ્યા પછી બીજું બાણુ ઝપાટાબંધ છોડતાં વાર લાગતી. પણ રથના ઉપયોગથી રથમાં જ બાણુનો ભારો રાખવામાં આવતો, તેથી બાણો એક પછી એક છોડવામાં ઝડપ સચવાતી અને અનુકૂળતા વધતી. વળી રથને લીધે એક સ્થળેથી બીજે સ્થળે જવાની સુગમતા પડતી. પણ રથના હાલવા ચાલવાને લીધે ધનુર્ધારીને નિશાન તાકવામાં જરા અડચણ પડતી, પણ અભ્યાસ જ એવો કરેલો હોય કે ઘણુંખરૂં ધનુર્ધારીઓ આવી મુશ્કેલીથી મુંઝાતા નહોતા. રથનું સારથીપણું બુદ્ધિશાળી માણસના હાથમાં રાખવામાં આવતું. સારથી યુક્તિબંધ રથ એવી રીતે રાખતો, કે જેથી યોદ્ધાને સરળતાથી અને સફલતાથી બાણુ મારતાં ફાવે. જો સારથી બિનઅનુભવી, અને યુદ્ધકળા જાણુનાર ન હોય, તો રથનો, પોતાનો, અને પોતાના યોદ્ધાનો સંહાર થવાનો સંભવ રહેતો. સગવડ પ્રમાણે બાણો રથમાં રાખ્યા છતાં બીજાં બાણોના ભારા ગાડાંઓમાં ભરીને સાથે લાવવામાં આવતાં. અશ્વત્થામા સાત ગાડાં ભરીને બાણો લાવ્યાનો ઉલ્લેખ કર્ણપર્વમાં છે. વળી અશ્વત્થામાએ પોતે જ ત્રણ કલાક જેટલા સમયમાં આઠ ગાડાં ભરીને બાણો મૂક્યાં હતાં.

રથી–યોદ્ધાઓનાં અસ્ત્રો ઘણાં તીવ્ર અને અભેદ્ય નીવડતાં. મહાભારતમાં જુદાં જુદાં અસ્ત્રોનું જુદું જુદું વર્ણન છે, અને આ અસ્ત્રો દૈવી પ્રભાવવાળાં વર્ણવવામાં આવ્યાં છે. કેટલાંક અસ્ત્રો અગ્નિ લાવતાં. આવાં અસ્ત્રોને આગ્નેયાસ્ત્ર કહેવામાં આવતાં. પર્જન્યાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, નારાયણાસ્ત્ર, વિગેરે અસ્ત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ બધાંયે અસ્ત્રો રથી-યોદ્ધાઓ વાપરતા. બધાંયે અસ્ત્રોમાં માત્ર બાણુનો ઉપયોગ થતો, પણ ધનુર્ધારીની બુદ્ધિ તે અસ્ત્રોના મંત્રમાં રહેલી હતી. આ મંત્રો ધનુર્વેદમાંથી શીખવવામાં આવતા. અસ્ત્ર વાપરનાર ચાર કળા જાણુતો. ધન્વી અસ્ત્રને મંત્રબળથી બાણુમાં આરૂઢ કરતો, તેનો યોગ્ય પ્રયોગ કરતો, અને તે અસ્ત્રને પાછું પણ ખેંચી શકતો. ક્ષત્રિય ધન્વીને ધનુર્વેદનો અભ્યાસ અવશ્ય કરવો પડતો.

સ્વ. રમેશચંદ્ર દત્ત લખે છે કેઃ–યોદ્ધાઓ કવચ અને શિરટોપ વાપરતા એટલું જ નહીં પણ તેઓ ઢાલનો ઉપયોગ કરતા. તેઓ ભિંદિપાલ–નાની કટારી–અને પરશુનો છૂટથી ઉપયોગ કરતા; વળી ઋષ્ટિ–બેધારી તરવાર–અને ધનુષ્યબાણુ પણ વપરાતાં. આ બધાં શસ્ત્રો હિંદુસ્તાનમાં ચાર હજાર વર્ષો પહેલાં જાણુવામાં આવ્યાં હતાં. દુંદુભી, મૃદંગ, ઢાલ અને શંખોના અવાજથી યોદ્ધાઓને ભેગા કરવામાં આવતા, અને એક ધ્વજ નીચે બધા ટોળે વળીને ઉભા રહેતા. યુદ્ધના હાથીઓ, અશ્વો અને રથોને તૈયાર કર્યા પછી રાજાઓ અને સચીવો શણુગારેલા હાથીઓ ઉપર સજ્જ થઇ બેસતા,

તે સમયમાં દરેક સશક્ત માણસ યોદ્ધો હતો, અને પોતાનું ઘર, કુટુંબ, ખેતરો, ઢોર, રાજા અને દેશને માટે પોતાનાં બાહુ-પરાક્રમ બતાવવામાં પાછી પાની કાઢતો નહીં. જો કે દરેક હિંદુ દેવોને માટે યજ્ઞો કરવામાં, ખેતીની ઉન્નતિનાં સાધનો યોજવામાં અને શાન્તિ જાળવવામાં તત્પર રહેનો, છતાં પણ યુદ્ધનાદ થતાં વીરહાક મારી ઘર બહાર નીકળતાં આર્યોનાં હૃદયો અચકાતાં નહોતાં. તેઓ એમ માનતા કે તેઓના અસ્તિત્વનો આધાર તેમના બાહુબળમાં જ છે. તેઓ યુદ્ધને માટે હમેશાં તૈયાર જ રહેતા. જીતવું કે મરવું એ જ નિશ્ચયથી તેઓ યુદ્ધ આરંભતા. *

દ્વંદ્વ યુદ્ધની પ્રથા પ્રાચીન કાળમાં સ્થળેસ્થળે જોવામાં આવે છે. હિરણ્યાક્ષ અને વરાહ હિરણ્યકશિપુ અને નૃસિંહ, સહસ્રાર્જુન અને પરશુરામ, શ્રીકૃષ્ણ અને કંસ, ભીમસેન અને જરાસંધ, તથા દુર્યોધન વચ્ચેનાં દ્વંદ્વ યુદ્ધો સુવિખ્યાત છે. દ્વંદ્વ યુદ્ધ કરનારા બે બળીઆઓ સામસામા સમાન શસ્ત્રો લઈને ઉભા રહેતા, અને બીજા યોદ્ધાઓ કોઈનો પણ પક્ષ લીધા વિના કુંડાળું વળી ઉભા ઉભા દ્વંદ્વ યુદ્ધ જોતા, અને જે પક્ષ હારે, તેનો નાશ થવા દેતા, પણ તેને મદદ આપવાને કોઈ પણ જતું નહીં. ધર્મયુદ્ધના નિયમ પ્રમાણે એક માણસ ઉપર બે માણસો એક સામટો હુમલો કરી શકે જ નહીં. શ્રીકૃષ્ણે કંસનો વધ દ્વંદ્વ યુદ્ધથી કર્યો, ત્યારે કંસના માણસો યુદ્ધ જોતાં આસપાસ ઉભેલાં હતાં, પણ કંસને મરતો જોઈને કોઈ બીજાએ શ્રીકૃષ્ણ ઉપર હુમલો કર્યો નહોતો. રથી-યોદ્ધાઓ માંહોમાંહે દ્વંદ્વયુદ્ધ કરતા, અને તેમના દ્વંદ્વયુદ્ધને દ્વૈરથ કહેવામાં આવતું. કર્ણ અને અર્જુન, ભીષ્મ, દ્રોણ, વિગેરે દુર્યોધન પક્ષના રથી-યોદ્ધાઓએ અર્જુન સાથે વારા ફરતી દ્વૈરથ યુદ્ધ કર્યાં હતાં.

રથને બે પૈડાં હતાં અને ચાર ઘોડા જોડવામાં આવતા. યોદ્ધાઓ પોતાની પસંદગી પ્રમાણે રથોને શણગારતા. ઘોડાઓને પણ સુવર્ણથી શણગારવામાં આવતા, અને રથને ચોગરદમ સોનારૂપાની પતરીઓથી મઢી લેવામાં આવતા. રથના ઉપર ગોળાકાર ઘુમ્મટ રાખવામાં આવતો. અને આ ઘુમ્મટ ઉપર ધજાનું આરોપણ કરવામાં આવતું. દરેક યોદ્ધાઓની ધજા ઉપર ચિહ્ન તરીકે કાંઈક રાખવામાં આવતું, આથી યોદ્ધાઓનું પરસ્પર ઓળખાણ પડી શકતું હતું. યુદ્ધ વખતે શત્રુની ધજાનો નાશ કરવાનો યત્ન કરવામાં આવતો. ધજા-ભંગ એ અશુભની નિશાની ગણાતી, અને યોદ્ધો પોતાના પ્રાણ જતા કરીને યે ધજાનું રક્ષણ કરતો. દરેક રથને પોતાનું ઢોલ અને મૃદંગ રાખવાનો રીવાજ હતો. આ ઢોલ તથા મૃદંગ એવી રીતે રાખવામાં આવતાં કે રથની હીલચાલ થતાં તે આપોઆપ વાગવા માંડતાં. આથી રથની હીલચાલની યોદ્ધાને ખબર રહેતી અને યુદ્ધમાં તલ્લીન થઈ ગયેલો યોદ્ધો પોતાના રથની સ્થિતિ વિસરી ન જાય, તથા સારથીએ કરેલી રથની બુદ્ધિપૂર્વક ગોઠવણથી બેફામ ન રહે, તે માટે મૃદંગ અને ઢોલનો અવાજ તેને સતેજ રાખતો. રથ સાંકડા નહોતા. રથને નગરકર કહેવામાં આવતા. રથમાં બાણોના ભારા, અને બીજાં જોયતાં શસ્ત્રો રાખવામાં આવતાં, બાણો જાતજાતનાં રખાતાં. કેટલાંક બહુ જ નાનાં, કેટલાંક વજનદાર, કેટલાંક ઝેર પાયેલાં, અને કેટલાંક વાંકી ધારવાળાં હતાં.

* R C Dutt's Civilisation in Ancient India, Part I..

રથનાં પૈડાંની રક્ષા કરવાને, અને રથ ખાડામાં પડતો અથવા કાદવમાં દટાઈ જતો અટકાવવાને ચક્રરક્ષકોની યોજના કરવામાં આવેલી હતી. ચક્રરક્ષકોને સારથી જેટલુ જ જવાબદાર કાર્ય કરવાનું હતુ. ચક્રરક્ષક કે સારથીની સહેજ બેદરકારી થતાં યોદ્ધાના પ્રાણુ સંકટમાં આવી પડતા, અને કર્ણની માફક નાશ પણુ પામતા.

યુદ્ધમાં શત્રુઓ એકબીજાને નામ અને ગોત્રથી સંબોધી વાક્યુદ્ધ કરી એક બીજાનું અપમાન કરતા. યુદ્ધમાં મહાભયંકર નાદો કરવામાં આવતા. વળી યુદ્ધમાં ભયંકર શંખનો ધ્વનિ કરવામાં આવતો. શ્રીકૃષ્ણે પંચજન્ય, અર્જુને દેવદત્ત, ભીમે પૌણ્ડ્ર શંખો ફુંક્યા, એવા ગીતાના શ્લોકોના પડઘા હજુ હિન્દુઓના દિલમાં તાજા જ છે. શંખ ફુંકનારનાં ફેફસાં કેટલાં મજબૂત હોવાં જોઇએ, તેનો ખ્યાલ આપણને આથી સહજ આવી શકશે.

સૈન્ય-રચનામાં આર્યપ્રજા બુદ્ધિશાળી, યોજક, અને કુશળ હતી. યુદ્ધમાં જેટલા વ્યૂહ રચવામાં આવતા, તેમાંના ઘણુા ખરા તો પક્ષીઓના નામ ઉપરથી રચવામાં આવતા. પહેલો ક્રૌંચ વ્યૂહ ધૃષ્ટદ્યુમ્ને યુધિષ્ઠિરના કહેવાથી રચ્યો. બગલાના શરીરના ભાગમાં બધા સૈનિકો ગોઠવવામાં આવ્યા હતા, તેની ચાંચના ભાગમાં મહારથીઓ ગોઠવવામાં આવ્યા, તેની આંખ, અને પાંખોના ભાગમાં પાંડવો અનુક્રમે ગોઠવાઇ ગયા. આ વ્યૂહને ભેદવાને ભીષ્મે મહાવ્યૂહ રચ્યો. ભીષ્મપિતામહે ગરૂડવ્યૂહ રચ્યો, તેને ભેદવાને ધૃષ્ટદ્યુમ્ને અર્ધચંદ્રાકાર વ્યૂહ ગોઠવ્યો. ભીષ્મે રચેલા ચક્રવ્યૂહ સામે પાંડવોએ શ્યેનવ્યૂહની રચના કરી. સૂચીમુખવ્યૂહ એટલે સોયની અણીની આકૃતિ જેવી સૈન્યની રચના. આ વ્યૂહ ઘણો ભયંકર ગણાતો, અને સોયની માફક સામા લશ્કરને ભેદી નાખવામાં આ વ્યૂહનો ઘણો ઉપયોગ થતો. મંડલવ્યૂહ, વજ્રવ્યૂહ મહાસાગરવ્યૂહ, શૃંગાટક ( ત્રણ શિખરવાળો પર્વત ) વ્યૂહ, સર્વતોભદ્ર વ્યૂહ, મંડલાર્ધ વ્યૂહ, આમ એક બીજાને ભેદવાને વ્યૂહની રચના બુદ્ધિપૂર્વક કરવામાં આવતી. દ્રોણુનો ચક્રવ્યૂહ જેને સામાન્ય લોકો ચકાવાના નામથી ઓળખે છે, તે વ્યૂહ પણ ભયંકર હતો.

મહાભારતના સમયમાં આચાર અને નીતિની ભાવના શિથિલ થવા લાગી હતી. કુંતી અને મત્સ્યગંધાના કૌમાર્યવ્રતનો ભંગ થયો, એટલું જ નહી, પણ તેમને આમ જન્મેલાં બાળકોનો ત્યાગ કરી દેવામાં આવ્યો હતો. હાલની બાળહત્યાઓ કરનાર વિધવાઓમાં અને તે સમયમાં કુંતી અને મત્સ્યગંધાના આચરણમાં શો ફેર ? આ બંનેનો દૂષિત કન્યાભાવ સમાજમાં પ્રચ્છન્ન રાખવામાં આવ્યો હતો, અને જ્યારે કર્ણના જાણુવામાં આવ્યું કે પોતે કુંતીનો કાનીન પુત્ર છે, ત્યારે તેને કુંતી ઉપર ઘણો રોષ ચઢયો હતો. સમાજમાં કાનીન પુત્રોને કુટુંબમાં સ્થાન આપવામાં આવ્યું હતું.

બ્રહ્મચર્યાશ્રમનો નાશ થયેલો ન હોવાથી તે સમયે જ્ઞાનપ્રાપ્તિના માર્ગો બંધ થયા નહોતા. સત્યને માટે આર્યોને ઘણો પ્રેમ હતો. પ્રત્યેક માણુસને તેનાં કર્મનાં સારાં માઠાં ફળ મળે છે, એ તે સમયની માન્યતા હતી. પુરૂષાર્થ કે દૈવ બળવત્તર, એ પ્રશ્ને મહાભારતકારનું વિશેષ ધ્યાન ખેંચ્યું જણાય છે.

ધર્મ-બુદ્ધિ ( Sense of duty ) ની ભાવનાને સત્યના જેટલું જ ઊંચું સ્થાન આપવામાં આવ્યું હતુ. ધર્મ શું અને અધર્મ શું, એ ન સમજાયાથી કેટલેક સ્થળે ધર્મ-

ચ્યુતિ થયેલી છે. અર્જુન ધર્મભ્રષ્ટ થવાની તૈયારીમાં હતો, તેને શ્રીકૃષ્ણે ગીતામૃત પાઈ ઠેકાણે આણ્યો હતો. જે કાળે જે સ્થળે આવશ્યક કર્મ આવી પડે તે ધર્મ ગણાયો હતો.

આર્યો સંગીતના ઘણા શોખીન હતા. વિરાટ રાજપુત્રી ઉત્તરાને સંગીત અને નૃત્ય શીખવવાને અર્જુન વિરાટરાજાને ત્યાં રહ્યો હતો. નૃત્યનો પ્રચાર તે સમયમાં હોય, એમ સંભવે છે. નૃત્ય અને સંગીતને માટે તે સમયમાં આર્યાવર્તમાં વારાંગનાઓનો વર્ગ પોષવામાં આવ્યો હતો. વારાંગનાઓનો પ્રચાર તે સમયે રાજગૃહમાં જોવામાં આવતો હતો. તેમનું મુખ્ય કર્તવ્ય રાજાને વિનોદમાં રાખવાનું ગણાતું. તે સમયના સમાજે વારાંગના સંસર્ગમાં અનીતિ જોઈ નહોતી. અંતઃપુરમાં વારાંગનાઓ રાખવામાં આવતી, અને તેઓ મોટે ભાગે મહિષીનું દાસીપણું કરતી. સંગીતાદિથી વિનોદ કરાવવા માટે વારાંગનાઓનો ઉપયોગ સ્વીકારાયો હતો, કેવળ સંગીત અને નૃત્યથી પ્રજાનું મન રંજિત કરવું, એ જ કાર્ય વારાંગનાઓ કરતી, એ સિવાય અન્ય કુટિલ વર્તન વારાંગનાઓ સાથે થઇ શકતું નહોતું.

ભારતીય યુગ સમયે જુદી જુદી જાતિઓ ગામ કે તેની આસપાસના પ્રદેશ ઉપર સ્વતંત્ર રાજ્ય સ્થાપીને એક રાજાના શાસન નીચે વસતી હતી. આ બધી જાતિઓમાં

**સામાન્ય રાજ્ય-વ્યવસ્થા.**

વ્યવહાર એકજ ચાલતા, એક ધર્મ પળાતો, એક જ ભાષા બોલાતી, અને જો કે અરસપરસમાં પુષ્કળ વૈરવૃત્તિ હતી, છતાં પણ તેઓ એક બીજાના સ્વાતંત્ર્યનો નાશ કરતા નહોતા. એક રાજ્ય બીજાને જીતે, તો તેના રાજ્યને નુકશાન કરવામાં આવતું નહોતું. પરાજય પામેલા પાસે પોતાનો વિજય સ્વીકારાવવો, અને તેની પાસેથી ખંડણી લેવી, એ વિજેતા-નો મોટામાં મોટો લોભ હતો. પોતાના રાજ્યમાં પોતે સ્વતંત્રતાથી વસી શકે, અને પ્રજા ઉપર સ્વતંત્ર સત્તા ચલાવી શકે એટલી જ આકાંક્ષાઓ તેઓ રાખતા. રાજ્યનો વિસ્તાર વધારવાનો મોહ તેમને નહોતો. જીતેલાઓને તેમનાં રાજ્ય પાછાં સોંપવામાં આવતાં. કદાચ રાજા યુદ્ધમાં મરી જાય, તો તેના પુત્રને રાજ્ય પાછું સોંપવામાં આવતું, પણ પરાજિત થયેલાનું રાજ્ય વિજેતા પોતાના રાજ્યમાં ભેળવી દેવાનો લોભ રાખતો નહીં. આને લીધે નાનાં નાનાં અનેક રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં હતાં, અને ટકયાં હતાં. નહીં તો જરા-સંધ જેવા બળવાન રાજા પાસે કૌરવોનાં રાજ્યો પણ ટકયાં ન હોત.

સમ્રાટ પદ પ્રાપ્ત કરવાને દિગ્વિજય કરવો પડતો. જે રાજાઓ ઉપરીપણું ન સ્વીકારે તેની પાસે બળાત્કારે ઉપરીપણું સ્વીકારાવવામાં આવતું, ખંડણી લેવામાં આવતી પણ તેનું રાજ્ય તેને પાછું સોંપવામાં આવતું. દુર્યોધને અને યુધિષ્ઠિરે કરેલા દિગ્વિજયથી તેઓ કાંઈ રાજ્ય વિસ્તાર કરી શકયા નહોતા.

નાનાં સ્વતંત્ર રાજ્યોમાં રાજાથીજ રાજ્ય ચલાવવામાં આવતું હતું. પ્રજા સામાન્ય રીતે રાજાના તાબામાં રહેતી, પણ બ્રાહ્મણોએ રાજાનું શાસન સ્વીકાર્યું નહોતું. મહાભારતના સમયમાં બ્રાહ્મણોનું બળ ઝાઝું નહોતું ચાલતું, છતાયે બ્રાહ્મણને માટે સામાન્ય પ્રજા કરતાં જુદા નિયમોનું પાલન થતું. બ્રાહ્મણોના અપરાધની શિક્ષા કરવાને માટે રાજાના અધિકાર ઉપર અંકુશ મૂકાયો હતો. આમ સામાન્ય રીતે રાજા પ્રજા ઉપર નિરંકુશ સત્તા

ભોગવતો છતાં તેને બ્રાહ્મણોના અંકુશમા કાંઈક અંશે રહેવું પડતું. રાજ્યના ગહન પ્રશ્નોમાં રાજાઓ અમાત્ય તેમજ પ્રતિષ્ઠિત વર્ગમાંથી માણસોને બોલાવી સલાહ લેતા.

રાજાઓની સત્તા ધીરે ધીરે કેવળ સ્વતંત્ર થતી ચાલી. રાજામાં દૈવી અંશો મનાવા લાગ્યા, અને લોકોની સત્તા રાજકારભારમાંથી ધીરે ધીરે ઓછી થવા માંડી. પ્રજાસત્તાક રાજ્યોનું અસ્તિત્વ ધીરે ધીરે નષ્ટ થતું ચાલ્યુ.

મહાભારતના સમયમાં રાજા ગમે તેટલો સ્વેચ્છાચારી હોય, છતાં પણ પોતાના રાજ્યમાં સલાહ શાન્તિ, અને લોકપ્રિયતા પ્રાપ્ત કરવા યત્ન કરતો. લોકોની આર્થિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ અપાતું, અને રાજાનો સ્વેચ્છાચાર તેના અંતઃપુરની બહારની પ્રજાને કોઈ રીતે બાધક નહોતો થતો.

પ્રાચીન આર્યોની રાજ્યનીતિમાં ડોકીયું કરનારને એટલું તો ચોક્કસ સમજાશે કે આર્યોએ રાષ્ટ્ર ભાવનાને ઘણુ ગૌણુ સ્થાન આપેલું હતું. તેમની રાષ્ટ્ર–ભાવના ધર્મ-ભાવના આગળ ઝાંખી પડી જતી. આર્યોએ રાષ્ટ્ર ભાવના ખીલવી જ નથી. મેક્સમૂલર લખે છે કેઃ—

" The Indian never knew the feeling of nationality, and his heart never trembled in the expectation of national applause. There were no heroes to inspire a poet, no history to call forth a historian. The only sphere where the Indian mind found itself at liberty to act, to create, and to worship, was the sphere of religion & philosophy, and nowhere have religious & meta-physical ideas struck roots so deep in the mind of a nation as in India. The Hindus were a nation of philosophers. Their struggles were the struggles of thought, their past the problem of creation; their future the problem of existence. "

A history of Ancient Sanskrit
Literature by **Maxmuller.**

**આવક.** રાજ્યની આવક જમીન મહેસુલ અને વ્યાપારદ્વારા આવતી. સ્મૃતિમાં ક્યારનું યે કહેવાઈ ગયું છે કે જમીનના ઉત્પન્નમાથી દસમો ભાગ રાજાને આપવો. ધાતુની ખાણુ મળી આવી હોય, તો પચાસમો ભાગ રાજાને અર્પણ કરવો, આ ઓછામાં ઓછો નિયમ હતો. કર ઉઘરાવનારાઓ ઉપરના નિયમ કરતાંયે વધારે ઉઘરાવતા. રાજાઓ ભૂમિભાગ લેતા, પણ ભૂમિ ખરૂ જોતાં રાજાના તાબામાં નહોતી. ભૂમિના માલિકો તો પ્રજા વર્ગ-માંથી જ હતા. વેપારીઓ પોતાના ચોકખા નફામાંથી પચાસમો ભાગ રાજાને અર્પણ કરતા. હાલના આયપત વેરાનું ( *Income-tax*નું ) મૂળ ભારતીય યુગમાં પણ જણાય

છે. શિલ્પકારો આદિ શ્રમજીવી વર્ગને સ્વાર્થનો ત્યાગ કરી રાજ્યની સેવા કરવી પડતી. હાલની વેઠની પદ્ધતિને મળતો જ આ રિવાજ હતો. આ વર્ગ ઉપર જે કર લેવામાં આવતો તે કર શિલ્પકારોનો ધંધો, આવક, ને ધંધાને અંગે કરવો પડતો ખર્ચ, એ બધાનો વિચાર કર્યા પછીથીજ લેવામાં આવતો. પ્રજાને વિવિધ જાતના કરો આપવા પડતા, પણ તે સાથે એટલુ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે કે આ કરો પ્રજા પાસેથી એવી રીતે લેવામાં આવતા હતા કે જેથી પ્રજાને ત્રાસ ન પડે. કરો લેવાનો હેતુ પ્રજાને સમજાવવામાં આવતો, રાજ્યમા શાન્તિ, અને વ્યવસ્થા સચવાય, તે માટેજ કર લેવામાં આવે છે, એમ પ્રજાને સમજાવવામાં આવતુ. દારૂણ પ્રસંગ ઉપસ્થિત થતાં પ્રજાની પાસેથી પ્રજાની સંમતિથી ધન મેળવવામાં આવતુ અને તે ધન પાછું આપી દેવાની સરત કરવામાં આવતી. હાલની લોન પદ્ધતિના જેવીજ પદ્ધતિ જરાક સારા પાયા ઉપર વિશ્વાસ અને ધર્મબુદ્ધિથી તે સમયે ચાલતી હતી.

રાજ્યની આવકનાં બીજાં સાધનો ખાણ, મીઠું, હાથીઓ, અને નદી ઓળંગનારાઓ પાસેથી લેવામાં આવતો કર, એ હતા, મીઠા વેરાનો ખૂમાટ જે અત્યારે ઉઠાવવામાં આવે છે, તે હાલનો સમય અને હિંદુસ્થાનની હાલની અવદશા જોતાં યોગ્ય કહી શકાય, પણ મીઠા વેરો મહાભારત યુગમાં પણ હતો, તે ધ્યાનમાં રાખવા જેવું છે. હાથીઓ રાજાની મિલ્કત ગણાતી, અને જેઓ હાથી રાખતા, તેઓ રાજ્યને તે રાખ્યા બદલ કર આપતા.

જંગલોનો છૂટથી ઉપયોગ કરવાની તેમજ જંગલનાં બીજાં હિંસક પશુઓનો આહારને માટે સંહાર કરવાની પ્રજાને સંપૂર્ણ સ્વતંત્રતા હતી. જંગલમાં ઝાડો કાપવાનો પણ રાજ્ય તરફથી પ્રતિબંધ નહોતો. તેમ તેના ઉપર કર પણ લેવામાં નહોતો આવતો. તે સમયે હિંદુસ્થાનમાં એટલાં બધાં જંગલો હતાં કે તેની માલીકી રાખ્યે રાજ્યને પાલવે તેમ પણ નહોતું.

ન્યાયાસન ઉપર રાજા પોતેજ બેસતો. ન્યાય સભામાં સભાસદો રાખવામાં આવતા.

**ન્યાયખાતું.**

આ સભાસદોમાં વિદ્વાન, પરણેલા, અને શુદ્ધ ચારિત્ર્યવાન ચાર બ્રાહ્મણોને નીમવામાં આવતા, શૂરવીર અને સશસ્ત્ર આઠ ક્ષત્રિયો, એકવીસ ધનિક વૈશ્યો, અને સ્વચ્છ ગુણવાન ત્રણ શુદ્રો રાખવામાં આવતા. હાલની કાઉન્સીલ પદ્ધતિનું મૂળ સ્વરૂપ મહાભારતયુગમાં પણ જોવામાં આવે છે. રાજા આઠ મુખ્ય પ્રધાનોની સંમતિથી ન્યાય આપતો. લાંચ લેવા સામે સખત પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. જો આરોપનું સ્વરૂપ સંદિગ્ધ જણાય, તો રાજા શિક્ષા કરવામાં ઘણી સંભાળ રાખતો. નિરપરાધીને દંડ ન થાય, અને અપરાધી છૂટી ન જાય, તે માટે રાજાને ખાસ કાળજી રાખવી પડતી. શિક્ષા કરવાની પદ્ધતિ જરા વધારે સખત હતી. ચોરી કરનારના હાથનાં કાંડાં કાપી નાંખવાં, વ્યભિચારીની ગુહ્યેન્દ્રિય કાપી નાંખવી, અને રાજ્યદ્રોહ કરનારનો શિરચ્છેદ કરવો, આવી શિક્ષા હાલના સમયમાં જરા વધારે પડતી ગણી શકાય. સામ, દામ, ભેદ, ને છેવટે દંડ આમ ચારે ઉપાય યોજવામાં આવતા. દંડ કરવો, ધમકી આપવી, કીર્તિને કલંક લગાડવું, આવા આવા પ્રકારથી શિષ્ટ નાગરિકોને શિક્ષા કરવામાં આવતી.

**વ્યાપાર ઉદ્યોગ.**

ખેતીનો ધંધો હિંદુસ્થાનમાં વેદના કાળથી મુખ્ય ઉદ્યોગ મનાયો હતો. ભારતીય યુગમાં ખેતીનો ઉદ્યોગ પૂર્ણ કળાએ વિકસ્યો હતો. ભલે કદાચ હાલના જેવાં વરાળયંત્રોનો તે સમયે ઉપયોગ નહીં થતો હોય, છતાં પણ નિયમિત વૃષ્ટિ, કૃષિકારોનાં બાહુબળ અને ઉત્સાહ એ બધાં યંત્રો કરતાં હજાર દરજ્જે વધારે ફળ આપતાં હતાં. નહેરો બનાવવાનું કામ રાજ્ય તરફથી ખાસ કરવામાં આવતું. હાલ જેટલાં ધાન્ય આપણી જાણમાં છે, તે બધાં—કોઈ કોઈ અપવાદ સાથે—તે સમયે પણ જાણીતાં હતાં. ખેતીના ધંધાને અંગે પશુ—પાલનનો ધંધો આર્યોએ રાખ્યો હતો.

ખેતીની માફક રૂનો ધંધો હિંદુસ્થાનમાં પ્રાધાન્ય ભોગવતો હતો. રૂમાંથી કપડા બનાવવાનો હુન્નર આર્યો જાણતા હતા. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભરૂકચ્છ નિવાસીઓ તરફથી રૂનાં કપડાંમાં—ખાદીનાં કપડાંમાં આચ્છાદિત થયેલી હજારો દાસીઓ યુધિષ્ઠિરને ભેટ આપવામાં આવી હતી.* ભરૂચનો કપાસ હાલની માફક તે સમયે પણ વખણાતો હશે. રૂની માફક ઊન અને રેશમનાં વસ્ત્રો તે સમયે વપરાશમાં હતાં. હિન્દુસ્થાનમાં રૂ અને ચીનમાં રેશમ પૂર્વકાળથી ઉત્પન્ન થતાં હતાં, અને તેથી બંને દેશો વચ્ચે પૂર્વકાળથીજ વેપાર ચાલતો હશે. જનાવરના વાળમાંથી વસ્ત્રો બનાવવાનો હુન્નર પણ આર્યો જાણતા હોય તેમ લાગે છે. વળી સોના રૂપાના કસબની કળા આર્યો જાણતા હતા. મોંઘાં સૂક્ષ્મ વણાટવાળાં અને સુંદર રંગીન વસ્ત્રો ઉચ્ચ વર્ણના લોકો વાપરતા. સામાન્ય મનુષ્યો જાડાં અને આછાં વસ્ત્રોથી ચલાવી લેતા.

## ૪—મહાભારતની ત્રણ આવૃત્તિઓ.

લગભગ એક લાખ શ્લોકનું મહાભારત અત્યારે આપણને પ્રાપ્ત થયું છે, તેજ મૂળ વ્યાસ લિખિત મહાભારત હશે, એમ માની શકાતું નથી. કારણ મહાભારતમાંજ વ્યાસે કહ્યુ છે કે તેમણે તે મહાભારત પોતાના પાંચ શિષ્યોને શીખવ્યું. વૈશંપાયન વ્યાસના શિષ્ય હતા. સર્પસત્ર સમયે આ વૈશંપાયને તેજ મહાભારત જનમેજયને સંભળાવ્યું. વ્યાસકૃત મહાભારતમાં જનમેજયના પ્રશ્નો અને વૈશંપાયનના ઉત્તર કેવી રીતે સંભવી શકે ? આથી એટલુ સમજાય છે કે મૂળ વ્યાસકૃત મહાભારતને વધારા સાથે વૈશંપાયને જનમેજયને કહી સંભળાવ્યું. વૈશંપાયને વિસ્તૃત કરેલું ભારત બાર વરસના યજ્ઞ સમયે સૌતિએ શૌનકને સંભળાવ્યું. સૌતિએ કહેલુ ભારત મૂળ વ્યાસ રચિત કે વૈશંપાયને વિસ્તૃત કરેલા ભારતનો ભાગ ન સંભવે. આથી આપણને એમ અનુમાન કરવાને કારણ મળે છે કે સૌતિએ આ ભારતનો બીજીવાર વિસ્તાર કર્યો.

ભારતની ત્રણ આવૃત્તિઓ થયાનું મહાભારતમાંથી જણાઇ આવે છે. કેટલાક માને છે કે મહાભારત ઉપરિચર રાજાના આખ્યાનથી શરૂ થાય છે, કેટલાક આસ્તિક, અને કેટલાક મનુથી શરૂ થયેલું માને છે. મૂળ ગ્રંથ ઇતિહાસના રૂપમાં હતો. આ ગ્રંથને ખાસ ઇતિહાસજ કહેવામાં આવે છે, અને આ ઇતિહાસને વ્યાસ 'જય'

* સરખાવો.—शतं दासीसहस्राणां कार्पासिकनिवासिनाम् ।
बलिं च कृत्स्नमादाय भरुकच्छनिवासिन. ॥ સભા પર્વ ૫૧–૧૦,

મંદ મંદ પવન, એકાંત, મનોહર અંગવાળી અને યૌવનના ક્ષેત્રમાં વિહાર કરતી કન્યાને જોઈ મુનિ મોહી પડ્યા, અને તે કન્યાની સાથે સંભોગની ઈચ્છા દર્શાવી. સંયોગવશાત્ મત્સ્યગંધા પણ કામથી વ્યાકુળ થઇ હતી, પણ તેણે મુનિની પેઠે ધીરજ છોડી નહીં. તેણે શરમાતે શરમાતે ધીમે ધીમે મુનિને કહ્યું; "ભગવન, મારા જેવી દુર્ગંધવાળી કન્યા સાથે આપને આવી ઇચ્છા ક્યાંથી થઇ? વળી હું કન્યા છું. *કાંઠે ઉભેલા આ લોકો અને મારો બાપ પણ દેખે છે, તો આ પશુઓની પેઠે લાજ છોડીને મૈથુન કરાવવું મને ગમતું નથી; માટે રાત્રી પડે ત્યાં સુધી થોભો. મનુષ્યને રાત્રે મૈથુન કરવાનું કહેલું છે. ધર્મશાસ્ત્રમાં મનુષ્યને માટે દિવસે મૈથુન ન કરવાની મર્યાદા મૂકેલી છે. પશુ પક્ષીઓને માટે દિવસ રાખેલો છે તો તમો ધર્મશાસ્ત્રને જાણતા હોવા છતાં આવી મર્યાદાઓનું કેમ ઉલ્લંઘન કરો છો? મહારાજ, કામને વશ થઇ આંધળા બનવા કરતાં આપના બ્રહ્મત્વનો, વિદ્યાનો, અને ધર્મનો વિચાર કરો. સામાન્ય મનુષ્ય પેઠે આપ જેવા વેદવિદ્ મુનિને કામાતુર થવું ન ઘટે." કન્યાનાં સુકોમળ અને અર્થથી ભરેલાં વાક્યો સાંભળી મુનિના મનની શાન્તિ થવાને બદલે કામનો આવેગ વધવા માંડ્યો. તેમણે કહ્યું, "હે સુંદરિ! તારાં અર્થવાળાં વાક્યોથી મારો કામ વધારે પ્રજ્વલિત થાય છે. તારા શરીરમાં દુર્ગંધ છે, તેને બદલે તારા શરીરમાં એક યોજન સુધી પ્રસરે એવી સુગંધી મારા યોગના પ્રભાવથી મૂકી દઈશ. વળી તું મને સામાન્ય મનુષ્ય પેઠે કામી સ્હમજીશ નહીં. તપ આદરતાં અપ્સરાઓ જેવીને યે મેં ગણકારી નથી. અને આમ તારા તરફ મારૂં મન આજે આકર્ષાય છે તેમાં વિધાતાની કાંઇ ધારણાજ હોવી જોઇએ. વળી દિવસે મૈથુન ન કરવાના તારા કારણને હું સ્હમજ્યો છું, તેથી તારી તે શંકા દૂર કરવાને હું મારા યોગબળથી બધે ધૂમસ વરસાવી અંધકાર કરી દઇશ." મુનિએ આમ બોલી પોતાના તપના પ્રભાવથી ચોમેર અંધકાર કરી દીધો, ને મત્સ્યગંધાના શરીરમાં એવી તો સુગંધી ઉત્પન્ન કરી, કે તેના

* तीर्थयात्रां परिक्रामन्नपश्यद्वै पराशरः। अतीवरूपसंपन्नां सिद्धानामपि कांक्षिताम्॥ दृष्ट्वैव स च तां धीमांश्चकमे चारुहासिनीम्। दिव्यां तां वासवीं कन्यां रंभोरुं मुनिपुंगवः॥ संगमं मम कल्याणि कुरुष्वेत्यभ्यभाषत। साऽब्रवीत्पश्य भगवन् पारावारे स्थितान् ऋषीन्॥ आवयोर्दृष्टयोरेभिः कथं तु स्यात्समागमः। एवं तयोक्तो भगवान्नीहारमसृजत्प्रभुः॥ येन देशःस सर्वस्तु तमोभूत इवाभवत्। दृष्ट्वा सृष्टं तु नीहारं ततस्तं परमर्षिणा॥ विस्मिता साऽभवत्कन्या व्रीडिता च तपस्विनी। सत्यवत्युवाच। विद्धि मां भगवन्कन्यां सदा पितृवशानुगाम्॥ त्वत्संयोगाच्च दुष्येत कन्याभावो ममानघ। कन्यात्वे दूषिते वाऽपि कथं शक्ष्ये द्विजोत्तम॥ गृहं गन्तुमृषे चाहं धीमन्न स्थातुमुत्सहे। एतत्संचिन्त्य भगवन् विधत्स्व यदनंतरम्॥ एवमुक्तवतीं तां तु प्रीतिमानृषिसत्तमः। उवाच मत्प्रियं कृत्वा कन्यैव त्वं भविष्यसि॥

આદિપર્વ: અધ્યાય ૬૩–શ્લોકો: ૭૦–૭૮.

શરીરનો સુવાસ એક યોજન સુધી પ્રસરી રહ્યો. પ્રતિકૂળ સંયોગોને આમ અનુકૂળ કરી દઇ મુનિ સંભોગ માટે તૈયાર થઇ ગયા, અને મત્સ્યગંધાનો હાથ ઝાલી પોતાની પાસે ખેંચવા લાગ્યા. પણ એટલામાં મત્સ્યગંધા પોતાનો હાથ બળાત્કારે મૂકાવી બોલી ઉઠી, "ઉભા રહો, ઉભા રહો, હજુ મારા મનનો એક સંશય દૂર થયો નથી. હું હજુ કન્યા છું, અને તમારૂં વીર્ય અમોઘ છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે. તો તમારા સમાગમથી મને કદાચ ગર્ભ રહે તો મારે મારાં માતપિતાને કેવી રીતે મોઢું બતાવવું? માટે હે મુનિજી! મારી આ મુંઝવણનો ખુલાસો કરો." પરાશર મુનિની વિવશતા વધી ગઇ હતી. તેમ છતાં મત્સ્યગંધાના મનનું સમાધાન કર્યા વિના બળાત્કારનો આશ્રય લેવો એ તેમની મુનિવૃત્તિને રૂચ્યું નહીં. તેમણે કહ્યું, "હે સુંદરિ! તું શામાટે સંકોચ રાખે છે? તું મારી સાથે સંભોગ કર્યા પછી પણ કન્યાજ રહીશ. તને મારા સમાગમથી વેદમાં પારંગત થયેલો અને સર્વ દિશામાં પ્રખ્યાત થાય તેવો એક પુત્ર થશે. આ પુત્ર તેની વિદ્યાના પ્રતાપથી વિષ્ણુના અંશ જેવો મનાશે. આ પુત્રના ગર્ભને તું કોઈ ન જાણે તેમ સાચવી શકીશ. માટે હવે ત્વરા કર, ને નિઃશંક મનથી મારા મનને શાન્ત કર."

પરાશર મુનિના સપ્રમાણ વાક્યોથી મત્સ્યગંધાના મનનું સમાધાન થયું, ને નદીમાં મછવામાં રહી રહી મુનિની સાથે કામતંત્રના નિયમાનુસાર "હા, ના" કરતાં મુનિના કામને વધારી તે વિહાર કરવા લાગી. કામની શાન્તિ થતાં પરાશર મુનિ મત્સ્યગંધાને આશિર્વાદ આપી જંગલમાં ચાલ્યા ગયા. મુનિના સમાગમથી મત્સ્યગંધાને ગર્ભ રહ્યો, અને મુનિના તપના પ્રભાવથી તેની આ ગર્ભસ્થિતિ કોઈને સમજાઇ નહીં. યોગ્ય સમય થતાં યમુનાના એક દ્વિપમાં મત્સ્યગંધાએ એક સુંદર અને તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. જન્મ થયા પછી દ્વિપમાં બાળને મૂકી દેવામાં આવ્યો તેથી તેનું નામ દ્વૈપાયન પાડવામાં આવ્યું.* આ પરાશર મુનિના પુત્ર થોડાજ સમયમાં વેદમાં પારંગત થઇ સકળશાસ્ત્રમાં પ્રવીણ થયો. તેમણે વય થયા પછી માતાને પ્રણામ કરી વનમાં ગમન કર્યું, ને પોતાના પિતા પરાશર હતા, ત્યાં જઈ તેમને પ્રણામ કર્યા. પુત્રનો મેળાપ થવાથી હર્ષનાં આંસુ લાવી પરાશરમુનિ તેને પ્રેમપૂર્વક ભેટયા. ત્યાં રહી દ્વૈપાયને વેદોનો વિસ્તાર કર્યો, તેથી તે વ્યાસ નામે પણ પ્રસિદ્ધ થયા.× વ્યાસના જન્મ પછી મત્સ્યગંધા સત્યવતીના નામથી પ્રસિદ્ધ થઇ.

---

* एवं द्वैपायनो जज्ञे सत्यवत्यां पराशरात् । न्यस्तो द्वीपे स यद्बालस्तस्माद्द्वैपायनः स्मृतः ॥ આદિ પર્વ. ૬૩–૮૬.

×विव्यास वेदान्यस्मात्स तस्माद्व्यास इति स्मृतः ॥ આદિ પર્વ: ૬૩–૮૮.

# પ્રકરણ ૩ જું.

## શાન્તનુ રાજા અને વંશવિસ્તાર.

ઇક્ષ્વાકુના વંશમાં મહાભિષ નામે એક ચક્રવર્તિ રાજા અશ્વમેધ અને વાજપેય યજ્ઞો કરી બ્રહ્માના લોકમાં ગયા હતા. બ્રહ્માની સભામાં બધા દેવો સાથે મહાભિષ રાજા પણ બેઠા હતા, એટલામાં ત્યાં ગંગાજી આવ્યાં. પવનને લીધે ગંગાજીનું વસ્ત્ર આમથી તેમ ઉડતું હતું. વસ્ત્રના ઉડવાથી પગની સુંદર પાની, ઢીંચણ, અને મનોહર જંઘાનો ભાગ સહુના જોવામાં આવ્યો. લજ્જાને લીધે બધા દેવો માથું નમાવી નીચું જોઈ રહ્યા. પણ મહાભિષ રાજા ગંગાના રમણીય ગાત્રો તરફ અનિમિત્ર દૃષ્ટિએ જોઇ રહ્યા. ગંગા પણ મહાભિત્ર રાજાનો મનોભાવ જાણી તેમના ઉપર આસક્ત થયાં. દેવની સભામાં આમ બંનેને અરસ્પરસ મોહ પામેલાં જોઈ બ્રહ્મા અને બીજા દેવતાઓને ક્રોધ ચ્હડ્યો. બ્રહ્માએ કોપને લીધે તે બંનેને શાપ આપ્યો કે, “ તમે બંને પૃથ્વી ઉપર અવતરો. મહાભિષ રાજા ઘણો પ્રખ્યાત થઇ પછી શાપથી મુક્ત થઇ મારા આ લોકમાં આવશે. ગંગા પણ મહાભિષની સ્ત્રી થશે, અને જ્યારે તમારા બંને વચ્ચે વિખવાદ થશે, ત્યારે ગંગા શાપથી છૂટી આ લોકને પામશે. ”

બ્રહ્માના શાપથી ઝંખવાણાં પડી ગયેલાં મહાભિષ રાજા અને ગંગા પૃથ્વી ઉપર ક્યાં અવતાર લેવો તેનો વિચાર કરતાં ઉભાં રહ્યાં. આખરે મહાભિષ રાજાએ ચંદ્રવંશી પ્રતીપને ઘેર અવતાર લેવાનું યોગ્ય ધારી ત્યાંજ જન્મ લીધો, અને [1]શાન્તનુ નામે પ્રખ્યાત થયા.

શાન્તનુ રાજાના પિતા પ્રતીપ રાજા એક દિવસ મૃગયા રમવા ગયા હતા, ત્યાં બ્રહ્માના શાપને લીધે સંતાપ કરતાં ગંગાજીએ તેમને જોયા. તેમને જોતાંજ ગંગા મોહ પામી ગયાં, અને રાજાની સાથે વિહાર કરવાના વિચારથી સુંદર સ્ત્રીનું રૂપ લઈ રાજાના જમણા સાથળ ઉપર બેઠાં. પ્રતીપ રાજા ધર્મની બુદ્ધિવાળા હોવાથી એકદમ કામને વશ થાય તેમ નહોતા. તેથી તેમણે રતિની યાચના કરતી તે સ્ત્રીને ધીરેથી કહ્યું, “ સુંદરિ! તારી યાચનાને હું સ્વીકારી શકતો નથી. આ મારા જમણા સાથળ ઉપર તું બેઠી છું તે સ્થાન તો પુત્ર અને પુત્રવધૂઓને બેસવા યોગ્ય છે. માટે તેં આ ઠીક નથી કર્યું. હું તો તારી સાથે હવે ક્રીડા કરી શકું તેમ નથી, પણ મારો પુત્ર તારો અંગીકાર કરશે.”[2]

---

૧. य यं काराभ्यां स्पृशति जीर्णं स सुखमश्नुते। पुनर्युवा च भवति तस्मात्तं शांतनुं विदुः॥ આદિઃ ૯૫-૪૬.

૨. प्रतीपस्तु महीपालस्तामुवाच यशस्विनीम्। करोमि किं ते कल्याणि प्रियं यत्तेऽभिकांक्षितम्॥ स्त्र्युवाच। त्वामहं कामये राजन् भजमानां भजस्व माम्। त्यागः कामवतीनां हि स्त्रीणां सद्भिर्विगर्हितः॥ प्रतीप उवाच। नाहं परस्त्रियं कामाद्गच्छेयं वरवर्णिनि। न चासवर्णां कल्याणि धर्म्यमेतद्धि मे व्रतम्॥

* * * *

મૃગયાને માટે ઘણા શેખીન હોવાથી શાન્તનુ યૌવનાવસ્થામાં આવતાં વારે વારે વનમાં જવા લાગ્યા. પ્રતીપે તેમને શીખામણ દીધી કે "હે પુત્ર! જો કોઇ સ્ત્રી તને પરણવા માટે મળે તો તું ના કહેતો નહીં. તેમજ તેને પ્રશ્ન પૂછવા પણ ન રહીશ. હે પુત્ર! મારી ખાતર તું એ સ્ત્રીને ગ્રહણ કરજે. વિધાતાએ એજ નિર્માણ કરેલું છે." આમ પ્રતીપ રાજાની આજ્ઞા શિરે ધરીને શાન્તનુ રાજા દરરોજ ઉત્સાહથી મૃગયા કરવા જતા. વખત જતાં પ્રતીપ રાજા સ્વર્ગે સીધાવ્યા, અને શાન્તનુ રાજા ગાદીએ આવ્યા.

એક દિવસ શાન્તનુ રાજા વનમાં શિકાર કરી થાકી જઇ વિશ્રામ લેવા એક વૃક્ષ નીચે બેઠા હતા; ત્યાં એક સુંદરી કામની ઇચ્છિાથી શાન્તનુ રાજા પાસે આવી. આ સ્ત્રી યુવાવસ્થામાં હોવાથી તેનાં સ્તનોનો ભરાવો કામોત્તેજક હતો, તેની વાણીમાંથી માધુર્ય ઝરતું હતુ, તેની આંખોમાં કામદેવનું તેજ હતું; તેનાં અવયવોમાં કામદેવની આજ્ઞાઓનો ટંકાર સંભળાતો હતો. આને જોઇનેજ શાન્તનુ રાજા પિતાનું વાક્ય સંભારી આ સ્ત્રીને કાંઇ પણ પ્રશ્ન પૂછ્યા વિના જેમ તેણે કહ્યું, તેમજ માની લઇ તેમણે તેનો સ્વીકાર કરી લીધો. આ સ્ત્રી તેજ ગંગા પોતે હતાં. અને બ્રહ્માના શાપથી શાન્તનુ રાજાને વરવા તૈયાર થયાં, પણ ગંગાજીએ શાન્તનુ રાજા સાથે સંસર્ગ કરતાં પહેલાં એક પ્રતિજ્ઞા કરાવી લીધી કે "હુ સારૂં કે નરસું જે કંઈ કામ કરૂં તેમાં તમારે નિરોધ કરવો નહીં. જ્યારે તમે અવરોધ કરશો તેજ વખતે હું તમારી પાસેથી ચાલી જઇશ." કામને લીધે શાન્તનુ રાજાએ તેની આ સરત માન્ય રાખી, અને તેને તે પોતાના અંતઃપુરમાં લઇ ગયા.

વસિષ્ઠ મુનિની કામધેનુ ગાયનું હરણ કરનાર આઠ વસુઓને વસિષ્ઠે શાપ આપ્યો હતો કે "તમે મનુષ્યની યોનિમાં જન્મ પામશો." આ શાપને લીધે આઠે વસુઓ ચિંતાતુર થઇ ગંગાજી શાન્તનુને મળવા જતાં હતાં તે સમયે તેમના માર્ગમાં આવીને ઉભા. ગંગાજીએ તેમનું સાન્ત્વન કર્યું, અને તેમનો વહેલો મોક્ષ કરાવવાની તક આપવાનો તેમણે નિશ્ચય કર્યો. આ રીતે ગંગાજીએ પોતાને ત્યાં વસુઓને પુત્ર રૂપે અવતરવા સૂચના કરી. માત્ર દ્યો નામના એક વસુને જીવતો રાખવાની ગંગાજીએ ઇચ્છા દર્શાવી.

શાન્તનુ સુંદર સ્ત્રી મેળવીને ઉપવનોમાં ક્રીડા કરવા લાગ્યા; અને ગંગાજી પણ પ્રાચીન સંસ્કારને લીધે રાજા સાથે મનગમતી મોજો માણવા લાગ્યા. શાન્તનુ અને ગંગાજીની ક્રીડા ઇન્દ્ર અને ઇન્દ્રાણીની ક્રીડા કરતાં પણ ઘણી વધી જવા લાગી. ગંગાજી સર્વ ગુણોથી ભરપૂર હતાં, અને શાન્તનુ રાજા કામક્રીડામાં વિચક્ષણ

---

त्वया निवृत्तमेतत्तु यन्मां चोदयसि प्रियम्। अन्यथा प्रतिपन्नं मां नाशयेद्धर्मविप्लवः ॥ प्राप्य दक्षिणमूरूं मे त्वया श्लिष्टा वरांगने । अपत्यानां स्नुषाणां च भीरु विद्धयेतदासनम् ॥ सव्योरुः कामिनीभोग्यस्त्वया स च विवर्जितः। तस्मादहं नाचरिष्ये त्वयि कामं वरानने ॥

આદિ પર્વ: ૯૭-૪-૧૦.

હતા, તેથી તેઓએ ક્રીડામાં ઘણા દિવસો ક્ષણ પેઠે વીતાવી દીધા. આમ કામક્રીડામાં ઘણો સમય જતાં ગંગાને રાજાથી ગર્ભ રહ્યો. ગર્ભના પૂરા માસ થયા ત્યારે ગંગાજીને એક પુત્ર જન્મ્યો. વસુઓનું ભલું કરવાની ઇચ્છાથી પુત્ર જન્મતાંજ ગંગાજીએ તેને જળમાં નાંખી દીધો. આમ એક પછી એક સાત પુત્રને જળમાં નાંખી દેતાં ગંગાજીને જ્યારે લગારેય દયા ઉપજતી ન દીઠી, ત્યારે શાન્તનુ રાજાની ધીરજ રહી નહીં. ગંગાજી આમ કરે તો પોતાનો વંશ કેમ રહેશે એવા વિચારથી શાન્તનુ રાજા હંમેશાં ઉદાસ રહેવા લાગ્યા. જ્યારે ગંગાને આઠમો ગર્ભ રહ્યો, ને પુત્રનો જન્મ થયો, ત્યારે રાજા ગંગાજીને પગે પડી વિનવણી કરવા લાગ્યા; "હે સુંદરિ, હું તારો દાસ છું. પણ હું તારી પાસેથી એટલું માગી લઉં છું, કે આ પુત્રને તું જીવતો રાખ. મારા સાત પુત્રોને તેં મારી નાંખ્યા છે, છતાં હું એકે અક્ષર બોલ્યો નથી. માટે આ આઠમા પુત્રનું તું રક્ષણ કર. અપુત્ર માણસને સ્વર્ગમાં ગતિ નથી, તેથી મારી આટલી યાચનાનો તું સ્વીકાર કર." રાજાનાં આવાં નમ્ર વાક્યોને ન ગણકારી ગંગા આઠમા પુત્રને લઈને પાણી તરફ જવા તૈયાર થયાં. આ વખતે શાન્તનુ રાજાને ઘણો ક્રોધ ચઢયો, અને તેમણે પોતાની પ્રતિજ્ઞાને વિસારી તે સ્ત્રીને કહ્યું, "હે દુષ્ટે, તને શું બાળહત્યાનો પણ ભય નથી? તું કોઇ રાક્ષસી તો નથી? તારે રહેવું હોય તો રહે, ને જવું હોય તો જા. પણ મારા આ પુત્રને તો આ વખતે મનેજ સોંપી દે. આમ કરવાથી તું મારો વંશ કેવી રીતે રાખી શકીશ?" રાજાનાં આવાં વચન સાંભળી કોપ કરી ગંગા બોલ્યાં, "મને પણ પુત્રની ઇચ્છા છે, માટે આ પુત્રને હું વનમાં લઇ જઇ પાળીશ. મા વિનાનું બાળક જીવે નહીં, માટે હું એને મારી પાસે ઉછેરીશ. પણ આપણી પ્રતિજ્ઞા ત્રુટી છે. તેથી હવે હું તમારી પાસે રહીશ નહીં." આટલું કહી વસુઓની બધી વાત ગંગાએ શાન્તનુને કહી સંભળાવી. વળી ગંગાજીએ કહ્યું, "હે રાજન્, આ પુત્રને ગાંગેય નામથી ઓળખજો. આ મહા બળવાન અને જગતમાં પ્રખ્યાત થશે." આ પ્રમાણે કહી પુત્રને લઈ ગંગાજી અંતર્ધાન થઇ ગયાં. સ્ત્રી અને પુત્રના વિરહથી રાજા શાન્તનુ સર્વદા ઉદ્વિગ્ન રહી દિવસો ગુજારવા લાગ્યા.

એક દિવસ શાન્તનુ રાજા ગંગાનદીને કાંઠે શિકાર કરવા ગયા, અને ત્યાં ઘણાં જનાવરોનો નાશ કર્યો. તે સ્થળમાં તેમણે ગાંગેયને બાણ સાથે ક્રીડા કરતો જોયો. ગાંગેયની બાણ મૂકવાની રીતિ એવી તો વિસ્મય પમાડે એવી હતી કે શાન્તનુ રાજાને પોતાના પુત્રનું સ્મરણ થઈ આવ્યું. આખરે તેમણે સ્તુતિ કરી ગંગાને પ્રસન્ન કર્યાં, અને ગંગા ગાંગેયને શાન્તનુ રાજાને સોપી અંતર્ધાન થઈ ગયાં. રાજધાનીમાં આવ્યા પછી શાન્તનુ રાજાએ તે ગાંગેયને યુવરાજપદે બેસાડયો.

સર્વદા મૃગયામાંજ આસક્ત રહેનાર શાન્તનુ રાજા વનમાં એક દિવસ ઘણે દૂર નીકળી ગયા; અને યમુનાના કાંઠા ઉપર પહોંચ્યા, ત્યાં વસંત ઋતુમાં આમ્ર

વૃક્ષમાંથી ઉદ્ભવે તેથી પણ કાંઇક વધારે મધુર સુવાસે તેમની નાસિકામાં પ્રવેશ કર્યો. આ સુવાસનો રાજાને પહેલાં કોઇ દિવસ પરિચય પડયોજ નહોતો, તેથી તે સુવાસ ક્યાંથી આવે છે તેનો નિર્ણય કરવા રાજાએ આમતેમ ફરવા માંડયું. એટલામાં નદીને કાઠે ઉભેલી શણગાર વગરની અને મેલાં લુગડાંમાં હોવા છતાં પોતાના સૌન્દર્યથી સાક્ષાત્ કામદેવનેયે મોહ પમાડતી એક સુંદરી તેમણે દીઠી. તે કન્યા ઉપર યૌવનનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. તેનાં ગોરાં ભરાવદાર સ્તનોના મધ્યભાગની શ્યામતા શંકર જેવા તપસ્વીને ડોલાવવાને શક્તિવાળી હતી, ત્યાં શાન્તનુ જેવો માનવી તે કોણ માત્ર! આછાં આછાં વસ્ત્રોમાં આચ્છાદિત થયેલી તે સ્ત્રીનો કટિ અને નાભિ પ્રદેશ સ્પષ્ટ દિસતો હતો. ઝાંખાં મેલાં વસ્ત્રમાંથી એ ભાગ કાળાં વાદળાંની મધ્યમાં વીજળી ઝબુકે તેમ ઝબુકતો હતો, અને શાન્તનુ રાજાનું મન વિકારથી ભરી દેતો હતો. તેના શરીરમાંથી આ ઉત્તમ સુવાસ આવતો જોઈ રાજાએ વિકારભરી વાણીથી તે કન્યાને કહ્યું; "હે સુંદરિ! તું કોણ છે? આંહી આવાં વસ્ત્રોમાં શા માટે ઉભી છું? તારામાંથી આવી સુગંધીનો ઉદ્ભવ શાથી થયો?" રાજાનું વિકારયુક્ત વચન સાંભળી તેમજ રાજાને કામદેવ જેવો તેજસ્વી જોઇને તે સ્ત્રી પણ કામને વશ થઈ ગઈ. છતાં પ્રમાદ ન કરતાં ધીમેથી છતાં મધુર સ્વરે તે બોલી, "હે રાજન્, હું માછીમારની દીકરી છું. અને હું અહીંઆં ઘણા સમયથી રહું છું. મારા બાપની ઇચ્છાને હું અધીન છું.: સ્વતંત્ર નથી." સ્ત્રીનાં આવાં વચન સાંભળી શાન્તનુ રાજાએ તે સ્ત્રીને પરણવાની માગણી કરી. પણ "પિતાની આજ્ઞા વિના તેમ થવું અશક્ય છે," એમ કહી કન્યાએ તેમને પિતાની પાસે મોકલ્યા.

માછીમારની પાસે રાજાએ તેની દીકરીનું માગું કર્યું. માછીમારે કહ્યું, "હે રાજા હું તો તમારો દાસ છું. તમારા આવવાથી હું ખરેખર કૃતાર્થ થયો છું. તેમાં વળી તમે મારી સાથે સંબંધ બાંધવા ઇચ્છો છો, તેથી તો હું મારી જાતને ભાગ્યશાળી સ્હમજું છું. પણ હે રાજન્, આ કન્યા હું તમને આપું તે પહેલાં મારે તમારી પાસે સરત કરાવવી પડશે. આ મારી પુત્રીને તમારાથી જે પુત્ર થાય, તેજ તમારી પછવાડે ગાદીનો વારસ થાય.[1] જો આટલી સરત તમે પાળતા હો, તો ઘણીજ ખુશીથી હું તમને મારી પુત્રી પરણાવીશ."

શાન્તનુ રાજા માછીમારનાં આ વચનો સાંભળી વિચારમાં પડી ગયા. એક પાસથી પોતાના વ્હાલા પુત્ર ગાંગેયનો સ્વાર્થ, અને બીજી પાસથી કામદેવની અનિર્બંધનીય આજ્ઞા, આ બેની વચ્ચે તેમનું ચિત્ત દોલાયમાન થવા લાગ્યું. સારા નરસાનો વિચાર રાજા ભૂલી ગયા. અને મૂઢ બની કામદેવથી પીડાતા તે પોતાની રાજધાનીમાં આવ્યા. માછીમારની કન્યાના વિચારમાં ને વિચારમાં રહેવાથી તેમનું મન બાવરૂં બની ગયું, રાજકાર્ય પ્રધાનનેજ બધું સોંપી દઇ શૂન્ય બની પોતે દિવસો વીતાવવા લાગ્યા. રાત્રીએ

૧ अस्यां जायेत यः पुत्रः स राजा पृथिवीपते। त्वदूर्ध्वमभिषेक्तव्यो नान्यः कश्चन पार्थिव ॥ આદિપર્વ: ૧૦૦-૫૬.

નિદ્રા તો આવતીજ નહોતી. ખાવે પીવે હૈયાસુના જેવા રાજા થઈ ગયા. દિવસે દિવસે તેમની કાન્તિ ઝાંખી પડવા માંડી, તેમના ગાલ બેસી જવા લાગ્યા, અને દુનિયાના સઘળા વૈભવો ઉપરથી તેમનું મન ઉઠી ગયું.

કેટલાક દિવસ આમ પસાર થઈ ગયા પછી એક દિવસ ગાંગેયે શાન્તનુ રાજાની આ દશા જોતાં,તેનું કારણ પોતાના પિતાને પૂછ્યું. કારણ કહેતાં શાન્તનુ રાજા ગભરાયા અને શરમાયા. તેમ છતાં ટુંકાણમાં અને અસ્પષ્ટ રીતે માછીની કન્યાની વાત ગાંગેયને કહી સંભળાવી. પિતૃ–ભક્ત ગાંગેય એકદમ માછીમાર પાસે ગયા, અને શાન્તનુને કન્યા આપવાને વિનતિ કરી. પણ માછીમારે જે વાત શાન્તનુને કહી હતી, તેજ વાત તેણે ગાંગેયને કહી. શાન્તનુના માછીમારની છોકરીથી થયેલા પુત્રને ગાદી અપાવવાનું ગાંગેયે માથે લીધું, અને માછીમાર દેખતાં સૂર્ય સમક્ષ તેવી પ્રતિજ્ઞા કરી. પણ માછીમારે પોતાના દૌહિત્રનું ભલું કરવાની ઈચ્છાથી હજુ પણ વધુ કઠણ સરત કરી કહ્યું, “ હે રાજપુત્ર ! મારી પુત્રીના પુત્રને રાજગાદી તમે તો અપાવો, પણ તમારા પુત્રો કદાચ મારી પુત્રીના પુત્રને હેરાન કરે તેને માટે તમે શું કરી શકશો? તમે તમારી જાતનાજ જવાબદાર છો, પણ તમારા પુત્રોની જવાબદારી તમે શી રીતે માથે લ્યોછો ? ” માછીમારનાં આવાં વચનો સાંભળી, પિતા તરફના પોતાના પ્રેમને લીધે ગાંગેયે ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે, “ હે માછીમાર, આ સૂર્ય, વાયુ, અને જળ સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે તારી પુત્રીના પુત્રને રાજગાદી મળે, અને મારા વંશજો રાજગાદીનો દાવો કરી તારા દૌહિત્રોને હેરાન ન કરે, માટે આજથી [1] હું સદા બ્રહ્મચારી રહીશ. હું પરણીશજ નહીં. હવે તારે આ શંકા રાખવી નહીં.” માછીમારે ગાંગેયની આ પ્રતિજ્ઞા ઉપર વિશ્વાસ લાવી શાન્તનુને પોતાની પુત્રી પરણાવી. ગાંગેયની ભીષ્મ પ્રતિજ્ઞાની વાત સાંભળી લોકોએ તેમને ભીષ્મના નામથી ઓળખવા માંડયા. આમ શાન્તનુ રાજા સત્યવતીને પરણ્યા. સત્યવતીની સાથે વિહાર કરતાં ઘણો કાળ વહી ગયા પછી સત્યવતીને ચિત્રાંગદ અને વિચિત્ર વીર્ય આ બે પુત્રો બબ્બે વરસને અંતરે જન્મ્યા. આ બંને અપરમાના પુત્રોને સગા ભાઇ ગણી ભીષ્મે તેમને ધનુર્વિદ્યા, વેદ, આદિ શીખવ્યાં. જ્યારે તેમની ઉમર મોટી થઇ, ત્યારે તેમને પરણાવવાનો પ્રયત્ન ભીષ્મ કરવા લાગ્યા. પણ થોડા સમયમાં શાન્તનુ રાજા મરણ પામ્યા. ત્યાર પછી કેટલેક વખતે ચિત્રાંગદ ગંધર્વ સાથેના યુદ્ધમાં મરાયો. તેના અકાળ મરણથી દુ:ખી થયેલી સત્યવતી વિચિત્ર વીર્યને પરણાવવા માટે ભીષ્મને વારંવાર વિનંતિ કરવા લાગી.

---

१ दाशराज निबोधेदं वचनं मे नृपोत्तम । श्रृण्वतां भूमिपालानां यद्ब्रवीमि पितुः कृते ॥ राज्यं तावत्पूर्वमेव मया त्यक्तं नराधिपाः । अपत्यहेतारपि च करिष्येऽद्य विनिश्चयम् ॥ अद्यप्रभृति मे दाश ब्रह्मचर्यं भविष्यति । अपुत्रस्यापि मे लोका भविष्यंत्यक्षया दिवि ॥

આદિપર્વ: ૧૦૦ ૯૪–૯૬.



"હું સદા બ્રહ્મચારી રહીશઃ હું પરણીશ જ નહીં."

 [જુઓ પૃ. ૧૨]

કાશીરાજાને અંબા, અંબાલિકા અને અંબિકા નામે ત્રણ કુંવરીઓ અત્યંત રૂપવતી હતી. તેમનો કન્યાકાળ વીતી જતાં તે ત્રણે કુંવરીઓને પરણાવવાને માટે કાશીરાજાએ સ્વયંવર કરવાની તૈયારી કરવા માંડી, અને દરેક દેશના રાજાઓને આમંત્રણ મોકલ્યાં. આ ત્રણે કન્યાઓ પોતાના ભાઇને માટે લાવવાનો ભીષ્મે વિચાર કર્યો. ભીષ્મને પોતાના બળ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. સ્વયંવરમાં જઈ ભીષ્મે ક્ષત્રિય રાજાઓની પદ્ધતિ પ્રમાણે તે ત્રણે કન્યાઓને રથમાં બેસાડી બધા રાજાઓની આંખમાં ધુળ નાંખી તેમનું હરણ કર્યું. ભીષ્મના આ કૃત્યથી કાશીરાજા તેમજ શાલ્વ આદિ અન્ય રાજાઓ કોપાયમાન થઈ ગયા. અને પોતાનાં ધનુષ્યબાણો તેમજ સૈન્ય લઇ તેઓ ભીષ્મની પછવાડે પડયા. ખુલ્લા મેદાનમાં ભીષ્મ અને બીજા બધા રાજાઓ વચ્ચે મહા ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં ભીષ્મે પોતાના પ્રભાવથી અને બળથી રાજાઓના સૈન્યને મહાત કરી નાંખ્યું. આ યુદ્ધથી બધા બળવાન રાજાઓની ખાત્રી થઇ ચૂકી, કે ભીષ્મ અજેય છે.

કન્યાઓને લઇને ભીષ્મ પોતાની રાજધાનીમાં આવ્યા, અને તે ત્રણે કન્યાઓને પોતાના ભાઇને પરણાવવાની ગોઠવણ કરવા માંડી. પણ અંબા શરમથી નીચું જોઇ ભીષ્મને કહેવા લાગી. 'હે મહા પરાક્રમી ભીષ્મ, હું મનથી શાલ્વ રાજાને વરી છું. તેથી આપ ધર્મ પ્રમાણે જે કરવું ઘટે તે કરો."

અંબાનાં આ વચન સાંભળી ભીષ્મ તેને લઇ પોતે જાતેજ શાલ્વ રાજાના રાજ્યની હદમાં મૂકી આવ્યા. અંબા શાલ્વરાજા પાસે ગઇ, ત્યાં શાલ્વ રાજાએ પરપુરૂષના હસ્તના સ્પર્શને લીધે દુષિત થયેલી માની તેનો ત્યાગ કર્યો. અંબા ત્યાંથી નિરાશ થઇ પાછી ફરી, અને ભીષ્મની પાસે પાછી આવી ભીષ્મનેજ પરણવાની ઈચ્છા દર્શાવી. પણ ભીષ્મે તો અખંડ બ્રહ્મચર્યવ્રત લીધેલું હોવાથી અંબાને પરણવાની ના પાડી. આથી ક્રોધે ભરાઇ અંબા પોતાના પિતાને ત્યાં પાછી ફરી, અને ભીષ્મેજ પોતાની જીંદગી દુઃખી કરી હતી, એમ માની તેમના ઉપર વેર લેવાને માટે તેણે ભારે તપશ્ચર્યા કરવા માંડી.

શાલ્વ રાજાને ત્યાં અંબાને મૂકી આવી અંબાલિકા અને અંબિકાને પરણાવવાનો ભીષ્મે સમારંભ કર્યો. તેમનાં લગ્ન થઈ ગયાં, અને સર્વ કાર્ય નિર્વિઘ્ને પાર પડયું. કન્યાઓનાં પણ મન સંતોષ પામ્યાં. પણ વિચિત્રવીર્ય આ બે સુંદર ને યુવાન સ્ત્રીઓના અનુરાગમાં એટલો તો લીન થઇ ગયો કે દિવસ અને રાતનું પણ તેને ભાન રહ્યું નહીં. રાજ્યનો સઘળો કાર્યભાર ભીષ્મ ચલાવતા હતા, પણ તેઓ વિચિત્રવીર્યના આવા કૃત્યથી ઘણા ઉદ્વિગ્ન રહેવા લાગ્યા. સ્ત્રીઓના અતિ સંસર્ગને લીધે વિચિત્રવીર્યને નાની વયમાં ક્ષયનો રોગ લાગુ પડયો, અને પચીસેક વર્ષની નાની ઉમરમાં જીવલેણ રોગથી તે મરણ પામ્યો.

વિચિત્રવીર્યના મરણથી ભીષ્મને

તેમજ સત્યવતીને મોટી ચિંતા થઇ. પોતાનું કુળ નિર્વંશ જાય એ આર્ય હૃદયને અસહ્ય લાગ્યું. સત્યવતીએ ભાભીઓ સાથે નિયોગ કરવા ભીષ્મને ઘણો સમજાવ્યો, પણ લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવા ભીષ્મે ઇચ્છા બતાવી નહીં. નિર્વંશ થઇ કુળ નાશ પામે, તેના કરતાં અખંડ બ્રહ્મચારી રહી પોતાની પ્રતિજ્ઞા પળાય, એ ભીષ્મના મનથી વધારે અગત્યનું હતું.[1] આખરે ભીષ્મ જ્યારે એકના બે ન થયા, અને જ્યારે તેમનો નિશ્ચય ઘણો દઢ દીઠો, ત્યારે સત્યવતીએ નિરાશ થઈ પોતાની કુમારીકાવસ્થામાં જન્મેલા વ્યાસનું સ્મરણ કર્યું. સ્મરણ થતાંજ વ્યાસ તુરત ત્યાં આવ્યા. ભીષ્મે અને સત્યવતીએ આગ્રહ કરવાથી વ્યાસે ભાભીઓ સાથે નિયોગ કરવાની હા પાડી. પોતાના દુધભાઇ વિચિત્રવીર્યની સ્ત્રીઓએ પોતાને નિર્ભય મનથી ભેટવું, એવી સૂચના વ્યાસે સત્યવતીને કરી, અને તે સૂચના પ્રમાણે સત્યવતીએ અંબાલિકા અને અંબિકાને કહ્યું.

રાત્રિ પડતાં અંબાલિકાના શયનગૃહમાં વ્યાસે પ્રવેશ કર્યો. જ્યારે વ્યાસનું ભયંકર રૂપ અંબાલિકાએ જોયું, ત્યારે તેણે ભયને લીધે આંખો મીંચી દઇ વ્યાસની સાથે સંભોગ કર્યો. કાર્ય પૂર્ણ થયા છતાં પણ જ્યારે અંબાલિકાએ આંખો ઉઘાડી નહીં, ત્યારે વ્યાસે તેને કહ્યું, " હે સ્ત્રી, તેં મારા રૂપથી ભય પામી આંખો મીંચી દીધી છે, માટે મારા આ વીર્યથી તને અંધ પુત્રની પ્રાપ્તી થશે. " વ્યાસે બહાર આવી સઘળી હકીકત સત્યવતીને નિવેદન કરી.

અંધ પુત્રને રાજ્યનો અધિકાર હોઇ શકે નહીં, તથા તેનાથી કુળનો ઉદ્ધાર પણ થાય નહીં, એમ વિચારી અંબિકામાં ગર્ભાધાન કરવા વ્યાસને સત્યવતીએ વિનતિ કરી. બીજી રાત્રે વ્યાસે અંબિકાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. વ્યાસનું મહા ઉગ્ર રૂપ જોતાંજ અંબિકા પાંડુવર્ણની થઇ ગઇ. વ્યાસે તેની સાથે વિધિથી સંભોગ કર્યો, પણ શયનગૃહમાંથી બહાર નીકળતાં વ્યાસે તેને પાંડુવર્ણી જોઇ કહ્યું. " હે સ્ત્રી, તું મને

---

૧ ભીષ્મના જીવનમાં બ્રહ્મચર્ય તોડાવે એવા ઘણા પ્રસગો આવ્યા હતા, તેમાં કેટલીકવાર તો ધર્મ–બુદ્ધિથી પણ અડચણો ઉભી થતી હતી, વંશ નિર્મૂળ જાય, એ આર્ય જીવનમાં દારૂણ પ્રસંગજ કહેવાતો. આવા દારૂણ પ્રસંગમાંયે ભીષ્મ જે ધૈર્ય અને દઢતા બતાવે છે તે જોવા પૂરતુ જ નીચે ટાંચણ આપ્યું છેઃ–

**तथोच्यमानो मात्रा स सुहृद्भिश्च परंतपः । इत्युवाचाथ धर्मात्मा धर्म्यमेवोत्तरं वचः ॥ १२ ॥ असंशयं परो धर्मस्त्वया मातरुदाहृतः । त्वमपत्यं प्रति च मे प्रतिज्ञां वेत्थ वै पराम् ॥ १३ ॥ जानासि च यथावृत्तं शुल्कहेतोस्त्वदंतरे । स सत्यवति सत्यं ते प्रतिजानाम्यहं पुनः ॥ १४ ॥ परित्यजेयं त्रैलोक्यं राज्यं देवेषु वा पुन. । यद्वाऽप्यधिकमेताभ्यां न तु सत्यं कथंचन ॥ १५ ॥ त्यजेच्च पृथिवी गंधमापश्च रसमात्मन: । ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुण त्यजेत् ॥ १६ ॥ प्रभां समुत्सृजेदर्को धूमकेतु स्तथोष्मताम् । त्यजेच्छब्दं तथाऽऽकाशं सोमः शीतांशुतां त्यजेत् ॥ १७ ॥**

જોઇને પાંડુવર્ણી થઇ, માટે તને મારા વીર્યથી પાંડુવર્ણનો પુત્ર થશે." વ્યાસે શયનાગારમાંથી બહાર આવી સત્યવતી-ને બનેલો સર્વ વૃત્તાંત કહ્યો. હજુએ સત્યવતીને એક વધારે પુત્રની આકાંક્ષા હોવાથી ત્રીજે દિવસે અંબાલિકાની સાથે સમાગમ કરાવવાની તેણે ઇચ્છા દર્શાવી, પણ અંબાલિકાએ પોતાની વતી એક દાસીને વ્યાસ પાસે મોકલી. દાસીએ ભક્તિ-ભાવથી વ્યાસને પ્રસન્ન કરી તેની સાથે ક્રીડા કરી. વ્યાસે પ્રસન્ન થઈ તેને ભક્ત પુત્ર થવાનું ભવિષ્ય કહ્યું. આમ પોતાની માતાની ઇચ્છાનુસાર કાર્ય સમાપ્ત કરીને વ્યાસ વિદાય થયા.

વિચિત્રવીર્યની બે સ્ત્રીઓ અને દાસીના ગર્ભ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યા, અને નિયમિત સમયે અંબાલિ-કાએ ધૃતરાષ્ટ્રને, અંબાએ પાંડુને, અને દાસીએ વિદુરને જન્મ આપ્યો. વ્યાસના વચનથી ધૃતરાષ્ટ્ર અંધ, પાંડુ પાંડુવર્ણનો, અને વિદુર ભક્ત આમ વિચિત્રવીર્યના ત્રણે પુત્રો ધીરેધીરે મોટા થવા લાગ્યા. ત્રણે પુત્રોને ભીષ્મે પોતાના હાથનીચે ઉછેર્યા, અને યોગ્ય સમય આવતાં ધૃત-રાષ્ટ્ર અંધ હોવાને લીધે રાજ્યનો અધિ-કાર પાંડુને આપવામાં આવ્યો, પણ પાંડુ ઘણુંખરૂં વનમાંજ દિવસો ગાળતો હતો. તેને મૃગયા અને યુદ્ધનો ઘણો શોખ હતો, તેથી જો કે રાજા તરીકે પાંડુનો રાજ્યાભિષેક થયો હતો, તો પણ ધૃતરાષ્ટ્ર ભીષ્મની સલાહથી રાજ્ય ચલાવતો હતો. પાંડુએ રાજાઓની સાથે યુદ્ધ કરીને ઘણા ઘણા રાજાઓને જીતી લીધા, અને પોતાના રાજ્યની હદ વધારી. પાંડુની યુદ્ધકળાનાં સર્વત્ર વખાણ થવા લાગ્યાં.

સુબળ રાજાની દિકરી ગાંધારીનું લગ્ન ધૃતરાષ્ટ્ર વેરે થયું. પોતાનો પતિ અંધ હોવાથી પતિવ્રતા ગાંધારી પરણ્યા પછી પોતાના આખા જન્મારા સુધી આંખે પાટા બાંધીને પતિની સેવામાં રહેવા લાગી. સુરસેન યાદવની કુંવરી કુંતિભોજને ઘેર ઉછરી હતી, તેથી તેનું નામ કુંતી પડયું હતું. આ કુંતી અં-ત્યંત દેખાવડી અને સારા સંસ્કારવાળી હતી. કુંતી સ્વયંવરમાં પાંડુ વેરે પરણી. વળી મદ્ર દેશના રાજાની માદ્રી નામે કન્યાનું માગું પાંડુને વાસ્તે ભીષ્મે કર્યું, અને ઘણીજ ખુશીથી માદ્રીનું માગુ મદ્ર રાજાએ સ્વીકાર્યું. ઘણા લશ્કર અને ધામ-ધુમ સાથે માદ્રી પાંડુને પરણાવી ભીષ્મ પોતાની રાજધાનીમાં લાવ્યા.

દેવલક નામના રાજાએ દાસીમાં બ્રાહ્મણના વીર્યથી એક રૂપાળી કન્યા ઉત્પન્ન કરાવી હતી. તે કન્યાનું માગું વિદુરને વાસ્તે ભીષ્મે કર્યું. દેવલકની સંમતિ મળતાં તે કન્યાને હસ્તિનાપુરમાં તેડાવીને તેની સાથે વિદુરનું લગ્ન કર-વામાં આવ્યું.

# પ્રકરણ ૪ થું.

## કુંતીની કૌમાર્યાવસ્થા–કૌરવો અને પાંડવોનો જન્મ.

કુંતિભોજરાજાને ત્યાં કુંતી બાળપણથીજ ઉછરતી હતી. ન્હાનપણથી જ તેનું રૂપ મનોહર હતું, તેના કાલાકાલા બોલ, અને દાડમની કળી જેવા દુધીયા દાંત દરેકને મોહ પમાડતા હતા. જેમ તેનું લાવણ્ય હતું, તેવીજ રીતે તેનામાં ગુણનો પણ વિકાસ થયો હતો. એક દિવસ દુર્વાસા રૂષિ કુંતિભોજ રાજાને ત્યાં અતિથિ થઇને આવ્યા, અને તેમણે એક મહિનો ત્યાં રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી. અગ્નિ જેવા દુઃસહ દુર્વાસાનું આતિથ્ય સ્વીકારવું એ સ્હેલી વાત નહોતી. તેમ છતાં કુંતિભોજ રાજા પ્રસન્ન થઇ કુંતીને તેમના આતિથ્ય સત્કાર માટે તેમની પાસે મૂકી. કુંતીએ પોતાના ગુણો વડે દુર્વાસા જેવા ઋષિનું ઘણું સારૂં આતિથ્ય કર્યું. આથી દુર્વાસા પ્રસન્ન થયા, અને કુંતીને પાંચ મંત્રો આપ્યા, અને તેને કહ્યું, "હે કુંતી, આ પાંચે મંત્રો હું તને શીખવું છું. તે મંત્રોના બળથી તું જે દેવતાને ઇચ્છીશ, તે દેવતા તારી આગળ આવશે." પ્રસન્ન થઇ કુંતીએ તે મંત્રોને સ્વીકાર્યા, અને દુર્વાસા ત્યાંથી ચાલ્યા ગયા.

બાળકોનાં મન હંમેશાં ચિકિત્સાખોર હોય છે. તેમાંયે વિશેષે કરીને બાલ્યાવસ્થા પૂર્ણ કરી યૌવનાવસ્થામાં પ્રવેશ કરતી બાળાઓમાં ટીખળી સ્વભાવ વધારે જોવામાં આવે છે. યૌવનની આછી આછી પીછી કુંતીનાં અંગો ઉપર ફરવા માંડી હતી; તેનું ભરાવદાર શરીર યૌવનની રાજધાની હોય, તેમ શોભી રહ્યું હતું. યૌવનાવસ્થામાં આવેલી અને રાજકુળમાં ઉછરેલી કુંતી દુર્વાસાના આપેલા મંત્રોનો પ્રભાવ જાણવાને વિશેષ આતુર બની. છોકરવાદીનું પરિણામ કેવું આવશે તેનો લેશ પણ વિચાર નહીં આવવાથી કુંતીએ મંત્રના બળથી એકાંતમાં નદીને કિનારે એક દિવસ સૂર્યનું આહ્વાન કર્યું. મંત્રના પ્રભાવથી આકાશમાં જ્વલંત પ્રકાશ થઇ રહ્યો, અને તેજોમય શરીરવાળા સૂર્યભગવાને કુંતીને દર્શન દીધાં. સૂર્યભગવાનને જોઇને જ કુંતી શરમાઈ ગઈ, અને બે હાથ જોડી સૂર્યનારાયણની સ્તુતિ કરી તેમને પાછા જવા વિનતિ કરી. સૂર્યે કહ્યું, "હે સુંદરિ, તેં મને વિના કારણે શામાટે બોલાવ્યો ? તારા મંત્રના પ્રભાવથી મારૂં આંહી આવવું અફળ જશે નહીં. તારે અવશ્ય મારી સાથે સંભોગ કરવો પડશે. જો તું મારાં વચનનો અનાદર કરીશ, તો તને અને મંત્ર દેનાર દુર્વાસાને હું જરૂર શાપ આપીશ."

સૂર્યનારાયણનાં આ વચનથી કુંતી લજવાઇ ગઇ. તેને ઋતુ પ્રાપ્ત થઇ ચૂક્યું હતું. તેથી ગભરાઇને તેણે સૂર્યને વિનતિ કરી, "હે ભગવન્ મેં તો બાળભાવે કેવળ નિર્દોષપણાથી જ આપને બોલાવ્યા હતા. હજુ હું કુંવારી છું. આપ જેવાના સમાગમથી મને કેટલી હાનિ થાય તેનો વિચાર કરો. હે ભગવન્ આપ ધર્મના જ્ઞાતા છો. મારી છોકરવાદીને માટે ક્ષમા આપો. મારાથી આવું નિંદ્ય કામ શી રીતે થઈ

શકે ?" કુંતીની મુંઝવણ જાણી સૂર્યે તેને ભયથી નિવૃત્ત કરી, અને તેની કૌમાર્યાવસ્થા અભંગ રહેશે એની તેને ખાત્રી આપી. સૂર્યને જોતાંજ કુંતીને કામ વ્યાપ્યો હતો, અને પોતાનો સંદેહ દૂર થયો જાણી તેણે નિર્ભય થઈ સૂર્યની સાથે વિહાર કરવા માંડયો. સૂર્યે ધીરે ધીરે તેના શરીર ઉપર હાથ ફેરવવા માંડયો. સૂર્યનો સ્પર્શ થતાંજ કુંતી વિવશ બની ગઇ. તેના ગાલ ઉપર શરમના શેરડા પડયા, અને સંકોચાતે સંકોચાતે રોમાંચયુક્ત શરીરે સૂર્યના ખેંચવાથી તેના શરીરમાં લપાઈ ગઇ. કામદેવનો આજ્ઞાટંકાર બનેનાં દિલમાં થયો, અને નીવીગ્રંથી આગળ હસ્ત–યુદ્ધ થોડીવાર ચાલ્યાં, પછી પરવશ થયેલી બાળા સૂર્યને સ્વાધીન થઇ ગઇ.

* * * *

સૂર્યના વીર્યથી રહેલો ગર્ભ કુંતીએ ઢાંકવાને ઘણો પ્રયત્ન કર્યો. માત્ર તેની એક દાસી કુંતીના ગર્ભ વિષે જાણતી હતી. તેણે કુંતીને છૂપી રાખવાને બહુ પ્રયાસ કર્યા હતા, અને આખરે તે ફળીભૂત પણ થઇ. જ્યારે પ્રસવનો સમય પાસે આવ્યો ત્યારે કુંતીને કવચ અને કુંડળ સાથે તેજસ્વી પુત્રની પ્રાપ્તિ થઇ, પણ કૌમાર્યાવસ્થામાં હોવાથી દુઃખાતે દિલે અને આંખમાં આંસુ સાથે એક પેટીમાં બાળકને મૂકી રાતોરાત તે પેટીને યમુનાના જળમાં ધકેલી દેવડાવી. પેટી તણાતી તણાતી હસ્તિનાપુર પાસે રાધા નામની દાસીના હાથમાં આવી, તેણે પેટી ઉઘાડી જોતાં અંદરથી સુંદર તેજસ્વી બાળકને દીઠો. તુરત તે બાળકને રાધા દાસી ધૃતરાષ્ટ્રને ત્યાં લઇ ગઈ, ને ત્યાં તે બાળકને કર્ણના નામથી ઉછેરવા લાગી. કૌરવોએ આશ્રય આપેલો હોવાથી કર્ણનો તેમના તરફ પક્ષપાત હતો. અને કૌરવોને માટે પોતાના પ્રાણ ગયા ત્યાં સુધી તે તેમના હિતમાં જ રહ્યો હતો.

એક દિવસ વેદવ્યાસ મુનિ ગાંધારીની પાસે આવ્યા, તેમને ભૂખ્યા તરસ્યા આવેલા જાણી ગાંધારીએ ઘણી સારી રીતે અન્ન જળથી સંતોષ આપ્યો. આથી પ્રસન્ન થઈ વ્યાસે તેને સો પુત્ર થવાનું વરદાન આપ્યું. કેટલેક દિવસે ધૃતરાષ્ટ્રના વીર્યથી ગાંધારીને ગર્ભ રહ્યો. પણ લગભગ પ્રસવકાળ વીતી ગયે ઘણો સમય વહી ગયા છતાં ગાંધારીને કાંઈપણ સંતતિ પ્રસવી નહીં. વળી કુંતીને ત્યાં યુધિષ્ઠિરનો જન્મ થયેલો સાંભળી ગાંધારીએ ઈર્ષ્યાથી પોતાનું પેટ કૂટયું. ગાંધારીના આવા કૃત્યથી તેના પેટમાંથી માંસની પેશી જેવું કાંઇક બહાર નીકળી પડયું તેને ફેંકી દેવાનો તે વિચાર કરતી હતી, ત્યાં વેદવ્યાસે પ્રકટ થઇ તેને કહ્યું, "હે ગાંધારિ, તું આ શું કરે છે ? ઘીથી ભરેલાં સો કુંડાં તૈયાર કરાવો અને તે કુંડાંનું એકાંતમાં રક્ષણ કરો, અને આ પેશી ઉપર ટાઢું પાણી રેડાવો." વ્યાસનાં વચન સાંભળી તે પ્રમાણે બધી વ્યવસ્થા થઇ ગઇ. પેશી ઉપર ટાઢું પાણી પડતાં જ તેના બરાબર સો ભાગ થઇ ગયા. આ સો ભાગને એક એક કુંડામાં નંખાવી થોડા દિવસ રહેવા દીધા. અમુક દિવસો વીત્યા પછી તે કુંડાં ઉઘાડવાનું કહી વ્યાસ તપ કરવાને હિમાલયમાં ચાલ્યા

ગયા. પછી વ્યાસના કહેવા પ્રમાણે દરેક કુંડામાંથી એક એક પુત્રનો જન્મ થયો. આમ દુર્યોધન અને તેના બીજા ભાઇઓનો જન્મ થતાંજ પૃથ્વીમાં ઘણા અપશુકનો થતા જોવામાં આવ્યા. આવાં અશુભ ચિહ્નોથી ચિંતાતુર થઈ ધૃતરાષ્ટ્રે બ્રાહ્મણોને તેનું કારણ પુછ્યું. બ્રાહ્મણોએ કહ્યું, કે “હે રાજન્, આ અશુભ નિશાનીઓ પરથી કહી શકાય છે કે આ તમારો પુત્ર દુર્યોધન આ કુળનો નાશ કરનાર નીવડશે. તેને લીધે આખા ભારતવર્ષમાંથી ક્ષત્રિયોનો ઘણો મોટો સંહાર થઇ જશે. માટે જો તમો કુળની શાન્તિ ચહાતા હો, તો આ પુત્રનો ત્યાગ કરી દ્યો. આ એકનો ત્યાગ કરવાથી કુળનું અને દેશના ક્ષત્રિયોનું રક્ષણ થશે. કુળનું રક્ષણ થતું હોય, તો એકનો ત્યાગ કરવો જોઇએ; ગામનું રક્ષણ થતું હોય તો કુળને પણ ત્યજવું; ગામનો ત્યાગ કરવાથી દેશનું રક્ષણ થતું હોય તો ગામને તુરત ત્યજી દેવું, અને પોતાના આત્માનું રક્ષણ કરવાને દેશને પણ ત્યજી દેવો. મહારાજ, આ ધર્મનું વાક્ય છે. માટે આપ વિનાસંદેહે આ પુત્રનો ત્યાગ કરો.” ધૃતરાષ્ટ્રની મતિ ફરી ગઇ હતી, તેથી તેણે બ્રાહ્મણોનાં વચનોને માન્યાં નહીં. કાળની ગતિને લીધે તેને દુર્યોધન ઉપર તેના અનર્થો જોયા છતાં પણ વધારે વધારે વ્હાલ ઉપજતો ગયો. ધૃતરાષ્ટ્રને દુઃશલા નામની કન્યા પણ હતી. વળી એક વાણીયણ દાસીથી તેને યુયુત્સુ નામે પુત્ર થયો હતો. દુઃશલા નામની પુત્રીને સિંધુદેશનાં રાજા જયદ્રથની સાથે વિધિપૂર્વક પરણાવી. કૌરવો વેદ અને ધનુર્વિદ્યામાં ઘણા કુશળ નીવડયા.

પાંડુરાજા કુંતી અને માદ્રીની સાથે પરણ્યા પછી વનમાં યથેચ્છ સુખ માણવા લાગ્યા. લગ્ન પછી થોડેક દિવસે ભીષ્મ અને ધૃતરાષ્ટ્રની સંમતીથી મોટી સેના લઇ પાંડુ દિગ્વિજય કરવા નીકળ્યા. દશાર્ણ રાજા, મગધદેશના રાજા, કાશી, સુહ્મ, અને પુંડ્ર દેશના વિગેરે ઘણા રાજાઓને તેમણે જીતી લીધા, અને પોતાની આણ વર્તાવી. ઘણા રાજાઓએ સુવર્ણ તથા ભાતભાતનાં વસ્ત્રો આપી પાંડુનો સત્કાર કર્યો. આમ દિગ્વિજય કરી ઘણું ધન લઈ પાંડુ પાછા હસ્તિનાપુરમાં આવ્યા. ભીષ્મ ઘણી ધામધુમથી સામૈયું કરી પાંડુને રાજધાનીમાં લાવ્યા. શાંતનુ રાજાની જીર્ણ થયેલી કીર્તિનો પાંડુ રાજાએ પુનરૂદ્ધાર કર્યો. પાંડુએ મેળવેલા આ ધનમાંથી તેમણે ઘણા યજ્ઞો કર્યા, અને પુષ્કળ દાન આપ્યાં.

યુદ્ધના શોખિન અને વનમાંજ રહેવાની ઇચ્છાથી પાંડુ રાજા પોતાની બે રાણીઓને લઇને વનમાં ક્રીડામાં મસ્ત રહેવા લાગ્યા. પાંડુ રાજા એક દિવસ શિકારની શોધમાં હિમાલયનાં અરણ્યોમાં ભટકવા લાગ્યા. તે સમયે તેમણે એક મૃગને મૃગલી સાથે મૈથુન કરતાં જોયો. મૃગ એક ઋષિપુત્ર હતો, ને મૃગલી તેની સ્ત્રી હતી. તેઓને દિવસે મૈથુન કરવાની ઇચ્છા થઇ. પણ દિવસના મૈથુનનો મનુષ્યને માટે નિષેધ હોવાથી તેઓ મૃગ અને મૃગલીના દેહ ધારણ કરી મૈથુન

કરતાં હતાં રાજાને આ વાતની ખબર નહીં હોવાથી ક્રીડામાં મગ્ન બનેલાં તે બન્નેને બાણથી વીંધી નાંખ્યાં. પાંડુના બાણથી વીંધાયેલો મૃગ ધરતી ઉપર પડયો, અને અત્યંત વિહ્વલ થઇ મનુષ્ય વાણીથી તે બોલ્યો, "હે રાજન્, તું મૃગયાના ધર્મને કેમ ભૂલી ગયો? અમે કામક્રીડામાં આસક્ત થયાં હતાં તેમને તેં માર્યાં, એ મૃગયાના નિયમથી તદ્દન વિરૂદ્ધ છે. સમજુ હોવા છતાં આવું નિંદ્ય કાર્ય તેં કેમ કર્યું? તું ખરેખર દૈવથીજ ઘેરાયેલો છે. હું તને શાપ આપું છું, કે તું પણ તારી સ્ત્રી સાથે મૈથુન કરતાં મરણ પામીશ. અને જેની સાથે તું કામાતુર થઈ મૈથુન કરીશ તે તારી પ્રિય સ્ત્રી તારી પાછળ સતી થશે." આવો શાપ આપી મૃગ ત્યાં મરણ પામ્યો. પાંડુ રાજા શાપને લીધે ઘણા ચિંતાતુર થઇ ગયા, અને તેમણે સંન્યાસ લેવા તરફ વૃત્તિ લગાડી. તેમણે વનમાં જે બન્યું હતું તે બધું માદ્રી અને કુંતીને કહી દીધુ, અને તેમને હસ્તિનાપુરમાં જવાનું કહ્યું. બંને રાણીઓએ કલ્પાંત કરતે કરતે પાંડુને વાનપ્રસ્થ લેવા વિનવ્યો, અને તેઓ બન્નેએ તેમની સેવા કરવાનું માથે લીધું. આખરે બંને રાણીઓ અને પાંડુ રાજા વનમાં વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીને દિવસો ગાળવા લાગ્યાં. પાંડુના વાનપ્રસ્થના સમાચાર હસ્તિનાપુરમાં આવ્યા ત્યારે ભીષ્મ આદિ ઘણા દિલગીર થઇ ગયા. પણ પાંડુને શાપ થયેલો હોવાને લીધે તેઓથી બીજું કાંઇ થઇ શક્યું નહીં.

એક દિવસ પાંડુ રાજા હિમાલય છોડી ગંધમાદન પર્વતમાં ગયા, અને ત્યાંથી હંસકુટ પર્વતને ઓળંગી શતશૃંગ પર્વતોનાં વનમાં ભટકવા લાગ્યા. ત્યાં ઋષિઓના આશ્રમો હોવાથી તે ત્યાં જિતેન્દ્રિય થઇ રહેવા માગ્યા. ઋષિઓ પણ તેમને ભાઇ જેવો ગણીને તેમની સાથે વર્તવા લાગ્યા. તપશ્ચર્યાના પ્રભાવથી પાંડુનામાં અદ્ભૂત તેજ દીપી નીકળતું હતું. એક દિવસ અમાવાસ્યાની પર્વણિને દિવસે બ્રહ્માનાં દર્શન કરવા ઋષિઓ જવાની તૈયારી કરવા લાગ્યા. તેમને જતા જોઇને પાંડુએ પણ ત્યાં જવાની ઇચ્છા દર્શાવી. પણ 'અપુત્રની ત્યાં ગતિ નથી.' એમ સાંભળી પાંડુ રાજા વિમાસણમાં પડી ગયા. તેમના દિલના બધાયે મનોરથો ભાગી ગયા જેવા લાગ્યા. આખી દુનિયા તેમને ભારે ભારે લાગવા માંડી; પોતાની ઇષ્ટ વસ્તુ આમ હસ્તામલક હોવા છતાં પ્રાપ્ત થઇ શકે નહીં, અને પ્રાપ્ત કરવાનું સાધન પણ પાસે નહીં તેથી રાજાને ઘણોજ તીવ્ર શોક થયો. પરિતાપ કરતે કરતે પાંડુ રાજા રાણીઓ સાથે પાછા પોતાના આશ્રમમાં આવ્યા. સંતાનને માટે ચિંતાતુર થયેલા તે રાજાએ પોતાની બંને વ્હાલી રાણીઓને પાસે બોલાવીને કહ્યું, "હે સ્ત્રીઓ! આપત્કાળમાં પુત્ર ઉત્પન્ન કરવાને વાસ્તે જેમ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે તેવો વિધિ આરંભો. શાપને લીધે મારાથી તો તમને પુત્ર અપાય તેમ છે જ નહીં. માટે કોઈ શુદ્ધ બ્રાહ્મણ કે ક્ષત્રિયના વીર્યથી તમો બંને પુત્રને ઉત્પન્ન કરો. શારદંડાયન ઋષિની પત્નીએ

પતિની આજ્ઞા લઇ ઋતુને ચોથે દિવસે રાત્રે બજારમાં જઇ કોઇ ઉત્તમ બ્રાહ્મણનો સંગ કરી પુત્ર ઉત્પન્ન કર્યો હતો. વળી હું, ધૃતરાષ્ટ્ર અને વિદુર પણ નિયોગથીજ ઉત્પન્ન થયા છીએ. માટે અપુત્ર મરણ થાય તે કરતાં નિયોગથી પુત્ર ઉત્પન્ન કરવાનો વિધિ શ્રેષ્ઠ છે. અને શાસ્ત્રમાં પણ તે વિધિથી પુત્ર મેળવવાની છૂટ અપાઇ છે. સર્વથા અપુત્ર મરણ ન થાય, એજ પુરૂષનો ઉદ્દેશ હોવો જોઇએ." પાંડુનું આવું વચન સાંભળી તથા તેમની દશાનો વિચાર કરતાં દયાર્દ્ર થતી કુંતી બોલી, "મહારાજ ! અમે પતિવ્રતા છીએ માટે આપ અમને આવો માર્ગ બતાવો તે ઇષ્ટ નથી." પાંડુ રાજા બોલ્યા, [1]"હે સુંદરિઓ ! પૂર્વે સ્ત્રીપુરૂષો બંધન વિનાનાં હતાં, તેઓ યથેચ્છ વિહાર કરતાં હતાં છતાં વ્યભિચારનો દોષ લાગતો નહોતો. વ્યભિચાર એ અધર્મ નહોતો ગણાતો. માત્ર બંધનો મૂકનાર શ્વેતકેતુ મુનિની માને કોઇ બ્રાહ્મણ બળાત્કારથી લઇ ગયો, ત્યારથી મુનિનું દિલ દુભાયું, અને તેમણે ધીરેધીરે બંધનો મૂક્યાં, અને મનુ તથા યાજ્ઞવલ્કય ઋષિએ તો મનુષ્યોનાં નિર્બળ મન અને દુષ્ટ બુદ્ધિ જોઇને સ્ત્રી પુરૂષોને બંધનોથી જકડી લીધાં. વ્યભિચારથી ગર્ભની હત્યાઓ થવા માંડી, તેથીજ વ્યભિચારનો નિષેધ કરવામાં આવ્યો. પણ પુત્રોત્પત્તિને માટે પતિ પોતાની સ્ત્રીને આજ્ઞા કરે, અને સ્ત્રી પરપુરૂષ સાથે ગમન કરે, તો તે સ્ત્રીને વ્યભિચારનો દોષ લાગતો નથી. હું તમને રાજીખુશીથી કહું છું કે તમે કોઇ સારા વીર્યથી પુત્રો ઉત્પન્ન કરો."

પાંડુનાં આ વાક્યોથી શંકાઓનું સમાધાન થવાથી કુંતી બોલી. "મહારાજ ! જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે ત્યારે સાંભળો. પહેલાં મારી બાલ્યાવસ્થામાં મેં દુર્વાસાનું આતિથ્ય કરીને તેમને સંતોષ્યા હતા; તેમણે મને દેવોને આમંત્રણ કરવાના મંત્રો આપેલા છે. તેથી જો તમારી અત્યંત તીવ્ર સ્પૃહા હોય તો હું મંત્રથી દેવોને બોલાવીને પુત્રો ઉત્પન્ન કરૂં." પાંડુએ ઘણીજ રાજીખુશીથી તેમ કરવાને કુંતીને કહ્યું, આથી કુંતીએ પ્રથમ ધર્મને મંત્રથી બોલાવ્યા. ધર્મના વીર્યથી કુંતીને યુધિષ્ઠિર નામે પુત્ર જન્મ્યો, આ પુત્રથી પાંડુ રાજા ઘણા ખુશી થઇ ગયા. ત્યાર પછી વળી બીજો પુત્ર ઉત્પન્ન કરવાની પાંડુએ ઇચ્છા દર્શાવતાં, કુંતીએ વાયુદેવ પાસેથી બીજો પુત્ર ઉત્પન્ન કર્યો. તેનું નામ ભીમસેન પાડ્યું; પુત્રની કામનાવાળા પાંડુ રાજા બે પુત્રોથી નહીં ધરાતાં બીજા પુત્રો ઉત્પન્ન કરવાનું કુંતીને કહ્યું, અને તેણે ઇન્દ્રને બોલાવીને અર્જુન પુત્ર ઉત્પન્ન કર્યો. આમ કુંતીના ત્રણે પુત્રોને જોઇને પાંડુ રાજા ઘણા પ્રસન્ન થયા. પણ માદ્રીનું ઉતરી ગયેલું મોઢું જોઇને પાંડુએ બીજા એક

---

1 स्त्रीणामनुग्रहकरः स हि धर्मः सनातनः ।

* * * *

ऋतावृतौ राजपुत्रि स्त्रिया भर्त्ता पतिव्रते ॥२५॥ नातिवर्त्तव्य इत्येवं धर्मं धर्मविदो विदुः ॥ शेषेष्वन्येषु कालेषु स्वातंत्र्यं स्त्री किलार्हति ॥ २६ ॥

આદિ પર્વ:—અધ્યાય ૧૨૨.

મંત્રથી માદ્રીને પુત્ર ઉત્પન્ન કરવાનો લાભ આપવાની કુંતીને વિનવણી કરી. કુંતીએ મંત્રોપદેશ માદ્રીને આપ્યો. ને માદ્રીએ એકી વખતે અશ્વિનીકુમારોને બોલાવીને બે પુત્રો માગી લીધા. તેથી માદ્રીને અશ્વિનીકુમારોના વીર્યથી બે સુંદર પુત્રો ઉત્પન્ન થયા ને તેઓ નકુળ તથા સહદેવના નામથી પ્રખ્યાત થયા. પાંડુનો મોટો પુત્ર યુધિષ્ઠિર ધર્માત્માઓમાં ઉત્તમ, પરાક્રમી અને સત્યવાદી તરીકે પ્રખ્યાત થયો. ભીમ બળવાન ક્ષત્રિય તરીકે પ્રખ્યાત થયો. અર્જુન નરના અવતારરૂપે મનાવા લાગ્યો, અને આખા જગતને જીતવાનું સામર્થ્ય ધરાવતો હતો. સહદેવ અને નકુળ સુંદર અને દેખાવડા હોવા ઉપરાંત બળમાં અને બુદ્ધિમાં ઘણા ઉત્તમ હતા.

આમ પાંચ પુત્રો પ્રાપ્ત થયેલા જોઇ પાંડુરાજાને ઘણો હર્ષ થયો. પણ પાંડુ રાજાનું આ સુખ ઝાઝો સમય ટક્યું નહીં. કાળના બળથી વિપરિત બુદ્ધિને લીધે વસંતઋતુમાં એક દિવસ માદ્રી સાથે પાંડુ રાજા પર્વતમાં ફરતા હતા, તે વખતે એકાએક તેમને કામનો વિકાર થયો. ઝીણાં વસ્ત્રોમાંથી માદ્રીનાં સુંદર અંગો વારવાર દેખાતાં હતાં; અને પ્રૌઢાવસ્થામાં રહેલી માદ્રી યુવાવસ્થામાં હતી તેના કરતાં પણ અધિક મનોહર લાગતી હતી. માદ્રીને જેમ જેમ રાજા જોતા ગયા, તેમ તેમ તેમની બુદ્ધિ મંદ થતી ગઇ, અને કામદેવથી વધારે વધારે આકુળ વ્યાકુળ થવા લાગ્યા. માદ્રીએ રાજાની વિકૃતિ જાણી લીધી. પોતાનાથી બન્યું ત્યાંસુધી રાજાને વાર્યા. તેમને શાપની યાદ આપી. પણ વિનાશકાળ સમીપમાં આવેલો હોવાથી 'ભાવિ મિથ્યા થનાર નથી' એમ ગણી માદ્રીએ રાજાના મનને શાન્ત કર્યું. પણ કામ શાન્ત થતાંસાંજ રાજા તમ્મર ખાઈ નીચે પડયા અને શાપના પ્રભાવથી ત્યાંજ મરણ પામ્યા. કુંતીને આ વાતની ખબર પડતાં તે ત્યાં આવી, અને બંને રાણીઓએ સાથે બળી મરવા નિશ્ચય કર્યો. પણ પુત્રોનો સ્વાર્થ વિચારી માદ્રીના કહેવાથી કુંતી પુત્રોને સાચવવા માટે રહી, અને માદ્રી પતિના શબની સાથે બળી સતી થઇ.

# પ્રકરણ ૫ મું.

## પાંડવો અને કૌરવોનો સહવાસ.

પાંડુરાજાનું અકાળે અવસાન થયું, અને પતિ–પ્રેમને લીધે પોતાનાં બાળકોને કુંતીને સોંપી માદ્રી સતી થઈ, આ વાત જ્યારે આશ્રમના તપસ્વીઓના જાણવામાં આવી, ત્યારે તેઓ ઘણો સંતાપ કરવા લાગ્યા. પાંડુ જેવો બળવાન અને તપસ્વી રાજા આમ અકાળમૃત્યુને વશ થયો એથી તેઓને ઘણો શોક થયો. પણ તેમના શોકને આશ્વાસન મળે એવા પાંડુના પાંચ દિકરાઓ જોઇ તપસ્વીઓને કાંઇક શાન્તિ મળી. પાંચે બાળકો સહિત કુંતીને લઇ તેઓ કુરૂજાંગલમાં પાંડુના સ્વર્ગવાસ પછી દસમે દિવસે આવી પહોંચ્યા, ત્યાં કેટલાક દૂતોની

મારફતે ભીષ્મ અને ધૃતરાષ્ટ્રને તેમના આગમનની ખબર કહેવડાવી. ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર તેમજ સત્યવતી, ગાંધારી અને તેના સો પુત્રો ઋષિઓ આવ્યા જાણી તેમનો સત્કાર કરવાને રાજધાની બહાર આવ્યા. ભીષ્મે તપસ્વીઓની સેવા કરી. અને અર્ઘ્યાદિથી તેમનો સત્કાર કર્યો. તે તપસ્વીઓમાંના એક વૃદ્ધ તપસ્વીએ ભીષ્મને પાંડુ સંબંધે બધી હકીકત કહી. વળી પાંડવોની જે રીતે ઉત્પત્તિ થઇ હતી, તે અને માદ્રીના સતી થવા વિષેની બધી હકીકત્ત વિસ્તારથી કહેવા માંડી. જેમ જેમ પાંડુની હકીકત ભીષ્મે સાંભળી તેમ તેમ તેમને ઘણો શોક થવા માંડયો. પણ પાંડવોને જોઇ આશ્વાસન પામતા ભીષ્મે તેમને પોતાની છાતી સરસા ચાંપ્યા, ભીષ્મને પાંડુ ઉપર જરા વધારે પક્ષપાત હતો, તેથી પાંડુના મરણથી તેમને ઘણું દુઃખ થયું. પાંડુની અને માદ્રીની ઉત્તર ક્રિયા કરવાની સૂચના કરી તપસ્વીઓ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

તપસ્વીઓના ગયા પછી ભીષ્મે પાંડુ રાજાનું પુતળું બનાવી તેને વિધિસર અગ્નિદાહ દેવડાવવાની ધૃતરાષ્ટ્રને સૂચના કરી, તેથી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુરે યથાવિધિ પાંડુ રાજાની ઉત્તરક્રિયા કરી. ત્યાર પછી આખા રાજ્યમાં સઘળાએ પાંડુ અને માદ્રીના મરણનો બાર રાત્રી સુધી સુતક સાથે શોક પાળ્યો. હવિષ્યાન્ન ભોજન અને ભૂમિ-શયન આદિ સુતકવિધિ રાજા સાથે પ્રજાએ પણ રાજપ્રેમને લીધે બરોબર પાળી. રાજાનું દુઃખ તે પ્રજા પોતાનું દુઃખજ સમજતી હતી. પાંડુનું મરણ એટલે પોતાના પાલકનું મરણ એમ પ્રજાને લાગ્યું. પાંડુની ઉત્તરક્રિયામાં બ્રાહ્મણોને તથા નિરાશ્રિતોને બહુ દાન આપવામાં આવ્યાં.

વેદવ્યાસ પોતાની માતા સત્યવતીને અત્યંત શોકમાં ગરક થયેલી જોઇને ત્યાં આવ્યા અને માતાને કહ્યું, "હે મા! હવે સમય ઘણો ખરાબ આવે છે. જગતમાં અધર્મ પ્રસરવાનો છે, અને આ ધૃતરાષ્ટ્રના પુત્રોથી આ કુળનો અને આ દેશના ક્ષત્રિયોનો પણ ક્ષય થવાનો છે. તેથી કુળ-ક્ષયને નજરે ન જોવો પડે માટે તમે વનમાં ચાલો." વ્યાસનાં આવાં વચન સાંભળી અંબિકા અને અંબાલિકાને લઇ સત્યવતી ભીષ્મની આજ્ઞા લઇ વનમાં ગયાં, અને ત્યાં તપશ્ચર્યા કરી થોડે કાળે મરણને શરણ થયાં.

ધૃતરાષ્ટ્રે પાંડવોને તેમજ કૌરવોને ઉપવીત આદિ વેદોક્ત સંસ્કાર કરાવ્યા, અને પોતાના પુત્રોની માફક પાંડવોને પણ તે ઉછેરવા લાગ્યો. પાંડવો અને કૌરવો બાળપણથી એક બીજા સાથે હળીમળીને રમવા લાગ્યા. પણ ભીમ ઘણુંખરૂં કૌરવોને રમતમાંજ પછાડવા લાગ્યો. કૌરવો ભીમનાં આવાં કૃત્યોને વૈરની દૃષ્ટિએ નિહાળવા લાગ્યા. કોઇવાર રમતે રમતે કૌરવો ઝાડ ઉપર ચ્હડી જતા, ત્યારે ભીમસેન "ઓ મોટાભાઇ! આ ઝાડ ઉપર પાકેલાં ફળ તો જુઓ!" એમ યુધિષ્ઠિરને કહી તે ઝાડને થડમાંથી હચમચાવી મૂકતો. આથી ફળની સાથે કૌરવો પણ ઝાડ ઉપરથી નીચે પડતા. કૌરવોની તરફ આવી વર્તણુકને માટે યુધિષ્ઠિર હંમેશાં ભીમને ઠપકો આપતા, છતાં મસ્તાની ભીમ યુધિષ્ઠિરના ઠપકાને ગળી

જતો. કોઇવાર જળક્રીડા વખતે કૌરવો-માંથી દુર્યોધન આદિનાં માથાં ઓચીમાંથી પકડી ભીમ તેમને પાણીમાં ડૂબાવી દેતો, અને તેમના તરફડાટને આનંદથી જોઈ રહેતો. જ્યારે તેઓ લગભગ બેહોશ થતા ત્યારે તેમને બહાર કાઢતો. આમ પાંડવોની સાથે ક્રીડા કરતાં કૌરવોને ભીમસેન ઘણો ત્રાસ આપતો. કોઈ કોઈવાર કૌરવો અને પાંડવો માંહેમાંહે મલ્લયુદ્ધ કરતા, તેમાં પણ પોતાની સામે જે કોઇ આવ્યો હોય તેને લગભગ મરણતોલ કર્યા વિના ભીમ મૂકતો નહીં. કેટલીકવાર તો રમતમાંથી ગંભીર પરિણામ આવતું અને ભીમની સાથે મલ્લયુદ્ધમાં દુર્યોધન હોય ત્યારે એને છોડાવવાને જબરો પ્રયાસ કરવો પડતો. ભીમ જાણે કૌરવોનો જન્મ-થીજ દુશ્મન હોય તેવું વર્તન એમના તરફ ચલાવવા લાગ્યો. ભીમના આવા કૃત્યની ખબર ધૃતરાષ્ટ્રને અને ગાંધારીને પડી હતી અને તેઓ પણ પાંડવ કૌરવોના ભવિષ્ય વિષે ચિંતા કરવા લાગ્યાં. ભીમસેનનું બળ જેમ જેમ વૃદ્ધિ પામતું ગયું, તેમ તેમ દુર્યોધનમાં પાંડવો તરફનો દ્વેષ વધતો ગયો. આથી ઘણીવાર એમ પણ બનતું કે નિત્યના કાર્યક્રમમાં અને નાની સુની વાતોમાં પણ પાંડવ અને કૌરવોનો પક્ષ પડી જતો.

ભીમનો ત્રાસ ન સહેવાયાથી દુર્યોધને ભીમસેનનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો. આથી એક વખત ગંગાને કાંઠે ઉપવનમાં સંભોજનની વ્યવસ્થા કરી જળક્રીડાને બહાને દુર્યોધન કૌરવ પાંડવોને ગંગાના કિનારા ઉપર તેડી ગયો. ત્યાં યુક્તિથી ભીમસેનને વિષના મોદક ખવડાવવામાં આવ્યા, અને બધા ભાઇઓ જળમાં રમવા લાગ્યા. રમતે રમતે ભીમસેનને વિષની લહેર ચઢવા લાગી, એટલે બીજા ભાઇઓની નજર ચૂકાવી દુર્યોધને ભીમસેનને ઊંડા પાણીમાં ગબડાવી દીધો. જળક્રીડાથી પરવારી બધા ભાઇઓ જળ બહાર નીકળ્યા. પણ યુધિષ્ઠિરે ભીમને દીઠો નહીં, તેથી 'કદાચ સહુ પહેલાં ઘેર ગયો હશે' એમ ધારી ચારે પાંડવો ઘેર આવ્યા. કુંતીને પૂછતાં કે બીજી રીતે તપાસ કરતાં ભીમનો પત્તો કંઇથી પણ લાગ્યો નહીં. કુંતીએ વિદુરને બોલાવી ભીમ અને દુર્યોધન વચ્ચેના દ્વેષભર્યા સંબંધ વિષે વાત કરી અને ભીમનો પત્તો મેળવવા વિનંતિ કરી. કૌરવો વિષે બીજી વાતો ન બોલવા અને બાકીના પુત્રોને સાચવીને બેસી રહેવા વિદુરે કુંતીને સૂચના કરી. પોતાની નિરાધાર દશાને લીધે કુંતીની આંખમાં આંસુ આવ્યાં. પાંડુ રાજા જેવા ચક્રવર્તીની ભાર્યાને પરવશતા જેવું દુઃખ ઘણું અસહ્ય થઈ પડ્યું; પણ વખત વિચારી વિદુરના કહ્યા પ્રમાણે સાવચેતી રાખવા શિવાય બીજો ઉપાય નહોતો. વિદુરે પણ ભીમસેનની સઘળે સ્થળે શોધ કરવાનું જારી રાખ્યું.

દુર્યોધને ભીમસેનને જળમાં ફેંકી દીધા પછી ભીમસેન જળમાં ઊંડો ઊંડો ઉતરી જવા લાગ્યો, આખરે તે છેક પાતાળમાં નાગલોકમાં આવ્યો, અને બેભાન અવસ્થામાં પડી રહ્યો. મનુષ્યલોકમાંથી ભીમને આવેલો જોઈ નાગ તેને કરડવા વળગી પડ્યા. પણ નાગના ઝેરને લીધે

ભીમસેનના શરીરનું ઝેર ઉતરી ગયું, અને તે આળસ મરડી બેઠો થયો ત્યારે તેણે પોતાની આસપાસ સર્પોને ઉભેલા દીઠા. ભીમસેને સર્પોને ત્રાસ આપીને નસાડયા. એટલે તેઓ તેમના રાજા વાસુકિ પાસે આવ્યા. સર્પોની હકિકત સાંભળી વાસુકિ ભીમની પાસે આવ્યો, અને ભીમને જોતાંજ તેના ઉપર તેને સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થયો. તેણે ભીમને પોતાને ત્યાં રાખ્યો અને અન્નવસ્ત્રાદિથી તેનો સત્કાર કર્યો. આખરે જ્યારે ભીમે પાછા પોતાની માતા પાસે જવાની ઇચ્છા બતાવી, ત્યારે વાસુકિએ તેને એક કુંડમાં નહાવાની આજ્ઞા કરી. આ કુંડમાં નાહ્યાથી ભીમનામાં હજાર હાથીનું બળ આવ્યું. પછી ભીમે તે કુંડમાંથી પીવાય તેટલો રસ પીધો, અને વાસુકિ નાગની આજ્ઞાથી બીજા સર્પો તેને તેની રાજધાનીના શહેર નજીક મૂકી આવ્યા. દસમે દિવસે ભીમસેનને ઘેર આવેલો જોઇ કુંતી તથા તેના ભાઇઓ ઘણા ખુશી થયા. વિદુર પણ તેને મળવા આવ્યા. તે બધાને તેણે દુર્યોધને દીધેલા વિષની વાત કહી દીધી. આ સમય પછીથી પાંડવો કૌરવોથી સાવધાન રહેવા લાગ્યા. ધૃતરાષ્ટ્રને વાણીયણથી થયેલો પુત્ર યુયુત્સુ પાંડવોનો પક્ષપાતી હતો, તેથી ઘણીવાર કૌરવોની વાત તે પાંડવોને છાનોમાનો કહી જતો. આથી પાંડવોને સાવધાન રહેવામાં સુગમતા થઈ પડતી. દુર્યોધન પાંડવોને મારી નાંખવાને ઘણી પ્રપંચજાળ રચતો, પણ પાંડવો શાન્તિથી ગમ ખાઈ જતા, અને વિદુરની સલાહથી દુર્યોધનના પ્રપંચને પ્રસિદ્ધ કરતા નહોતા.

## પ્રકરણ ૬ ઠું.

### આચાર્ય દ્રોણ.

ભરદ્વાજ ઋષિ એક દિવસ નદી તીરે સૂર્યને અર્ધ્ય આપતા હતા; તે સમયે ઘૃતાચી અન્ય અપ્સરાઓ સાથે નદીને સામે કાંઠે ફળફુલ વીણવામાં અને ક્રીડામાં રોકાઈ હતી. ફળફુલ વીણવાં મૂકી સર્વે અપ્સરાઓ નદીમાં સ્નાન કરવા પડી. સ્નાન કરી રહી વસ્ત્રો બદલતાં ઘૃતાચીનું વસ્ત્ર પવનના ઝપાટાથી હાથમાંથી સરી જઇ આઘે પડી ઉડવા લાગ્યું. સ્તન આદિ સુંદર અવયવોનો ઝળકાટ ઋષિથી ન જોતાંયે જોવાઇ ગયો. ઘૃતાચીના અવયવોની મનોહરતામાં મુગ્ધ બનેલા ઋષિ પોતાના શરીરનુંયે ભાન ભૂલી ગયા, અને મદનવશ બની ગયા. અત્યંત વિવશતાને લીધે ઋષિનું વીર્ય સ્ખલિત થઇ ગયું; વીર્ય સ્ખલિત પછી થયા તેમને ભાન આવતાં વીર્યને તેમણે દ્રોણના પાંદડામાં ભરી લીધું. તેમાંથી થોડે દિવસે પુત્ર ઉત્પન્ન થયો. દ્રોણમાં ઉત્પન્ન થયો માટે તેનું નામ દ્રોણ પાડવામાં આવ્યું. ભરદ્વાજના આશ્રમમાં રહીને દ્રોણે વેદનો અભ્યાસ કરવા માંડયો. તેમના સહાધ્યાયી

તરીકે દ્રુપદ હતો. દ્રુપદ અને દ્રોણુને ગાઢ મૈત્રી થઈ. બન્ને જણુ સાથે અધ્યયન કરતા અને ગુરૂના ઘરનું કામ પણુ કરતા. અત્યંત મૈત્રીને લીધે દ્રુપદે દ્રોણુને વચન આપ્યું હતું કે "જ્યારે હું રાજા થઈશ, ત્યારે તને હું ઘણો લાભ કરી આપીશ." વિદ્યાર્થીઅવસ્થાનું આ વચન દ્રોણુ વીસર્યા નહોતા. અભ્યાસ પૂરો કરી દ્રોણુ અને દ્રુપદ બંને છૂટા પડયા. અત્યંત દારિદ્રને લીધે દ્રોણુ એક દિવસ ફરતા ફરતા પરશુરામના આશ્રમમાં આવી પ્હોંચ્યા, અને પરશુરામની પાસે ધનની માગણી કરી; પણુ પરશુરામે કહ્યું, "હે બ્રાહ્મણુ! મેં પૃથ્વી વિગેરેનું દાન કરી દીધું છે. જે કાંઈ છે તે હવે મારા હાથમાં નથી. માત્ર મારી જાતજ રહી છે. તેથી તુ હવે મારી પાસે જે રહ્યું છે, તેમાંથી માગી લે." આથી દ્રોણે પરશુરામની પાસેથી પ્રયોગ અને રહસ્ય સાથે અસ્ત્ર મંત્રોની વિદ્યા માગી. પરશુરામે દ્રોણુને ઉત્તમ બ્રાહ્મણુ જાણી પોતાની બધી વિદ્યાના મંત્રો તેમને ભણુાવ્યા. પરશુરામની પાસેથી મંત્રો પ્રાપ્ત કરી તેમજ પરશુરામનો આશિર્વાદ મેળવી દ્રોણુ દ્રુપદને રાજા થયેલો જાણી, અને તેનું વચન સંભારી તેને ત્યાં જવાને નીકળ્યા. દ્રુપદની પાસે જઈ દ્રોણે પોતાની વિદ્યાર્થીઅવસ્થાની યાદ દેવડાવી, અને દ્રુપદને તેનું વચન સંભારી આપ્યું. પણુ દ્રુપદ તો જાણે કાંઇ જાણુતોજ ન હોય તેમ દ્રોણુનું અપમાન કરી કાઢી મૂકવાની તેણે પોતાના સેવકોને આજ્ઞા કરી. દ્રોણુ આથી ઘણા નિરાશ થયા,* અને દ્રુપદના મદને ઉતારવાને માટે યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા. દ્રોણુ દ્રુપદની રાજધાનીમાંથી નીકળી હસ્તિનાપુરમાં પોતાના સાળા કૃપાચાર્યને ત્યાં આવીને અજ્ઞાત રહેવા લાગ્યા. દ્રોણુને અશ્વત્થામા નામે એક પુત્ર હતો. અને કૃપાચાર્યના કહેવાથી ભીષ્મે અશ્વત્થામાને કૌરવો પાંડવોના વેદના શિક્ષણુ માટે રાખ્યો હતો.

એક દિવસ પાંડવ કૌરવો ગીલીદંડાની રમત રમતા હતા. રમતે રમતે ગીલી એક ઉંડા કુવામાં પડી ગઇ. સઘળા કૌરવો અને પાંડવો મુંઝાઈને જોવા લાગ્યા. પણુ એટલામાં દ્રોણુ ત્યાં અકસ્માત આવી પ્હોંચ્યા. દ્રોણે તેમને મુંઝાયેલા જોઈને કહ્યું, "હે ક્ષત્રિઓના બાળકો, ધિક્કાર

* પોતાના બાળ—સખા સુદામાને આવ્યા જાણી શ્રીકૃષ્ણુ ઘેલા થઇ તેમનું સ્વાગત કરવા માટે પોતાની વ્હાલી પટરાણીઓની સોડમાંથી ઉઠીને બહાર દોડતા આવ્યા હતા. પ્રેમાનંદનું વર્ણુન વાંચોઃ—

મારો બાળ સનેહી સુદામોરે,
હું દુખિયાનો વિસામોરે.
ઉઠી ધાયા જાદવરાય રે.
નવ પહેર્યા મોજાં પાયરે.
પીતાંબર ભૂમિ ભરાયરે,
રાણી રૂક્ષમણિ ઉંચાં ન્હાયરે.
અતિ આનંદે ફુલી કાયરે,
હરિ દોડે ને શ્વાસે ભરાયરે.
પડે આખડે બેઠા થાયરે,
એક પળ તે જુગ જેવી જાયરે.
છબીલાજીએ છૂટી ચાલેરે,
દીધી દોટ તે દીન દયાળેરે.
સુદામે દીઠા કૃષ્ણુદેવરે,
છૂટયાં આંસુ શ્રાવણુ નેવરે.

છે તમારા ક્ષત્રિયત્વને! તમારાથી એક ગીલી પણ નીકળી શકતી નથી તો તમેં બીજું તે શું કરી શકશો? જો તમેં મને ભોજન આપો તો હું તમારી ગીલી અને આ મારી વીંટી પણ મંત્રથી કાઢી દઉં છું તે જુઓ." આમ કહી દ્રોણે પોતાની વીંટી કુવામાં નાંખી દીધી, પછી મંત્રથી એક દર્ભની સળીને બીજી સાથે સાંધીને એક સાંકળ બનાવી, અને કુવામાંથી ગીલી તેમજ વીંટી બંને રાજકુમારોના દેખતાં કાઢી બતાવ્યાં. રાજકુમારો આથી ઘણા વિસ્મય પામ્યા, અને આ બધી વાત તેમણે ઘેર આવી ભીષ્મને કહી. ભીષ્મે દ્રોણને ઘણા સત્કાર સાથે બોલાવ્યા, અને તેમનું પૂજન કર્યું. દ્રોણે પોતાનો બધો પૂર્વ ઇતિહાસ ભીષ્મને કહી બતાવ્યો. "મહારાજ ! મારા દારિદ્રની શી વાત કહું ? હું કૃપાચાર્યની બેન કૃપીની સાથે પરણ્યો છું, અને મને અશ્વત્થામા નામે પુત્ર છે. એક દિવસ પાડોશીનાં બાળકો દુધ પીતાં હતાં, તે જોઈને અશ્વત્થામાએ દુધ માગ્યું. મારી પાસે ગાય હતી નહીં, તેથી તેને લોટ પાણીમાં ભેળવીને છેતરીને દુધ તરીકે આપવા માંડયું. પણ મારા પુત્રની આવી સ્થિતિ જોઈ મને ઘણું લાગી આવ્યું. મેં ગાય મેળવવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ દ્રુપદ જે મારો બાળપણમાં મિત્ર હતો, તેણે પણ મને વચન આપ્યા પછી, મારી યાચનાનો અસ્વીકાર કીધો. હવે હું ગુણવાન શિષ્યો મેળવવા માટે ફરૂં છું." દ્રોણનાં આવાં વચન સાંભળી, અને દ્રોણની શક્તિને બરાબર જાણતા હોવાથી ભીષ્મે તેમના હાથમાં કૌરવ પાંડવોને સોંપ્યા, અને કહ્યું, "હે દ્રોણ! તમેં આ કૌરવ અને પાંડવોના ગુરૂ બનો. તમેં તેમને ઉત્તમ ધનુર્વિદ્યા શીખવો, અને મારા આ પુત્રો આખી પૃથિવીમાં કોઇથી જીતાય નહીં તેવા તેમને બળવાન અને યુદ્ધવિશારદ બનાવો. તમારી આજીવિકા તેમજ તમારી દરેક જરૂરીઆતો અમેં પૂરી પાડીશું." દ્રોણે ભીષ્મનું વચન માથે ચ્હઢાવ્યું. અને રાજધાનીથી થોડેક દૂર એક આશ્રમ જેવું બંધાવી તેમાં તે રહેવા લાગ્યા, અને કૌરવ પાંડવો પણ ત્યાં તેમના શિષ્ય થઇને રહ્યા.

## પ્રકરણ ૭ મું.

### રાજકુમારોનો ધનુર્વેદાભ્યાસ.

ભીષ્મે દ્રોણને રાજકુમારો સોંપી દીધા. અને દ્રોણને રહેવા માટે સઘળાં સાહિત્યથી ભરેલું ઘર પણ આપ્યું. દ્રોણાચાર્યે કુમારોને ભેગા કરી તેમને કહ્યું. "તમે બધા અસ્ત્રવિદ્યામાં નિપુણ થાઓ ત્યારે તમારે મારૂં એક કામ કરી આપવું પડશે." દ્રોણનું આ વાક્ય સાંભળી બીજા બધા રાજકુમારો મુંગા રહ્યા. પણ અર્જુન સહુની આગળ આવ્યો અને તેણે પ્રતિજ્ઞા કરી કે–"હું તમારૂં ધારેલું

કાર્ય અવશ્ય કરી આપીશ.” દ્રોણે અર્જુનને આલિંગન દીધું, અને તેમની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. કૌરવો અને પાંડવોનો અભ્યાસ થતો જોઈ આસપાસના દેશોમાંથી પણ ઘણા રાજકુમારો દ્રોણપાસે ભણવા આવવા લાગ્યા. દુર્યોધનનો મિત્ર થયેલો કર્ણ પણ ત્યાંજ અભ્યાસ કરવા આવ્યો હતો.

કર્ણ જ્યારે દ્રોણની પાસેથી છૂટો પડયો ત્યારે એક દીવસ પોતે બ્રાહ્મણ હોવાનો દાવો કરી પરશુરામ પાસે ધનુર્વેદ શિખવા ગયો હતો. પરશુરામનો નિયમ હતો કે બ્રાહ્મણ શિવાય બીજા કોઇને ધનુર્વિદ્યા શિખવાડવી નહીં. પરશુરામની પાસે દિવ્ય અસ્ત્રોની વિદ્યા હતી. તેના લોભથી કર્ણે પોતાની જાત છુપાવી બ્રાહ્મણમાં ખપી તેમની પાસેથી વિદ્યા શીખવા માંડી. પરશુરામનો પક્ષપાત કર્ણ ઉપર થયો. કર્ણની બુદ્ધિ, તેની ચપળતા, અને હિમ્મત જોઇ પરશુરામ તેના ઉપર ઘણા ખુશી થયા, અને તેને દિવ્ય અસ્ત્રોની વિદ્યા આપી. એક દિવસ કર્ણના ખોળામાં માથું મૂકી પરશુરામ ઊંઘી ગયા હતા, ત્યારે એક મકરંદ ગુંજારવ કરતો ત્યાં આવી ચ્હડયો. પોતાના ગુરૂ રખેને જાગી જાય એ હેતુથી કર્ણે તે મકરંદને પોતાની જાંઘ ઉપર બેસવા દીધો. ભ્રમરે તેની જાંઘ કોરીને અંદરથી ઘણું લોહી કાઢયું. જ્યારે ગરમ લોહી પરશુરામના શરીર નીચે ગયું, ત્યારે લોહીનો સ્પર્શ થવાથી પરશુરામ સફાળા જાગી ઉઠયા. કર્ણના પગનો દેખાવ જોઈ તથા તેની ધીરજ જોઇ તેમને ઘણી નવાઈ લાગી. તેઓ એકદમ બોલી ઉઠયા. “અરે દુષ્ટ, તું ખરો બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ હૃદય લોહીની વહેતી સતત ધારાથી આમ નિરાંતે બેસી રહેજ નહીં. માન ન માન, પણ તું બ્રાહ્મણથી બીજીજ જાતનો છું. બોલ, નહીં તો હું તને શાપ દઇશ.” પરશુરામનું ઉગ્ર રૂપ જોઈ કર્ણ બ્હીકથી થરથર ધ્રુજવા લાગ્યો. અને બોલી ઉઠયો, ‘મહારાજ હું કર્ણ છું, અને માત્ર ધનુર્વિદ્યાના લોભને લીધેજ આપને ત્યાં હું રહ્યો હતો. આપ બ્રાહ્મણ તરફ પક્ષપાત ધરાવોછો, તેથી મારે આમ છાનાં રહેવું પડયું હતું. ભગવન્, મને ક્ષમા કરો, આપની આપેલી વિદ્યાનો હું ગેરઉપયોગ નહીં કરૂં.” કર્ણની શક્તિ વિગેરેનો વિચાર કરતાં પરશુરામે તેને શાપ આપ્યો કે “ હે કર્ણ ! તું પૃથિવીમાં સહુથી શ્રેષ્ટ ધનુર્ધારી થઈશ. તું મારા શિષ્ય તરીકે ઘણી કીર્તિ સંપાદન કરીશ. પણ જ્યારે તારૂં મરણ આવશે, ત્યારે તું આ બધી વિદ્યા ભૂલી જઇશ. વત્સ ! જા, મેં પ્રતિજ્ઞા લીધી છે, તેથીજ હું તને હવે મારી પાસે રાખી શકતો નથી. પણ તને આશિર્વાદ આપું છું કે તારા જેવો ધનુર્ધારી બીજો કોઈ થશે નહીં.” -

દ્રોણ પાંડવો અને કૌરવોને નિયમ પ્રમાણે ધનુર્વિદ્યા શીખવતા હતા. પોતાના પુત્ર અશ્વત્થામાને પણ તેઓ ત્યાં જ શીખવતા હતા, ચપલતા, બાહુબળ, ખંત, અને અભ્યાસપર પ્રેમને લીધે બીજા બધા શિષ્યો કરતાં અર્જુન વધારે ચઢીઆતો થયો, અને દ્રોણનો પણ તેના ઉપર પક્ષપાત હતો, અશ્વત્થામા જેટલોજ વહાલ અર્જુન ઉપર પણ દ્રોણને

આવતો. અશ્વત્થામાને ધનુર્વિદ્યાની વિશેષ ક્રિયા શીખવવાને દ્રોણુ જ્યારે બધા શિષ્યોને પાણી લાવવા મોકલતા, ત્યારે તેમને સાંકડા મોઢાનાં પાત્રો આપતા અને અશ્વત્થામાને પહોળા મોંઢાવાળું પાત્ર આપતા. આથી અશ્વત્થામા ઉતાવળા ઉતાવળા પાણી ભરી ઘેર આવતા, ને તેટલાજ સમયમાં દ્રોણુ અશ્વત્થામાને વિશેષ ક્રિયા શીખવતા. અર્જુનને આ વાતની ખબર પડતાંજ પોતાના વાસણને વારૂણાસ્ત્રના પ્રયોગથી ભરી ઉતાવળો ઉતાવળો અશ્વત્થામાની સાથેજ ગુરૂના આશ્રમમાં તે આવતો. અર્જુન આવી રીતે અશ્વત્થામાની પણ બરોબરી કરવા લાગ્યો. ગુરૂના પૂજનમાં તેમજ અભ્યાસમાં સંપૂર્ણ કાળજીને લીધે અર્જુન ગુરૂને ઘણો પ્રિય થઇ પડયો.

એક દિવસે દ્રોણાચાર્યે પોતાના રસોઇઆને કહ્યું, કે અર્જુન જ્યારે જમતો હોય ત્યારે દિવો હોલવી નાંખી બીજી વાર કરવો નહીં ને તેને પીરસવું પણ નહીં, આમ એક વખત રાત્રે અર્જુન જમતો હતો ત્યારે પ્રથમ વ્યવસ્થા પ્રમાણે દિવો હોલવી નાંખવામાં આવ્યો. અને અર્જુને રસોઇઆને પીરસવાનું કહ્યું, પણ દ્રોણાચાર્યની સૂચના પ્રમાણે રસોઇઆએ અંધારામાં પીરસવાની ના કહી, અંધારામાં પણ કોળીઓ અભ્યાસને લીધે મોઢામાંજ જાય છે, એમ અર્જુનને હવે સહમજાયું. તેણે આવા ન્હાના દૃષ્ટાંત ઉપરથી બોધ લીધો અને રાત્રે પણ અંધારૂં હોયે ત્યારે એકલો એકલો ધનુષ્ય બાણ લઇને અભ્યાસ કરવા લાગ્યો. ધનુષ્યમાં બાણ સાંધવું અને બાણને તાકીને છોડવું, એમ ઝડપથી કરવાને અર્જુને અભ્યાસ વધારવા માંડયો. રાત્રે પણ અર્જુનને ખંતથી ધનુષ્ય બાણસાથે અભ્યાસ કરતો જોઇ દ્રોણાચાર્ય ઘણા પ્રસન્ન થયા અને તેને માથે હાથ મૂકીને બોલ્યા, "બેટા અર્જુન! ધનુર્વિદ્યામાં તારા જેવો પ્રવીણ આ પૃથિવી ઉપર બીજો કોઇ પણ ન થાય તેવો હું તારે માટે પ્રયત્ન કરીશ. હાથી, રથ, ઘોડા અને બીજાં વાહનો ઉપર બેસીને કેમ યુદ્ધ કરવું, તેમજ ગદાયુદ્ધ મલ્લ યુદ્ધ, ખડ્ગયુદ્ધ વિગેરે હું તને શીખવીશ." દ્રોણના આવા શબ્દોથી અર્જુનને અભ્યાસ વધારવાની હોંસ થઈ.

દ્રોણની પાસે ઘણા રાજકુમારો શીખવા આવતા હતા, તેમાં ભીલ્લરાજાનો એકલવ્ય નામે છોકરો દ્રોણની પાસે ધનુર્વિદ્યા શીખવા આવ્યો, પણ અધમ જાતિવાળાને વિદ્યા શીખવવાની દ્રોણે ના પાડયાથી એકલવ્યે દ્રોણની માટીની મૂર્તિ બનાવી અને તેને પ્રણામ કરી હંમેશાં રાતદિવસ ધનુષ્ય બાણનો તે અભ્યાસ કરવા લાગ્યો. ગુરૂ મૂર્તિ ઉપર એકલવ્યને પરમશ્રદ્ધા હતી તેથી તે એકદમ બાણવિદ્યા શીખી ગયો. બાણોલેવામાં સાંધવામાં અને છોડવામાં તેની ચપળતા અર્જુન કરતાં પણ અધિક હતી. એક દિવસ ગુરૂની આજ્ઞાથી બધા રાજકુમારો વનમાં મૃગયા રમવા ગયા, મૃગયામાં તેમની સાથે એક પુરૂષ પોતાના કુતરાને લઇને પણ આવ્યો હતો, જ્યાં એકલવ્ય મેલથી ખરડાયેલો અને મૃગચર્મવાળો અભ્યાસ કરતો હતો, ત્યાં કુતરો આવીને ભસવા લાગ્યો.

કુતરાને ભસતો જોઇ એકલવ્યે ઘણી યુક્તિ અને ચાલાકીથી કુતરાના મોઢામાં એક સામટાં સાત બાણ મારી તેનું મોઢું તેને ઇજા કર્યા વિના પૂરી દીધું. કુતરો બાણો સાથે રાજકુમારોની પાસે આવ્યો. કુતરાને લાગેલાં બાણો જોઇ અર્જુન વિસ્મય પામ્યો. તપાસ કરતાં તેણે એકલવ્યને અભ્યાસ કરતાં જોયો. એકલવ્યને પૂછતાં તેણે કહ્યું, "હે રાજકુમાર હું ભીલ્લરાજાનો છોકરો એકલવ્ય છું, અને દ્રોણગુરૂનો શિષ્ય છું." આમ સાંભળી અર્જુને દ્રોણની પાસે આવી જેમ બન્યું હતું તેમ બધી વાત કહી, અને બોલ્યો "હે મહારાજ, આપે મને વચન આપ્યું હતું કે તારા શિવાય બીજા કોઇને હું અધિક નહીં બનાવું, તો આપનો શિષ્ય એકલવ્ય આમ કેમ મારાથી અધિક છે! " અર્જુનનું આ વાક્ય સાંભળી ઘડીભર વિચાર કરી દ્રોણ અર્જુનને લઇને એકલવ્ય પાસે જવા નીકળ્યા. એકલવ્યે દ્રોણને જોઇ શિષ્ય ભાવે નમસ્કાર કર્યા, પછી દ્રોણે તેને કહ્યું, "હે શિષ્ય, જો તું મારો શિષ્ય હોઉં તો મને ગુરૂદક્ષિણા આપ." એકલવ્ય બોલ્યો, "મહારાજ આપ જે માગશો તે હું આપીશ." દ્રોણાચાર્યે અર્જુનનું ભલું કરવાની ઇચ્છાથી તેના જમણા હાથનો અંગુઠો માગી લીધો. એકલવ્યે વિના સંકોચે તે કાપીને ગુરૂના હાથમાં આપ્યો. એકલવ્યનો અંગુઠો લઇ દ્રોણ અને અર્જુન પાછા ફર્યા, પણ ત્યારપછી એકલવ્યે ઘણો પ્રયાસ કર્યા છતાં પણ અંગુઠા વિનાના હાથથી અગાઉ જેવી ચાલાકી બાણો ફેંકવામાં તે બતાવી શક્યો નહીં.

રાજકુમારોને ધનુર્વિદ્યામાં પારંગત થયેલા જોઇને દ્રોણે તેમની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તેમણે એક કારીગર પાસે કૃત્રિમ કરંજ પક્ષી બનાવડાવ્યું, અને તેને ઝાડ ઉપર એવી રીતે ટાંગ્યું કે પવનને લીધે તે સ્થિર રહી શકે જ નહીં. દ્રોણાચાર્યે પોતાના બધા શિષ્યોને ભેગા કર્યા, અને તેમની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. તેમણે પહેલાં યુધિષ્ઠિરને બોલાવ્યા અને પૂછ્યું, "હે શિષ્ય ! તું પેલું કરંજ પક્ષીને જુએ છે ?" યુધિષ્ઠિરે 'હા' કહી, ત્યારે દ્રોણે કહ્યું, "હે શિષ્યો ! સાંભળો, આ પક્ષીની જમણી આંખને વીંધીને તમારૂં બાણ તમારે ફેંકવાનું છે. આંખ શિવાય બીજા કોઈ ભાગને તમારૂં બાણ અડકવું ન જોઇએ. હવે હે યુધિષ્ઠિર બોલ, તું પક્ષીને દેખે છે ? તું મને ઝાડને તેમજ પાંદડાં આદિ સઘળી વસ્તુ જુએ છે ?" યુધિષ્ઠિર તો જેમ બધું દેખતા હતા, તેમ તેમણે કહી દીધું. દ્રોણ જે જે વસ્તુને ગણાવે તે તે વસ્તુ તરફ નજર નાંખી યુધિષ્ઠિર હા કહેતા. આમ પોતાના બધા શિષ્યોને પૂછ્યા પછી દ્રોણે હસીને અર્જુનના સામું જોયું. અર્જુને બાણ સાંધ્યું, એટલે ગુરૂએ એ નો એ પ્રશ્ન ફરીથી અર્જુનને પૂછયો, પણ અર્જુને જવાબ આપ્યો, "હે ગુરૂજી, હું તો તમને કે ઝાડને કે પક્ષીને પણ દેખતો નથી. હું તો માત્ર તેની જમણી આંખજ જોઉં છું. આજ્ઞા આપો, તો બાણ છોડું." અર્જુ-

નના આ ઉત્તરથી દ્રોણ ઘણા ખુશી થયા, અને અર્જુનને બાણ છોડવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાંજ અર્જુને જોતજોતામાં પક્ષીની જમણી આંખમાંથી બાણ પસાર કરી દીધું. દ્રોણાચાર્યે અર્જુનને આલિંગન દીધું, અને દ્રુપદને હવે હારેલોજ માન્યો.

એક સમયે ગંગા નદીમાં સ્નાન કરતાં ઝુંડે દ્રોણનો પગ ઝાલ્યો. દ્રોણ પોતાની શક્તિથી છુટવાને સમર્થ હતા, છતાં રાજકુમારોની વિદ્યા જાણવાને માટે તેમણે બધાને આજ્ઞા કરી. કૌરવો અને અર્જુન શીવાયના બધા પાંડવો ધમપછાડ કરવા લાગ્યા, પણ અર્જુને પાંચ બાણ મારી ઝુંડને વીંધી નાંખ્યો, અને ગુરૂજીને છુટા કર્યા. ગુરૂએ પ્રસન્ન થઇ અર્જુનને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ શીખવ્યો, અને તેને કહ્યું, "હે વત્સ, આ બ્રહ્માસ્ત્ર દિવ્ય અસ્ત્ર છે, તેનો ઉપયોગ માણસો ઉપર કરવાનો નથી. અલ્પ શક્તિવાળા ઉપર જો આ અસ્ત્રનો પ્રયોગ કરવામાં આવશે તો આખું જગત બળીને ભસ્મ થઇ જશે; માટે કાંઇ અસાધારણ સંકટ આવી પડે ત્યારેજ તારે આ અસ્ત્રનો ઉપયોગ કરવો." અર્જુને આ વાત સ્વીકારી, અને ગુરૂની પ્રદક્ષિણા કરીને અસ્ત્રનો મંત્ર શીખી લીધો. મંત્ર શીખી ગુરૂને પ્રણામ કરતાં દ્રોણે આશિર્વાદ આપ્યો કે "હે અર્જુન! જગતમાં હવે કોઇ ધનુર્ધર તારાથી અધિક થવાનો નથી."

# પ્રકરણ ૮ મું.

## ગુરૂ દક્ષિણા અને દ્રુપદનો પરાજય.

પાંડવોને અને કૌરવોને અસ્ત્રવિદ્યા શીખવ્યા પછી દ્રોણે રાજકુમારોની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. કૃપાચાર્ય, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, વિદુર, વિગેરે દેખતાં પોતે શીખવેલી વિદ્યાનો પ્રયોગ કરાવી રાજકુમારોને પોતે કેવું શિક્ષણ આપ્યું હતું તેની ખાત્રી કરાવી આપવા દ્રોણે ભીષ્મને વિનંતિ કરી. ભીષ્મે દ્રોણને જોયતી સર્વ સામગ્રી પૂરી પાડી, અને કુમારોની પરીક્ષાને માટે એક દિવસ મુકરર કર્યો. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુરને લઈ દ્રોણે શહેર બહાર એક ખુલ્લી જગ્યા પસંદ કરી. ત્યાં પુરૂષ વર્ગને બેસવાને તથા સ્ત્રી વર્ગને બેસવા માટે યુક્તિથી ગોઠવણ કરી. મુકરર કરેલા દિવસે ધૃતરાષ્ટ્ર તેના મંત્રીઓ, ભીષ્મ, કૃપાચાર્ય, ગાંધારી, કુંતી અને બીજી સ્ત્રીઓ પણ શહેર બહાર આવ્યાં, અને કુમારોની પરીક્ષા જોવા ઉત્સુક બન્યાં. ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી જે જે બને તે બધો વૃત્તાંત કહેવાને વિદુર તેની પાસે બેઠા. શહેરના બીજા પ્રતિષ્ઠિત માણસો પણ ત્યાં આવીને સભાને શોભાવવા લાગ્યા. નગારાં, વાજાં વાજીંત્રો વાગવા માંડ્યાં. પુષ્પો અને તોરણોથી

મંડપને શણગારવામાં આવ્યો હતો, દ્રોણાચાર્ય પોતાના પુત્ર અશ્વત્થામા સહિત ત્યાં પધાર્યા. બધાએ તેમને સારૂં સન્માન આપ્યું. ઇતર બ્રાહ્મણોએ પુણ્યાહવાચન કર્યું. રાજકુમારોએ ધોળા ચામડાનાં મોજાં પહેરી કમર બરોબર કસીને ભાથાં હાથમાં લઇને મંડપમાં પ્રવેશ કર્યો, એટલે ચારેપાસ ઘોંઘાટ થઈ રહ્યો. ' આ કુંતીનો પુત્ર અર્જુન,' ' આ દુર્યોધન " " પેલો કોઈ દાસીનો પુત્ર છે તે કર્ણ," વિગેરે શબ્દો રંગમંડપમાં સંભળાવા લાગ્યા. જેમ જેમ બનાવ બનતો હતો તેમ તેમ વિદુર ધૃતરાષ્ટ્રને બધું સમજાવતા હતા. સહુથી પહેલા યુધિષ્ઠિર આવ્યા; તેમણે બાણો ફેંકી પોતાની શક્તિ દેખાડી; સ્થિર અને ફરતાં નિશાનો તેમણે બાણોથી વીંધી નાંખ્યાં; ઘોડા ઉપર સ્વાર થઇ સ્વારી કરવાની કળા પણ સઘળાને દેખાડી. ધનુષ્યના યુદ્ધની ક્રિયાઓ, રથમાં બેસીને લઢવાની ક્રિયા, ઘોડા તેમજ હાથી ઉપર બેસીને યુદ્ધ કરવાની રીતિ, ઢાલ તલવારના દાવપેચ, ગદાયુદ્ધની ક્રિયા, મલ્લ યુદ્ધ, અને એવી બીજી અનેક ક્રિયાઓ પાંડવો તેમજ કૌરવોએ દેખાડી ભીમ અને દુર્યોધન એ બંનેની વચ્ચે થયેલા મલ્લ યુદ્ધ અને ગદા યુદ્ધથી રંગમંડપમાં બે મત બંધાયા. કોઇ ભીમને અને કોઇ દુર્યોધનને વખાણવા લાગ્યા. પરીક્ષામાં ઉતરેલા આ બે પ્રતિસ્પર્ધીઓ પરીક્ષા ભૂલી જઈ ખરેખરૂં યુદ્ધ કરવા લાગ્યા. આખરે દ્રોણની સૂચનાથી અશ્વત્થામાએ તે બંનેને છૂટા પાડયા. દ્રોણે વચમાં ઉભા થઇ બધા નવાઇ પામે તેવી રીતે સર્વ પ્રેક્ષકોને સંબોધીને બોલ્યા, " હવે મને પુત્ર કરતાં પણ અધિક વ્હાલો, અને ધનુર્વિદ્યામાં પ્રવીણ થયેલો અર્જુન તમને જે કાંઇ દેખાડશે તેથી તમને સંતોષ થશે." દ્રોણાચાર્યની આજ્ઞાથી સુવર્ણ બખ્તર પહેરી સજજ થઈ ગુરૂને પ્રણામ કરી તેમજ મંડપમાં બેઠેલા બીજા વડીલોને પ્રણામ કરી અર્જુને પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો. ટંકાર સાંભળતાંજ ઘણા તો સ્તબ્ધ થઇ ગયા, અને એકીટશે અર્જુનની વિદ્યાને જોવા લાગ્યા. કુંતીને આનંદનાં આંસુ આવી ગયાં. અને ધૃતરાષ્ટ્રે વિદુરને પૂછયું, " હે વિદુર, હવે કોણ પરીક્ષા આપે છે?" " મહારાજ, કુંતીનો પુત્ર અર્જુન રંગમંડપમાં આવ્યો છે. તેના ધનુષ્યના ટંકારવથીજ સહુ આકર્ષાઈ ગયા છે." બધા શાન્ત થતાં અર્જુને આગ્નેયાસ્ત્રથી અગ્નિ, વારૂણાસ્ત્રથી જળ, વાય્વસ્ત્રથી વાયુ, અને મેઘાસ્ત્રથી વાદળાં ઉત્પન્ન કર્યાં. અસ્ત્રબળથી તેણે પૃથ્વીમાં પ્રવેશ કર્યો, પર્વતો ઉત્પન્ન કર્યા; અંતર્ધાનના અસ્ત્રથી અંતર્હિત પણ થઈ દેખાડયું. ક્ષણમાં ઉંચો ને ક્ષણમાં ઠુંકો દેખાવા લાગ્યો. રથમાં બેસવાની ઉતરવાની અને હરવા ફરવામાં તેણે અજબ ચાલાકી દેખાડી. ઇડાંમાં કરેલાં ઝીણાં કાંણાંને તેણે ઇંડું ભૂમિ ઉપર પાડ્યા શિવાય વીંધી નાંખ્યાં. ચણોઠી જેવાં લટકતાં નીશાનોને ક્ષણવારમાં વીંધી નાંખ્યાં. આવીજ રીતે ખડ્ગ યુદ્ધ અને ગદા યુદ્ધની બધી ક્રિયાઓ તેણે દેખાડી.

પણ અર્જુનની આ સઘળી ક્રિયાઓમાં એકાએક ભંગાણ પડયું. અર્જુનનાં વખાણ ન સ્હેવાયાથી અને જન્મથીજ

અર્જુનનો દ્વેષ કરતો હોવાથી કર્ણ એક-દમ ભરસભામાં વચોવચ આવી ઉભો રહ્યો. સૂર્ય અને કુંતીનો પુત્ર હોવાથી તેના તેજથી અને તેના શરીરના બાંધાથી તેને જોઇ સહુને ઘણો આનંદ થયો. સહુ નવાઈ પામતા હતા, ત્યાંતો કર્ણે મેઘ સરખી ગર્જના કરીને કહ્યું, “હે અર્જુન! તેં જે કરી બતાવ્યું છે તે કરતાં હું વધારે કરી બતાવું છું, તે જો. લોકો કેવળ ગોટાં નામથીજ માન આપે છે, પણ તેં જે કર્યું છે, તે મારે મન તો વિસાતમાં નથી.” અર્જુનના કૃત્યની આમ અવગણના કરતો આ વીર નર જોઈને ભીમને ઘણો ક્રોધ ચઢયો, પણ દુર્યોધન તો ઘણો રાજી થઇ ગયો. એને તો અર્જુનનો બરોબરીઓજ જોયતો હતો. બધી સભાના દેખતાં અર્જુને જેટલું કર્યું હતું તે બધું કર્ણે કરી દેખાડયું. કર્ણના આવા કૃત્યથી અર્જુનને પોતાનું અપમાન થયેલું લાગ્યું. તેણે કર્ણને કહ્યું, “હે મૂઢ, તું અવશ્ય મારા હાથથીજ મૃત્યુ પામીશ. તને આ રંગમંડપમાં વિના બોલાવ્યે આવવાનો હક્ક શો છે?” કર્ણે અર્જુનને પણ સખત શબ્દોના પ્રહાર કર્યા, અને અર્જુનને બાળવાને માટે દુર્યોધને એના દેખતાંજ કર્ણને અંગ દેશનો રાજા બનાવ્યો. આમ ભીમ આદિ ઘણા ક્ષોભ પામ્યા. કૈરવ પાંડવો વચ્ચે વૈરનો તનખો હવે અંગારા સમાન ઝગહળવા લાગ્યો.

ધનુર્વિદ્યાની કસોટી પૂરી થઇ, અને કસોટીની પરીક્ષા આપવા જતાં વૈરનો ઉદ્ભવ થયો. દ્રોણાચાર્યે પોતાના શિષ્યોને પાસે બોલાવીને ગુરૂ દક્ષિણાની યાચના કરી, અને ગુરૂ દક્ષિણામાં દ્રુપદ રાજાને જીવતો પકડી લાવવાની તેમણે ઇચ્છા દર્શાવી. કૈરવોની પછીથી લઢવાનો ઇરાદો બતાવીને પાંડવો કૈરવોના લશ્કરથી અડધા યોજન દૂર રહ્યા. કૈરવોનું લશ્કર ખેતરો ને ગામડાં, લૂટતું લૂટતું દ્રુપદ રાજાની રાજધાની સુધી પહોંચી ગયું. કૈરવોનું મોટું લશ્કર આવે છે જાણી દ્રુપદરાજા પણ ઉત્સાહથી સૈન્ય લઇ સામો ગયો. કૈરવોને પહોંચી વળે તેટલો દ્રુપદરાજા બળવાન તો હતોજ. તેણે થોડા સમયમાંજ કૈરવોને ગભરાવી નસાડી મૂક્યા. જ્યારે કૈરવો નાઠા, ત્યારે પાંડવો દ્રોણને પ્રણામ કરીને આગળ વધ્યા, અને ધનુષ્ય બાણ લઈ દઢતાથી દ્રુપદની સ્હામે થયા. અર્જુને નકુલ અને સહદેવને પોતાના ચક્રરક્ષક નીમ્યા, અને ભીમસેનને આગળ કર્યો. યુધિષ્ઠિરનું આ યુદ્ધમાં કામ ન હોવાથી અર્જુને તેમને દ્રોણની પાસેજ રહેવા દીધા. પ્રથમ ભીમસેને દ્રુપદની સેનામાં પ્રવેશ કરીને તેની હસ્તિની સેનાને નસાડી મૂકી. દ્રુપદે ભીમને હઠાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ ભીમ કોઇ રીતે પાછો હઠયો નહીં. ભીમે માર્ગ કર્યો, એટલે અર્જુન પોતાનાં ધનુષ્ય બાણ લઈ દ્રુપદની સ્હામો થયો. દ્રુપદના પાંચાળ સૈનિકો સિંહની માફક ગર્જના કરતા હતા, છતાં અર્જુન એવી ચાલાકીથી બાણો મારતો હતો, કે જે યોદ્ધો તેની સ્હામો થયો, તે ગતપ્રાણ થઇ નીચે પડી જતો. દ્રુપદે અર્જુનનું સાહસ જોઈ તેનાં ધજા અને ઘોડાઓને પાડી

નાંખ્યા. અર્જુને દ્રુપદના ભાઈ સત્યજીતને હરાવી પરાસ્ત કરી દીધો. સત્યજીત જતાં દ્રુપદે બમણા વેગથી અર્જુન ઉપર હુમલો કર્યો. અર્જુન દ્રુપદના હુમલાને ન ગણકારી સૈન્યમાં ધીરે ધીરે દ્રુપદના રથ તરફ આગળ વધવા લાગ્યો. આખરે જ્યારે તે બે વીર યોદ્ધાઓ લગભગ પાસે આવી ગયા ત્યારે અર્જુને ધનુષ્ય બાણ છોડી દઇ સિંહ શિયાળને પકડે તેમ છલંગ મારી દ્રુપદને પકડી લીધો. અર્જુનના હાથમાંથી છુટવાને દ્રુપદે ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનો બધોયે પ્રયત્ન નિષ્ફળ ગયો. આખરે અર્જુને દ્રુપદને પકડી દ્રોણને સ્વાધીન કર્યો. દ્રોણે દ્રુપદને ક્ષમા આપી, પણ તેના ઉદ્ધત વર્તન માટે તેને શરમિંદો બનાવી દીધો. દ્રોણે દ્રુપદને અડધું રાજ્ય પાછું આપ્યું અને અડધું રાજ્ય દ્રોણે લઇ લીધું. દ્રુપદે પોતાની રાજધાની છોડી કાપિલ્ય નામની નવી રાજધાની વસાવી પોતાની હદમાંજ રાજ્ય કરવા લાગ્યો. દ્રોણ અર્જુનના પરાક્રમથી ઘણા ખુશી થયા, અને અર્જુન અજિત છે એમ માનવા લાગ્યા. દ્રુપદ પણ પોતાના પરાજયને લીધે ઘણો શરમાઈ ગયો. પોતાના બળથી દ્રોણને જીતવાને અશક્ત હોવાથી દ્રોણને જીતી લે તેવો પુત્ર ઉત્પન્ન કરવાની દ્રુપદે ઇચ્છા કરી, અને તેને માટે પૃથ્વીમાં ફરીને તપાસ કરવા લાગ્યો.

# પ્રકરણ ૯ મું.

## વૈરનો આરંભ—લાક્ષાગૃહમાં પાંડવો.

દ્રોણની ગુરૂ દક્ષિણાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી પાંડવો પોતાની રાજધાનીમાં પાછા ફર્યા. પાંડવો વિજયવંત થયાથી કૌરવોનો ઇર્ષ્યાગ્નિ વધુ પ્રજ્વલિત થયો, પણ પાંડવોના સદ્ગુણોથી ભીષ્મ, દ્રોણ, અને રાજ્યનો બીજો બધો વડીલ વર્ગ તેમજ પ્રજા પણ તેમને ચાહવા લાગી. યુધિષ્ઠિરના સદ્ગુણોથી ધૃતરાષ્ટ્ર પણ સંતુષ્ટ થયો હતો, અને મને કે કમને તેણે યુધિષ્ઠિરને યુવરાજપદ આપ્યું. યુધિષ્ઠિર યુવરાજપદ ઉપર આવ્યાથી પ્રજા વર્ગ ઘણો ખુશી થયો, અને કૌરવોને બાળતા હોય તેમ ઉઘાડે છોગ પાંડવો તરફ પોતાનો પક્ષપાત બતાવવા લાગ્યો.

સમાજને એવી ટેવ પડી ગયેલી હોય છે કે જ્યારે બે પક્ષ વચ્ચે તે વૈર ઉદ્ભવેલું જુએ છે, ત્યારે તે વૈરને એક કે બીજી રીતે સીધી કે આડકતરી રીતે વધારવાનોજ પ્રયાસ કરે છે. પાંડવ કૌરવો વચ્ચે વિખવાદ ચાલ્યાં કરતો હતો, તે વાત પ્રજા જાણતી હતી, અને પાંડવોના ગુણોને લીધે પ્રજાનો તેમના તરફ પક્ષપાત હતો. વળી કૌરવોના ખારીલા સ્વભાવ અને દુષ્ટ વૃત્તિને લીધે લોકોની

તેમના ઉપર અપ્રીતિ હતી, તેથી જ્યારે જ્યારે સામાન્ય પ્રસંગો ઉપસ્થિત થતા, ત્યારે ત્યારે કૌરવોનો દ્વેષ વધારવાને માટે, અથવા કૌરવોને બાળવાને અને પાંડવોને રાજી કરવાને માટે પ્રજાવર્ગ પાંડવોનો પક્ષપાત કરતો. પરિણામ એ આવ્યું કે બને પક્ષ વચ્ચે વિક્ષેપ વધી પડયો, અને ત્રૂટેલી સ્નેહ–રશ્મિને ગાંઠથી સાંધવાનો પ્રયાસ પણ સર્વથા નિષ્ફળ ગયો. બંને પક્ષોના ક્ષય વિના વિક્ષેપનો અંત આવે તેમ નહોતું.

પાંડવો તરફ લોકોને સ્વાભાવિક પ્રેમ ઉપજે, તેનું પણ કારણ હતું. તેઓ બિચારા નબાપા થવાથી કૌરવો તેનો લાભ લેવા ચૂકતા નહોતા. ધૃતરાષ્ટ્ર જેવો પણ પુત્ર–પ્રેમને લીધે પાંડવો તરફ થતા અન્યાય સ્હામે આંખ આડા કાન કરતો. તેને પાંડવો તરફ-પ્રેમ હતો, પણ પોતાના પુત્રોના સ્વાર્થ આગળ પાંડવો તરફનો તેનો પ્રેમ ઝાંખો થઇ જતો. પાંડુના ગુણ સંભારી પાંડવોના ભલા તરફ તેની વૃત્તિ ક્વચિત્ થતી, અને એવી ક્ષણમાંજ તેણે યુધિષ્ઠિરને યુવરાજપદ આપ્યું હતું, પણ જ્યારે પોતાના પુત્રોનો વિચાર કરતો ત્યારે પાંડવો ઉપરથી તેનું મન ઉતરી જતું. વળી અધુરામાં પૂરૂં તેને સલાહકારો પણ દુર્યોધનના પક્ષનાજ મળ્યા હતા; તેથીયે ખોટાનું ખરૂં, અને ખરાનું ખોટું થવાના પ્રસંગો ઘણા ઉપસ્થિત થયા હતા. પાંડવ કૌરવો વચ્ચેના દ્વેષનું કારણ અને ધૃતરાષ્ટ્રના પક્ષપાતી વિચારો થવાનું કારણ અણસમજ, અને બદસલાહ એ બેજ હતાં.

ચારે ભાઇઓ યુધિષ્ઠિરના કહ્યામાંજ રહેતા; યુધિષ્ઠિર પણ નોકરવર્ગ ઉપર દયા, અને સર્વ વર્ણના લોકો તરફ સ્નેહભાવથી વર્તતા હતા. વળી યુધિષ્ઠિરની ન્યાયવૃત્તિ એટલી ઊંચી હતી કે ધૃતરાષ્ટ્ર કરતાં પણ યુધિષ્ઠિરની કીર્તિ ચારે પાસ વ્યાપી રહી. ધૃતરાષ્ટ્ર કરતાં યુધિષ્ઠિર પાસે ન્યાય કરાવવાને માટે લોકો ઇચ્છતા હતા. આથી ધૃતરાષ્ટ્રને ખોટું લાગવા માંડયું. ભીમસેન તેમજ દુર્યોધન બંને જણા શ્રીકૃષ્ણના મોટાભાઈ બળદેવજી પાસે ગદાયુદ્ધ શીખવા ગયા હતા, અને ત્યાં બંને જણાએ ગદાયુદ્ધનો અભ્યાસ પૂર્ણ કર્યો. મોટા ભાઇ તથા ભીષ્મ, દ્રોણ, અને ધૃતરાષ્ટ્રની આજ્ઞા અને શુભાશિષ માથે ચઢાવીને અર્જુન રાજધાનીમાંથી બહાર નીકળ્યો, અને જે જે રાજ્યો પાંડુરાજા જીતી શક્યા નહોતા, તે બધાં રાજ્યો તેણે પરાક્રમથી જીતી લીધાં. પાંડવોના પરાક્રમનો પ્રતાપ આમ ચારે દિશાએ પ્રસરવા લાગ્યો.

જેમ જેમ પાંડવો લોકોની દૃષ્ટિએ શ્રેષ્ઠ ગણાવા લાગ્યા, તેમ તેમ કૌરવોના દિલમાંથી ઇર્ષ્યારૂપી અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી; અને અર્જુન એક એક દેશ જીતતો ગયો, તેમ તેમ પ્રજ્વલિત થયેલા અગ્નિમાં ઘીની આહુતીઓ પડવા માંડી. પાંડવોની કીર્તિને ફેલાતી જોઇ ધૃતરાષ્ટ્રને પણ કૌરવોના ભવિષ્ય સંબંધે શંકા થવા લાગી. ધૃતરાષ્ટ્રની ચિંતા દિવસે દિવસે વધવા લાગી, તેને ઉંઘ પણ આવતી નહોતી. આખો દિવસ અને રાત તેને કૌરવોના હિતનાજ વિચારો આવતા હતા. પાંડવોનો સૂર્ય પ્રકાશતો જોઇ રાજી

થવાને બદલે ધૃતરાષ્ટ્રની આંખમાં ઇર્ષ્યાનાં ઝાંઝવાં વળ્યાં. હવે તેણે રાજ્ય ખટપટમાં નિપુણ કણિક નામના બ્રાહ્મણની આ વિષયમાં સલાહ લેવા માંડી. ધૃતરાષ્ટ્રે પોતાની ચિંતાનું ઔષધ કરનાર એવો વૈદ્ય શોધ્યો કે જે ચિંતારૂપી રોગનો નાશ કરવાને બદલે તેની વૃદ્ધિજ કરે.

કણિક ઘણો લુચ્ચો અને ખટપટી હતો. કૌરવો તરફથી તેના લોભની શાન્તિ થતી હતી, એટલે સ્વાભાવિક રીતે તેની વૃત્તિ કૌરવો તરફજ ઢળેલી રહેતી. લોભીયા બ્રાહ્મણોની પેઠે ન્યાયવૃત્તિને કોરાણે મૂકી સ્વાર્થવૃત્તિમાં અંધ રહેનાર કણિક દુર્યોધનનું ભલું કરવાની ઇચ્છાથી ધૃતરાષ્ટ્રને ઊંધી સલાહ આપવા લાગ્યો. તેણે કહ્યું, "હે રાજન્ મારી વાત કદાચ આપને નહીં રૂચે કારણ આપ પાંડવોને પુત્ર સમાનજ લેખોછો, પણ પાંડવો તમારા પુત્રોના જન્મથીજ દુશ્મન છે એમ સમજજો. દુર્યોધન પાંડવોને શત્રુ સમજે છે, તે ખરોખર છે. તમેજ જુઓને ! જોતજોતામાં કૌરવોને અંજાવી નાંખે તેવી કીર્તિ પાંડવોએ મેળવી લીધી છે. હવે જો પાંડવો જેવા શત્રુનો વખતસર ઉપાય કરવામાં નહીં આવે, તો તમારા પુત્રોનો પક્ષ કોણ લેશે ? બધાયે પાંડવોને જ ઓળખે છે. આખરે પાંડવોનું આપ્યું જ કૌરવોને લેવું પડશે, તેના કરતાં કૌરવોનું આપ્યું પાંડવો લે, એમ અવશ્ય થવું જોઇએ. શત્રુને કપટ કરીને પણ માર્યા વિના મૂકવો નહીં. કશી વિસાતમાં ન હોય તેવા શત્રુને પણ છૂટો મૂકવો નહી, કારણ બહુ માર પડવાથી સાપ જેમ મરણતુલ્ય થઇને પડ્યો રહે છે, અને તેના મારનારને ભ્રમ ઉપજાવી પછીથી સહેજ સ્વસ્થ થતાં એનો એ જ સર્પ તેને ડંશે છે તેમ શત્રુ પણ ક્વચિત્ નિર્બળતાનો અને ક્વચિત્ વિનાશનો ડોળ ધારે છે, અને લાગ આવતાં પોતાના પ્રતિસ્પર્ધીને મારી નાંખવા ચૂકતો નથી. અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિથી શત્રુને વશ કરવો જોઇએ. શત્રુની સાથે હંમેશાં મીઠી વાણીથીજ વાત કરવી, કારણ હરણાં પણ મધુરસ્વરમાં લુબ્ધ થઇને મરે છે."

કણિકના વચનનું ઝેર ધૃતરાષ્ટ્રની રગેરગમાં વ્યાપી ગયું, અને ધૃતરાષ્ટ્ર કણિકનાં વચનોને જેમ જેમ વિચારવા લાગ્યો તેમ તેમ તેને ઝેરની લ્હેર ચઢવા લાગી. પાંડવોને તે બળતા અંગારા જેવા દેખવા લાગ્યો. અને કૌરવોને માટે હવે તેને ચિંતા વધવા લાગી. વળી ધૃતરાષ્ટ્રની ચિંતામાં વધારો થાય એવા બીજા પણ પ્રસંગો બન્યા. પાંડવોના ગુણોથી સંતુષ્ટ થયેલા પ્રજાવર્ગમાંથી વારેવારે એવા ઉદ્ગારો નીકળતા સંભળાવા લાગ્યા કે "હવે અંધ ધૃતરાષ્ટ્ર શા માટે યુધિષ્ઠિરને રાજા નથી બનાવતો ? અંધ હોવાથી રાજ્ય ઉપર તેનો અધિકાર નથી. વળી પાંડુએ પોતાના બાહુબળથી રાજ્ય પ્રાપ્ત કરેલું હોવાથી રાજ્યનો ખરો અધિકાર પાંડવોનો છે. વળી યુધિષ્ઠિર એવા ન્યાયી છે કે એમના રાજ્યમાં ભીષ્મ, દ્રોણ, કૌરવો કે ધૃતરાષ્ટ્રને લગારેય ત્રાસ પડશે નહીં" આ પ્રમાણે લોકસમૂહના સ્વરો વારંવાર ધૃતરાષ્ટ્રને કાને આવવા લાગ્યા. મૂળ તો ઇર્ષ્યાથી ધૃતરાષ્ટ્ર અને તેના

પુત્રો બળી ગયા હતા, તેમાં આવી લોકચર્ચાઓ સાંભળવાથી બળતામાં ઘી હોમાયું. વળી કણિકનાં વચનોથી ધૃતરાષ્ટ્રના દિલમાં કજળી ગયેલો ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો.

એક દિવસ દુર્યોધન ખાનગીમાં પિતાને મળવા આવ્યો. તેણે લોકચર્ચા, અને બીજી ઘણી વાતો કહી પિતાના કાન પાંડવો તરફ ભંભેર્યા; અને વધારામાં એ પણ કહ્યું કે "હે પિતાજી ! તમે પાંડવોને સારા સમજતા હો તો ભલે. પ્રજા પણ પાંડવો ઉપર એવી તો પ્રસન્ન થઈ ગઈ છે કે કદાચ પાંડવો ભલા થઈ અમોને રાજ્યનો ભાગ આપશે, તો રાજ્યના ભાગ પાડવાની પ્રજાજ ના પાડશે. તેથી પાંડવ કૈરવો વચ્ચે ભવિષ્યમાં ખટપટ ઉભી ન થાય તેવો બંદોબસ્ત તમેં છો તેટલાજ વખતમાં કરી નાંખો." શર્કરાયુક્ત હલાહલનું નૈવેદ્ય થતા અંધ ધૃતરાષ્ટ્ર ઉતાવળે ઉતાવળે ઊંડા ઘુંટડા ભરવા લાગ્યો. આમ ધૃતરાષ્ટ્ર પુત્રોના હિતનો વિચાર કરતો હતો, ત્યારે બીજી પાસ દુર્યોધન, શકુનિ અને કર્ણ ભેગા મળીને પાંડવોની સાથે યુક્તિથી કપટ રમવાની બાજી ખેલી રહ્યો હતો. પાંડવોનું કાસળ કેમ નીકળે તેના વિચારમાં બધાયે ભેગા મળીને એક પ્રપંચ રચ્યો. મોટી મોટી લાલચો દેખાડી, તથા ધર્મકાર્યનાં બહાનાં બતાવી, પાંડવોને હસ્તિનાપુરમાંથી વારણાવત મોકલવાની ગોઠવણ કરી દીધી. માત્ર ધૃતરાષ્ટ્રની સંમતિ લેવાનું બાકી રહ્યું, અને ધૃતરાષ્ટ્રનો સ્વભાવ જ્યારે સ્થિર હોય, ત્યારે પાંડવો વિરૂદ્ધ કાંઈપણ કરવું અશક્ય હતું, એ દુર્યોધન સારી પેઠે સમજતો હતો. તેમ છતાં પોતાની અમૃતસમી મીઠી જીભ ઉપર તેને વિશ્વાસ હતો. તેથી એક દિવસ જ્યારે ધૃતરાષ્ટ્ર કૌરવો સંબંધે વિચારમાં પડયો હતો, ત્યારે લાગ સાધી દુર્યોધન ધૃતરાષ્ટ્ર પાસે આવ્યો. દયામણું મોઢું કરી તેણે કૌરવોનું હિત સાધવાને પિતાને વિનંતિ કરી. તેણે કહ્યું, "હે પિતાજી, તમેં મારી યુક્તિમાં હાયે હા ભણજો. તમેં પાંડવોને વારણાવત મોકલો." મનુષ્યનું અંતઃકરણ એવું ઘડાયું હોય છે કે સામાનું અનિષ્ટ કરવાના વિચારો કરવા કરતાં તેનું આચરણ કરતી વખતે હૃદયમાં આત્માનો સાચો અવાજ આવે છે. દુર્યોધનની યુક્તિમાં કાંઇ અનિષ્ટ સમાયું છે, એવું ધારી ધૃતરાષ્ટ્રને પાંડુનો ઉપકાર અને તેના પુત્રોની નિરાધારતા સાંભરી આવી. પણ આખરે દુર્યોધનના સેતાની હૃદયે ધૃતરાષ્ટ્રના હૃદયમાં મોહ પામેલા સેતાનને જગાડયો. અને પરાણે તેણે દુર્યોધનના કૃત્યમાં સહાય કરવાનું સ્વીકાર્યું. પાંડવોના વિશ્વાસપાત્ર માણસોને તેમની પાસે મોકલી વારણાવતની મહત્તાની વાતો કરાવવા માંડી. કેટલાક વિચક્ષણ મંત્રીઓને ધનાદિથી વશ કરી લઈ વારણાવત સંબંધે અતિશયોક્તિથી પાંડવો પાસે વાતો કરાવવા મોકલ્યા. પાંડવોની બુદ્ધિ હજુ ઠરેલ થઇ નહોતી, તેથી સ્વાભાવિક રીતે તેમને વારણાવત જવાની ઇચ્છા થઈ. તેમણે પોતાની ઇચ્છાને સંતોષવાને ધૃતરાષ્ટ્રની વડીલ તરીકે સલાહ લીધી. ધૃતરાષ્ટ્રે તેમને ઘણી ખુશીથી રજા આપી, અને સાથે વિશ્વાસવાળાં માણસો મોકલી યોગ્ય

બંદોબસ્ત અને સગવડ કરાવી આપવાને કહ્યું. તેણે પાંડવોને કહ્યું, "હે પાંડવો, તમને મન થયું હોય, તો તમે સુખેથી વારણાવત જાઓ. તમારી ઇચ્છા હોય ત્યાંસુધી ત્યાં રહેજો. ત્યાં બ્રાહ્મણોને દાન આપજો. અને સુખેથી યોગ્ય લાગે તેટલા દિવસ ત્યાંજ ગાળજો." ધૃતરાષ્ટ્રના બોલવાનો અર્થ યુધિષ્ઠિર કાંઇક કળી ગયા. પોતે હવે આધાર વિનાના છે, અને જેના ઉપર તેઓ વિશ્વાસ રાખતા હતા, તે ધૃતરાષ્ટ્ર તેમના બુરામાં રાજી છે, એમ તેમને પ્રત્યક્ષ સમજાયું. છતાં તે ગભરાયા નહીં. હવે તેમને રાજધાનીમાં રહેવું સલામત લાગ્યું નહીં. તેથી વખત વિચારી ધૃતરાષ્ટ્રની સલાહને તેમણે માથે ચ્હઢાવી લીધી. પછી યુધિષ્ઠિર ભીષ્મ આદિ મુખ્ય મુખ્ય માણસોને મળ્યા, અને ધૃતરાષ્ટ્રનાં મર્મયુક્ત વચનો તેમને બધાને કહ્યાં. ભીષ્મનું દિલ ઘણું દુઃખાયું, પણ પોતે પરવશ હોવાથી આમાં કાંઇ કરી શક્યા નહીં. માત્ર પાંડવોને શુભાશિષ આપી. કૌરવોના કપટથી પાંડવો વારણાવત જવાના છે, એવી ખબર કાંઇક કાંઇક પ્રજાવર્ગમાં ફેલાતાં પ્રજામાં મોટો ખળભળાટ થઇ ગયો. ઘણા માણસો તો પાંડવો જ્યાં રહેતા હોય, ત્યાંજ રહેવાની ઇચ્છાવાળા હોવાથી, પાંડવોની પાછળ નીકળવા તૈયારી કરવા લાગ્યા. જ્યારે દુર્યોધને પાંડવોના વારણાવત જવા વિષેની વાત સાંભળી, ત્યારે તેના દિલમાં અનહદ આનંદ થયો. તેણે પુરોચન નામના પોતાના એક દુતને બોલાવ્યો, અને તેને સૂચના આપતાં કહ્યું, "હે પુરોચન હવે મારા ઉદયનો આધાર તારા ઉપર છે. તું મારે મન મારા ભાઇ જેવો છું. તેથી તારા ઉપર વિશ્વાસ રાખી તને નીચે પ્રમાણે સૂચના કરૂં છું. તું વારણાવતમાં પાંડવોને વાસ્તે તેલીઆ પદાર્થો, લાખ, શણ, વિગેરે એકદમ સળગી ઉઠે તેવી વસ્તુઓને માટીમાં રીતસર મેળવીને એવો સુંદર મહેલ બનાવ, કે તેમાં પાંડવો લોભના માર્યા રહેવા જાય. પછી યોગ્ય તક મળે એટલે તું તે મહેલને તેમના નીકળવાના માર્ગ આગળથીજ સળગાવી દેજે. જો પાંડવોને તું મહેલમાં યુક્તિથી બાળી નાંખીશ, તો તને એક સુંદર પ્રદેશ આપી દઇશ. પાંડવો પરીક્ષા કરે તોપણ તેમને આ દગાની ખબર ન પડે તેવી વ્યવસ્થા કરજે. પાંડવો ને કુંતી સાથે બહુજ મીઠાશથી અને માનથી વર્તજે. તેમને વહેમ પડે તેવું એકપણ કૃત્ય કરીશ નહીં. જ્યારે તેઓ સંપૂર્ણ વિશ્વાસથી મહેલમાં રહેતા થાય, ત્યારે રાતના વખતે તારે મહેલ સળગાવી મૂકવો. આથી આપણે લોકોમાં પણ નિંદાપાત્ર થઇશું નહી." દુર્યોધનનાં કપટયુક્ત વચનોની મીઠાશ, અને કાર્ય સર્યે મળવાના લાભથી લેવાઇ પુરોચન દુર્યોધનનું કાર્ય કરવા તત્પર થયો. પુરોચન તુરત વારણાવતમાં આવ્યો અને દુર્યોધનની સૂચના પ્રમાણે તેણે લાક્ષાગૃહ* બંધાવ્યું.

* લાક્ષાગૃહનુ વર્ણન કરતાં વ્યાસ લખે છે કેઃ–शणसर्जरसादीनि यानि द्रव्याणि कानिचित् । आग्नेयान्युत संतीह तानि तत्र प्रदापय ॥ सर्पिस्तैलवसाभिश्च लाक्षया चाप्यनल्पया । मृत्तिकां मिश्रयित्वा त्वं लेपं कुड्येषु दापय ॥ शणं तैलं घृतं चैव जतु दारूणि चैव हि । तस्मिन्वेश्मनि सर्वाणि निक्षिपेथाः समंततः ॥ यथा च तन्न पश्येरन् परीक्षंतोऽपि पांडवाः ॥ આદિ પર્વઃ–

ભીષ્મ, દ્રોણ, આદિ વડીલોની શુભાશિષ લઈ પાંડવો રાજધાનીમાંથી બહાર નીકળ્યા. પાંડવોને જતા જોઈ પુરજનો ખુલ્લે ખુલ્લું બોલવા લાગ્યા, કે "પાંડવોને કપટથી અંધ ધૃતરાષ્ટ્ર દેશમાંથી બહાર મોકલે છે. પાંડુનું રાજ્ય પાંડવોને જ મળવું જોઇએ. પણ અંધ ધૃતરાષ્ટ્ર અદેખાઇથી પાંડવોને બહાર મોકલી પોતાના પુત્રોને રાજ્ય અપાવવા માગે છે. ભીષ્મ ધર્માત્મા હોવા છતાં આ બધું મુંગે મોંઢે જોયાં કરે છે, તેથી અવશ્ય કાંઈકિ વિપરિત થવાનું છે." નગરજનોની આવી વાતોથી કૌરવો ઘણા અકળાયા, પણ બીજો માર્ગ ન હોવાથી તેઓ મૌન રાખી જે થાય તે શાન્તિથી જોવા લાગ્યા. નગર બહાર પૌરજનોને નીકળતા જોઈ યુધિષ્ઠિરે તેમને યોગ્ય વચનો કહી પાછા ફરવા કહ્યું, અને પોતાના પિતારૂપ ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેવા અને કાંઈપણ ધાંધલ ન કરવા વિનંતિ કરી. આખરે નગરજનો પાછા ફર્યા. પાંડવોને વળાવી કૌરવો, ભીષ્મ, દ્રોણ આદિ પાછા ફર્યા, પણ વિદુર પાંડવો સાથે થોડે દૂર ગયા ત્યાં જઇ તેમણે યુધિષ્ઠિરને મ્લેચ્છ* ભાષામાં દુર્યોધનના કપટની વાત કહી. "વારણાવતમાં બનાવવામાં આવેલા ઘરમાં બળી ઉઠે તેવા પદાર્થો રાખવામાં આવ્યા છે, માટે પૂરો વિશ્વાસ રાખીને રહેશો નહીં. હું થોડા દિવસમાં એક નિર્ભય ભોંયરૂં બનાવનાર માણસને મોકલી દઇશ. તે મારફતે તમે ન્હાસી છૂટવાનો ઉપાય કર જો." આવી સૂચના આપી વિદુર વિદાય થયા. કુંતી અને પાંડવો હવે વધારે સાવચેતીથી વારણાવતમાં રહેવાનો વિચાર કરવા લાગ્યા.

રાજધાનીમાંથી નીકળી કેટલેક દિવસે પાંડવો કુંતી સાથે વારણાવતમાં આવી પહોંચ્યા. ત્યાં પુરોચનની સૂચનાનુસાર મોટા સામૈયાથી પાંડવોનો સત્કાર કરવામાં આવ્યો. નગરમાં પ્રવેશ કર્યા પછી પુરોચનની સૂચનાથી પાંડવો લાક્ષાગૃહમાં રહેવા ગયા. તેમણે બહારથી એવો દેખાવ ધારણ કર્યો કે તેઓ પુરોચનના કપટ વિષે કાંઇ જાણતાજ નથી. ગૃહમાં પ્રવેશ કરતાંજ યુધિષ્ઠિર વાસથી ચેતી ગયા, અને વિદુરની સૂચનાનો અર્થ સમજી ગયા. ભીમે એ ઘર ત્યજી દેવા યુધિષ્ઠિરને સૂચના કરી, પણ યુધિષ્ઠિરે તેને સમજાવતાં કહ્યું, "ભાઇ, આપણે

* મ્લેચ્છ ભાષા વિદુર જાણતા હતા, તેમજ યુધિષ્ઠિર પણ જાણતા હતા. મ્લેચ્છ ભાષા તે કઇ, તે સ્હમજાતું નથી. પણ એમ ધારવામાં આવે છે કે મ્લેચ્છ ભાષા એટલે તુર્ક લોકોની ભાષા હોવી જોઇએ. દુર્યોધનનાં લશ્કરમાં મ્લેચ્છો લઢવા આવ્યા હતા. અફ્ઘાનિસ્તાન સુધીનો દેશ મદ્ર દેશ કહેવાતો. તેથી તેની પારના દેશોના રહીશોને મ્લેચ્છો તરીકે ઓળખવામાં આવતા હશે. વિદુરનાં વચનોને માટે વ્યાસ લખે છે કે:—

पौरेषु विनिवृत्तेषु विदुरः सर्वधर्मवित् । बोधयन्पांडवश्रेष्ठमिदं वचनमब्रवीत् ॥ प्राज्ञः प्राज्ञप्रलापज्ञः प्रलापज्ञमिदं वचः । प्राज्ञं प्राज्ञः प्रलापज्ञः प्रलापज्ञं वचोऽब्रवीत् ॥ यो जानाति परां प्रज्ञां नीतिशास्त्रानुसारिणीम् । विज्ञायेह तथा कुर्यादापदं निस्तरेद्यथा ॥

આદિપર્વ: અધ્યાય ૧૪૪: શ્લોક: ૧૯-૨૧.

દુર્યોધનનું કપટ જાણી ગયા છીએ, એવું જો પુરોચનના જાણવામાં આવશે, તો તે અવશ્ય આપણને બળાત્કારથી બાળી મૂકશે. વળી જો આપણે ન્હાસી ગયા એવી દુર્યોધનને ખબર પડશે, તો આપણને તે મરાવી નાંખ્યા વિના રહેશે નહીં. માટે સહુથી યોગ્ય માર્ગ તો એ છે કે આપણે એક ભોંયરૂં કરીને ત્યાંજ સુવાનું રાખવું, અને રાત્રે ભીમે જાગતા રહેવું. મૃગયા રમવા જઈએ ત્યારે આસપાસનો પ્રદેશ જોઇ રાખવો, કે ન્હાસી જતાં હરકત ન પડે." યુધિષ્ઠિરની આ સૂચના બધા ભાઈઓને ગમી, અને તેમણે મોટા ભાઇના કહેવા પ્રમાણે વર્તન કરવા માંડ્યું. પુરોચનને વહેમ ન પડે તેવી રીતે રાત્રે ભીમસેન જાગતો રહી તેની બધી હીલચાલ તપાસતો, અને દિવસે મૃગયા રમવા જતાં નકુલ કે સહદેવ બેમાંથી એક જણ ઘેર રહેતા. પુરોચનને લાગ્યું કે પાંડવો હવે પૂર્ણ વિશ્વાસથી રહેવા લાગ્યા છે. આમ કેટલાક દિવસ વહી ગયા, ત્યારે વિદુરનો મોકલેલો ખનક આવી ચઢ્યો. યુધિષ્ઠિરને ઓળખાણ આપી તેણે ભોંયરાનું કામ શરૂ કર્યું. ખનકે ગુપ્ત ભોંયરૂં એવું તો સરસ બનાવ્યું કે પુરોચનને તેની ખબરજ ન પડે, અને સમય આવતાં પાંડવો તેમાંથી નિર્ભયરીતે પસાર થઇ શકે.

ભોંયરાનું કામ પૂરૂં થયું. પુરોચન હવે પાંડવોને બાળી મૂકવાની યુક્તિ કરવા લાગ્યો. પણ પાંડવો મનમાં પુરોચનનેજ સળગાવી મૂકવાની ગોઠવણ કરતા હતા. હવે વધારે સમય સુધી પુરોચન પાસે રહેવું તેમને ભય ભરેલું લાગ્યું. તેથી કૃષ્ણપક્ષની ચોદશનો દિવસ મુકરર કરી પાંડવો તે દિવસની વાટય જોવા લાગ્યા. ચોદશનો દિવસ આવ્યો. તે દિવસે પાંડવોનો વિધિ પણ બળવાન હોવાથી તેજ ગૃહમાં એક ભીલડી અને તેના પાંચ પુત્રો આશરો સોધતા આવ્યા. પાંડવોએ તેમને આશરો આપ્યો, ખાવાનું આપ્યું, અને રાત્રે તેમને માટે સુવાની પણ ગોઠવણ કરી. પુરોચનને પણ વિશ્વાસ આપી તેજ ગૃહમાં સુવાડ્યો. બરોબર મધ્યરાત્રી વ્યતીત થઇ ગઇ હતી, નિદ્રાની પાશમાં આખું જગત લપટાઇ ગયું હતું, માત્ર પાંડવો અને કુંતી ચિંતામાં અસ્વસ્થતા ભોગવતાં હતાં. અર્જુન પોતાના બીજા ભાઇઓ અને માતાને લઇ ભોંયરામાં જઈ ઠેઠ તેના દ્વાર પાસે ઉભો, અને ભીમ ગૃહના દ્વારભાગમાંજ અગ્નિ મૂકીને ભોંયરામાં ઉતરી પડ્યો. અગ્નિ મૂકાતાંજ ગૃહ એકદમ ચારેપાસથી સળગી ઉઠ્યું. ભીલડી, તેના પુત્રો, તેમજ પુરોચનને પણ ન્હાસી જવાનો સમય મળ્યો નહીં.

લાક્ષાગૃહ આખું બળી ગયું. બીજે દિવસે લોકો બળી ગયેલા ગૃહ પાસે ભેગા થયા. ત્યાં તેમણે પાંચ પુરૂષોનાં અને એક વૃદ્ધ સ્ત્રીનું મડદું જોયું. તેમજ પુરોચનને પણ બળી ગયેલો જોયો. મડદાં બહુજ બળી ગયેલાં હોવાથી કોણ બળી ગયું તે બરોબર ઓળખાયું નહીં. વળી ભીલડી અને તેના પાંચ પુત્રો પાંડવોને ત્યાં આવ્યા હતા, તેની પણ કોઇને ખબર નહોતી, તેથી લોકોએ સ્વા-

ભાવિક રીતે પાંડવો બળી ગયા એમ માની લીધું, અને તેઓએ ઘણો શોક કર્યો. પુરોચનને માટે તો કોઈએ શોક કર્યો નહીં. પણ દુર્યોધન, ધૃતરાષ્ટ્ર અને પુરોચનના ઉપર લોકોએ ધિક્કારનો વર્ષાદ વરસાવ્યો. પાંડવો બળી ગયાની ખબર હસ્તિનાપુરમાં મોકલી, ત્યાં ધૃતરાષ્ટ્ર ભીષ્મ દ્રોણ આદિ ઘણા દિલગીર થયા, અને પાંડુના ગુણો સંભારી, તથા યુધિષ્ઠિરના ગુણો સંભારી બધાયે ઘણો શોક પાળ્યો. દુર્યોધન અંદરથી ઘણો ખુશ થયો, પણ પાંડવો મરી ગયા તેથી બહારથી તેણે ઘણો શોક બતાવ્યો. બાર રાત્રી સુધી તેણે હવિષ્યાન્ન લીધું, તથા ભૂમિશયન કર્યું. વળી વિધિસર તેણે મૃત પાંડવોને પિંડદાન આપ્યું. વિદુર બધું જાણતા હોવાથી તેમણે ધૃતરાષ્ટ્રની માફકજ શોક પાળ્યો. પણ પાંડવોને સહાય કરવાને માટે તેમણે એક માણસને ગંગા કિનારે મોકલ્યો, અને સાથે પાંડવોને કેટલીક સૂચના પણ કહેવડાવી.

---

# પ્રકરણ ૧૦ મું.

## વનવાસી પાંડવો—હિડિંબ અને બક રાક્ષસોનો વધ.

લાક્ષાગૃહમાંથી બચી ગયેલા પાંડવો એકલવાયા પડી, વનમાં અંધારી રાત્રે ભટકતા ભટકતા આગળ ચાલતા હતા. ભીમસેને કુંતીમાતાને ખભે બેસાડી દીધાં હતાં, અને ન્હાના સહદેવને પણ તેણે તેડી લીધો હતો. અંધારી રાતે જંગલમાંથી આગળ ચાલતે ચાલતે તેઓ પાછલી રાત્રે ગંગા નદીને કાંઠે આવી પહોંચ્યા. ત્યાં આવી પાંચે ભાઇઓએ સ્નાન કરી લીધું; તેમજ કુંતીમાતાને પણ સ્નાન કરાવ્યું. ત્યાર પછી નિત્ય કર્મથી પરવારી બધાંને એક સ્થાને બેસાડી ભીમસેન ફળમૂળાદિ જે મળે તે શોધવા નીકળ્યો. થોડીજ વારમાં ભીમસેન ફળમૂળાદિનો મોટો જથ્થો પોતાના ભાઇઓ અને માતુઃશ્રી વાસ્તે ઉપાડી લાવ્યો. સહુએ બેસીને નિરાંતે ભોજન લીધું. ભાઈઓને ફળાહાર લેતા જોઇ કુંતીની આંખમાં આંસુ આવ્યાં. રાજદરબારમાં ઉછરેલા, અને રાજભોગ ભોગવેલા પોતાના પુત્રો પાંડુના જવાથી આવી દશાને પામેલા જોઇ કુંતીનું હૈયું ભરાઈ આવ્યું, પણ સમય સર્વ ઠેકાણે બળવાન છે, એમ વિચારી તેમણે કાંઇક સ્વસ્થતા મેળવી. પાંડવો ફળાહાર લઈ જરા નિરાંતે બેઠા બેઠા વિચારવા લાગ્યા કે હવે ક્યાં જવું ! અરણ્ય ઘણું ભયાનક લાગતું હતું; ગંગા કેમ તરી જવી, તે પણ મોટી ચિંતાજ હતી. અને જો ત્વરાથી ગંગાજી ઉતરી સામે પારના જંગલમાં ચાલ્યા જવાય નહીં, તો દુર્યોધનને ખબર પડી જવાનો સંભવ હતો.

જો દુર્યોધન ચેતી જાય, તો તેમનો બધો પરિશ્રમ વ્યર્થ જાય તેમ હતું. આવી ચિંતામાં તેમણે સાયંકાળનો સમય પસાર કર્યો. પણ એટલામાંજ વિદુરનો મોકલેલો માણસ હોડી લઇને આવ્યો, અને તેણે વિદુરની સૂચના કહી, પાંડવો અને કુંતીને હોડીમાં બેસાડી તે ગંગાજીની પાર મૂકી આવ્યો. જ્યારે ગંગાને સ્હામે કાંઠે પાંડવો પહોંચ્યા, ત્યારે રાત પડી ગઇ હતી, તેથી પાંડવોએ રાત્રે ત્યાંજ વિસામો કર્યો. બીજે દિવસે પ્રાતઃકાળમાં નિત્યકર્મથી પરવારી પાંડવોએ આગળ પશ્ચિમ દિશાતરફ પ્રયાણ આરંભ્યું. જેમ જેમ તેઓ આગળ ચાલવા માંડ્યા, તેમ તેમ વન વધારે ઘીચ અને ભયાનક લાગવા માંડ્યું. ભીમસેન તો હોંસથી કુદકા મારતો મારતો, અને રસ્તામાં ફળફુલો ખાતો ખાતો આગળ ચાલતો હતો, પણ તેના બીજા ભાઇઓ બિચારા થાકી ગયા. બાળકો તે કેટલું ચાલી શકે? આથી ભીમે પોતાના અથાગ બળનો ઉપયોગ કરવાનો વિચાર કર્યો. તેણે યુક્તિથી ચારે ભાઈઓને ઉંચકી લીધા, અને કુંતીમાતાને ખભે બેસાડી દીધાં; પછી તેણે જંગલમાં ઉતાવળથી હીંડવા માંડ્યું:* રાત્રે વિસામો લઈ પ્રાતઃકાળે નિત્યકર્મ આટોપી ભીમસેન હમેશાં પોતાના ભાઇઓ તથા કુંતીસાથે વનમાં આગળ વધતો, અને મધ્યાહ્નને ફળાહાર લઈ જરા વિશ્રામ લઇ રાત પડતા સુધી વનમાં પ્રયાણ કરતો. આમ કેટલાક દિવસો વહી ગયા, પછી જેમ જેમ તેઓ જંગલમાં આગળ વધતા ગયા, તેમ તેમ વન વધારે ભયાનક થતું ગયું. ભયંકર પવન વાવા લાગ્યો; મ્હોટાં મ્હોટાં ઝાડો બ્હીઆમણાં લાગવા માંડ્યાં; ભયંકર પશુઓ દેખાવા લાગ્યાં; અને મધ્યાહ્નને પણ સૂર્યનો તાપ પૃથ્વીને સ્પર્શી શકતો નહોતો; ચારે પાસ અંધકાર થવા લાગ્યો, અને આગળ રસ્તો હશે કે નહીં, તેનો સંશય થવા લાગ્યો. આવું ઘાડું વન જોઈ ભીમસેનને પણ થાક લાગ્યો. તે પોતાના ભાઇઓ તથા માતાને એક નિર્ભય જગ્યાએ લઈ ગયો, અને જરા વિસામો લેવા બેઠો, કુંતી અને પાંડવોને તૃષા લાગી, તેથી તેમણે ભીમની પાસે પાણીની યાચના કરી. ભીમ એક ઉંચા ઝાડ ઉપર ચઢ્યો, અને દૂરથી પાણી જોઇ ત્યાં જઈ પોતાની તૃષા છીપાવી. પછી પોતાનાં માતુઃશ્રી તેમજ ભાઇઓને માટે પાણી લઈ ઉતાવળો ઉતાવળો વિશ્રાંતિસ્થાને આવી પહોંચ્યો. ત્યાં આવી પહોંચતાંજ ભીમે તેમને બધાંને ઊંઘી ગયેલાં જોયાં. તેથી તેમને નહીં ઉઠાડતાં તેમના ઉઠવાની રાહ જોતો ભીમસેન પાણી લઇ ત્યાં બેસી રહ્યો.

જે વનમાં પાંડવો અત્યારે વિશ્રામ લેતા હતા, તે હિડિંબ નામના રાક્ષસનું વન હતું. મનુષ્યનો ગંધ આવવાથી પોતાની બ્હેન હિડિંબાને વનમાં તપાસ કરવાને તેણે મોકલી. જ્યાં ભીમસેન પોતાના ભાઇઓ તથા માતા પાસે બેઠો

* ભીમસેનના આ કૃત્યથી ઘણાને અતિશયોક્તિ લાગશે, પણ જ્યારે પ્રો. રામમૂર્તિ જેવાનાં અંગબળ જોઇએ છીએ, ત્યારે ખાત્રી પડે છે કે ભીમસેન જેવો યોદ્ધો આટલુ બળ ધરાવે તેમાં નવાઇ નથી.

કુંતીની આંખમાં આંસુ આવ્યાં. પણ કુંતી તથા પાંચે પાંડવોને આશ્વાસન આપતાં વ્યાસે કહ્યું, "હે પાંડવો, તમને જે કાંઇ સંકટ પડે, તેથી મુંઝાશો નહીં. મને પહેલેથી તમારી આવી દશાની ખબર છે, પણ અંતે જય તો તમારોજ થશે. અત્યારે તમેં જેટલું ભોગવશો, તેટલુંજ તમને આગળ ઉપર સુખ થશે. અહીં પાસેજ એકચક્રા નામની નગરી છે, ત્યાં તમેં ગુપ્તરીતે રહેજો, અને આગળ ઉપર યોગ્ય સમય આવતાં હું તમારી પાસે આવીશ. માટે મારા આવવાની વાટ તમેં તે નગરીમાંજ જોજો. કુંતી ! તું લગારે ગભરાઇશ નહીં. તારો મોટો પુત્ર યુધિષ્ઠિર ચક્રવર્તી રાજા થશે, એમાં લગારેય શંકા રાખીશ નહીં. હમણાં તમારો સમય પ્રતિકૂળ છે, તેથીજ તમારે આમ ભટકવું પડે છે." વેદવ્યાસ બીજી પણ અગત્યની સૂચના આપીને ત્યાંથી ચાલ્યા ગયા. પાંડવો પછીથી એકચક્રા નગરીમાં ગયા, અને એક બ્રાહ્મણને ત્યાં તેમણે ઉતારો કર્યો. આંહી તેમણે બ્રાહ્મણવૃત્તિ સ્વીકારી. દરરોજ તેઓ ભીક્ષા માગી લાવતા, અને બધીયે ભીક્ષા ભેગી કરીને તેઓ કુંતી માતાને આપતા. કુંતી ભીક્ષાનો અડધો ભાગ ભીમસેનને આપતી અને બાકીના અડધા ભાગમાંથી પોતે ચાર ભાઇઓ સાથે વહેંચી લેતી.

એક દિવસ બધાયે ભાઇઓ બહાર ભીક્ષા લેવા ગયા હતા. એટલામાં જે બ્રાહ્મણના ઘરમાં કુંતી વિગેરે રહેતાં હતાં, તે ઘરમાંથી કુંતીએ રડવાનો સાદ સાંભળ્યો. પરદુ:ખથી દુ:ખી થનારાં કુંતી બ્રાહ્મણ કુટુંબનું આ કકલાંણ સાંખી શક્યાં નહીં, તે તુરત ત્યાં ગયાં. ત્યાં જતાંજ તેમણે એક બ્રાહ્મણ, બ્રાહ્મણી, અને તેનાં બે બાળકોને રડતાં દીઠાં. બ્રાહ્મણે કહ્યું, "હે સ્ત્રિ, મારા મરણથી તારે શોક કરવો નહીં. મારી જાત શા કામની છે ? બળ્યું આ જીવતર ! જ્યાં ત્યાં પેટ માટે માગી લાવીને વેઠ કરવી પડે તેના કરતાં મરણ ઘણું સારૂં. મારા જવાથી તમને ઉલટું સુખ થશે. કદાચ કોઈ શ્રીમંત તમારી નિરાધાર સ્થિતિનો વિચાર કરી તમને સહાય પણ કરે. માટે મારૂં જીવતર સર્વથા નકામુંજ છે. આ જીવનમાં જ્યાંસુધી આત્મજ્ઞાન થયું નથી, ત્યાંસુધી આ બધું નકામું છે. માટે મરવું તો મારેજ. તમેં બધાં આંહી રહી કાંઇ મજુરી શોધી કાઢશો, તોયે તમારો નિર્વાહ થશે." બ્રાહ્મણનું આ વચન સાંભળી બ્રાહ્મણી બોલી, "હે નાથ, એમ શું બોલો છો ? તમારા વિના મારા જેવી વિધવાનું જીવન તદ્દન નકામું છે. પુરૂષ હોય તો આખું કુટુંબ પોષાય છે, અમે તો માત્ર તમારૂં રળેલુંજ ખાનારાં અને તમને ભારે પડનારાં છીએ. માત્ર હુંજ જાઉં તો તમારે એકનું પુરૂં કરવું ઓછું થાય. અને તમેં ઓછું કમાઓ, તો પણ વાંધો નહીં. સ્ત્રી પતિવિના નિરાધાર દશામાં જીવવા ઈચ્છતી નથી. હું વિધવા થાઉં, તો પછી સર્વથા બધી રીતે વર્જ્ય થાઉં. ન શુભ કામમાં હું ખપ લાગું, કે નહીં મારી ગણના બીજે સ્થળે પણ થાય. જ્યાં વિધવા જાય, ત્યાં કુતરાની માફક તેને "હાડે હાડે" કરવામાં આવે છે. વિધવા થઇ જીવવા કરતાં સધવા અવસ્થામાં

મરવું એ સ્ત્રીને માટે ઉત્તમ છે. માટે મરવાને તો હું જ જઇશ." આ બ્રાહ્મણીનું વચન પૂરૂં થતાં તેની બાર વર્ષની એક દીકરી હતી, તેણે કહ્યું. "હે મા, તમે શીદ મુંઝાઓ છો? આમે ને તેમે તમારે મને પારકે ઘેર મોકલવાનીજ છે, તો પછી હમણાં શામાટે મારો ત્યાગ નથી કરતાં? હું તો હજુ કન્યા છું. એટલે અત્યારે તો હું તમને ભારરૂપ છું જ, અને વળી મારાં લગ્ન કરશો ત્યારે પણ અત્યારે તમે જે ધન મહા મહેનતે બચાવ્યું હશે, તેપણ ઘસડાઇ જશે. માટે મારો ત્યાગ કરવામાં તમે લગારેય ઓસંગાશો નહીં. મને ખુશીથી મરવાની રજા આપો,"

બ્રાહ્મણના ઘરમાં આમ મરવાની વાતો થઇ રહી હતી. પણ કુંતી તેનું કારણ સ્હમજી શક્યાં નહીં. તેમની એટલી તો ખાત્રી થઇ કે બ્રાહ્મણ કુટુંબ ઉપર ભયંકર આફત આવી પડી છે. તેમણે ધીરેથી બ્રાહ્મણ પાસે જઈ બધાંને આશ્વાસન આપ્યું, અને તેમના દુઃખનું કારણ જાણવા પ્રયત્ન કર્યો. બ્રાહ્મણે કહ્યું. "હે માજી, આંહી ગામને સીમાડે બકાસુર નામે રાક્ષસ રહે છે. તે રાક્ષસે પહેલાં ઘણા માણસોને તથા ઢોરોને મારી નાંખ્યાં. તેથી તેને શાન્ત પાડવાને ગામના સારા સારા માણસોએ તેની સાથે સરત કરી કે દરરોજ ગામમાંથી એક માણસ મોકલવો, અને સાથે એક બકરો અને બીજું ખાવાનું પણ મોકલવું. રાક્ષસે માત્ર તેટલાથીજ સંતોષ પામવો. હવે ગામમાં દરેક ઘેર વારા કરેલા છે. તે વારા પ્રમાણે દરેક ઘરમાંથી એકેક માણસને મોકલવો પડે છે. આવતી કાલે અમારા ઘરનો વારો છે તેથી અમે ત્રણમાંથી એક જણ જવાને માટે તાણાતાણ કરીએ છીએ." બ્રાહ્મણ કુટુંબનું આ દુઃખ જોઇ કુંતી ઘણાં દુઃખી થયા. તેમની આંખ ભીમ ઉપર ઠરી, અને આ બ્રાહ્મણ કુટુંબનું દુઃખ દૂર કરી અત્યાર સુધી તેમનાં મહેમાન તરીકે રહ્યાં હતાં, તેનો બદલો વાળી આપવાનો વિચાર તેમને સૂઝયો. તેમણે બ્રાહ્મણને કહ્યું, "હે વિપ્ર તમે લગારેય વિષાદ કરશો નહીં, મારે પાંચ પુત્રો છે, તેમાંથી એકને હું મોકલીશ. માટે તમે લગારે ગભરાશો નહીં." પણ પોતાને ઘેર અતિથિ થઇ આવેલાંને કેમ મોકલાય એવા વિચારમાં ગુંચવાતો બ્રાહ્મણ આનાકાની કરવા લાગ્યો.* તેણે કહ્યું "શરણાંગતનો અને ઘેર આવેલા અતિથિનો ત્યાગ; અને યાચના કરનારનો વધ આ વસ્તુ ડાહ્યા માણસો નિંદ્ય ગણે છે. માટે હે માતા, તમે તમારા બાળકોને મોકલવાનો વિચાર માંડી વાળો, અમેંજ આવેલા દુઃખને ઉઠાવીશું." બ્રાહ્મણનાં આવાં દીન વચન સાંભળી તેને આશ્વાસન આપવા કુંતીએ કહ્યું, "હે વિપ્ર! તમે હજુ અમને સામાન્ય બ્રાહ્મણ માનો છો, તેમાં તમારી ભૂલ છે. અમે રાજવંશી છીએ, પણ સમયની પ્રતિકૂળતાને લીધે અમારે આમ વાસો કરવો પડ્યો છે. કદાચ મારો બળવાન

*आगतस्य गृहं त्यागस्तथैव शरणार्थिनः।
याचमानस्य वधो नृशंसो गर्हितो बुधैः॥
આદિપર્વ: અધ્યાય ૧૬૧-શ્લોક ૧૧

પુત્ર રાક્ષસને મારે પણ ખરો.” કુંતીનાં વચનો સાંભળી બ્રાહ્મણને કાંઇક શંકા તો થઇ, પણ ભયની પ્રત્યક્ષ મૂર્તિ ખડી થયેલી હોવાથી તેણે કુંતીનાં વચનો ઉપર ઝાઝો વિચાર કર્યો નહીં. તેણે આખરે કુંતીને ‘હા’ કહી, અને કુંતી ત્યાંથી પોતાને સ્થાને ગયાં. ત્યાં તેમણે પોતાના પુત્રોને આવેલા જોયા, ત્યારે તેમણે જેમ બન્યું હતું તેમ તેમને કહી સંભળાવ્યું. યુધિષ્ઠિરને કુંતીની આ રીત ગમી નહીં. તેમણે કહ્યું, “હે માતા, તમેં આમ ભીમસેનની જીંદગીને જોખમમાં નાંખોછો, તે મને ગમતું નથી. જે ભીમસેનને લીધે દુર્યોધન આદિ કૌરવો ત્રાસે છે, તે ભીમસેનને આમ વારંવાર રાક્ષસો સાથે લઢવું પડે, ને કદાચ એકાદ યુદ્ધમાં જોખમ થાય તો પછી આપણી કેવી દશા થાય, તેનો વિચાર કરો !” પણ કુંતીએ દૃઢતાથી યુધિષ્ઠિરને કહ્યું, “હે પુત્ર, તું ચિંતા ન રાખીશ. મેં બધો વિચાર કર્યો છે, જેણે હિડિંબને એકજ ધડાકે મારી નાંખ્યો છે તે ભીમને બક જેવા નમાલા રાક્ષસને મારતાં કશી વાર લાગવાની નથી. વળી આપણો ધર્મ પણ એજ છે કે દુઃખના પ્રસંગે આપણે જેના ઘરમાં આશરો લીધો છે, તેને સહાય કરવી.” કુંતીનું વચન સાંભળી યુધિષ્ઠિરે પણ ભીમને જવાની અનુમતિ આપી. ભીમને તો ‘લઢ કે લઢનારો આપ’ એમજ જોયતું હતું. એને સાહસ કરવામાં એક પ્રકારનો આનંદ થતો હતો. તેથી બક રાક્ષસ સાથે લઢવા જવાને ભીમ વધારે આતુર થયો.

પ્રભાત થતાં ભીમસેન થોડો ભાત, પાડો, બકરો લઇ રાક્ષસવાળા વનમાં ચાલ્યો. વનમાં જઇ રાક્ષસને બૂમ પાડી તેણે બોલાવ્યો. રાક્ષસ આવતો હતો, તેટલામાં ભીમસેન પોતાની સાથે લાવેલો બધો ભાત ખાઈ નિરાંતે ઉભો ઉભો હસવા લાગ્યો. ભીમની આવી રીતથી બકને ઘણું વિચિત્ર લાગ્યું. મોત પાસે આવેલું હોવાથી માણસના હોશકોશ ઉડી જવા જોઇએ તેને બદલે ભીમસેન નફ્ટાઇથી હસ્યાં કરતો હતો, તેથી તે ઘણો ચ્હીઢાયો. બકે ભીમસેનને એક ધક્કો માર્યો, પણ ભીમ ડગ્યો નહીં, તેથી બકે એક ઝાડ ઉપાડી ભીમસેન ઉપર ફેંક્યું. પણ ભીમે તે ઝાડને ડાબા હાથે પકડી ભાગી નાંખ્યું. આથી રાક્ષસ ઘણો ચ્હીઢાયો. તેણે ભીમને બાથમાં લેવા પ્રયત્ન કર્યો, પણ તે પહેલાં ભીમે રાક્ષસને ઘુંટણમાંથી પકડી ચક્કર ચક્કર ફેરવ્યો, અને તેને ધરણી ઉપર એવા તો જોરથી પછાડયો કે બેહોશ થઇને બક રાક્ષસ પૃથ્વી ઉપર પડી ગયો. પછી ભીમે તેનું માથું મચરડી નાંખ્યું, અને માથું જુદું પાડી નગરના દરવાજા પાસે ખેંચી આણ્યું. રાક્ષસના ધડને તેણે નગરની નજીકના જળાશય પાસે મૂક્યું, અને કોઈ ન જાણે એવી રીતે પોતે પોતાને ઘેર જતો રહ્યો. સવારમાં લોકોએ રાક્ષસનું મડદું પડેલું જોયું ત્યારે તે ઘણા નવાઈ પામ્યા, અને આ રાક્ષસને કોણે માર્યો, એ વિષે તપાસ કરવા લાગ્યા. જે બ્રાહ્મણના ઘરનો વારો હતો તેને એ વિષે પૂછતાં તે બ્રાહ્મણે કહ્યું, “મારે ઘેર કોઇ સિદ્ધ પુરૂષ આવ્યો

હતો તેણે અમારા વારામાં અમારે બદલે પોતે જવાનું માથે લીધું અને તેણે કદાચ આ રાક્ષસને માર્યો હશે." એક રાક્ષસ મરી જવાથી ગામના લોકો ઘણા ખુશી થયા. તે ગામમાં પાંડવોનો નિવાસ હજુસુધી અજ્ઞાતજ રહ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## પાંચાલી સ્વયંવર.

પાંડવોના ગુપ્ત નિવાસ સ્થાનમાં એક દિવસ એક વટેમાર્ગુ બ્રાહ્મણ આશ્રય વાસ્તે આવીને બેઠો. પાંડવોએ તેનો અન્ન જળથી સત્કાર કર્યો. સત્કારથી સંતુષ્ઠ થયેલો બ્રાહ્મણ ગપાટા મારવા બેઠો. વાતમાં વાત કાઢી તેણે દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદીના સ્વયંવરની પણ વાત કાઢી. આથી પાંડવો સ્વયંવર જોવા જવાને તૈયારી કરવા લાગ્યા. તેઓએ પોતાની ઇચ્છા કુંતીને કહી, અને કુંતીની આજ્ઞા લઇ તેઓ કુંતી સાથે દ્રુપદ રાજાના પાંચાલ દેશ તરફ જવાને ઉપડી ગયા. પાંડવો નગરીની બહાર નીકળ્યા, કે તુરત તેમને વેદવ્યાસનાં દર્શન થયાં. પાંડવો વ્યાસને નમી પડયા, અને પાંચાલ દેશ તરફ જવાને પોતાની ઈચ્છા અને તૈયારી વિષે વેદવ્યાસને કહ્યું. વ્યાસે તેમને આશિર્વાદ આપતાં આપતાં કહ્યું, "હે પુત્રો, દ્રૌપદી વેદીમાંથી ઉત્પન્ન થયેલી છે. અને તમને મારા આશિર્વાદથી ચોક્કસ શુભફળ મળશે. મને દ્રૌપદીના ભૂતકાળની બધી ખબર છે, માટે હે પાંડવો, તમે ત્યાં જાઓ, અને તમારા સત્કર્મનાં ફળ ભોગવો." પાંડવોને શુભાશિષ આપી વ્યાસ વિદાય થઇ ગયા. વ્યાસનું વચન ફળવા માટે કુંતી સ્ત્રી જાતિના સ્વભાવ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યાં, અને પાંડવોનું શ્રેય થાય એવી ઇચ્છા ધરવા લાગ્યાં. વ્યાસજી ગયા પછી પાંડવો આગળ ચાલવા લાગ્યા. ગંગાજીને કિનારે આવી તેમણે સાયંકાળ થવાથી ત્યાંજ સ્નાનસંધ્યાદિ ક્રિયા આટોપી લીધી, અને રાત્રી ત્યાંજ ગાળવાનો નિશ્ચય કર્યો. પણ રાત્રી પડતાંજ ત્યાં ચિત્રરથ નામનો ગંધર્વ પોતાની સુંદર યુવાન સ્ત્રીઓ સાથે વિહાર કરવાને ગંગાના જળમાં આવ્યો. પોતાના રંગમાં ભંગ પડવાથી ચિત્રરથ ચ્હીઢાયો, અને તેણે સ્વર ઉપરથી પાંડવોને ઓળખ્યા, તેથી તેમની સાથે લઢવાને તૈયાર થયો. તેણે ઘણાં બાણો પાંડવો ઉપર ફેંક્યાં, પણ અર્જુને આગ્નેયાસ્ત્ર ફેંકી ચિત્રરથના રથને બાળી નાંખ્યો તથા ઘોડાઓને મારી નાંખ્યા. આથી ચિત્રરથ પાંડવોના બંધનમાં આવી પડયો, પણ તેની સ્ત્રીઓએ વિનંતિ કરી પાંડવો પાસેથી ચિત્રરથને છોડાવ્યો. પાંડવોની ઉદારતાથી ઉપકૃત થઇ ચિત્રરથે અર્જુનને ગાંધર્વ લોકોની માયા શીખવવાની પોતાની ઇચ્છા બતાવી.

પણ અર્જુનને ઉપકારના બદલા તરીકે વસ્તુ લેવી ગમતી નહોતી, તેથી તેણે ચિત્રરથની વિદ્યા સ્વીકારવા ઇચ્છા દર્શાવી નહીં. પણ ચિત્રરથને આગ્નેયાસ્ત્રની વિદ્યા શીખવાનું મન થયું તેથી તેણે અર્જુનને તે વિદ્યા આપવા કહ્યું, તેમણે બંને અરસપરસ પોત પોતાની વિદ્યાની આપલે કરી. ચિત્રરથે કહ્યું, કે "હે અર્જુન, આ ચાક્ષુષી વિદ્યાના પ્રભાવથી તું તારી ઇચ્છામાં આવશે તે પદાર્થ જોઇ શકીશ. વળી હું તમને દરેક ભાઇઓને સો સો દેવલોકના સુંદર ઘોડા આપીશ, જેની ગતિ જળમાં, સ્વર્ગમાં, તેમજ સર્વ સ્થળે થઇ શકશે. પણ હે પાંડવો, તમેં મારૂં કહેવું સ્વીકારો, કોઇ પણ પુરોહિતને તમારી સાથે રાખીને તમેં વનમાં આગળ વધો. જો તમારી ઇચ્છા થાય, તો ઉત્કોચક નામના તીર્થમાં ધૌમ્ય મુનિ તપ કરે છે, તેને તમારા પુરોહિત કરો. અર્જુને તે વાતનો સ્વીકાર કર્યો, અને ઘોડા વિગેરે હાલ તો ચિત્રરથને આપી તેને વિદાય કર્યો. પછી ધૌમ્ય મુનિને પોતાના પુરોહિત બનાવવા તેઓ તેમના આશ્રમે ગયા. ત્યાં તેમણે ધૌમ્ય મુનિને વિનંતિ કરી, તેથી ધૌમ્ય મુનિએ પ્રસન્ન થઇ પાંડવોના પુરોહિત થવાનું સ્વીકાર્યું. ધૌમ્ય મુનિને સાથે લઈ પાંચ પાંડવો અને કુંતી બધાં પાંચાલ દેશ તરફ ત્વરાથી જવા લાગ્યાં. માર્ગમાં તેમને ઘણા બ્રાહ્મણો મળ્યા. બ્રાહ્મણોને મોઢેથી તેમણે દ્રૌપદીનું વર્ણન સાંભળ્યું.

પાંચાલ રાજાના નગરમાં પહોંચી પાંડવોએ એક કુંભારને ઘેર નિવાસ કર્યો, અને ગામમાંથી ભોજન માગી લાવીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. આ પ્રમાણે ભીક્ષુક બ્રાહ્મણના વેશમાં રહેલા પાંડવોને ગામમાં કોઇ ઓળખી શક્યું નહીં. દ્રુપદરાજાની નગરીમાં આ વખતે ઘણો ઠાઠ કરવામાં આવ્યો હતો. દેશ દેશથી મોટા મોટા રાજાઓ દ્રૌપદીને પરણવાની ઇચ્છાથી ત્યાં આવ્યા હતા. શિશુપાલ, ભગદત્ત, ભૂરિશ્રવા, દુર્યોધન, તેના સો ભાઇઓ, કર્ણ જરાસંધ, શલ્ય, સાત્યકિ, શકુનિ, અશ્વત્થામા, બળભદ્ર, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, આદિ મહાબળવાન રાજાઓ અને રાજકુમારો દ્રુપદના નગરમાં આવ્યા હતા. ગામની બહાર સર્વે રાજાઓને તેમના દરજ્જા પ્રમાણે ઉતારા આપવામાં આવ્યા હતા. મોટા તંબુઓ ખેંચાયા હતા, અને દ્રુપદ રાજાનું નગર જાણે પુર બહાર વસ્યું હોય તેમ જણાતું હતું. પુરમાં તો ઘેર ઘેર સુવર્ણ તોરણો લટકતાં હતાં. લોકો બધાયે ઉત્સાહમાં ફરતા હતા. જાણે સુવર્ણ, હીરા, તરલ આદિ રત્નોનો સમુદ્ર આંહીજ હોય તેમ દરેક નગરવાસી સંપૂર્ણ અલંકાર સજી બહાર ફરતો હતો. રાજમંડપનું તો વર્ણન થઇ શકે તેમ હતુંજ નહીં. દ્રુપદ જેવો મહાન રાજા, અને સ્વતંત્ર રાજ્યને લીધે અઢળક લક્ષ્મીની છોળો વાગે તેમાં શું નવાઇ! હાલના હિંદને દ્રુપદના સભામંડપની શોભાનો ખ્યાલ ન આવી શકે એ સ્વાભાવિક છે. હિંદમાં એ જમાનો હતો કે જ્યારે સોના ચાંદીના દાગીના તો અશ્વાદિ જાનવરોને શણગારવામાં વપરાતા; મનુષ્યોને માટે અને તેમાંએ રાજકુટુંબને માટે તો બહુ ઉંચી

જાતનાં રત્નો વપરાતાં હતાં. જુદા જુદા દેશોમાંથી કારીગરો અને વ્યાપારીઓ દ્રુપદના રાજ્યમાં આવ્યા હતા. નગરમાં વ્યાપારીઓએ પોતાની દુકાનો શણુગારવામાં મણા રાખી નહોતી.

દ્રુપદ, તેનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન અને રાજ્યના સચિવો અન્ય રાજાઓનું આતિથ્ય યોગ્ય રીતે કરતા હતા. સ્વયંવરને દિવસે સ્વયંવર મંડપમાં સઘળા રાજાઓને બેસવાને માટે મંચકો ગોઠવવામાં આવ્યા હતા. મંચકને મખમલના કપડાથી જડી લેવામાં આવ્યા હતા, અને દરેક મંચક હાથીદાંતના અથવા સોના રૂપાના બનાવવામાં આવ્યા હતા. સ્વયંવરની મધ્યમાં એક મ્હોટો કુંડ જળથી ભરેલો રાખવામાં આવ્યો, અને કુંડની મધ્યમાં એક ઊંચો મજબૂત થાંભલો ઊંચો કરવામાં આવ્યો હતો. તે થાંભલાની ટોચે પવનથી ફરતી મત્સ્યની ગોઠવણ કરવામાં આવી હતી. વળી તે કુંડ પાસેજ શંકરનું સ્થાપન કરવામાં આવ્યું હતું. તેની પાસે એક ત્રાંબાની પણછવાળું મહાન ધનુષ્ય અને બાણ પડેલાં હતાં. મંડપની બીજી પાસ દ્રૌપદીને તેની સખીઓ સાથે અને અન્ય સ્ત્રીવર્ગને બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી. દ્રૌપદી અને તેની સખીઓ સિવાય અન્ય સ્ત્રીવર્ગ રાજકુમારોથી જોવાય નહીં, તેવી રીતે ગોઠવાયો હતો.

જ્યારે સ્વયંવર મંડપમાં રાજાઓ અને રાજકુમારો યોગ્ય આસનોએ ગોઠવાઈ ગયા, ત્યારે દ્રૌપદી હાથમાં વરમાળ લઇ સખીઓ સાથે સર્વાંગે શણુગાર ધારી આવીને ઊભી રહી. દ્રૌપદી સભામંડપમાં આવતાંજ જાણે આખી દુનિયામાં એકજ વસ્તુ સરજાઇ હોય, તેમ બધાની દૃષ્ટિ તેના ઉપર પડી. ક્ષાત્ર તેજની મૂર્ત્તિ સમી જાજ્વલ્યમાન દેખાતી દ્રૌપદીને જોઇ બધા રાજાઓ ઝાંખા પડી ગયા; દ્રૌપદીને મેળવવી એ જેટલું અઘરૂં હતું તેના કરતાં તેને મેળવ્યા પછી પત્ની તરીકે તેને રાખવી એ સાચા ક્ષત્રિયની કસોટી કરાવે તેવું હતું. દ્રૌપદીના દૃષ્ટિપાતથીજ કેટલાક રાજકુમારો એવા અંજાઇ ગયા કે તેમણે સ્વયંવરમાં આદિથી અંત સુધી ઊંચું જોયુંજ નહીં; કેટલાક દ્રૌપદીને મેળવવાની લાલચે પોતાના પોષાકની ટાપટીપ કરી તેનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરવા લાગ્યા; કેટલાક દ્રૌપદીને જોઇ તદ્દન સ્તબ્ધ અને અક્રિય બની ગયા; કેટલાક એને જોઇ હસવા લાગ્યા, કેટલાક ફીક્કા પડ્યા, અને કેટલાક ગંભીર બની ગયા. બધાયે પોતપોતાના મનમાં ધાર્યું કે હું સહુ કરતાં વધારે સ્વરૂપવાન છું, અને દ્રૌપદી મનેજ જોઈ રહી છે.

સભા બરોબર ગોઠવાઇ ગઈ, એટલે દ્રુપદ રાજા સભામંડપના મધ્યમાં આવ્યા. તેમણે જે ઠરાવથી દ્રૌપદીનો સ્વયંવર કરવાનો હતો તે ઠરાવ સર્વ રાજા અને રાજકુમારો આગળ નિવેદન કર્યો.* " જે કોઇ આ ધનુષ્યને સજ્જ કરી આ બાણોથી લક્ષ્યને વેધી નાંખશે, તેને મારી સુતા મળશે." એક પાસ દ્રૌપદીને મેળ-

* इदं सज्यं धनुः कृत्वा
सज्जैरेभिश्च सायकैः ।
अतीत्य लक्ष्यं यो वेद्धा
स लब्धा मत्सुतामिति ॥ ११ ॥
આદિપર્વ: અધ્યાય ૧૮૫.

વવાનો લોભ, અને બીજી પાસથી આ દુઃસાધ્ય દ્રુપદની પ્રતિજ્ઞા, આ બેની વચ્ચે રાજકુમારો મુંઝાઇ ગયા. દ્રૌપદી મેળવવાને દ્રુપદની પ્રતિજ્ઞાનું પાલન કરવા ઉઠતાં કદાચ હાંસી થાય, એવો ભય પણ લાગવા માંડ્યો. હાંસીપાત્ર થયેલો મનુષ્ય દ્રૌપદીના મનથી કેટલો બધો ઉતરી જશે, એમ વિચારીને રાજકુમારો તો ઠરીજ ગયા, ને પોતે જ્યાં બેઠા હતા ત્યાંથી એક તસુ પણ હાલીચાલી શક્યા નહીં. શિશુપાળ, શલ્ય, આદિ મદોન્મત્ત રાજાઓ પોતાના બળ ઉપર આધાર રાખી ઉઠયા, પણ ધનુષ્યજ ઉપાડી શક્યા નહીં, તેથી હતાશ થઈ પોતાને સ્થાનકે પાછા બેસી ગયા. દુર્યોધન, શકુનિ, એ બધાના પણ એજ હાલ થયા. આખરે કર્ણ ઊભો થયો. વીર કર્ણે બધા રાજાઓના દેખતાંજ બાણને ઉઠાવ્યું, અને તેમાં બાણો સાંધ્યાં. બધાને લાગ્યું કે કર્ણ અવશ્ય આ કાર્ય કરશે. પણ કર્ણને બાણો સાંધી ઉભેલો જોઇ દ્રૌપદીએ એકદમ ભરસભામાં દાસી મારફતે કહેવડાવ્યું કે “ એ દાસી પુત્રને હું વરવાની નથી.” કર્ણે આ સાંભળી એકદમ ક્રોધથી ધનુષ્ય મૂકી દીધું, અને બાણો ફેંકી દીધાં. બધા રાજાઓમાં એ એકલોજ આટલો શક્તિમાન હોવાથી અભિમાન અને ગૌરવથી હસીને કર્ણ પોતાને સ્થાને બેઠો.

આખી સભામાં હવે કોઇ ક્ષત્રિય રાજકુમાર ધનુષ્ય ચઢાવનાર રહ્યો નહીં. કર્ણ કાર્ય પાર પાડવાની તૈયારીમાં હતો ત્યારે દ્રૌપદીએ વાંધો લીધો હતો. હવે દ્રૌપદીને માટે ક્ષત્રિયમાંથી કોઇ વર મળી શકે તેમ ન લાગ્યું. દ્રુપદ રાજા નિરાશ થયો. પણ એટલામાં પોતાના પુરોહિત ધૌમ્યને પ્રણામ કરી અર્જુને ધીમે પગલે ધનુષ્ય તરફ ચાલવા માંડયું. બધી સભા આશ્ચર્ય પામી, અને એકીટશે ન્હાના બાળક જેવા દેખાતા અને સ્થિર પગલે ચાલતા અર્જુન તરફ સૌ જોવા લાગ્યા. દૃઢ નિશ્ચયથી અર્જુન ધનુષ્ય પાસે આવ્યો, તેણે ધનુષ્યની પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યા. પાસે પાર્વતીપતિની સ્થાપના હતી, ત્યાં પણ પોતાનું મસ્તક નમાવ્યું, અને મનમાં શ્રીકૃષ્ણનું તથા પોતાના ગુરૂ દ્રોણનું સ્મરણ કરી તેણે હળવેથી માનપૂર્વક અને લીલાથી ધનુષ્ય ઉપાડયું, અને બાણો સાંધ્યાં. આખી સભામાં ખળભળાટ થઈ ગયો. બ્રાહ્મણ મંડળમાંથી ઉઠનાર અને કાર્ય સાધનાર આ બાળ–યુવક કોણ હશે તેની પૂછપરછ થવા લાગી. કેટલાક વિચારવા લાગ્યા કે “ શલ્ય, જરાસંધ, અને શિશુપાળ આદિ બળીઆ રાજા કાંઈ ન કરી શક્યા, તો આ બાળ તે શી વિસાતમાં છે? તેની અવશ્ય હાંસીજ થશે, અથવા શક્તિ પારનું બળ કરવા જશે તો મરણ પામશે, અને દ્રુપદ રાજાને બ્રહ્મહત્યા લાગશે.” કેટલાક રાજાઓ બ્રાહ્મણોનું ગૌરવ જાણતા હોવાથી તથા પરશુરામની શક્તિ હજુ તેમના મનમાં તાજી હોવાથી આ બાળક અવશ્ય કાર્ય પૂર્ણ કરશે, એવી શ્રદ્ધા ધરવા લાગ્યા. અર્જુને દ્રુપદ રાજાની પ્રતિજ્ઞા પ્રમાણે જોતજોતામાં લક્ષ્ય વીંધી નાંખ્યું, અને આકાશમાંથી તેના ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ. દ્રૌપદી આ બાળ–યુવકને જોતાંજ મુગ્ધ બની ગઇ હતી, અને જેવું અર્જુને લક્ષ્ય વીંધી નાંખ્યું, કે તરતજ સ્હેજ

મલકતે મ્હોંઢે, અને શરમાતે શરમાતે હાથમાં વરમાળ લઇ સભામંડપના મધ્યમાં આવી, અને અર્જુનના ગળામાં વરમાળા આરોપી નીચું જોઇ તેની પાસેજ ઉભી રહી.

સભામાં બેઠેલા રાજાઓમાં કોલાહલ વધવા લાગ્યો. દ્રુપદે ક્ષત્રિયોનો સ્વયંવર કરેલો હતો, તેમાં બ્રાહ્મણને કન્યા કેમ પરણાવી, તે વિષે વાદવિવાદ થવા લાગ્યા. દ્રુપદે કોઈ રાજકુંવરનેજ કન્યા પરણાવવી જોઇએ એવો નિશ્ચય કરી ક્ષત્રિયો દ્રુપદની સ્હામા થયા. બધા રાજાઓને એકી સામટા પોતાની સ્હામા આવતા જોઇને દ્રુપદ બ્રાહ્મણોની સહાય માગવા તેમના ગડગ તરફ ગયો. આવો કોલાહલ થતાજ સહદેવ અને નકુળને લઇને યુધિષ્ઠિર પોતાના નિવાસ સ્થાને સીધાવી ગયા. પણ અર્જુનનું શું થાય છે, તે જોવા ભીમસેન ત્યાંજ ઉભો રહ્યો. બધા રાજાઓની વચમાં બેઠેલા શ્રીકૃષ્ણ બળદેવજીને આંગળી કરી દેખાડવા લાગ્યા કે “ પેલો ભીમસેન છે, અને આ નિશાન તાકનાર અર્જુન છે.” કાંઈક શંકાથી બળદેવજીએ શ્રીકૃષ્ણની આ વાત માની. દ્રુપદને સહાય માગવા આવેલો જોઈ બ્રાહ્મણના વેશમાં રહેલા અર્જુન અને ભીમે તેને કહ્યું, “હે રાજન્ તમે લગારેય વિષાદ ન કરશો. આ રાજાઓને હું સ્હેજવારમાં હરાવી દઉં છું. અમો બંને આ બધાને પૂરા પડવા શક્તિમાન છીએ.” આમ કહી ભીમસેને મોટું વૃક્ષ ઉપાડી ક્ષત્રિયો સ્હામે ધસવા માંડયું, અને અર્જુને ધનુષ્ય બાણ સ્હડાવી રાજાઓ સ્હામે લઢવા માંડયું. એક તરફ સર્વ રાજાઓ અને બીજી પાસ ભીમ અને અર્જુન બેજ જણ હતા. પણ અર્જુન અને ભીમના સાહસ અને બળ આગળ સઘળા રાજાઓ મહાત થયા. શલ્ય અને ભીમસેન, તથા કર્ણ અને અર્જુન આમ બંને દ્વંદ્વો વચ્ચે બહુજ ભયંકર યુદ્ધ ચાલ્યું. ભીમ અને શલ્ય મલ્લયુદ્ધ કરતા હતા. જોતજોતામાં ભીમે શલ્યને બે હાથે ઝાલીને પછાડયો, એટલે બધા બ્રાહ્મણો ખડખડાટ હસી પડયા. આથી શરમાઇને શલ્ય યુદ્ધ કરતો બંધ પડયો. કર્ણે અર્જુનને હઠાવવાને ઘણો પ્રયત્ન કર્યો. અર્જુનને હજુ સુધી બ્રાહ્મણ સ્હમજનાર કર્ણ અર્જુનના બળથી તથા યુદ્ધ-કળાથી ઘણો ખુશી થયો, અને બ્રાહ્મણ સાથે યુદ્ધ કરવું અયોગ્ય ધારી કર્ણે યુદ્ધ કરવું બંધ રાખ્યું. બધા ક્ષત્રિઓને આ બે વીરકુમારો વિષે વહેમ પડવા માંડયો; કારણ ભીમ શિવાય શલ્યની સાથે, અને અર્જુન શિવાય કર્ણની સાથે લઢવાને બીજો કોઇ સમર્થ નહોતો. પણ બધા ક્ષત્રિયો એમજ ધારતા હતા કે પાંડવો તો વારણાવતમાં બળી ગયા છે. આખરે શ્રીકૃષ્ણની સમજાવટથી બધા રાજાઓ વિખેરાઇ ગયા. અર્જુને ધર્મથી કન્યા મેળવી છે, એમ સ્હમજી બધા રાજાઓ વિદાય થયા. અર્જુન અને ભીમસેન થાકયાપાકયા સાંજ પડી જવાથી દ્રૌપદીને લઇને પોતાને ઉતારે આવ્યા.

ઉતારે આવી મશ્કેરા ભીમસેને ચિંતા કરતાં કુંતીને કહ્યું, “હે માતા, આજ તો અમે એક સરસ ભીક્ષા લાવ્યા છીએ.” કુંતીએ પોતાના સ્વભાવ પ્રમાણે તે ભીક્ષા બધા ભાઇઓ વચ્ચે વહેંચી

લેવાનું કહ્યું.* પણ સ્વયંવરના સમાચાર સાંભળી તથા દ્રૌપદીને પ્રત્યક્ષ આવેલાં જોઈ કુંતીમાતા પોતાના શબ્દોને માટે કચવાયાં. હવે પોતાનાં અવિચારી વચનોનો નિર્ણય કેમ કરવો તેનો વિચાર કરવા લાગ્યાં. કુંતીએ યુધિષ્ઠિર સાથે મળી પોતાનાં વચનોને માટે ઘણો વિચાર કર્યો, અને યુધિષ્ઠિરે ઘણો વિચાર કર્યા પછી અર્જુનને અગ્નિની સાક્ષીએ દ્રૌપદીનો હસ્ત ગ્રહણ કરવાની આજ્ઞા કરી. પણ જ્યેષ્ઠબંધુ અવિવાહિત હોય, અને પોતે કન્યાનું પાણિગ્રહણ કરે, એ અર્જુનને આચાર વિરૂદ્ધ જણાયું. આ બધી વાટાઘાટ ચાલતી હતી, એટલામાં યુધિષ્ઠિરે ચારે ભાઇઓની દૃષ્ટિ દ્રૌપદી તરફ વળેલી જોઈ, તથા તેમનામાં દ્રૌપદી પ્રતિ અનુરાગ ઉત્પન્ન થયેલો દીઠો, તેથી પોતાનામાં માંહોમાંહે કુસંપ ન થાય તેટલા માટે તેમણે બધાયે દ્રૌપદી પરણવી એમ નક્કી કર્યું. વળી વ્યાસનું વચન યાદ આવ્યું; દ્રૌપદી પાંચે ભાઇઓને પરણશે, એમ તેમણે ઘરમેળે નક્કી કર્યું. મોટાભાઇનો આવો વિચાર સાંભળી ચારે ભાઇઓ વિચારમાં પડયા. એટલામાં શ્રીકૃષ્ણ અને બળદેવજી ત્યાં આવ્યા, પાંડવોને હર્ષથી ભેટયા, અને કુંતીને પ્રણામ કર્યા. પાંડવો કુશળ છે જાણી શ્રીકૃષ્ણને ઘણો હર્ષ થયો. પાંડવોની સાથે થોડી ઘણી વાતો કરી પાંડવો પ્રકટ થઈ જવાના ભયથી શ્રીકૃષ્ણ ત્યાંથી ચાલ્યા ગયા.

નિશાન તાકનાર બ્રાહ્મણ કોણ છે? એ વિષે શંકાશીલ થયેલા દ્રુપદે પોતાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને તપાસ કરવાને મોકલ્યો. જ્યાં પાંડવો ઉતર્યા હતા ત્યાં ધૃષ્ટદ્યુમ્ન છાનોમાનો તપાસ કરવા અંધારામાં ફરવા લાગ્યો. આ વખતે ભીમ વિગેરે ચારે ભાઇઓ ગામમાંથી ભીક્ષા માગી લાવી માતા કુંતીની પાસે મૂકીને બેઠા હતા. કુંતીએ દ્રૌપદીને કહ્યું, “વહુ બેટા, આ ભીક્ષામાંથી પ્રથમ ભાગ દેવતાઓને અર્પણ કરો; એક ભાગ બ્રાહ્મણને આપો; બાકી વધે તેમાંથી અડધો ભાગ ભીમસેનને આપો, કારણ એનો આહાર વધારે છે. બીજા અરધ ભાગમાંથી છ ભાગ પાડો, તેમાંથી આપણે છ એ જણાં વહેંચી લઇએ.” દ્રૌપદીએ તુરત જ એ પ્રમાણે કર્યું, અને બધાં નિરાંતે જમ્યા. નકુલ તથા સહદેવે દર્ભની પથારીઓ બધાને માટે કરી. તે ઉપર પોતપોતાનાં મૃગચર્મો પાથરી પાંચે ભાઇઓ એક હારમાં સૂતા, તેમના માથા આગળ કુંતી, અને તેમના પગ

* મહાભારતમાં આ પ્રસંગ મૂકવામાં આવેલો છે, પણ તે અસ્થાને લાગે છે. અર્જુન ધનુષ્ય ચ્હઢાવવા ઊઠયો તે વાત જાણ્યા પછી યુધિષ્ઠિર ઘેર આવ્યા હતા. વ્યાસના વરદાનથી કુંતી પણ જાણતાં હતાં કે અર્જુનને દ્રૌપદી વરશે. વળી ભીક્ષા વહેંચી આપવાનું કાર્ય કુંતીનું હતું. બધા ભાઇઓ ભીક્ષા ભેગી કરી કુંતી માતા આગળ મૂકતા, પછી કુંતી તેમને યોગ્ય ભાગ પાડી વહેચી આપતાં. આવો નિત્યનો ક્રમ હોવા છતાં “તમે બધા ભાઇઓ વચ્ચે વહેંચી લઈ ઉપભોગ કરો.” એ વાકય જ અસ્થાને લાગે છે. આ સંબંધ વિનાનો ભાગ મહાભારતમાં ઘુસાડી દેવામાં આવ્યો હોય એમ લાગે છે. પ્રસ્તાવનામાં વિસ્તારથી આ પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે, તેથી પ્રસ્તાવના જુઓ.

આગળ દ્રૌપદી સૂતાં. પતિવ્રતા દ્રૌપદી રાજભુવનમાંથી આવી આંહી દર્ભ મૃગ-ચર્માસન ઉપર સૂતાં લગારે કચવાયાં નહીં. પાંડવો સૂતા સૂતા સેનાઓના વ્યૂહની, દિવ્ય અસ્ત્રોની, રથ ઘોડા અને હસ્તીઓના સૈન્યની રચનાની વાતો કરતા કરતા સૂઈ ગયા. ધૃષ્ટદ્યુમ્ન આ બધી વાતો સાંભળી વિચારમાં પડ્યો, કે "આ બધા બ્રાહ્મણો નથી, પણ ક્ષત્રિયો બ્રાહ્મ-ણના વેષમાં ફરતા હોય તેમ લાગે છે." આમ નિશ્ચય થયાથી ધૃષ્ટદ્યુમ્ને જે બન્યું હતું, તે બધું દ્રુપદને કહી બતાવ્યું. દ્રુપદ રાજા પાંડવોને શોધતો હતો; પાંડવોને દ્રૌપદી પ-રણે એ દ્રુપદની ઈચ્છા હતી, અને ધૃષ્ટદ્યુમ્ન-ની વાતોથી એને વહેમ પડયો કે કદાચ આ બધા પાંડવો પણ હોય. બીજે દિવસે દ્રુપદરાજાએ પોતાના પુરોહિતને પાંડવો પાસે મોકલ્યો. પુરોહિતે આવીને પાંડ-વોને કહ્યું. "હે મહાભાગ્યશાલિ, તમારૂં કુળ જાણવા દ્રુપદની ઈચ્છા છે. હસ્તિ-નાપુરના પાંડુરાજા દ્રુપદરાજાના મિત્ર હોવાથી દ્રુપદરાજાની ઈચ્છા પાંડુના પુત્ર અર્જુનને દ્રૌપદી પરણાવવાની હતી. માટે દ્રુપદરાજાની ઈચ્છા પૂર્ણ થઈ કે નહીં, તે જાણવા તેઓ ઈચ્છે છે." પુરોહિ-તનું વચન સાંભળી યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો, "હે વિપ્ર, વર્ણ, શીલ, કુળ કે ગોત્ર જોઇને કન્યા આપવાનો પ્રથ-મથી ઠરાવ નહોતો; જે મનુષ્ય લક્ષ્ય વેધે, તેને કન્યા દેવી એવો દ્રુપદનો ઠરાવ હતો. તે પ્રમાણે અમે દ્રુપદરાજાની કન્યા પરણ્યા છીએ. માટે હવે દ્રુપદરાજાએ વાદવિવાદ કરવો નકામો છે. તો પણ દ્રુપદરાજાના સંતોષ ખાતર એટલું કહું છું કે તેમની ઈચ્છા પૂર્ણ થશે. લક્ષ્ય વેધનાર શુદ્ધ ઉંચા કુળનો, અસ્ત્રવિદ્યાનો સંપૂર્ણજ્ઞાતા અને અસામાન્ય બળવાળો છે. માટે દ્રુપદરાજાએ પોતાની પુત્રીની લગારેય ચિંતા કરવી નહી. સુપાત્રે જ દાન થયું છે, એમ એમને કહેજો." આમ પુરોહિતને કહી યુધિષ્ઠિરે તેને વિદાય કર્યો, એટલામાં બીજો માણસ રથ લઈ પાંડવોને ભોજન માટે તેડવા આવ્યો. પાંચે ભાઇઓ એક રથમાં બેઠા, અને માતા કુંતી તથા દ્રૌપદી બીજા રથમાં બેઠાં. પાંડવો દ્રુપદરાજા પાસે જાય, તે પહેલાં પુરોહિતે થએલી બધી વાત તેમને કહી સંભળાવી. તેઓ જમવા આવે ત્યારે તેમની વિશેષ પરીક્ષા કર-વાને દ્રુપદે એક ઓરડામાં જાતજાતની વસ્તુઓનું સંગ્રહસ્થાન રખાવ્યું. દ્રુપદરા-જાએ પાંડવોનો સત્કાર કર્યો, અને દ્રુપ-દરાજાની રાણીઓએ કુંતીનો સત્કાર કર્યો, પાંડવોને જોઇ દ્રુપદરાજાના ઘરનાં સઘળાં સંબંધીઓ અને નોકર ચાકર વર્ગ ઘણાં સંતુષ્ઠ થયાં. સોનારૂપાનાં વાસણોમાં પાંડવોને ભોજન કરાવ્યા પછી તેમને દ્રુપદની આજ્ઞાથી સંગ્રહસ્થાન-વાળા ખંડમાં લઈ જવામાં આવ્યા. ત્યાં પાંડવોની દૃષ્ટિ બીજી બધી વસ્તુઓ ઉપર નહીં પડતાં માત્ર આયુધો ઉપરજ પડી, અને તે વિષે તેઓ માંહોમાંહે વિવેચન કરવા લાગ્યા. દ્રુપદરાજાએ આ બધું ધારી ધારીને જોયું. હવે તેની ખાત્રી થઇ કે આ બ્રાહ્મણ વેશમાં ફરનારા બીજા કોઇ જ નહીં, પણ પાંડવો જ છે. તેણે યુધિષ્ઠિરને એકાંતમાં બોલાવીને માનથી પૂછ્યું. "તમે બ્રાહ્મણ છો, ક્ષત્રિય છો

કે કોઇ અન્ય જાતિના છો ? તમેં સાચું કહો, ને મારા મનનો વ્હેમ ભાગી નાખો.” દ્રુપદરાજાને આમ અધિરો થયેલો જોઈ યુધિષ્ઠિરે કહ્યું, “હે રાજન્ તમેં લગારે ખેદ ન કરશો. તમારી જે ઈચ્છા હતી, તે ખરેખર પાર પડી છે. અમેં પાંડુ રાજાના પુત્રો છીએ. હું યુધિષ્ઠિર છું, અને આ મારા ચાર કનિષ્ઠ ભ્રાતા છે. મારાં માતુઃશ્રી કુંતી દ્રૌપદીની સાથે અંતઃપુરમાં ગયેલાં છે. તમારા જેવા સમર્થ રાજા અમારા સગા થયા, તેથી અમેં ખરેખર ભાગ્યશાળી થયા છીએ.” યુધિષ્ઠિરનાં વચન સાંભળી દ્રુપદરાજા ઘણા ખુશી થયા, અને યુધિષ્ઠિરને તેમનો બધો વૃત્તાંત પૂછયો. યુધિષ્ઠિરે જેટલું બન્યું હતું તે બધું કહી દીધું. પાંડવોને અન્યાય થયેલો જોઇ દ્રુપદને ઘણું ખોટું લાગ્યું, અને પ્રસંગ આવ્યે યુધિષ્ઠિરને સહાય આપવાનું દ્રુપદે માથે લીધું. પાંડવોને રહેવા માટે દ્રુપદે એક સુંદર મહેલ કાઢી આપ્યો. શુભ મુહૂર્ત જોવરાવી દ્રુપદે અર્જુનને દ્રૌપદીનું પાણિગ્રહણ કરવાની સૂચના કરી. પણ યુધિષ્ઠિરે પોતે પણ દ્રૌપદીને પરણવાની ઇચ્છા જણાવી. દ્રુપદ રાજાએ કહ્યું, “તમારામાંથી ગમે તે એક ભાઇ મારી પુત્રીનું પાણિગ્રહણ કરશો, તો મને વાંધો નથી.” પણ યુધિષ્ઠિરે ઉમેર્યું, “અમેં પાંચે ભાઇઓની પટરાણી તરીકે દ્રૌપદી રહેશે.” યુધિષ્ઠિરનાં વચનથી દ્રુપદ રાજાને માઠું લાગ્યું. તેણે કહ્યું, “એક પુરૂષને ઘણી સ્ત્રીઓ હોય, એ શાસ્ત્ર વિહિત છે, પણ એક સ્ત્રીને અનેક પુરૂષ હોય તે કેવળ અધર્મ છે. તમેં ધર્મવેત્તા થઇ આવો અનાચાર કરવા કેમ તૈયાર થયા છો ?”*

દ્રુપદ અને યુધિષ્ઠિરનો આમ સંવાદ ચાલતો હતો, એટલામાં દૈવયોગે વ્યાસજી ત્યાં આવી પ્હોંચ્યા. પાંડવોએ તથા દ્રુપદે તેમનો યોગ્ય સત્કાર કર્યો, અને તેમને આસન ઉપર બેસાડ્યા. દ્રુપદે પ્રશ્ન પૂછયો “હે વ્યાસ, એક પુરૂષને અનેક સ્ત્રી એ શાસ્ત્રનો આચાર છે, પણ તેથી વિપરિત કેમ સંભવે ? એક સ્ત્રીને ઘણા પતિ હોય, એ તો લોક અને વેદ વિરૂ-

*દ્રુપદનો આ પ્રશ્ન તદ્દન સત્ય છે. તેનો ઉત્તર યુધિષ્ઠિર, કુંતી, કે વ્યાસજી સંતોષકારક રીતે આપી શક્તાં નથી. વ્યાસજી માત્ર દ્રૌપદીની ઉત્પત્તિની વાત કહી દ્રૌપદીને પાંચ ભર્તા થવાનું વરદાન છે, એમ કહી દ્રુપદના મનનું સમાધાન કરે છે. મહાભારતકાર આ ગહન પ્રશ્નની ગુંચ ધાર્મિક દૃષ્ટિએ ઉકેલવાને અસમર્થ નીવડે છે. મહાભારતમાંથી નીચેનો સંવાદ ઉતાર્યો છેઃ—

**द्रुपद उवाच। एकस्य बह्व्यो विहिता महिष्याः कुरुनंदन। नैकस्या बहवः पुंसः श्रूयंते पतयः क्वचित् ॥२७॥ लोकवेदविरुद्धं त्वं नाधर्मं धर्मविच्छुचिः। कर्तुमर्हसि कौन्तेय कस्मात्ते बुद्धिरीदृशी ॥२८॥**

**युधिष्ठिर उवाच। सूक्ष्मो धर्मो महाराज नास्य विद्मो वयं गतिम्। पूर्वेषामानुपूर्व्येण यातं वर्त्मानुयामहे ॥२९॥ न मे वागनृतं प्राह नाऽधर्मे धीयते मतिः। एवं चैव वदत्यंबा मम चैतन्मनोगतम् ॥३०॥ एष धर्मो ध्रुवो राजंश्चरैनमविचारयन्। मा च शंका तत्र ते स्यात्कथंचिदपि पार्थिव ॥३१॥**

આદિપર્વઃ અધ્યાય ૧૯૫.

દ્વિજ કહેવાય. આ સંબંધે આપ શું કહેવા માગોછો ?" વ્યાસે આ વિષયમાં તેમના બધાના પૃથક્ પૃથક્ મત પૂછ્યા, ત્યારે દ્રુપદે કહ્યું કે:—

द्रुपदउवाच। अधर्मोयं मम मतो विरुद्धो लोकवेदयोः। नह्येका विद्यते पत्नी बहूनां द्विजसत्तम ॥७॥

દ્રુપદ બોલ્યાઃ—મારો તો મત એજ છે કે આ ચોખ્ખો અધર્મ છે. અને લોકાચાર તેમજ વેદની વિરૂદ્ધ છે. હે દ્વિજ સત્તમ, બહુ પુરૂષોને એક પત્ની કદી ન સંભવે.

न चाप्याचरितः पूर्वैरयं धर्मो महात्मभिः। न चाप्यधर्मो विद्वद्भिश्चरितव्यः कथंचन ॥ ८ ॥

પહેલાંના મહાત્માઓએ આવો ધર્મ કદીયે પાળ્યો નથી; અને વળી આવો અધર્મ વિદ્વાનોએ કદીયે પાળવો ન ઘટે.

ततोहं न करोम्येवं व्यवसायं क्रियां प्रति। धर्मः सदैव संदिग्धः प्रतिभाती हि मे त्वयम् ॥ ९ ॥

તેથી આવી ક્રિયા કરવાનો યત્ન હું નહીં કરૂં. અહીંઆં ધર્મનું સ્વરૂપ મને એક નિશ્ચયવાળું જણાતું નથી.

धृष्टद्युम्नउवाच।

यवीयसः कथं भार्यां ज्येष्ठो भ्राता द्विजर्षभ। ब्रह्मन् समभिवर्तेत सद्वृत्तः संस्तपोधने ॥१०॥

હે શ્રેષ્ઠ દ્વિજ, નાના ભાઇની સ્ત્રીની પાસે સારી વૃત્તિવાળો મોટો ભાઇ કેમ જઇ શકે ?

न तु धर्मस्य सूक्ष्मत्वाद्गतिं विद्मः कथंचन। अधर्मो धर्म इति वा व्यवसायो न शक्यते ॥११॥

અતિ સૂક્ષ્મ હોવાને લીધે ધર્મની ગતિ. અમે જાણતા નથી. આ અધર્મ અને આ ધર્મ એમ અમે ચોક્કસ જાણી શકતા નથી.

कर्तुमस्मि द्विधे ब्रह्मं स्ततोऽयं न व्यवस्यते। पंचानां महिषी कृष्णा भवत्विति कथंचन ॥ १२ ॥

ધર્મના બે પ્રકાર હોવાને લીધે કૃષ્ણા (દ્રૌપદી) પાંચ જણાની પટરાણી થાઓ, એમ હું કોઇ પણ રીતે નિશ્ચય કરી શકતો નથી.

युधिष्ठिरउवाच। न मे वागनृतं प्राह नाऽधर्मे धीयते मतिः। वर्तते हि मनो मेऽत्र नैषोऽधर्मः कथंचन॥१३॥

હું કોઇ દિવસ જૂઠું બોલ્યો નથી; અધર્મ તરફ મારૂં મન કદી ગયું નથી; આ પ્રશ્નમાં મારૂં મન હા કહે છે, માટે કોઇ પણ પ્રકારે આ અધર્મ છે, એમ હું કહી શકતો નથી.

श्रूयते हि पुराणेऽपि जटिला नाम गौतमी। ऋषीनध्यासितवती सप्तधर्मभृतांवरा ॥ १५ ॥

પુરાણમાં પણ ગૌતમની જટિલા નામની સ્ત્રીની વાત સાંભળવામાં આવી છે. ઉત્તમ ધર્મ પાળનારી હોવા છતાં તેણે સપ્તર્ષિઓનું ધ્યાન ધરી આરાધ્યા હતા.

गुरोर्हि वचनं प्राहु धर्म्यं धर्मज्ञसत्तम। गुरूणां चैव सर्वेषां माता परमको गुरूः ॥ १६ ॥

ગુરૂનું વચન હંમેશાં ધર્મવાળુંજ ગણાય છે. અને બધાયે ગુરૂઓમાં પરમ ગુરૂ માતા છે.

साचाप्युक्तवती वाचं भैक्षवद्भुज्यतामिति तस्मादेतद्दं मन्ये परं धर्मं द्विजोत्तम॥१७॥

મારી માતાએ પણ કહ્યું, કે આવાની વસ્તુની માફક તમેં બધા વહેંચી લ્યો. તેથી હું આ માતાના વચનને પરમ ધર્મ ગણુંછું.*

આ બધાનું કહેવું સાંભળી વ્યાસે બે ઘડી મૌન ધારણ કર્યું, અને પછી તે ધીમેથી સ્પષ્ટ રીતે કહેવા લાગ્યા;"હે દ્રુપદ, હે યુધિષ્ઠિર, તમેં સાંભળો. પૂર્વે એક ઋષિની કન્યા ગુણવાન પતિ મેળવવાને પાર્વતીપતિનું ધ્યાન ધરવા લાગી. ધ્યાનમાં કેટલાં યે વર્ષો વહી ગયાં, ત્યારે ચંદ્રમૌલિ ભગવાન શંકરે કન્યાને દર્શન દીધું, અને તેને માથે હાથ મૂકી વરદાન માગવા કહ્યું. કન્યાએ ઉત્તમ ગુણવાન પતિની માગણી કરી. શંકરે કન્યાને પાંચ વાર ફરી ફરીને વરદાન માગવાને કહ્યું, પણ પાંચે વાર ફરી ફરીને કન્યાએ ગુણવાન ઉત્તમ પતિનીજ માગણી કરી. આથી શંકરે તેને પાંચ પતિ થવાનું વરદાન આપ્યું. કન્યા ઘણી ગભરાઇ ગઇ. "મહારાજ, મેં તો એકજ પતિની માગણી પાંચવાર કરી હતી." શંકરે કન્યાને આશ્વાસન આપતાં કહ્યું, કે 'હે કન્યે, તને પાંચ ગુણવાન પતિ મળશે. અને પાંચે પતિ તને એક પતિની માફકજ રાખશે. તું પાંચ પતિવાળી હોવા છતાં જગતમાં ઉત્તમ સતી તરીકે પ્રસિદ્ધ થઇશ.' શ્રી શંકર ભગવાન કન્યાને વરદાન આપી અંતર્ધાન થઇ ગયા. તે કન્યા દ્રુપદરાજાને ઘેર યજ્ઞમાં જન્મી, તે આ દ્રૌપદીજ છે. દ્રોણના અપમાનથી બળ્યો બળ્યો રહેતો દ્રુપદરાજા દ્રોણને મારે એવા પુત્રને મેળવવા ઇચ્છતો હતો. પુત્રને માટે તેણે યજ્ઞ આરંભ્યો. તે યજ્ઞમાંથી આ યાજ્ઞસેન—ધૃષ્ટદ્યુમ્ન—ઉત્પન્ન થયો છે, અને તે અવશ્ય ભવિષ્યમાં દ્રોણને મારશે. વળી તેજ યજ્ઞમાંથી આ યાજ્ઞસેની—દ્રૌપદી—ઉત્પન્ન થઈ છે. દ્રૌપદી ઉત્પન્ન થઇ ત્યારે આકાશવાણી થઇ હતી કે 'સર્વે સ્ત્રીઓમાં શ્રેષ્ઠ આ કૃષ્ણા ક્ષત્રિયોના ક્ષયનું કારણ થઇ પડશે. અને સુરલોકનું કાર્ય એના વડે સધાશે. આને લીધે કૌરવોને મહાન ભય ઉત્પન્ન થશે.'*

દ્રૌપદીના પૂર્વાશ્રમની આવી કથા છે. માટે હે દ્રુપદ, શોચ કર્યા વિના પાંચે પાંડવોને આ દ્રૌપદી પરણાવો. પાંચેને પરણી દ્રૌપદી અવશ્ય સુખ પામશે." વ્યાસનાં આવાં વચનોથી સંતોષ પામી દ્રૌપદીનું પાણિગ્રહણ પાંચે ભાઇઓએ વારાફરતી કર્યું. લગ્ન થઇ ગયા પછી વ્યાસે પાંડવોને શુભાશિર્વાદ આપ્યા, અને પોતે વિદાય થયા.

ધૃતરાષ્ટ્ર અને કૌરવોને હસ્તિનાપુરમાં

*આ પ્રશ્ન ઘણો અગત્યનો હોવાથી તેનું આટલું લંબાણ કરવું યોગ્ય ધાર્યું છે. દ્રુપદ અને ધૃષ્ટદ્યુમ્નનાં વચનો તદ્દન સપ્રમાણ છે, જ્યારે યુધિષ્ઠિર પોતાના આત્માના અવાજને અવલંબીને અને માતાનાં વચનોને માન આપવાનાં પ્રમાણો રજુ કરે છે. વ્યાસ પણ આ પ્રશ્નને સપ્રમાણ સ્હમજાવી શકતા નથી. માત્ર દ્રૌપદીનો પૂર્વજન્મ સંભારી તે સબંધની વાત કહી દ્રુપદના મનનું સમાધાન કરે છે. આ પ્રશ્નના વધુ વિસ્તાર માટે પ્રસ્તાવના જુઓ.

*सर्वयोषिद्वरा कृष्णा निनीषुः क्षत्रियान्क्षयम् ।
सुरकार्यमियं काले करिष्यति सुमध्यमा ॥
अस्या हेतोः कौरवाणां महदुत्पत्स्यते भयम्
॥ ४९॥ આદિપર્વ: અધ્યાય ૧૬૬.

ખબર પડી કે પાંડવો તો જીવતા છે, અને તેઓ દ્રૌપદીને પરણ્યા છે, ત્યારે ધૃતરાષ્ટ્ર જો કે ખુશી થયો, પણ કૈરવો પાસો સીધો ન પડયો સ્હમજી ઘણા દિલગીર થયા. ધૃતરાષ્ટ્રે પાંડવોને દ્રૌપદી સાથે તેડી લાવવાને વિદુરને દ્રુપદરાજા પાસે મોકલ્યા. વિદુરે જઈ પાંડવોનું ક્ષેમ કુશળ પૂછ્યું. પાંડવો પણ વિદુરને નમી પડયા, અને વિદુરે જે સહાય આપી હતી, તેને માટે તેમનો વારંવાર ઉપકાર માનવા લાગ્યા. વિદુરનાં વચનથી દ્રુપદે પાંડવોને પુષ્કળ ધન આપી દ્રૌપદી સાથે વિદાય કર્યા. થોડે દિવસે પાંડવો હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વિગેરે સામૈયું કરી પાંડવોને શહેરમાં તેડી લાવ્યા. પાંડવો પાછા આવ્યા જાણી નગરજનો પણ ઘણા આનંદમાં આવી ગયા.

# પ્રકરણ ૧૨ મું.

## ઇન્દ્રપ્રસ્થમાં પાંડવો–અર્જુનનો વનવાસ.

પાંડવો હસ્તિનાપુરમાં પાછા આવ્યા, અને સાથે દ્રૌપદી જેવી સુંદર સ્ત્રીના ભોક્તા થયા, તેથી કૌરવોના દિલમાં ઈર્ષ્યાનો અગ્નિ ભભૂકી ઉઠયો. તેમનાથી પાંડવોનું સુખ નિરાંતે જોઇ શકાતું નહોતું. કોઇપણ પ્રકારે પાંડવોના સુખમાં વિઘ્ન નાંખવું, એ તેમનો ઉદ્દેશ હતો, તેથી તેમણે પ્રથમતો દ્રૌપદી અને કુંતી વચ્ચે વિખવાદ ઉત્પન્ન કરવાને દાસીઓ દ્વારા, અને કૌરવોની બીજી માનીતી સ્ત્રીઓ દ્વારા ઘણા પ્રયાસ કર્યા, પણ દ્રૌપદી કુંતીને માતા સમાન ગણતી હોવાથી, અને કુંતી દ્રૌપદીને પુત્રી સમાન ગણતી હોવાથી બને સાસુ વહુ વચ્ચે ગેર સમજ કે કંકાસ ઉભો થવા પામ્યો જ નહીં. સાસુ વહુના કલેશનું મૂળ ઘણુંખરૂં ગેર સમજ અને પારકાઓની ખોટી શીખવણી જ હોય છે. દુર્યોધને આવા બધા પ્રયોગો અજમાવી જોયા, પણ દ્રૌપદી તેમજ કુંતી બન્ને સહનશીલતાવાળાં, એક બીજા ઉપર વિશ્વાસવાળાં અને સમભાવવાળાં હોવાથી દુર્યોધનની દૂતી સ્ત્રીઓનું કાંઇપણ ચાલ્યું નહીં. જ્યારે દુર્યોધનને લાગ્યું કે સાસુ વહુ છૂટાં પડે તેમ નથી, ત્યારે તેણે પાંડવોમાં જ વિક્ષેપ પાડવાનો વિચાર કર્યો. માદ્રીના પુત્રોને અને કુંતીના પુત્રોને માંહોમાંહે લઢાવવાનો તેણે પેચ રચવા માંડયો. પણ માદ્રીના પુત્રો કુંતીના કહ્યામાં રહેનારા હોવાથી, અને યુધિષ્ઠિરની આજ્ઞા કદીયે લોપતા ન હોવાથી ભાઇઓ વચ્ચે કુસંપ કરાવવામાં પણ દુર્યોધન ફાવ્યો નહીં. નકુળ સહદેવ એમજ સમજતા કે યુધિષ્ઠિરાદિ અમારા મોટા ભાઇઓ અમારા હિતમાંજ રાજી છે, અને તેમની આજ્ઞાને ઉલ્લંઘવી એટલે પિતાની આજ્ઞા ઉલ્લં-

થવા બરાબર છે, એમ તેઓ સ્હમજી ગયા હતા. વળી જ્યારે તેઓના જાણવામાં આવ્યું કે દુર્યોધન પાંચે પાંડવોમાં કુસંપ કરાવવા ઇચ્છે છે, ત્યારે તો પાંચે ભાઇઓ વચ્ચેનો સ્નેહ અને સંપ વજ્રની સાંકળથી સંકળાયો. પાંડવોને કોઇપણ રીતે છૂટા પાડવા દુર્યોધન શક્તિમાન થયો નહીં, ત્યારે તેણે પાંડવો માટે ખોટી ખોટી અફ્વા ઉરાડવા માંડી. પણ પાંડવો ઉપર નાગરિકોનો વિશ્વાસ દૃઢ થયેલો હોવાથી નાગરિકોએ અફ્વાઓને સ્વીકારી નહીં, પણ તેની તેજ અફ્વાઓને કૌરવો સંબંધે લાગુ પાડવા લાગ્યા. દુર્યોધન આથી ઘણો મુંઝાયો, અને કોઈપણ રીતે પાંડવોને દૂર કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

એક દિવસ ધૃતરાષ્ટ્રે પાંડવોના મોટા ભાઇ યુધિષ્ઠિરને પોતાની પાસે એકાંતમાં બોલાવીને કહ્યું, “હે પુત્ર, તું જાણે છે કે દુર્યોધન તારો દ્વેષી છે. હું તમને ઘણુ ચાહું છું. માટે એ તમારૂં અનિષ્ટ ન કરે, તે પહેલાં તમેં ઇન્દ્રપ્રસ્થમાં જાઓ, અને ત્યાં તમેં સુખેથી રાજ કરો. તમને અડધું રાજ્ય આપવામાં આવશે. આ સંબંધે મેં ભીષ્મ આદિની સલાહ લીધી છે, અને સલાહ શાન્તિનો પણ હાલ એજ ઉપાય છે. માટે હે પુત્ર, તું મારૂં આટલું માન, અને શાન્તિની ખાતર પણ તમેં બધા ભાઇઓ ઇન્દ્રપ્રસ્થમાં રહી રાજ્ય કરો.” ધૃતરાષ્ટ્રની આજ્ઞાને તુરત શિરસાવંદ્ય ગણી યુધિષ્ઠિર ઇન્દ્રપ્રસ્થમાં જવા તૈયાર થયા. તેમણે ભીષ્મ વિગેરેને પ્રણામ કરી તેમના આશિર્વાદ મેળવ્યા. ભીષ્મે કહ્યું, “હે વત્સ! તમેં દુર્યોધનની દુષ્ટતાથી બહુ ખમો છો! આ રાજ્ય વસ્તુતઃ બધું જ તમારૂં હોવું જોઇએ, તેને બદલે તમને અન્યાયથી આમ અડધું રાજ્ય આપવામાં આવે છે. ખરેખર અંધ ધૃતરાષ્ટ્રની બુદ્ધિ ફરી ગઈ છે. દુર્યોધનને ત્યજી દેવા અમેં તેને ઘણો સ્હમજાવ્યો, તોપણ તે મૂર્ખ માનતો નથી. સર્વથા આ અન્યાયથી કુળનો ક્ષય થશે. પુત્રો, ધીરજ રાખજો, અને ન્યાયથી અને શાન્તિથી રાજ્ય કરજો.” ભીષ્મનાં વચનોને માથે ચ્હઢાવી તેમને પ્રણામ કરી પાંડવો કુંતી અને દ્રૌપદી સાથે ઇન્દ્રપ્રસ્થ ભણી ચાલી નીકળ્યા.

પાંડવો ઇન્દ્રપ્રસ્થમાં રાજ્ય કરવાના છે જાણી ઘણા નગરવાસીઓ હસ્તિનાપુર છોડી ઇન્દ્રપ્રસ્થમાં આવી વસ્યા, અને થોડાજ દિવસમાં હસ્તિનાપુર કરતાં ઇન્દ્રપ્રસ્થની વસ્તી અને જાહોજલાલી વધી પડી. યુધિષ્ઠિર ન્યાયાસન ઉપર જાતેજ બેસતા. અર્જુન અને ભીમ રાજ્યની રક્ષા કરવામાં તત્પર રહેતા. સહદેવ રાજ્યનો આવકજાવકનો હિસાબ પ્રજાના લાભની દૃષ્ટિએજ રાખતો, અને નકુળ રાજ્યની સુંદરતા વધારવા તરફ પ્રયાસ કરતો. આમ પાંચે ભાઇઓ રાજ્યની સેવામાં તનમન ધનથી તત્પર રહેતા હતા.

યુધિષ્ઠિર રાજા ન્યાયથી રાજ્ય ચલાવતા હતા, તે સમયે નારદજી ત્યાં આવી ચ્હઢયા. નારદજીને જોઇ પાંડવોએ તેમને યોગ્ય આસન આપ્યું, અને અર્ધ્યાદિથી તેમની પાંડવોએ પૂજા કરી. નારદજીએ યુધિષ્ઠિરને રાજ્ય સંબંધે કેટલાક પ્રશ્નો પૂછયા, તથા કેટલાક રાજધર્મો પણ

કહી સંભળાવ્યા. વળી દ્રૌપદી પાંચ ભાઈઓ વચ્ચે એક હોવાથી નારદે પાંડવોમાં માંહોમાંહે કલહ ન થાય, માટે માંહોમાંહે પ્રતિજ્ઞાથી રહેવા તેમને ભલામણ કરી. તેમણે કહ્યું, "હે પાંડવો, બહુ ભાઈઓ વચ્ચે એક સ્ત્રી હોવાથી ઘણીવાર કુસંપના બનાવો બનેલા છે. માટે હું કહું છું તે સાંભળો. દ્રૌપદી સાથે એક ભાઇ બેઠો હોય, ત્યાં સુધી બીજાએ ત્યાં જવું નહીં, કે તેમને બેને સાથે બેઠેલાં જોવાં નહીં. જે આ પ્રતિજ્ઞા તોડે, તે બાર વરસ સુધી બ્રહ્મચારીની અવસ્થામાં વનમાં રહે." નારદજીનું આ વચન પાંચે ભાઇઓએ માન્ય કર્યું. પાંડવોમાં કુસંપ થવાનું સ્હેજ પણ છિદ્ર હતું, તે નારદજીએ આવી પ્રતિજ્ઞા કરાવી દૂર કરી દીધું.

પાંડવો હવે નિર્વિઘ્ને રાજ્ય ચલાવવા લાગ્યા, પણ સુખ દુઃખની ચક્રમાળ ફર્યા જ કરે છે, ત્યાં એકલો સુખી કે એકલો દુઃખી કોણ હોઈ શકે છે? એક દિવસ અર્જુનની પાસે આવીને એક બ્રાહ્મણે પોકાર કર્યો કે કોઇ ચોર આવીને તેની ગાયો ઉપાડી ગયો. અર્જુનનાં શસ્ત્રો તે સમયે યુધિષ્ઠિરના ખંડમાં હતાં. આ વખતે યુધિષ્ઠિરના ખંડમાં દ્રૌપદી બેઠેલાં હોવાથી અર્જુનથી ત્યાં જઇ શકાય તેમ નહોતું, જો જાય, તો પ્રતિજ્ઞાનો ભંગ થાય, અને તેની શિક્ષા પોતાને ખમવી પડે તેમ હતું. આમ છતાંયે ક્ષત્રિય ધર્મ વિચારી અર્જુન નીચી દૃષ્ટિએ યુધિષ્ઠિરના ખંડમાં દાખલ થઇ પોતાને જોયતાં શસ્ત્રો ઉપાડી બહાર ચાલ્યો ગયો, અને તેણે ગરીબ બ્રાહ્મણની ગાયો છોડાવી. પોતાનું કાર્ય પૂરૂં થયા પછી અર્જુન પાછો પોતાને સ્થાનકે આવ્યો. અને યુધિષ્ઠિરને બનેલી બધી વાત કહી; સાથે સાથે પોતાને માટે બાર વરસ વનવાસ જવાની રજા માગી. યુધિષ્ઠિર ઘણા મુંઝાયા. પણ અર્જુન ધર્મનો કોઈ પણ રીતે ત્યાગ કરવા ઇચ્છતો નહોતો. તેણે વલ્કલ ધારણ કર્યાં, અને સહુની રજા માગી વન તરફ તે વિદાય થયો.

ઇન્દ્રપ્રસ્થમાંથી નીકળી અર્જુન ચાલતે ચાલતે ગંગાના કિનારા ઉપર પહોંચ્યો. ત્યાં તેણે સ્નાન કર્યું, અને સંધ્યાદિ કાર્ય આટોપી લઈ વિશ્રાંતિ લેવા બેઠો, એટલામાં ત્યાં નાગકન્યા ઉલૂપી આવી. તે અર્જુનને જોતાં કામાતુર થઈ તેને જળમાં નીચે ખેંચી ગઇ. નાગલોકમાં લઇ જઈ અર્જુનને ઉલૂપીએ કહ્યું, કે "હે મહાનુભાગ, હું તમને જોઇને કામાતુર થઈ ગઇ છું. મારો કામ શાન્ત કરો." પણ અર્જુને કહ્યું, "હે કન્યે, હું હાલ વનવાસ ભોગવું છું, અને વનવાસમાં બ્રહ્મચર્ય પાળવાને હું બંધાયો છું. માટે તારી યાચનાનો મારાથી સ્વીકાર થઈ શકશે નહીં." ઉલૂપીએ અર્જુનને જવાબ આપ્યો, "હે વીર પુરૂષ! હું તમારા વનવાસનું કારણ જાણું છું. દ્રૌપદીના સંબંધમાંજ તમારે બ્રહ્મચર્ય પાળવાનું છે, એવો તમારી પ્રતિજ્ઞાનો અર્થ છે. માટે મારો સ્વીકાર કરો, અને બળતીને શાન્ત કરો. હું તમારે શરણે આવેલી છું."

ઉલૂપીનાં વચન સાંભળી તથા શરણે આવેલાનું ક્ષત્રિયે ગમે તે પ્રકારે રક્ષણ કરવું એવા નિશ્ચયવાળો અર્જુન હોવાથી, તેણે એક રાત્રી ઉલૂપી સાથે રહેવાનો

નિશ્ચય કર્યો. અર્જુનની કામક્રિયાથી મોહ પામેલી ઉલૂપી સ્હવાર પડતાં સુધી અસંતુષ્ટજ રહી, પણ અર્જુનથી વધારે રોકાવાય તેમ ન હોવાથી ઉલૂપીને મૂકીને તે હરદ્વાર તરફ ચાલી નીકળ્યો. ત્યાં હિમાલયમાં દેવ અને ઋષિઓને પ્રણામ કરતો તથા આશિર્વાદ મેળવતો મેળવતો અર્જુન પૂર્વ દિશા તરફ ચાલ્યો. હિમાલયની તળેટીમાં ઋષિઓ અને યાત્રાનાં સ્થાનોમાં ફરીને અર્જુન સમુદ્ર કિનારે પહોંચ્યો. ત્યાંથી કિનારે કિનારે તે મણિપુર નામના નગરમાં પહોંચ્યો. મણિપુરમાં ચિત્રવાહન નામે રાજા રાજ્ય કરતો હતો; તેને એકે પુત્ર નહોતો, પણ ચિત્રાંગદા નામે એક પુત્રી હતી. પુત્રીની ઉમ્મર મોટી થઇ ગઈ હતી, પણ તેને યોગ્ય વર મળતો નહોતો. અર્જુનને પોતાના રાજ્યમાં આવેલો જોઇ ચિત્રવાહન તેને મળ્યો. અર્જુને ચિત્રાંગદાને જોઈ, અને પોતાને વાસ્તે તેનું માગું કર્યું. પણ ચિત્રવાહને અર્જુનની પાસે પ્રતિજ્ઞા કરાવી કે ચિત્રાંગદાને જે પુત્ર ઉત્પન્ન થાય, તે મણિપુરનો રાજા થાય. અર્જુને આ પ્રતિજ્ઞા સ્વીકારી, અને ચિત્રવાહને યોગ્ય વિધિથી ચિત્રાંગદાને અર્જુન સાથે પરણાવી. અર્જુન મણિપુરમાં ત્રણ વરસ ચિત્રાંગદા સાથે રહ્યો, અને તેની સાથે વિવિધ ક્રીડા કરી. ત્રણ વરસને અંતે ચિત્રાંગદાને બભ્રુવાહન નામે પુત્ર ઉત્પન્ન થયો. ચિત્રાંગદાને મણિપુરમાંજ રાખી, અને આગળ ઉપર તેને બોલાવવાનું વચન આપી અર્જુન મણિપુરમાંથી ચાલી નીકળ્યો. તેણે ધીરે ધીરે દ્વારિકાં તરફ પ્રયાણ કર્યું. લગભગ ત્રણેક વર્ષે ફરતો ફરતો અર્જુન પ્રભાસમાં આવી પહોંચ્યો. પ્રભાસમાં અર્જુન આવ્યાની ખબર પડતાંજ શ્રીકૃષ્ણ અર્જુનને મળવા આવ્યા, તથા વનવાસનું કારણ પૂછ્યું. અર્જુને બધી વાત કહી. ત્યાંથી બંને મિત્રો ગિરનાર પર રાત્રિ ગાળવા આવ્યા. ત્યાં શ્રીકૃષ્ણની સૂચનાથી બધી સગવડ કરવામાં આવી હતી. આખી રાત્રિ બંને મિત્રોએ વિધવિધ વાતો કરી ગાળી, અને પ્રભાતમાં બંનેએ દ્વારિકાં તરફ પ્રયાણ કર્યું.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## વસંત વિહાર—સુભદ્રા હરણ.

રામલક્ષ્મણની જોડ જેવા કૃષ્ણ અને અર્જુન બંને દ્વારિકામાં આવ્યા. તેમના આવવાથી દ્વારિકાંવાસીઓ ઘણા ખુશ થયા. યાદવોએ અર્જુનનો ઘણો સત્કાર કર્યો. પણ આ વખતે દર વરસના નિયમ પ્રમાણે મધુમાસ ચાલતો હોવાથી સઘળા યાદવો વિહાર કરવાને જવાની તૈયારી કરી રહ્યા હતા.

વિહારનો ઉત્સવ ગિરનાર પાસે ઉજવવામાં આવતો હતો. બધા યાદવો

ખાસ કરીને યુવાનવર્ગ–પોતાની સુંદર સ્ત્રીઓને સાથે લઇને ગિરનાર તરફ જવા લાગ્યા. યુગલોએ વિવિધ જાતનાં વસ્ત્રો પહેરેલાં હતાં. વનો અને ઉપવનો, નદી અને સરોવરોનાં રમણીય દૃશ્યોથી યુવક યુવતીઓનાં મન મદોન્મત્ત થયાં હતાં. યૌવન, મધુમાસ, ઉત્તેજક દૃશ્યો અને માદક પદાર્થો આટલાથી યુવતીઓના હૃદયમાં પ્રચ્છન્ન રીતે ભરાઇ બેઠેલો મદન સળવળાટ કરવા લાગ્યો. યુવતીઓનાં સ્તનોની હીલચાલથી મદન જીવતો છે એમ સ્પષ્ટ સ્હમજાતું હતું. રમણીઓના શ્વાસોચ્છ્વાસ દ્વારા મદન ફુંફવાટા મારી રહ્યો હતો. પોતે શરીર વિનાનો હોવાથી સ્ત્રીઓનાં શરીરમાં ભરાઇ જાણે અભિમાન લેતો હોય, તેમ પ્રદ્યુમ્ન સુંદરીઓનાં અવયવોને ધ્રૂજાવી મૂકતો હતો. યુવકોની અસ્થાને મસ્તી થવાથી કેટલીક યુવતીઓ શરમાતી, કેટલીક પ્રમત્ત બની યુવકોને પણ તેવાજ સ્થાનો ઉપર સ્હામા પ્રહાર કરતી હતી. યાદવો વિવિધ જાતના ભોજનોના પદાર્થો, પેય વસ્તુઓ વિગેરે પોતાની સાથે લાવ્યા હતા. સુગંધી પુષ્પો, અને પુષ્પમાળાઓનો ઢગ કરવામાં આવ્યો હતો, ત્યાં અનેક પ્રકારનાં સુગંધી જળોના છંટકાવ કરવામાં આવ્યા હતા. સ્ત્રી પુરૂષો આસવનું પાન કરી મસ્ત બન્યાં હતાં. કોઇક જળમાં, કોઇક પુષ્પો વાળા સ્થાનમાં, કોઇક વનમાં એમ જેને જેમ ફાવ્યું તેમ વિહારાનંદ અનુભવતાં હતાં. સ્ત્રીઓ માંહોમાંહે ગાન અને નૃત્યથી આનંદ પામતી હતી. પુરૂષો પણ સંગીતાદિથી ઉન્મત્ત બન્યા હતા. વિવિધ જાતનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. વેણુ, વીણા, મૃદંગ વિગેરેથી મનોહર સંગીત ચાલી રહ્યું હતું. યાદવોના આવા વિહારથી આખું વન ગાજી ઉઠ્યું હતું.

વાંચનાર, આવાં વિહારવર્ણન આપણને અઘટિત જણાય છે. પણ આવા વિહારથી પ્રાચીન હિંદ અજ્ઞાત ન હોતું. અગ્રેજ લોકોની 'ડેન્સ' અને 'વૉટરપ્લે' જેવી રમતો મ્હોટા મ્હોટા પુરૂષો પણ હજુ રમતા જાણ્યા છે. આવા વિહારથી બે લાભ તો ચોક્કસ થતા. એકતો ખુલ્લી હવામાં યુવાન સ્ત્રી પુરૂષો વસંતઋતુનો કેટલોક સમય ગાળતાં

---

* વિહાર વર્ણનનુ દૃશ્ય મહાભારતમાં ઘણું સુંદર આલેખવામાં આવ્યું છે.

विहारदेशं संप्राप्य नानाद्रुममनुत्तमम् गृहैरुच्चावचैर्युक्तं पुरंदरपुरोपमम् ॥ १८ ॥ भक्ष्यैर्भोज्यैश्च पेयैश्च रसवद्भिर्महाधनैः । माल्यैश्च विविधै गंधै युक्तं वार्ष्णेयपार्थयोः ॥ १९ ॥ विवेशांतःपुरं तूर्णं रत्नैरुच्चावचैः शुभैः । यथोपजोषं सर्वश्च जनश्चिक्रीड भारत ॥ २० ॥ स्त्रियश्च विपुलश्रोण्यश्चारुपीनपयोधराः । मदस्खलितगामिन्यश्चिक्रीडुर्वामलोचनाः ॥ २१ ॥ वने काश्चिज्जले काश्चित्काश्चिद्वेश्मसु चांगनाः । यथादेशं यथाप्रीति चिक्रीडुः पार्थकृष्णयोः ॥ २२ ॥ काश्चित्प्रहृष्टाननृतुश्चुक्रुशुश्च तथाऽपराः । जहसुश्च परा नार्यः पपुश्चान्या वरासवम् ॥ २४ ॥ रुरुधुश्चापरास्तत्र प्रजघ्नुश्च परस्परम् । मंत्रयामासुरन्याश्च रहस्यानि परस्परम् ॥ २५ ॥ वेणुवीणामृदंगानां मनोज्ञानां च सर्वशः । शब्देन पूर्यते हर्म्यं तद्वनं सुमहद्धिमत् ॥ २६ ॥

આદિપર્વ–અધ્યાય–૨૨૨.

હોવાથી વિહારની મઝા સાથે વ્યાયામનો પણ ઉદ્દેશ સરતો હતો. વળી ગમે તેવી ચિંતામાં હોવા છતાં વસંતઋતુના વિહારમાં યુવક યુવતીઓ રહેવાથી આનંદનો સાક્ષાત્કાર તેઓ અનુભવતાં. આ વિહારોમાં કોઈકને અશ્લીલતા લાગી આવે એ સ્વાભાવિક છે, પણ આખા સમાજના આનંદમાં અશ્લીલતા જણાઈ આવતી નહોતી. વળી આસવોનો ઉપયોગ શરીરની શિથિલતાને દૂર કરવામાં થતો. શરીર જેમ અન્નાદિથી ટકે છે તેમ મનનો ખોરાક આનંદ છે, અને તે આનંદ પ્રાચીન સ્ત્રી પુરૂષો આવા વિહારોથી મેળવતાં. આમ છડેચોક વિહાર કરવા છતાંયે સ્ત્રી પુરૂષો નિર્બળ નહોતાં બન્યાં; પુરૂષો સ્ત્રી જેવા બનીને ઘરને ખુણે ભરાઇ બેઠા નહોતા. ડરીને યુદ્ધથી કાયર થઇ પુરૂષો રણવિમૂખ થયા ન હોતા. ઉત્તરા જેવી નવોઢા સુંદરીનો એકજ રાતનો સહવાસ કરી અભિમન્યુ બીજેજ દિવસે રણમાં ઘુમ્યો હતો; આવાં દૃષ્ટાંતો ભારતીય યુગમાં પણ ઘણાં મળી આવે છે. ભારતીય સમય સૂધી પણ જે આર્યપ્રજા અશ્લીલ વિહારો કરી આનંદ માણી શકતી, તેજ આર્યપ્રજા યુદ્ધમાં યાહોમ કરીને ઝંપલાવતાં લગારે ઓસંગાતી નહોતી.

વિહારથી પરવારી અર્જુન અને કૃષ્ણ એક પાસ દૂર જઇને બેઠા. ત્યાં શ્રીકૃષ્ણની બ્હેન સુભદ્રા અર્જુનના જોવામાં આવી. સુભદ્રા યૌવનાવસ્થામાં હજુ હમણાંજ આવતી હતી. તેનું શરીર ભરાવદાર અને સુંદર હતું. તેના અવયવોની ખીલવણી મોહક હતી. અર્જુને સુભદ્રાને જોઇ, અને તેનું મન ચળ્યું. શ્રીકૃષ્ણે અર્જુનની વૃત્તિ જાણી લીધી, અને તેને સુભદ્રાનું હરણ કરવાની સૂચના કરી. ક્ષત્રિયની વટ પ્રમાણે અર્જુને સુભદ્રાનું હરણ કરવાનો વિચાર કર્યો. પણ યાદવો એવા તો બળીયા હતા, કે અર્જુન સહેલાઇથી સુભદ્રાને લઈ જઇ શકે તેમ નહોતું પ્રથમ અર્જુને પોતાના મોટાભાઇ યુધિષ્ઠિરની આજ્ઞા મંગાવી. યુધિષ્ઠિરે સંમતિ પણ આપી. એક દિવસ સુભદ્રા સખીઓથી એકલી પડી શિવના પૂજનમાં રોકાઈ હતી, ત્યાં શ્રીકૃષ્ણે રથ વિગેરેની બરોબર ગોઠવણ કરી રાખી હતી, તેનો લાભ લઇ અર્જુને સુભદ્રાને ઉપાડી લીધી, અને રથમાં બેસાડીને ઉતાવળથી ચાલવા માંડયું. સુભદ્રાનું હરણ થતાં તેની સખીઓએ બૂમ પાડી. બધા યાદવ વીરો દોડતા આવ્યા. સાત્યકિ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, બળદેવજી વિગેરે પોતપોતાનાં શસ્ત્રો લઈ અર્જુનને મારવા ધાયા. પણ અર્જુને બાણોના મારાથી તે બધાને ખાળી રાખ્યા. આ વખતે બળદેવજીને ઘણો ક્રોધ ચ્હડયો, અને અર્જુનને મારવા હળ લઇને તેના તરફ દોડયા. પણ શ્રીકૃષ્ણે તેમને વાર્યા. “ અરે ભાઇ, જવાદ્યો. અર્જુને આપણા કુળને કલંક લગાડયું નથી, પણ આપણા કુળની આબરૂ વધારી છે. માટે જે થયું છે, તે ઠીક થયું છે. તેથી અર્જુનની સાથે સુભદ્રાને પરણાવો. ” કેટલીબધી આનાકાની પછી બળદેવજીએ માન્યું, પણ ત્યાર પછી પાંડવો ઉપરથી તેમનું મન

છૂટી ગયું. કૌરવો પાંડવોને અન્યાય કરે છે, એવું એમને લાગતું નહોતું.

શ્રી કૃષ્ણે બધા યાદવોને શાન્ત પાડયા, એટલે અર્જુનને પાછો બોલાવવામાં આવ્યો, અને સુભદ્રાનું વિધિ પ્રમાણે લગ્ન કરવામાં આવ્યું. સુભદ્રા સાથે વિવાહ થયા પછી અર્જુને પોતાના વનવાસનું બાકીનું એક વર્ષ દ્વારિકામાં પૂરૂં કર્યું. અર્જુનના વનવાસનું વર્ષ પૂરૂં થયું, એટલે સુભદ્રા સાથે તે ઇન્દ્રપ્રસ્થમાં આવ્યો. કુંતિ, યુધિષ્ઠિર અને નગરજનો તેને પાછો આવેલો જોઇને ઘણાં આનંદ પામ્યાં. સુભદ્રાએ આવી કુંતી તથા યુધિષ્ઠિરને પ્રણામ કર્યા, સહુએ તેને આશિર્વાદ આપ્યા, ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા પછી થોડે મહિને સુભદ્રાને એક પરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો, ને તેનું નામ અભિમન્યુ રાખવામાં આવ્યું. અભિમન્યુ શરીરે ઘણો કદાવર, બળવાન, અને અર્જુનની માફક સઘળાં દૈવી અસ્ત્રોમાં પણ નિપૂણ થયો.

# પ્રકરણ ૧૪ મું.

## ખાંડવ વન–દહન.

બાર વરસ વનવાસ ભોગવી અર્જુન ઇન્દ્રપ્રસ્થમાં આવી સુભદ્રા તથા દ્રૌપદી સાથે રહી આનંદમાં દિવસ પસાર કરવા લાગ્યો. પાંડવોના રાજ્યનો વિસ્તાર અર્જુન અને ભીમના બાહુબળથી કૌરવોના રાજ્યના વિસ્તાર કરતાં પણ ઘણો વધી ગયો હતો. વળી કેટલાક રાજાઓ તો યુધિષ્ઠિરના સામ્રાજ્યના રક્ષણતળે રહેવા રાજી હોવાથી યુદ્ધમાં બિલકુલ ઉતર્યા વિના યુધિષ્ઠિરના રાજ્યમાં ભળી ગયા. પોતાના તાબામાં આવેલા રાજાઓને તેમનાં રાજ્યો પાછાં સોંપી, યુધિષ્ઠિરે તેમની પાસે માત્ર પોતાનું ઉપરીપણુંજ સ્વીકારાવ્યું, અને તેઓની સ્વતંત્રતા અક્ષત રહેવા દીધી, એટલુંજ નહીં, પણ તેમનાં રાજ્યોમાં જો કાંઇપણ દૈવી આપત્તિ આવી પડે, તો પોતાનું રાજ્ય સમજી યુધિષ્ઠિર સહાય આપતા. આથી પાંડવોનો પક્ષ ધીરે ધીરે સબળ બનતો જણાયો. કૌરવો પાંડવોને દૃઢ થતા જોઈને કોઇ બીજી યુક્તિથી તેમને ફસાવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ હજુસૂધી તેમના તરફથી પાંડવોને ઉન્હી આંચ પણ આવી નહોતી.

ગ્રીષ્મઋતુનો ઉકળાટનો સમય હતો; અને અર્જુનને ત્યાં શ્રીકૃષ્ણ પોતાની પટરાણીઓ સાથે ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. બંને સખાઓ મળ્યા, અને આનંદ પામ્યા. ગ્રીષ્મઋતુનો ઉકળાટ શાન્ત કરવા બને મિત્રો પોતપોતાની વિલાસિની સ્ત્રીઓ લઈ કાલિન્દી તટે આવી બેઠા. કાલિન્દીના જળમાં બન્નેએ પોતપો-

તાની સ્ત્રીઓ સાથે યથેચ્છ વિહાર કર્યો. વિહારથી નિવૃત્ત થઇ કૃષ્ણ અને અર્જુન સ્ત્રીઓને માંહોમાંહે રમવા દઇ દૂર એકાંતમાં જઇને બેઠા, અને પોતાના વીતેલા અનુભવોની કથની કહેવા લાગ્યા, એટલામાં ત્યાં એક બ્રાહ્મણ તેમની પાસે આવ્યો. આ બ્રાહ્મણ મોટા શાલવૃક્ષ જેવડો ઉંચો, તપેલા સોનાના જેવા વર્ણવાળો, કેસરી બાળની દાઢીવાળો હતો. તેના શરીરની કાન્તિ ઉગતા સૂર્ય જેવી જવલંત હતી. પદ્મપત્ર જેવા આકારની તેની મુખાકૃતિમાં દિવ્ય તેજ ભરેલું હતું. તેણે અર્જુન અને શ્રીકૃષ્ણ બેઠા હતા, ત્યાં આવી કાંઇ વિનંતિ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. આવા તેજસ્વી બ્રાહ્મણને જોઈ શ્રીકૃષ્ણ તથા અર્જુન ઊભા થઇ નમસ્કાર કરી તે બ્રાહ્મણ સામું જોઈજ રહ્યા બ્રાહ્મણે તે બંનેને આશિર્વાદ આપી કહ્યું, "હે મહાવીરો, હું બહુ ખાનાર અકરાંતીઓ બ્રાહ્મણ છું. માટે તમેં બંને મને એક વાર જમાડી સંપૂર્ણ તૃપ્ત કરો. શ્રીકૃષ્ણે તથા અર્જુને કહ્યું, "હે વિપ્ર, તમેં ક્યા અન્નથી તૃપ્ત થશો? તમેં કહો તે અન્ન અમેં તમને અર્પવા તૈયાર છીએ."બ્રાહ્મણ બોલ્યો, "હે વીરનરો, હું વસ્તુતઃ બ્રાહ્મણ નથી. પણ સાક્ષાત્ અગ્નિ છું. શ્વેતકિ નામના રાજાએ પૂર્વે બાર વર્ષ સુધી સતત્ ઘીની ધારાથી એવો તો યજ્ઞ કર્યો હતો, કે તે યજ્ઞમાંથી મારા પેટમાં અજીર્ણ થયેલું છે. આ અજીર્ણના ઉપાય વાસ્તે બ્રહ્માએ મને ખાંડવવન દહન કરવાની સૂચના કરી હતી. પણ ખાંડવવનમાં ઇન્દ્રનો મિત્ર તક્ષક નાગ રહે છે, તેથી જ્યારે જ્યારે હું ખાંડવવન દહન કરવાનો પ્રયાસ કરૂં છું, ત્યારે ઇંદ્ર મેઘની સહાયથી મને હરાવી નસાડી મૂકે છે. માટે તમેં જો મને સહાય થશો, અને ઇન્દ્રને રોકી રાખશો, તો હું ખાંડવવન બાળી મારા અજીર્ણને મટાડી શકીશ."

બ્રાહ્મણના રૂપમાં રહેલા અગ્નિનાં આવાં વચન સાંભળી, તથા પોતે બોલેલા શબ્દો પાળવા એ નિયમ હોવાથી અર્જુન તેમજ શ્રીકૃષ્ણ અગ્નિને સહાય આપવા તૈયાર થયા. પણ અર્જુને કહ્યું, "હે મહાભાગ, અમારી એની પાસે અસ્ત્રો નથી. તેથી ઇન્દ્ર જેવા બળીઆ સાથે અમેં કેવી રીતે યુદ્ધ કરી શકીએ?" આ ઉપરથી અગ્નિએ વરૂણ પાસેથી ગાંડીવ ધનુષ્ય, અને અક્ષય્ય ભાથો મેળવી અર્જુનને આપ્યાં. વળી શ્રીકૃષ્ણને સુદર્શન નામનું અમોઘ ચક્ર આપ્યું. દિવ્ય ઘોડાઓથી જોડેલો, અને તેના ઉપર હનુમાનના ચિન્હ વાળી ધજાવાળો એક રથ તેણે અર્જુનને આપ્યો. હવે અગ્નિએ બંને વીરોની આજ્ઞાથી વન બાળવું શરૂ કર્યું. જેવું વન બળવું શરૂ થયું, કે ઇન્દ્ર મ્હોટા મેઘ સાથે અગ્નિને શાન્ત કરવા ધાયો. પણ અર્જુને બાણોનો મંડપ એવી રીતે રચી દીધો, કે જળનું એક ટીપું અગ્નિ ઉપર પડી શકે નહીં. આથી ઇન્દ્ર વધારે ચ્હીડાયો. ઇન્દ્ર અને અર્જુન વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, મેઘાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, આદિ દિવ્ય અસ્ત્રોનો ઉપયોગ થયો. પણ આખરે ઇન્દ્ર થાકયો. તેટલામાં આકાશવાણી થઇ કે "હે ઇન્દ્ર, તું જે તક્ષક નાગના બચાવ માટે આવું યુદ્ધ કરૂં છું, તે તક્ષક નાગ તો ક્યારનોયે કુરૂક્ષેત્રમાં ચાલ્યો ગયો છે." પોતાનો મિત્ર સંકટમાં નથી એમ ધારી ઇન્દ્ર હવે

યુદ્ધ કરતો અટક્યો. અર્જુને તેમજ શ્રી કૃષ્ણે પોતાના બાહુબળથી પશુ પક્ષીઓ તેમજ અન્ય જાનવરોને ન્હાસતાં અટકાવી અગ્નિમાં હોમ્યાં. આમ ચારે પાસથી ભયંકર સંહાર થઈ ગયો. પશુ પક્ષીમાંથી કોઈ પણ અર્જુન કે શ્રીકૃષ્ણની દૃષ્ટિ બહાર જઇ શક્યાં નહીં.

ખાંડવવનમાં અગ્નિ પ્રકટ્યો, અને અર્જુન તથા શ્રીકૃષ્ણ બને બહાર રહ્યે રહ્યે પોતાનાં અસ્ત્રોથી સંહાર કર્યે જતા હતા, તે વખતે તે વનમાંથી તક્ષકનો પુત્ર અશ્વસેન તેની માતા સાથે ન્હાસી છૂટવા પ્રયત્ન કરતો હતો. અશ્વસેનની માતાએ પોતાના પુત્રને ગળીને ઉંચે ઉડવા માંડયું. અર્જુને તે બેને ન્હાસી જતાં જોઈ પોતાના બાણથી અશ્વસેનની માના બે કડકા કરી નાંખ્યા. પણ ઇંદ્રે અર્જુનને પવનના ઝપાટાથી મુંઝવી દઈ અશ્વસેનને બચાવી લીધો. આથી ઇંદ્ર ઉપર અર્જુન ઘણોજ ચ્હીઢાયો. હવે તેણે એક પણ પ્રાણીને ન છટકવા દેવાનો નિશ્ચય કર્યો. હવે તો જાનવરોની ઘણી કતલ થઇ. એટલામાં મયદાનવ અગ્નિથી બળી જતો જતો ન્હાસતો હતો. શ્રીકૃષ્ણે તેને મારવા ચક્ર ઉગામ્યું, ત્યાં "હે અર્જુન, બચાવો !" એમ કહીને તેણે હાથ પ્રસારી અર્જુન તરફ પડતું મૂક્યું. અર્જુને તેને બચાવવાનું માથે લીધું. અર્જુનની વિનંતિથી શ્રીકૃષ્ણે મયદાનવને જવા દીધો.

પંદર દિવસ સુધી અગ્નિએ ખાંડવ વન બાળ્યું, ત્યારે તેનું અજીર્ણ મટી ગયું. અગ્નિ ઘણો પ્રસન્ન થયો. ઇંદ્ર પણ અર્જુનના આ પરાક્રમથી ઘણો પ્રસન્ન થયો. તેણે પ્રત્યક્ષ થઇ અર્જુનને વરદાન માગવાને કહ્યું. અર્જુને કહ્યું, "મને સઘળાં દિવ્ય અસ્ત્રોનું જ્ઞાન આપો." ઇંદ્રે કહ્યું, "હે વત્સ, જ્યારે મહાદેવ તને મળશે, ત્યારે તને અવશ્ય સઘળાં દિવ્ય અસ્ત્રોનું જ્ઞાન થશે." આમ કહી ઇંદ્ર અંતર્ધાન થઇ ગયો.

---

# પ્રકરણ ૧૫ મું.

## મય સભા અને રાજધર્મો.

ખાંડવવનનું દહન થયું, અને અર્જુનની ઇચ્છાથી અને શ્રીકૃષ્ણના પ્રતાપથી મયદાનવ દાવાગ્નિમાંથી બચ્યો. મયદાનવ રાક્ષસજાતિનો હોવા છતાં એના દિલમાં આર્યત્વનો પટ બેઠો હતો. અર્જુને પોતાના ઉપર ઉપકાર કર્યો છે, અને તે ઉપકારનો બદલો અસાધારણ કૃત્યથી વાળવો, એવો વિચાર તેના મનમાં હંમેશાં આવતો. આને લીધે મયદાનવ અર્જુનની પાસે આવી વિનંતિ કરીને બોલ્યો, "હે મહાવીર, તમેં મને જીવિતદાન આપ્યું છે, તો હું તમારી શું સેવા કરૂં, તે મને આજ્ઞા કરો. હું દાનવોનો વિશ્વકર્મા છું, તેથી મને તમેં

જે આજ્ઞા કરશો, તે હું ગમે તેમ કરીને પૂર્ણ કરીશ. મહારાજ, મારા પ્રાણદાનના બદલામાં આપ જે માગશો તે બધું ઓછુંજ હશે.” મયદાનવની વાણી સાંભળી અર્જુનને દયા આવી, તથા મયનામાં આવી ઉપકારવૃત્તિ સતેજ છે, જોઈ તેનામાં મય તરફ ભાવિકવૃત્તિ ઉત્પન્ન થઇ. મયદાનવના અતિ આગ્રહથી આખરે અર્જુને તેને કહ્યું, “ હે મય, હું તો બદલામાં કાંઇ વસ્તુ લેતોજ નથી, પણ શ્રીકૃષ્ણને તું વિનંતિ કર, અને અમારા બધાની વતી એ જે માગે તે તું કરી આપજે.” મયદાનવ ખુશ થતો શ્રીકૃષ્ણ પાસે જઈ એણે શ્રીકૃષ્ણની પાસે પણ એજ વિનંતિ કરી. શ્રીકૃષ્ણે વિચાર કરી તેને કહ્યું, “ હે દાનવ, તું ધર્મરાજાને માટે એવી સભા બનાવ કે અત્યારસુધી આખી પૃથ્વીમાં એવી સભા જોવામાં કે સાંભળવામાં ન આવી હોય. વળી આ સભામાં એવી ગોઠવણ કરજે કે એમાં દેવ, ગંધર્વ, અસુર તથા મનુષ્ય વગેરે સર્વ લોકોની પ્રતિકૃતિ પડી રહે.” શ્રીકૃષ્ણની આવી ઇચ્છા જાણી મયદાનવ ઘણો ખુશી થયો. પછી શ્રીકૃષ્ણ, અર્જુન બન્નેએ ઇન્દ્રપ્રસ્થમાં આવી મયદાનવનો યુધિષ્ઠિરની સાથે પરિચય કરાવ્યો; વળી મયદાનવની સભા બાંધવાની ઇચ્છા પણ યુધિષ્ઠિરને જણાવી. યુધિષ્ઠિર મયદાનવની વિનંતિથી ઘણા ખુશી થયા, અને પુણ્યતિથિએ મયદાનવે મંગલારંભ કર્યો. તેણે દસહજાર કિષ્કુ જમીન માપી. અને તેટલી જમીનમાં સુંદર સભા બાંધવાને કૈલાસ પર્વત ઉપરથી સુંદર પથ્થરો લાવવા માટે તેણે અર્જુન તથા યુધિષ્ઠિરની રજા લીધી, અને કૈલાસ પર્વત તરફ તે ચાલ્યો ગયો.

ઇન્દ્રપ્રસ્થમાંથી હવે વિદાય થવાને શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરાદિની રજા લેવા તૈયાર થયા. એમને જતા જોઇ સર્વનાં દીલમાં નિરાશા પ્રકટી. શ્રીકૃષ્ણ પાંડવોના પ્રાણરૂપ હતા. દ્રૌપદી આદિ સ્ત્રીઓને પણ શ્રીકૃષ્ણ જાય તે ન ગમ્યું. પણ એમને ગયા વિના છૂટકો ન હોવાથી આખરે બધાયે તેમને કચવાતે મને રજા આપી અને વાસુદેવ દ્વારિકાં તરફ વિદાય થયા.

મયદાનવે કૈલાસથી આવી મનોહર સભા બનાવવાનો આરંભ કર્યો. સભાનાં પગથીઆં સ્ફટિકનાં બનાવ્યાં. તેની કમાનો માણેક અને નીલમથી સુશોભિત કરવામાં આવી. ઇન્દ્રનીલ મણિથી એણે એક એવો તો સુંદર જળાશય બનાવ્યો કે જેમાં જળ હંમેશાં સ્થિર જ દેખાય. કોઇ સ્થળે જળનું, અને કોઈ જળસ્થાનમાં સ્થળનું ભાન કરાવે તેમ તેણે યુક્તિ રચી. ચારે બાજુએ ઋતુઋતુનાં ફળના બગીચા બનાવ્યા. સભામાં પ્રવેશ કરનારને એક પાસ મેઘનું ભાન થતું, બીજી પાસ હજારો સૂર્ય ઝળકતા હોય, એવું ભાન થતું. વળી ત્રીજી પાસ સૂર્યાસ્તનું, અને એક પાસ સૂર્યોદયનું ભાન થતું. કોઇ ઠેકાણે ઉભા રહેવાથી મધ્યાહ્ન, અને કોઇક કોઇક સ્થળે છએ ઋતુનો અનુભવ થાય એવી રીતે સભામાં માણેક, નીલમ, મણિ, સ્ફટિક વિગેરે પથ્થરોથી વ્યવસ્થા કરવામાં આવી. આ સભા બનાવતાં મયદાનવને ચૌદ માસ વીતી ગયા. સભા બનાવવાનું કામકાજ પૂરૂં થયું, એટલે

શુભ દિવસે યુધિષ્ઠિર રાજાએ સભા પ્રવેશ કર્યો. આ વખતે તેમણે બ્રાહ્મણોને પુષ્કળ દાન, તેમજ ભોજનાદિથી સંતોષ્યા. આ સભા જોવા જુદે જુદે સ્થળેથી ઋષિઓ, રાજાઓ, અને ગંધર્વો આવવા લાગ્યા.

એક દિવસ પાંડવો રાજસભા ભરીને મોટા મોટા ઋષિઓ સાથે ધાર્મિક અને રાજકીય વાદવિવાદ કરતા હતા, ત્યાં ઓચિંતા નારદજી આવી પ્હોંચ્યા. નારદજીને જોઇને આખી સભા ઉભી થઇ ગઇ. યુધિષ્ઠિરે અર્ધ્યાદિથી નારદજીની આગતાસ્વાગતા કરી, અને યોગ્ય આસન ઉપર બેસાડયા. આસન ઉપર બેઠા પછી તેમણે યુધિષ્ઠિરને પ્રશ્ન કર્યો; "હે રાજન્ ચારે પુરૂષાર્થોનું યોગ્ય સેવન તો કરો છો ને ? તમારા મંત્રીઓ નિર્વ્યસની, વિદ્વાન, અને રાજ્યભક્ત છે કે ? રાજાએ હમેશાં શયન અને જાગ્રત થવાનો વખત નિયમિત રાખવો. તમારા રાજકુમારો અને યોદ્ધાઓએ હંમેશાં સશસ્ત્રજ રહેવું. તેઓને શસ્ત્રવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન અપાવવું. રાજ્યની નીતિ ફળદાયી થતાં સુધી હંમેશાં ગુપ્ત રાખવી. રાજ્યના સઘળા કીલ્લાઓ, તેમજ નગરોમાં ઓછામાં ઓછું બે વરસ ચાલે એટલો ખોરાક અને જળની વ્યવસ્થા રાખવી. હે રાજન્ તમારે કે તમારી સ્ત્રીઓને લીધે કે તમારા પુત્ર પૌત્રાદિકને લીધે અથવા ચોર કે લોભી લોકોથી તમારી પ્રજાને ત્રાસ તો નથી થતો ? ખેતીનો આધાર કેવળ વરસાદ ઉપર રાખવા કરતાં ગામમાં અનુકૂળ સ્થળે તળાવો પાણીથી ભરપૂર રખાવવાંજ જોઇએ. રાજ્યનું કરજ મહિને એક ટકા વ્યાજ સાથે પાછું આપવું. નોકર ચાકરો તેમજ અમલદારવર્ગ પ્રજાને કનડે નહીં, તેની રાજાએ ખાસ તપાસ રાખવી. રાજ્યની આબાદી પ્રજાના સંતોષ ઉપર ટકેલી છે. પોતાના સ્વાધીનનાં શહેરોને સુરક્ષિત અને આબાદ રાખવાં, એ નીતિ છે. કર ઉઘરાવવામાં લોકોને ત્રાસ થવા કરતાં સરળતા વધુ થવી જોઇએ. તેમ કર એવા ભારે ન જોઇએ કે જેથી લોકો બિચારા કચડાઇ જાય. રાજાએ પ્રજાનીજ આબાદી ઇચ્છવી, કારણ પ્રજા પાસે પૈસો હશે, તોજ રાજા સુખી અને નિર્ભય રહી શકશે. વળી સૈનિકોને પગાર આપવામાં રાજાએ નિયમિત થવું, કારણ જો પગાર આપવામાં ઢીલ થાય, તો સૈનિકોમાં અસંતોષ ફેલાય. રાજાના બળનો આધાર મુખ્યત્વે સૈનિકો ઉપરજ હોય છે." નારદજીએ આ ઉપરાંત બીજી ઘણી હિતની વાત યુધિષ્ઠિરને કહી. નારદજીની વાત સાંભળી યુધિષ્ઠિરે હાથ જોડીને કહ્યું, "આપ યથાર્થ કહો છો. આપના કહ્યા પ્રમાણે ચાલવું ઘણું અઘરૂં છે, છતાં યથાશક્તિ હું મારૂં કાર્ય બજાવ્યે જઇશ." પછીથી યુધિષ્ઠિર રાજાએ નારદજીને બધી સભા બતાવી. બધી સભા જોવાઇ રહ્યા પછી રાજાએ પ્રશ્ન પૂછયો. "હે નારદજી, તમેં આવી સભા બીજે ક્યાંઇપણ જોઈ છે ?" નારદજી બોલ્યા, "મનુષ્ય લોકમાં તો તમારી સભા જેવી બીજી સભા કોઇની નથી. તમારી સભામાં મને દિવ્યસભાનો આભાસ થાય છે. હું હમણાં ધર્મરાજાની સભામાંથી આવું છું. ત્યાં તમારા પિતા પાંડુરાજાને મેં દીઠા હતા." યુધિષ્ઠિરે

હાથ જોડીને પૂછ્યું કે "મારા પિતાજીએ તમને કાંઈપણ સમાચાર કહ્યા હોય તો મને કૃપા કરીને કહો." નારદજી બોલ્યા કે "હરિશ્ચંદ્ર રાજા રાજસૂય યજ્ઞ કરવાથી ઈંદ્રની સભામાં અપૂર્વ સુખી ભોગવે છે, એવું જાણવામાં આવ્યાથી તમારા પિતાએ પોતાને ઈન્દ્રલોકની પ્રાપ્તિ થાય એવા ઉદ્દેશથી તમને રાજસૂય યજ્ઞ કરવાની ભલામણ કરી છે. જો તમે રાજસૂય યજ્ઞ કરશો, તો તમારા પિતૃઓને અને તમને પણ ઈન્દ્રલોકની પ્રાપ્તિ થશે. પરંતુ એ યજ્ઞમાં ઘણાં વિઘ્નો આવવાનો સંભવ હોવાથી તથા એ યજ્ઞ ઘણા રાજાઓના ક્ષયનું કારણ થઇ પડવાથી જરા સાવચેતી રાખજો. હવે હું દ્વારિકાં જવા માટે તમારી રજા લઉં છું." એમ કહી નારદજી દ્વારિકાં તરફ જવા નીકળ્યા.

# પ્રકરણ ૧૬

## રાજસૂય યજ્ઞ—કલહનાં બીજ રોપાયાં.

જેને સર્વ પ્રકારની અનુકૂળતા હોય, અને જે સર્વ રાજાઓનો અધિપતિ હોય, તેજ રાજસૂય યજ્ઞ કરી શકે, એવું યુધિષ્ઠિર જાણતા હોવાથી તેમણે યજ્ઞને માટે પોતાના ભાઇઓ, ઋષિઓ, વિગેરેની સલાહ લીધી. અર્જુનાદિ ભાઇઓએ ઘણીજ ખુશીથી યજ્ઞ કરવાની રજા આપી. ધૌમ્ય મુનિ આદિ ઋષિઓએ પણ યજ્ઞ કરવાને યુધિષ્ઠિરની લાયકાત કબુલ કરી. પણ આવા મહાન કાર્યમાં શ્રીકૃષ્ણની સલાહ અવશ્ય લેવીજ જોઇએ, એ વિચારથી એમને દ્વારિકાંથી તેડાવ્યા. શ્રીકૃષ્ણ આવ્યા પછી યુધિષ્ઠિરે તેમને રાજસૂય યજ્ઞ સંબંધે બધી વાત કરી. બધાની સંમતિ મળ્યા છતાં શ્રીકૃષ્ણની સંમતિ મળ્યા વિના યજ્ઞ ન કરવો એવી યુધિષ્ઠિરની ઇચ્છા હતી. યુધિષ્ઠિરનો યજ્ઞ કરવાનો વિચાર જાણી શ્રીકૃષ્ણે કહ્યું, કે "હે રાજન્ આપ રાજસૂય યજ્ઞ કરવાને યોગ્ય છો. પણ હમણાં ઘણા રાજાઓએ મળીને જરાસંધ રાજાને સર્વોપરી રાજા ઠરાવ્યો છે. આ જરાસંધ ઘણો બળવાન છે, તેમજ સ્હેલાઈથી જીતાય એમ નથી. શિશુપાલ આદિ એના સેનાપતિ છે. વળી જ્યાં સૂધી એ ન જીતાય, ત્યાંસૂધી તમારા બધાયે પ્રયત્નો અફળ જશે. માટે એને જીતવાની યુક્તિ થવી જોઇએ. નિયમિત યુદ્ધ કર્યાથી જરાસંધ જીતાય એવો નથી. કંસના વધ પછી અમારા ઉપર મોટું સૈન્ય લઈ એ આવ્યો, ત્યારે અમારે જ અમારી ભૂમિ મથુરા છોડી નાસી જવું પડયું અને દ્વારિકાં જઈ વાસ કીધો હતો. વળી જરાસંધે ઘણા રાજાઓને કેદ કર્યા છે, માટે એ રાજાઓના છૂટકારાનું મ્હાનું કાઢી જરાસંધને મારવાનો પ્રયત્ન કરો. મારી સલાહ એવી છે કે કોઇ પણ રીતે તેની એકલાની સાથે જ યુદ્ધ કરવું. હું, ભીમસેન, અને અર્જુન

ત્રણ એકલા ત્યાં જઇએ, અને ભીમસેનને મોટો જાણી એની સાથે જો એ યુદ્ધ કરશે, તો અવશ્ય તે મરશે. હું એવી યુક્તિ કરીશ કે જેથી અર્જુન અમારી બેની રક્ષા કરશે. માટે ભીમસેન તથા અર્જુનને મને સોંપો." શ્રીકૃષ્ણનું બોલવું સાંભળી યુધિષ્ઠિર રાજા બોલી ઉઠયા, "હે ભગવન્ અમે તો આપનાજ સેવક છીએ. આપને જે જોઇએ તે લ્યો, અને આપને ફાવે તેમ કરો."

બૃહદ્રથ નામે મગધદેશનો રાજા કાશીરાજાની પુત્રીને પરણ્યો હતો. આ રાજાને સંતાન ન થયું, અને જેમજેમ તેની ઉમ્મર વધતી ચાલી, તેમતેમ રાજાને સંતાન વિષે ચિંતા થવા લાગી. એક દિવસ ગૌતમઋષિ રાજાના દરબારમાં આવ્યા. રાજાએ યોગ્ય અર્ધ્યાદિથી ઋષિનું આતિથ્ય કર્યું. આતિથ્યથી સંતુષ્ટ થઇ ગૌતમે રાજાને વરદાન માગવા કહ્યું. રાજાની સંતાન વિષેની ચિંતા જાણી ઋષિએ તેને એક આમ્રફળ આપ્યું. અને રાણીને ઋતુકાળ આવે ત્યારે તે ખવડાવવાની સૂચના કરી, ઋષિ ત્યાંથી ચાલી નીકળ્યા. યોગ્યસમયે ઋતુકાળ આવતાં રાજાએ રાણીને આમ્રફળ ખાવા આપ્યું. આમ્રફળ પ્રમાણમાં નાનું હતુ, છતાં રાણીએ તેના બે વિભાગ કરીને તે ફળ ખાધું. રાણીને ગર્ભ રહ્યો નવમાસ થઈ ગયા, ત્યારે તેણે એક પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનું અંગ તદ્દન છૂટું છૂટું જન્મ્યું હતું. પ્રથમ જમણું અને પછી ડાબું અંગ છૂટાં જન્મવાથી રાણી તેમજ રાજા બંને ઘણાં ચિંતાતુર થયાં. આ છૂટાં અંગોનું શું કરવું, એ ન સૂઝતાં રાજાએ તે બે અંગોને જંગલમાં મૂકાવી દીધાં. પણ ગામની બહાર જરા નામની એક રાક્ષસી રહેતી હતી. તેણે આ બે કકડા દીઠા, અને તે બે કકડાને સાંધીને જીવતા કર્યા. રાજાને આ વાતની ખબર થતાં મોટી ધામધુમથી પોતાના પુત્રને નગરમાં આણ્યો અને જરા રાક્ષસીએ જીવતો કર્યો હતો, માટે એનું નામ જરાસંધ પાડવામાં આવ્યું. જરાસંધની ઉમ્મર થતાં બૃહદ્રથ રાજા વાનપ્રસ્થ લઇ વનમાં સીધાવ્યો, અને જરાસંધને બધું રાજ્ય સોંપી દીધું, ગાદીઉપર આવતાં જરાસંધે પુષ્કળ યજ્ઞો કર્યા, અને પોતે ચક્રવર્તિ રાજા થયો. શ્રીકૃષ્ણે જ્યારે કંસને માર્યો, ત્યારે કંસનું વેર વાળવા જરાસંધ મોટા લશ્કર સાથે વાસુદેવ સ્હામે યુદ્ધ કરવા આવ્યો. શ્રીકૃષ્ણથી જરાસંધ સાથે બાથ ભીડાઇ નહીં, તેથી તેમણે ગોકુળથી ન્હાસી છૂટી દ્વારિકાં આવી રાજ્યસ્થાપના કરી.

શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન સાથે જરાસંધના જન્મ સબંધે વાતો કરતા કરતા એની રાજધાનીના શહેરમાં આવી પહોંચ્યા. ત્રણે જણાએ બ્રહ્મચારીનો વેષ લીધો હતો. તેમણે એક માળી પાસેથી બળાત્કારે પુષ્પો લીધાં, અને તેઓ જરાસંધના દરબારમાં ગયા. તે દિવસે જરાસંધને ઘણાં અપશુકનો થયાં. તેણે તેની શાન્તિ માટે તે દિવસે અપવાસ કર્યો હતો. જરાસંધે ત્રણે બ્રહ્મચારીઓને જોઇને તેમને આવવાનું પ્રયોજન પૂછ્યું. શ્રીકૃષ્ણે કહ્યું, "મહારાજ આ બે બ્રહ્મચારીઓને મધ્યરાત્રી પછી બોલવાનો

નિયમ હોવાથી તમેં અમને મધ્યરાત્રીએ મળજો, એટલે અમેં તમને અમારા આવવાનું કારણ કહીશું." શ્રીકૃષ્ણના વચનમાં શ્રદ્ધા આવવાથી જરાસંધે તેમનો યોગ્ય સત્કાર કર્યો, અને તેમને ઉતારાની તથા આહારની વ્યવસ્થા કરાવી આપી.

બ્રાહ્મણને આપેલાં વચન પાળવાં, એ જરાસંધનો નિયમ હતો, તેથી પોતાને ઘણા અપશુકનો થયા છતાં પણ તે મધ્ય રાત્રે બ્રાહ્મણ વેશધારી શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમની પાસે આવ્યો. ત્યાં આવતાંજ એને વહેમ પડયો કે આ કોઇ સાચા બ્રાહ્મણ નથી, તેથી તેમને એણે પૂછયું; "તમારા હાથમાં ધનુષ્યનાં આંટણો પડેલાં છે, તેથી મને લાગે છે કે તમેં સાચા બ્રાહ્મણો નથી. માટે સાચું બોલો કે તમેં કોણ છો? મારો કશો ભય ન રાખતાં તમો જે અર્થે આંહી આવ્યા હો, તે મને જણાવો. તમેં બળાત્કારે મારા માળી પાસેથી પુષ્પો લીધાં હતાં તેની મને ખબર છે."

શ્રીકૃષ્ણે કહ્યું, "શત્રુના રાજ્યમાં બળાત્કારે પુષ્પો લેવાય તો શત્રુને જીતી શકાય, એ શાસ્ત્રનો ઉલ્લેખ છે."

"પણ મેં તમારી સાથે વૈર કર્યું હોય, એમ મને સાંભરતું નથી. હું પોતાને નિરપરાધી સમજું છું" જરાસંધે ઉત્તર દીધો.

"તમેં ઘણા રાજાઓને કેદ કર્યા છે, અને તેમનો બળીદાનરૂપે વધ કરવા ઇચ્છો છો, છતાં તમેં હજુ તમારી જાતને નિરપરાધી માનો છો? હું કૃષ્ણ છું, આ ભીમસેન, અને પેલો અર્જુન છે. અમો ત્રણમાંથી એક સાથે મલ્લયુદ્ધ કરો, અથવા કેદ કરેલા રાજાઓને છુટા કરો, એ અમારી માગણી છે." શ્રી કૃષ્ણે યુક્તિથી કહ્યું.

શ્રીકૃષ્ણનાં આવાં વચનો સહસા સાંભળી પ્રથમ તો જરાસંધ ઝંખવાણો પડી ગયો. પણ પછીથી હસીને ભીમસેન સાથે મલ્લયુદ્ધ કરવાનું સ્વીકારી લીધું. પોતે અપવાસી હોવા છતાં તેણે ધર્મશાસ્ત્ર પ્રમાણે યુદ્ધની માગણીને તરછોડી નહીં. તેણે તુરત પોતાના પુત્ર સહદેવનો રાજ્યાભિષેક કરી દીધો, અને બંને મલ્લો અખાડામાં ઉતર્યા. 'કાર્તિક શુકલપક્ષ પ્રતિપદથી આ યુદ્ધ આરંભાયું. ચતુર્દશી સુધી આ યુદ્ધ ચાલ્યું. તમાં કોઈ પક્ષ હારતો કે જીતતો જણાયો નહીં. જરાસંધ ભૂખ અને થાકથી કાંઇક પાછો હઠતો જણાતાં ભીમસેનને શ્રી કૃષ્ણે ચેતવણી આપી. તે ચેતવણીનો લાભ લઇ ભીમસેને જરાસંધના સાથળો ઉપર વજ્ર પ્રહાર કર્યો, કે તુરત જરાસંધ લોથ થઈને નીચે પડયો. જરાસંધ પડતાંની સાથે જ ભીમસેને તેના ડાબા અને જમણા અંગને ઉભું ચીરી નાંખ્યું, અને મોટી ગર્જના કરી. અર્જુન, ભીમસેન તથા શ્રી કૃષ્ણ જરાસંધના રથમાં બેસી જ્યાં રાજાઓને કેદ કર્યા હતા, ત્યાં આવી તેમને બધાને છૂટા કર્યા. બધા રાજાઓને યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં આવવાની સૂચના આપી શ્રીકૃષ્ણે તેમને પોતપોતાને સ્થળે જવા દીધા.

જરાસંધના પુત્ર સહદેવે શ્રીકૃષ્ણને નમન કર્યું. શ્રી કૃષ્ણે તેને અભય વચન

આપી તેના પિતાનું રાજ્ય પાછું સોંપ્યું. પછી એ ત્રણે જણાએ ઇન્દ્રપ્રસ્થમાં આવી યુધિષ્ઠિરને સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. યુધિષ્ઠિર ઘણા પ્રસન્ન થઈ શ્રીકૃષ્ણનો મોટો ઉપકાર માનવા લાગ્યા,

યુધિષ્ઠિર રાજાએ યોગ્ય મુહૂર્તમાં સ્વસ્તિવાચન વિગેરે ક્રિયા કરાવી, અને અર્જુનને ઉત્તરમાં, ભીમસેનને પૂર્વમાં સહદેવને દક્ષિણમાં અને નકુળને પશ્ચિમમાં મોકલી દિગ્વિજય કર્યો. ભગદત્ત બૃહદ્બળ, નીલ આદિ રાજાઓ કેવળ પોતાની ઇચ્છાથીજ યુદ્ધ કર્યા વિના પાંડવોને શરણે આવ્યા. ઇન્દ્રપ્રસ્થ આનંદના ભંડાર રૂપ દિસવા લાગ્યું. રાજાઓ જેમ જેમ જીતાતા ગયા, તેમ તેમ ધનની વૃદ્ધિ થવા લાગી. આ પછી યુધિષ્ઠિર રાજાએ યજ્ઞની શરૂઆત કરી. શ્રી કૃષ્ણ પણ ઘણું ધન લઇ યાદવો સાથે ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા હતા. દુર્યોધન, કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર આદિને પણ નિમંત્રણ મોકલી તેડાવ્યા હતા. યુધિષ્ઠિરે બધા રાજાઓનો ઘણો સત્કાર કર્યો. યજ્ઞનો ઠાઠમાઠ ઘણો વધી ગયો હતો. યુધિષ્ઠિર રાજા દિક્ષા લેવા યજ્ઞમંડપમાં પધાર્યા, ત્યાં વ્યાસ, ધૌમ્યમુનિ આદિ મંત્રોપચાર કરી રહ્યા હતા. વેદની ગાથાઓના સ્વરોનો ઘોષ થઈ રહ્યો હતો. સ્વાહાકારથી યજ્ઞમંડપ તેમજ આસપાસનો પ્રદેશ ગાજી રહ્યો હતો. શાસ્ત્રવિધિ પ્રમાણે યુધિષ્ઠિરને દિક્ષા આપવામાં આવી. યુધિષ્ઠિર દરરોજ સવાલક્ષ ગાયો, શય્યા, અને સુવર્ણ મોહોરોનાં દાન આપવા લાગ્યા. બ્રાહ્મણોને નિત્ય નિત્ય અવનવાં ભોજનો જમાડવા લાગ્યા, અને તેમને ઘણી ભારે ભારે દક્ષિણાઓ આપી. યુધિષ્ઠિરે ભીષ્મ, દ્રોણ તથા ધૃતરાષ્ટ્ર પાસે જઈ વિના સંકોચે જે જોઇએ તે વાપરવાની છૂટ આપી. એમણે દુઃશાસનને ભક્ષ્ય ભોજ્યના ઉપર દેખરેખ કરવા મૂક્યો. ભીષ્મ તથા દ્રોણને બધી વસ્તુઓ ઉપર તપાસ રાખવા નીમ્યા; કૃપાચાર્યને સુવર્ણ તથા રત્નોની પરીક્ષા કરવાનું કામ સોંપ્યું. વિદુરજીને ખર્ચ કરવાનો અધિકાર આપ્યો. દુર્યોધનને ભેટ સ્વીકારવાનું અને સંભાળવાનું કામ સોંપવામાં આવ્યું. યુધિષ્ઠિરને ઉપરાઉપરી ભેટ અને દિવ્ય અલંકારો આપવામાં આવ્યા. જુદા જુદા રાજાઓ જુદી જુદી વસ્તુઓ લાવ્યા હતા. યુધિષ્ઠિરની યજ્ઞભૂમિ સ્વર્ગ જેવી સુંદર દેખાવા લાગી, અને બધાયે તૃપ્ત થતા લાગ્યા.

રાજસૂયના અંગરૂપે સોમયાગ કરવાનો દિવસ આવ્યો, ત્યારે વ્યાસ, ભીષ્મ, આદિ સર્વે માનનીય પુરૂષો યજ્ઞની અંતર્વેદીમાં આવ્યા. વિદ્વાન બ્રાહ્મણો ત્યાં શાસ્ત્રાર્થની ભારે ધામધૂમમાં પડયા. યોગ્ય સમય થતાં ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું, "અંતર્વેદીમાં આવેલા પ્રતિષ્ઠિત લોકોનું યોગ્ય પૂજન કરો, અને તેમાં પણ જે ઉત્તમ જણાય તેનું પ્રથમ પૂજન કરો." યુધિષ્ઠિરે ભીષ્મને કહ્યું, "આપ જેને ઉત્તમ ગણતા હો, તે મારે મનથી પણ ઉત્તમ છે. માટે આપ કહો તેનું હું પ્રથમ પૂજન કરૂં." ભીષ્મે શ્રીકૃષ્ણનું અર્ચન પ્રથમ કરવાની સૂચના કરી. આ વખતે

ચેદી દેશના શિશુપાળ રાજાથી શ્રીકૃષ્ણ નું પ્રથમ પૂજન થાય, એ સહન થયું નહીં, એટલે તે સભા વચ્ચે બોલી ઉઠયો.

"હે ભીષ્મ, બીજા બધા મહાત્મા પુરૂષો બેઠા છતાં તમેં શ્રીકૃષ્ણનું પ્રથમ પૂજન કેમ કરોછો ? જો શ્રીકૃષ્ણને તમેં ઉમ્મરમાં મોટો ગણી તેનું પૂજન કરતા હો, તો એના પિતા વસુદેવ આંહી હયાત હોવાથી શ્રીકૃષ્ણને મોટો ગણી શકાયજ નહીં. જો આચાર્ય તરીકે તેનું પૂજન કરતા હો, તો દ્રોણ જેવો બીજો કોઈ આચાર્ય અત્યારે સમર્થ નથી. ઋત્વિજમાં દ્વૈપાયન વ્યાસ પોતે પ્રત્યક્ષ હોવાથી વાસુદેવનુ ઋત્વિજ તરીકે પણ પ્રથમ પૂજન ન ઘટે. સ્વેચ્છાથી મૃત્યુ પામનાર ભીષ્મ, તમેં પોતેજ હોવા છતાં શ્રીકૃષ્ણ નું પ્રથમ પૂજન હું અયોગ્ય ગણુંછું. સર્વ શાસ્ત્રવિશારદ અશ્વત્થામા હોય ત્યાં કેશવનું પ્રથમ પૂજન કેમ સંભવે ? દુર્યોધન અને કૃપાચાર્ય જેવા બળવાન આગળ વાસુદેવ તે કોણ માત્ર ! બળમાં પરશુરામના શિષ્ય કર્ણથી કોણ અધિક છે ? કૃષ્ણ નથી ઋત્વિજ, આચાર્ય કે યોદ્ધો, છતાં તેનું પ્રથમ પૂજન કેવી રીતે થઇ શકે ? જો બીજા રાજાઓની ઉપેક્ષા કરીને કેશવનુંજ પૂજન કરવું હતું, તો અમને બધાને આંહી નિમંત્રણ કેમ કર્યું ? હે ભીષ્મ, હવે દિવસે દિવસે તારી બુદ્ધિ ભ્રષ્ટ થતી જાય છે. કૃષ્ણને અર્ઘ્ય નિવેદન કરીને તેં કૃપણતા દર્શાવી છે." યુધિષ્ઠિરે શિશુપાળના મનનું સાન્ત્વન કરી તેને કહ્યુ, "હે શિશુપાળ, તમારૂં આ પારૂષ્ય નકામું છે. તમારા કરતાં પણ બીજા વૃદ્ધ રાજાઓ શ્રીકૃષ્ણના પૂજનની વિરૂદ્ધ નથી, તો તમેં આમ શા માટે કોપ કરોછો ? વળી ભીષ્મ તો એમ પણ કહે છે કે શ્રીકૃષ્ણ આંહીજ અર્ચનને યોગ્ય છે એમ નથી, પણ એતો ત્રણે લોકના અર્ચનને યોગ્ય છે. આખું જગત તેમજ આ બધા ક્ષત્રીઓ શ્રીકૃષ્ણમાં સમાયાછે. માટે આવી બુદ્ધિ ન કરો. સંબંધને લીધે કે ઉપકારની લાગણીથી દબાઈ જઈ અમેં શ્રીકૃષ્ણનું અર્ચન નથી કરતા."

શિશુપાળનાં વચનોથી સભામાં ખળભળાટ થઈ રહ્યો. ઘણા રાજાઓ શિશુપાળના મતને મળતા થયા, અને શિશુપાળની સાથે મંડપ છોડી જવાની તૈયારી કરવા લાગ્યા.

ભીષ્મે કહ્યું, "હે શિશુપાળ, તું મૂઢ કેમ બને છે ? જોતો નથી કે શ્રીકૃષ્ણ સર્વ લોકના ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે ? એમને લીધેજ ચરાચર સર્વ જગત ટકી રહ્યું છે. પ્રકૃતિ અને પુરૂષ પણ એજ છે. વેદો જેમ અગ્નિહોત્રના મુખ રૂપે છે, છંદોના મુખરૂપે જેમ ગાયત્રી છે, મનુષ્યોમાં રાજા મુખ રૂપે છે, સાગર નદીના મુખ રૂપે છે, નક્ષત્રોનાં મુખરૂપે ચંદ્ર છે, તેજના મુખ રૂપે સૂર્ય છે, મેરૂ પર્વતોના, અને ગરૂડ સર્વ પક્ષીઓના મુખરૂપે મનાય છે, તેવી જ રીતે સર્વ જગતના મુખરૂપ શ્રીકૃષ્ણ છે.* માટે હે શિશુપાળ, તું શાન્ત થા. અને આવે વખતે દુર્બુદ્ધિ ન કરીશ."

---

*कृष्ण एव हि लोकानामुत्पत्तिरपि चाव्ययः । कृष्णस्य हि कृते विश्वमिदं

ભીષ્મનું બોલવું બંધ થતાં સહદેવે બધાએ રાજાઓને ઉદ્દેશીને કહ્યું, "આ સઘળા બળવાન રાજાઓમાં જે કોઇ શ્રી કૃષ્ણનું પૂજન સહન ન કરી શકતા હોય, તેમના મસ્તક ઉપર પગ મૂકું છું. આ પૂજનમાં વાંધો લેનારને હું માર્યા વિના રહેનાર નથી" સહદેવની વાણીનું સમર્થન થતું હોય, તેમ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ; નારદ મુનિ પણ ત્યાં તે સમયે અંતરિક્ષમાં આવી ચ્હડ્યા, અને તેમણે કહ્યું, "હે મનુષ્યો, જેઓ શ્રીજનાર્દનના પૂજનમાં દ્રોહબુદ્ધિ કરે છે, તેઓ જીવતા મરેલા જેવાજ છે."

જેનો વિનાશકાળ સમીપ વર્તે છે, તેને કોઇનાં વચનો રૂચતાંજ નથી. તેનું ચિત્ત એવું ફરી જાય છે કે તેના હિતનીજ વાત કરનાર માણસ તેને શત્રુ સમાન લાગે છે. નારદ મુનિની વાણીને પણ અસત્ય માનનાર શિશુપાળ વિનાશકાળ પાસે આવેલો હોવાથી એવો મૂઢ બની ગયો હતો કે આટલા બધા કેશવનો પક્ષ લઇને બોલે છે, તેનું પણ કારણ તે કળી શક્યો નહીં. તેને તો એમજ લાગ્યું કે આ બધા વાસુદેવના સંબંધને લીધે તેનો પક્ષ લઇને બોલે છે. આવો વિચાર કરી રાતાંનેન કરી ક્રોધથી શિશુપાળ બોલ્યો:—

"હે રાજાઓ! મૂઢ જેવા બનીને કેમ બેસી રહ્યા છો? આપણે બધાયે ભેગા મળી ચાલો, આ પાંડવો યાદવોને રણમાં રોળી નાંખીએ. હું તમારો સેનાપતિ થઇશ, પછી તમે શામાટે ડરો છો? આ કૃષ્ણને તો મેં જરાસંધના સમયમાં નસાડી મૂક્યો હતો. તમે બધા એના તેજમાં નકામા અંજાશો માં."

શિશુપાળની આ વાણીથી ઘણા રાજાઓ ઉશ્કેરાયા; અને માંહોમાંહે યુધિષ્ઠિર તેમજ પાંડવો અને વાસુદેવ વિરૂદ્ધ વાતોકરવા લાગ્યા. યજ્ઞનો ભંગ થવાનો ભય યુધિષ્ઠિરને લાગવા માંડ્યો. આ ભયને લીધે યુધિષ્ઠિર ભીષ્મની પાસે ગયા, અને યજ્ઞમાં ભંગ ન પડે તેમ યુક્તિ કરવા વિનવ્યા. ભીષ્મે યુધિષ્ઠિરનું સાન્ત્વન કરતાં કહ્યું, "હે રાજન્ તમે આ બધા રાજાઓનો ભય રાખશો નહીં. સિંહ જાગ્યો ન હોય, ત્યાંસૂધી કુતરાં ભલે ભસ્યાં કરે. શ્રીહૃષીકેશ જ્યાંસુધી બોલ્યા નથી, અને જ્યાં સુધી વેગમાં આવ્યા નથી, ત્યાં સુધી આ બધા રાજાઓ પ્રલાપ ભલે કરે. શિશુપાળનું હવે મોત ભમે છે, એમાં સંશય નથી." આટલું કહી ભીષ્મ શાન્ત પડયા. ભીષ્મનાં વચનોથી છંછેડાયલા નાગની પેઠે ફુંફવાટા મારતો શિશુપાળ ક્રોધાયમાન થઈ ફાવે તેમ બકવા લાગ્યો. "હે ભીષ્મ, તારી જીભના કકડા કેમ થતા નથી? કેશવનામાં એવું તેં શું દીઠું છે, કે એકલા એને જ

---

મૂર્તં ચરાચરમ્ ॥ ૨૬ ॥ અગ્નિહોત્રમુખા વેદા ગાયત્રી છંદસાં મુખમ્ । રાજા મુખં મનુષ્યાણાં નદીનાં સાગરો મુખમ્ ॥૨૭॥ નક્ષત્રાણાં મુખં ચન્દ્ર આદિત્યસ્તેજસાં મુખમ્ । પર્વતાનાં મુખં મેરુર્ગરુડ. પતતાં મુખમ્ ॥૨૮॥ ઊર્ધ્વં તિર્યગધશ્ચૈવ યાવતી જગતો ગતિ । સ દેવકેષુ લોકેષુ ભગવાન્કેશવો મુખમ્ ॥ ૨૯ ॥

સભાપર્વ: અધ્યાય ૩૮.

જ્યાં ને ત્યાં જોઈ રહ્યો છું. એણે પૂતના સ્રીના પ્રાણ લીધા; બીચારી સ્તનપાન કરાવવા આવી ત્યારે આખરે સ્રીને જ મારી ! ગોવર્ધનપર્વત ધાર્યો, પણ એ તો રાફડા જેવો પોલો થઈ ગયેલો હોવાથી ગમે તે એવા પોલા પર્વતને ઉપાડી શકત; તેમાં કૃષ્ણે કાંઇ વધારે કર્યું કહેવાય નહીં. હે ભીષ્મ, તું બ્રહ્મચર્ય પાળે છે, તેમાં પણ મને સંશય છે, કાંતો તું કલીબ હોવો જોઇએ. નહીંતો અંબા જેવી સ્વરૂપવતી સ્રીનો તેં ત્યાગ કર્યો, એ સંભવતું નથી. વળી કૃષ્ણે જરાસંધને છેતરીને માર્યો, એમાં ક્ષત્રિયત્વ ક્યાં આવ્યું ? આવા માણસને તમેં પહેલું પૂજન કરો, એ મારા જેવા શી રીતે સાંખે. ” શિશુપાલનાં આવાં વચનથી ભીમને કોપ ચ્હડયો. તેની આંખો લાલચોળ થઈ ગઇ. તેણે દાંત કચકચાવવા માંડયા, ભ્રકુટી ચ્હઢાવી, અને હમણાંજ કુદીને શિશુપાલને મારી નાંખશે, એમ બધાને લાગ્યું. પણ ભીષ્મે ભીમને દાબમાં રાખ્યો. ભીમને કોપાયમાન જોઇને શિશુપાલ ખડખડ હસવા લાગ્યો, અને ભીમને પણ મ્હેણાં સંભળાવ્યાં. આ મ્હેણાં સાંભળી ભીષ્મે ભીમને કહ્યું, “ હે ભીમસેન આ શિશુપાલ તારાથી મરશે નહીં. જ્યારે એનો જન્મ થયો ત્યારે એણે ગર્દભના જેવો અવાજ કર્યો. એને ચાર હાથ અને ત્રણ આંખો હતી. એનું આવું બેડોળ રૂપ જોઈ એનાં માતપિતાએ એને મારી નાંખવાનો નિશ્ચય કર્યો, એટલામાં આકાશવાણી થઇ કે “ આને મારશો નહીં. આ બહુજ બળવાન અને પ્રખ્યાત થશે.” એની માએ એનો મારનાર કોણ થશે, એવો પ્રશ્ન આકાશવાણીને પૂછતાં જવાબ મળ્યો, “ જેના ખોળામાં બેસતાં એના વધારાના બે હાથ અને એક આંખ ખરી પડશે, તે એનો મારનારો થશે. ” આકાશવાણી પ્રમાણે જેમ જેમ રાજાઓ વિચિત્ર શિશુપાલને જોવા આવવા લાગ્યા, તેમ તેમ શિશુપાલની મા દરેક રાજપુત્રના ખોળામાં કુમારને બેસાડવા લાગી. એક દિવસ શ્રી કૃષ્ણ અને બળદેવજી ઓચિંતા શિશુપાલની માને ઘેર જઇ ચ્હડયા, અને શિશુપાલની માએ તેને શ્રીકૃષ્ણના ખોળામાં બેસાડયો. બેસાડતાં વાર જ શિશુપાલના વધારાના બે હાથ અને ત્રીજું લોચન ખરી પડ્યાં. આથી તેની માએ શ્રીકૃષ્ણને હાથ જોડી વરદાન માગવાની પોતાની ઇચ્છા જણાવી. શ્રીકૃષ્ણના કહેવાથી તેણે માગી લીધું કે “ હે કૃષ્ણ, તું મારા પુત્રના અપરાધની બધીવાર ક્ષમા આપજે.” પણ કૃષ્ણે કહ્યું, “ આ શિશુપાલના નવ્વાણું ગુન્હા હું માફ કરીશ. પણ સોમો ગુન્હો થયા પછી હું એને માર્યાવિના નહીં છોડું. ” હે ભીમ, આ પ્રમાણે હોવાથી શિશુપાલનું મોત શ્રીકૃષ્ણને હાથેજ સરજાયું છે, માટે આંહી તારૂં ડહાપણ નહીં ચાલે, હમણાં તો જોયાંજ કર. ” ભીષ્મનાં આવાં વચનથી ભીમ શાન્ત રહ્યો. શિશુપાલ જ્યારે કોઇના કહેવાથી શાન્ત ન રહ્યો, ત્યારે ભીષ્મે ઉઠીને કહ્યું. “ હે રાજાઓ, તમેં શિશુપાલના બોલવાથી અનિશ્ચિત મનના થઈ ગયાછો. પણ હું તમારે માથે પગ મૂકું છું, અને જેને લઢવાની ઇચ્છા હોય તે તૈયાર થઈ જાય. શ્રીકૃષ્ણનું પૂજન અમેં કર્યું છે. ”

આવાં વચન સાંભળી શિશુપાલ ગાજી

ઉઠયો. "હે કૃષ્ણ, તું પણ અમારી સ્હામે લઢવા આવી જા. રૂક્મિણીને હરીને હવે તું તારી મ્હોટાઇ બધે દેખાડે છે, પણ આજે તારા કર્મનો બદલો તને પૂરેપૂરો આપું ત્યારે ખરો. પાંડવો બીજા રાજાઓનું અપમાન કરે છે માટે મારે તેમને પણ તારી સાથેજ મારી નાંખવા છે."

શિશુપાલનાં આવાં વેણ સાંભળી મેઘ જેવી ગંભીર વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા:—"હે રાજાઓ, આ શિશુપાલ યાદવોનો મોટો શત્રુ છે, એણે અમારા રાજા ઉગ્રસેનના માણસોને મારી નાંખ્યા હતા. આ શિશુપાલ મારી ફોઇનો છોકરો થતો હોવાથી હું આ બધું અત્યારસૂધી સાંખતો હતો. પણ હવે એના પાપનો ઘડો ભરાઇ ચૂકયો છે. સારૂં થયું કે આજે તમે બધા આંહી પાસે છો. હવે એનો વાંક તમે પણ પ્રત્યક્ષ જુઓછો. રૂક્મિણી ન મળ્યાથી એ મારો દ્વેષ કરે છે. પણ આજે હવે એનો અંત લાવ્યા વિના હું એને છોડનાર નથી." આટલું કહી શ્રીકૃષ્ણે સુદર્શનચક્ર સંભાર્યું. ચક્ર આવતાં જ એના વડે શિશુપાલનું મસ્તક શ્રીકૃષ્ણે છેદી નાંખ્યું. મસ્તક જુદું પડયું એટલે તેમાંથી તેજ નીકળી સર્વ રાજાઓના દેખતાં શ્રીકૃષ્ણના મુખમાં પેસી ગયું. સર્વે રાજાઓ આ બનાવ જોઇ ઘણા નવાઈ પામ્યા. હવે બીજા બધા રાજાઓ શાન્ત થઈ ગયા. યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમે શિશુપાલના દેહને અગ્નિ સંસ્કારની ક્રિયા કરી, અને યુધિષ્ઠિરે શિશુપાલના પુત્રનો રાજ્યાભિષેક કર્યો.

હવે રાજસૂય યજ્ઞની સમાપ્તિ થવા આવી. યજ્ઞ સમાપ્ત થતાં સઘળા રાજાઓ પોતપોતાને સ્થાનકે ગયા. માત્ર દુર્યોધન અને શકુનિ સભા જોવાને મિષે ત્યાં રહ્યા. યુધિષ્ઠિરે તેમને યોગ્ય ઉતારો આપ્યો અને તેમની બધી વ્યવસ્થા સાચવવાને સખત બંદોબસ્ત કર્યો.

યજ્ઞ સમાપ્ત થયા પછી થોડે દિવસે વેદવ્યાસ યુધિષ્ઠિરને ત્યાં પધાર્યા. યુધિષ્ઠિરે કહ્યું, "હે મહારાજ! મારા સંશયનું નિવારણ આપ વિના થવું અશક્ય છે. શિશુપાલ મરણ પામ્યા પછી આ પૃથ્વી ઉપર ઘણા ઉત્પાતો થતા જોવામાં આવે છે. વાદળાં વિના અંતરિક્ષમાં વિદ્યુતના ચમકારા જોવામાં આવે છે, ઋતુ વિના વૃષ્ટિ થાય છે; પૃથ્વી ઉપર ઘણીવાર ઘોર અવાજ સાંભળવામાં આવે છે; ભયંકર પ્રાણીઓના અવાજો વારે વારે સંભળાય છે; વાયુ હંમેશાં પ્રતિકૂળ વાયાં કરે છે. આ બધાનો શો અર્થ હશે, તે હું નથી સ્હમજી શકતો." યુધિષ્ઠિરના આ સંશયનું નિરાકરણ કરતાં વ્યાસ બોલ્યા, "હે રાજન્ આ ઉત્પાતો ક્ષત્રિયોનો મહાન્ વિનાશ સૂચવે છે. તમારે તેર વર્ષ વનવાસ ભોગવવો પડશે. કાળની ગતિને લીધે તમારે જ લીધે ક્ષત્રિયોનો મહા ભયંકર સંહાર થઇ જશે. આ બાબતમાં તમે કાંઇપણ શોક કરશો નહીં. કાળની ગતિ આગળ તમારૂં કાંઇ ચાલવાનું નથી." આટલું કહી તથા બીજીપણ સૂચના આપી વ્યાસ વિદાય થયા. વ્યાસના ગયા પછી યુધિષ્ઠિર તેમનાં વચનો ઉપર વિચાર કરવા લાગ્યા, અને પોતાને લીધે ક્ષત્રિયોનો સંહાર થશે એમ વિચાર વારંવાર આવવાથી તેમણે આખરે મરવાનો નિશ્ચય કર્યો. પણ અર્જુને તેમને

તેમ કરતાં વાર્યા. આખરે યુધિષ્ઠિરે પ્રતિજ્ઞા કરી કે "આજથી હું કોઇને કાંઇ પણ કઠણ વચન કહીશ નહીં. ભાઈઓ જે કહેશે, તે હું માથે ચ્હઢાવીશ. કુસંપ કજીઆનું મૂળ છે, તેથી કોઇપણ રીતે કુસંપ થાય નહીં, એમજ હું વર્તીશ."

કાળની અકળ ગતિને લીધે યુધિષ્ઠિરની પ્રતિજ્ઞાનો પ્રતિકાર એક પાસ થઈ રહ્યો હતો. એક પાસ યુધિષ્ઠિર જ્યારે પ્રતિજ્ઞા લેતા હતા, ત્યારે બીજી પાસ યુધિષ્ઠિરની સંપત્તિથી અંજાઇ ગયેલો દુર્યોધન શકુનિ સાથે પોતાના અંતર્દ્વેષને સંતોષવાની ગોષ્ઠી કરી રહ્યો હતો. યુધિષ્ઠિરની જાહોજલાલી જોઈ દુર્યોધનના પેટમાં ક્યારનાંયે ઘુંચળાં વળી ગયાં હતાં. તેમાં વળી સભામાં એક વખત એવો બનાવ બન્યો, કે શકુનિની સાથે જતાં દુર્યોધને એક સ્થળે જળની ભ્રાન્તિને લીધે કપડાં ઉંચાં કરીને ચાલવા માંડ્યું, અને જ્યાં ખરેખર જળ ભરેલું હતું, તે સ્થળની ભ્રાન્તિને લીધે ન જોવાયાથી તેમાં તે બંને પડી ગયા. આખરે અર્જુને તેમને નવાં કપડાં પહેરવા આપ્યાં. વળી સભામાં આગળ જતાં એક સ્થળે દ્વારની શંકા થતાં તે ઉઘાડવા યત્ન કરવા લાગ્યો, અને દ્વાર ન હોવા છતાં દ્વાર છે એમ જાણી જતાં ભીંતમાં તે ભચકાયો. આ જોઈ દ્રૌપદી તથા ભીમ ખડખડાટ હસી પડ્યાં, અને દુર્યોધનને 'અંધપુત્ર' કહી મ્હેણું માર્યું. દુર્યોધનને પોતાનું અપમાન થયું લાગ્યું, અને બીજેજ દિવસે શકુનિ સાથે હસ્તિનાપુર આવવા નીકળ્યો. રસ્તામાં પાંડવો ઉપર વેર લેવાને તથા પોતાનો ઇર્ષ્યાગ્નિ શાન્ત કરવાને તે ઉપાય શોધવા લાગ્યો. શકુનિ પણ દુર્યોધનનું ભલું કરવાની ઇચ્છાથી તેને સલાહ આપવા લાગ્યો, "હે રાજન્, મારી પાસે પાસા રમવાની વિદ્યા છે. અને મને દ્યૂતમાં કોઇ હરાવી શકે તેમ નથી. માટે તમે યુધિષ્ઠિરને દ્યૂતમાં બોલાવવા ગોઠવણ કરો, તો સઘળા પાંડવો તેમજ દ્રૌપદીને પણ તમારાં દાસ બનાવી દઉં." દુર્યોધનને શકુનિની આ યુક્તિ ગમી. પણ ધૃતરાષ્ટ્રની સંમતિ મેળવ્યા વિના કાંઈ થઇ શકે તેમ ન હોવાથી શકુનિએ સંમતિ મેળવી આપવાનું માથે લીધું, અને બંને મામા ભાણેજ હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા.

## પ્રકરણ ૧૭ મું.

### દ્યૂતનો આરંભ.

"રાજન હમણાં હમણાં દુર્યોધન ઘણોજ અસ્વસ્થ રહ્યાં કરે છે, માટે આપે તેનું દુઃખ જાણી લઇ યોગ્ય ઉપાય કરવો ઘટે છે. આપનો પાટવી કુંવર હોવાથી એનું તો વિશેષ રક્ષણ કરવું જોઈએ, અને એની ઇચ્છાઓ પાર પાડવામાં આપે તત્પર થવું જોઈએ. મહારાજ, જ્યારથી એ પાંડવોની સભામાંથી પાછો

કર્યો છે, ત્યારથી એના દિલમાં કાંઈક ચિંતાએ પ્રવેશ કર્યો છે. માટે નક્કી પાંડવોને લીધેજ એ આમ લેવાઇ ગયો હશે." ધૃતરાષ્ટ્રની પાસે શકુનિએ આમ એક દિવસ ઉદ્દ્ગારો કાઢ્યા. શકુનિ બોલવે ચપળ હતો, અને ધૃતરાષ્ટ્રના સ્વભાવની તેને ખબર હતી. દુર્યોધનને માટે ધૃતરાષ્ટ્ર ગમે તે કરવા તૈયાર હતો. શકુનિના મુખથી આવાં વેણ સાંભળી તેણે દુર્યોધનને એકદમ પોતાની પાસે બોલાવ્યો, અને તેને કહ્યું, "હે ભાઈ, તું શામાટે દુર્બળ થતો જાઉં છું. તારે ખાવા પીવામાં જોઈએ તે વસ્તુઓ તારી સન્મુખ લાવવામાં આવે છે કે નહીં ? ઉત્તમ શયન અને સુંદર સ્ત્રીઓ તારી સેવામાં હાજર રહે છે કે નહીં ? આમ છતાં તું રાંક જેવો બની શા માટે ચિંતાતુર બની ગયો છું?" પોતાનો દાવ રમવાની આ ઉત્તમ તક છે એમ ધારી દુર્યોધન બોલ્યો, "હે પિતાજી, ખાવું પીવું અને મોજ મારવી એથી સંતોષ પામનાર પુરૂષ પામર કહેવાય છે. જ્યાંસુધી શત્રુઓનો પરાભવ નથી થયો ત્યાંસુધી જે ક્ષત્રિય 'હાશ' કરીને બેસે છે, તે કાયરજ કહેવાય. સંતોષ, દયા, અને ભય એ ત્રણ લક્ષ્મી તથા સ્વાભિમાનને તોડનારાં છે; અને આને લીધે ઊંચી પદવી એકદમ પ્રાપ્ત થઇ શકતી નથી. યુધિષ્ઠિરની લક્ષ્મી જોઈને હું તો મૂઢજ બની ગયો છું. જ્યાંસુધી એ લક્ષ્મી મારા હાથમાં ન આવે ત્યાંસુધી મારા જીવ્યામાં ધિક્કાર સ્હમજું છું." પાંડવોના વૈભવથી અંજાઈ ગયેલા અને મનમાં બળતા દુર્યોધનને ધૃતરાષ્ટ્રે ઘણી ધીરજ આપવા પ્રયત્ન કર્યો. પણ દુર્યોધન તો પોતાની હઠનેજ વળગી રહ્યો. ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે પુત્ર, તું પરાયું લેવાની ઇચ્છા શામાટે રાખે છે. તુંયે રાજસૂય યજ્ઞ કર, તો તને પણ એટલું બધું ધન મળશે. કેવળ ધનની લાલસાથી પાંડવો જોડે તું દ્વેષ કરે છે એ તને છાજતું નથી. પાંડવોની સહાયતાથી તું ચક્રવર્તિ થઇ શકીશ. એમને શ્રીકૃષ્ણની સહાય છે, એટલે એમની સહાય તારે લેવી જોઈએ. વળી તેઓ પોતાના બાહુબળથી પ્રખ્યાત થયા છે, તેમાં તારે ઇર્ષ્યા કરવી ન ઘટે. એ તારા ભાઈઓ છે, અને સારા સ્વભાવના છે, માટે જો તું તેમને સંપથી મળતો રહીશ, તો તારી સમૃદ્ધિ વધશે." ધૃતરાષ્ટ્રનો આ સાકરનો કડકો દુર્યોધનને ઝેર સમાન લાગ્યો. તેણે તો આખરે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. એટલે શકુનિએ ધૃતરાષ્ટ્ર દેખતાં કપટથી કહ્યું, "અરે દુર્યોધન, તું શામાટે ચિંતા કરે છે ? આપણે પાંડવો સાથે યુદ્ધ કરવું નથી. માત્ર ઘરમાં બેઠેબેઠે અને રાજીખુશીથી પાંડવો આપણને પોતાની લક્ષ્મી આપી દે, એવો રસ્તો હું તને કરી આપીશ. આમાં ધૃતરાષ્ટ્ર રાજા પણ ના નહીં કહે. કારણ એઓ પાંડુના પુત્રોની સાથે યુદ્ધ થતું જોવા રાજી નથી." ધૃતરાષ્ટ્રે કહ્યું, "જો તમારી એવી ઇચ્છા હોય, અને જો ઘેર રહ્યેરહ્યે શાન્તિથી કામ સરતું હોય, તો મને બીજાની સલાહ લેવા દ્યો, પછી હું તમને રજા આપીશ." દુર્યોધન આથી ઘણો ખીઢાઇ ગયો. "તમેં રાજા છો, તો પછી બીજાની સલાહ લેવાનું શું કામ છે? બસ, મારે તો હવે કાંઇ કરવુંજ નથી. માત્ર હું મરી જાઉં, ત્યારે તમેં પાંડવો સાથે સલાહ સંપથી વર્તજો, અને આપણી

આંહીની પણ લક્ષ્મીને તેમજ આ રાજ્યને પણ પાંડવોના હાથમાં સોંપી દેજો. એઓ તો ઘણા ભલા અને સારી બુદ્ધિવાળા છે, એટલે તમને બધાને એઓ જે આપે, તે ખાઇને પડયા રહેજો ! ”

“હે પુત્ર, સર્વથા વિરોધ કરવો મને ગમતો નથી. પાંડવોની લક્ષ્મી લેવાને તમેં જે જુગારની વાત કરો છો, તે મને મહાન અનર્થકર્તા લાગે છે; આવો અનર્થ વ્હોરી લેવો મને ગમતો નથીં, માટેજ મેં તને તારા હિતનાં વચનો કહ્યાં છે. તે તને ન રૂચતાં હોય તો તું ફાવે તેમ કર.” ધૃતરાષ્ટ્રે આખરે નિરાશ થઈને કહ્યું.

આખરે ધૃતરાષ્ટ્રની સંમતિ મેળવી પાંડવોને બોલાવવા માટે એક મોટી સભા બનાવવામાં આવી. વિદુરને દ્યૂત રમવાની ખબર પડતાં ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા, “હે રાજન્ આ તમારી આજ્ઞા મને ગમતી નથી. તમેં આવું પગલું ન ભરો. કુળનો નાશ અવશ્ય થશે એમ મને જણાય છે. જુગારથી તમારા કુટુંબમાં મહાન કલહ થશે અને તેના પરિણામે આ બધાનો નાશ થશે.” ધૃતરાષ્ટ્રે કહ્યું, “હે વિદુર, જો દૈવ અનુકૂળ હશે, તો ટંટો થવાનો સંભવ નથી. હું તમેં, ભીષ્મ આદિ સભામાં હઇશું, એટલે કલહ ઉઠવા દઈશું જ નહીં. માટે તમેં મારૂં કહ્યું માનીને યુધિષ્ઠિરને દ્યૂત રમવા નિમંત્રણ કરતા આવો.” ધૃતરાષ્ટ્રની આજ્ઞા માથે ચઢાવી વિદુર રથમાં બેસી એકદમ ઇંદ્રપ્રસ્થ ગયા. વિદુરને આમ અચાનક આવેલા જોઇ તથા તેમના મુખ ઉપર ગ્લાનિ દેખી યુધિષ્ઠિર અધીરા થઈ ગયા, અને પૂછવા લાગ્યા, “હે વિદુરજી, હસ્તિનાપુરમાં બધાં કુશળ તો છે ને ? તમેં આટલા બધા ચિંતાતુર કેમ દેખાઓ છો ? શું હસ્તિનાપુરમાં કાંઇ અનર્થ થયો છે ?” વિદુરે ઉત્તર આપ્યો, “હે યુધિષ્ઠિર, હસ્તિનાપુરમાં બધાંયે કુશળ છે. પણ મહારાજાએ એક આજ્ઞા કરી છે કે અમેં પણ તમારા જેવી એક સભા કરી છે, તે જોવા પધારો, અને ત્યાં તમારા ભાઈઓ દુર્યોધનાદિ સાથે સ્નેહથી જુગારાદિ રમી આનંદ પામો. જુગાર રમવા માટે જે જે જુગારીઓ ત્યાં રાખેલા છે તે તમેં ત્યાં આવશો ત્યારે જોશો.”

વિદુરનાં આવાં વચનો સાંભળી યુધિષ્ઠિર બોલ્યા, “વિદુરજી, ધૃતરાષ્ટ્રને આ શું સૂઝયું ? જુગાર તો કજીયાનું મૂળ છે. જુગારથી નળરાજાની પણ ખુવારી થઇ આપણે સાભળી છે, માટે તમે જે સલાહ આપશો, તે પ્રમાણે વર્તવા અમે તૈયાર છીએ.” વિદુરે કહ્યું, “હે યુધિષ્ઠિર, તમેં હમણાં ત્યાં ચાલો, અને ધૃતરાષ્ટ્રને તમે આ બધું કહી, એ જેમ કહે તેમ કરજો.” વિદુરનાં વચનો સાંભળી પાંડવો હસ્તિનાપુરમાં જવાને તૈયાર થયા. જુગારનો અનર્થ પ્રત્યક્ષ દેખતા છતાં યુધિષ્ઠિર કાળને વશ થઇ કેવળ પરાધીન થઇ ગયા. અનર્થની સ્હામા થવાનું તેમનું બળ કોણ જાણે કયાંએ જતું રહ્યું. આખરે તેઓ કાળના પ્રેરાયા હસ્તિનાપુરમાં આવી પ્હોંચ્યા. ધૃતરાષ્ટ્ર ગાંધારી, ભીષ્મ દ્રોણ વિગેરેને પાંડવોએ નમન કર્યું, અને સહુએ તેમને શુભ આશિર્વાદ આપ્યો રાત્રી પાંડ-

વોએ ધૃતરાષ્ટ્રની સભામાંજ પસાર કરી. બીજે દિવસે પ્રાતઃકાળ થતાં સ્નાન સંધ્યાદિથી પરવારી સર્વ પાંડવો જુગારી લોકોના આમંત્રણથી રમણીય સભામાં ગયા. ત્યાં બેઠેલા સઘળા રાજાઓએ પાંડવોને યોગ્ય સન્માન આપ્યું, અને પાંડવો પોતાનાં આસનો ઉપર બેઠા. બધા સ્વસ્થ થયા પછી શકુનિએ ધૃતરાષ્ટ્રને કહ્યું, "મહારાજ, જુગાર રમવાની સઘળી તૈયારી થઈ ચુકી છે. માટે આપ આજ્ઞા આપો એટલે અમે રમત શરૂ કરી દઈએ." ધૃતરાષ્ટ્ર બોલે તે પહેલાંજ યુધિષ્ઠિર બોલી ઉઠયા, "જુગાર એ એક જાતની ઠગાઈ છે, એ રમવામાં ક્ષત્રિયોનું ભૂષણ રહેલું નથી, તેમજ એમાં કાંઇ પરાક્રમ પણ નથી. આ અનીતિપૂર્ણ રમતને તમો બધા કેમ અનુમતિ આપો છો, તે મારાથી સ્હમજાતું નથી." યુધિષ્ઠિરનું બોલવું સાંભળી શકુનિએ ઉત્તર આપ્યો, "હે યુધિષ્ઠિર જુગારમાંજ વિચક્ષણ અને મૂર્ખ, ઉદાર અને લોભી મનુષ્ય જણાઇ આવે છે. વળી જુગાર રમવામાં જે સાહસ જોઇએ, તે સાહસનો ગુણ ક્ષત્રિયમાં હોવોજ જોઇએ. જુગારમાં હારજીત પાસા ઉપર રહેલી હોવાથી એમાં કપટ થવાનો લેશ પણ સંભવ નથી. માટે તમે ઠગાઈ થવાનો કાંઇપણ ભય રાખશો નહીં." યુધિષ્ઠિરે કહ્યું, "હે શકુનિ, તારાં વચનોનો અર્થ હું સ્હમજું છું. જુગાર તો એક જાતનું પાપ જ છે, એની તો કોઇ ના કહી શકે એમ છેજ નહીં. જીતવું હોય તો યુદ્ધ થી જ, એ ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે. અમે બ્રાહ્મણો અને ગાયોના રક્ષણ માટે ધન મેળવ્યું છે, એવા ધનનો આમ અનીતિને માર્ગે વ્યય કરવા મારી ઇચ્છા નથી." યુધિષ્ઠિર હાથમાં આવેલા છટકી જશે, એ ભીતિથી શકુનિ બોલ્યો, "હે યુધિષ્ઠિર તમે હારી જવાના ભયથી આમ બોલતા હો, તો ભલે, પણ મેં તમને નિમંત્રણ કરેલું છે, તેથી તે નિમંત્રણને ન સ્વીકારવું એ ક્ષત્રિયધર્મ વિરૂદ્ધ છે. ક્ષત્રિયોને નિમંત્રણ થતાં તેમણે તે સ્વીકારવુંજ જોઇએ, એ સનાતન ધર્મ છે. માટે જો તમે પાછી પાની કરી પાછા જતા હો, તો અમે તમને રોકતા નથી." શકુનિનો આ પાસો સચોટ પડયો. આ ધર્મ અને આ અધર્મ એમાં ગોથાં ખાતા યુધિષ્ઠિર અનિશ્ચયને લીધે દ્યૂત રમવા પ્રેરાયા. યુધિષ્ઠિર જેવા ધર્માત્મા ધર્માધર્મનો વિવેક ન કરી શકયા, એ કેવળ કાળને લીધેજ બન્યું. નહીંતો જુગાર રમવામાં ધર્મ છે એમ કહેનાર શકુનિના વચનની અસર યુધિષ્ઠિર ઉપર થઇ શકેજ કેમ? જો યુધિષ્ઠિર રાજા શકુનિનાં વચનોનો અનાદર કરી ઉઠી જાય, તો પ્રચંડ યુદ્ધાગ્નિની આગાહી કરનાર વ્યાસનાં વચનો સત્ય કેમ થાય?

યુધિષ્ઠિર રાજા કાળના પ્રેર્યા રમત રમવા બેઠા; રમત શરૂ થઇ. એક પાસ યુધિષ્ઠિર રાજા, અને બીજી પાસ દુર્યોધનની વતી શકુનિ બેઠા. શકુનિએ આમ પ્રથમથીજ અધર્મ આદર્યો હતો, કારણ નિયમ પ્રમાણે દુર્યોધનેજ બેસવું જોયતું હતુ. બધા પ્રેક્ષકો દ્યૂત જોવા પોતપોતાને આસને બેસી ગયા. યુધિષ્ઠિરે હોડમાં પ્રથમ પોતાનો મણિ મૂકયો. શકુનિએ પાસા ફેંકી મણિ જીતી લીધો; બીજી-

વાર યુધિષ્ઠિરે સુવર્ણથી ભરેલા ભંડાર હોડમાં મૂક્યા; શકુનિએ તે પણ ઝપાટાબંધ જીતી લીધા. યુધિષ્ઠિરને લાગ્યું કે ગફલતનો લાભ શકુનિ વારેવારે લે છે, છતાં હવે તે દ્યૂતમાં એવા મશગુલ થતા ગયા, કે જેમ જેમ તેઓ હારતા ગયા, તેમ તેમ યુધિષ્ઠિર, રથ, ઘોડા, દાસ, દાસીઓ, અને કકડે કકડે પોતાનું આખું રાજ્ય હોડમાં મૂકતા ગયા, અને એક પછી એક બધું તેઓ હારી બેઠા. વિદુરે ધૃતરાષ્ટ્રને ઘણો સ્હમજાવ્યો, અને દ્યૂતમાંથી બન્નેને વિખુટા પાડવા સૂચના કરી, પણ ધૃતરાષ્ટ્રની મતિ હવે બદલાઈ ગઈ હતી. તેણે દુર્યોધનના કૃત્યને લગારેય વખોડ્યું નહીં. દુર્યોધન પણ વિદુરનાં ડહાપણને વખોડી ધીક્કારવા લાગ્યો. આથી વિદુર કોપાયમાન થઇ ગયા, અને બોલ્યા.* "હે દુર્યોધન, તુ મારી સલાહને મૂર્ખ ગણે છે, પણ પરિણામ આવ્યે મૂર્ખ કોણ છે, તે જણાશે. અત્યારે તું મદમાં આવી મને ન કહેવાનાં વચનો કહે છે, પણ આનાં પરિણામ ભોગવવાનો પ્રસંગ જ્યારે આવે, ત્યારે મને સંભારજે. હિતનાં વચનો કહેનારા ઘણા થોડાજ મળશે. હિતનાં વચનો હાલ તો તને મીઠાં નથી લાગતાં, પણ એટલું યાદ રાખજે કે તને પરિણામે સુખ નહીં થાય. હું તો તને પ્રિય લાગશે કે અપ્રિય લાગશે, એનો વિચાર કરતોજ નથી. માત્ર મારો ધર્મ છે કે મારે તને યોગ્ય વખતે ચેતાવવો. તારે માનવું હોય તો માનજે, અને ન માનવું હોય, તો તું જાણે. હે ધૃતરાષ્ટ્ર, તમેં પણ વખતસર યોગ્ય ચેતવણી આપી આ કલહનો અંત લાવો, નહીં તો આ કૌરવો પોતાનો વિનાશ પોતાને માથે વ્હોરી લેશે. તમારે પાંડવોનું પણ ભલું ઇચ્છવુંજ જોઇએ." વિદુર તો બોલતા રહ્યા, અને શકુનિએ બાજી આગળ ચલાવવા માંડી. યુધિષ્ઠિર પોતાનાં રાજ્ય, ભંડારો, વિગેરે બધુંયે હારી બેઠા; અને હવે તો પાંચે ભાઈઓની જાત તરફ નજર નાંખતા તે વિચાર કરવા લાગ્યા. હારથી યુધિષ્ઠિરની બુદ્ધિ ખરેખર બ્હેર મારી ગઇ હતી. ચારે ભાઈઓમાંથી પણ કોઈ એમને કહેવા યે ન ગયા કે "ભાઇ હવે બસ કરો." ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય જેવા વિદ્વાનો પણ દુર્યોધનની શેહમાં તણાયા. ખરે, કાળની ગતિ ન્યારીજ છે ! ! !

*लभ्यते खलु पापीयान्नरो नु प्रियवागिह
अप्रियस्य हि पथ्यस्य वक्ता श्रोता च
दुर्लभः ॥ १६ ॥

પ્રિય બોલનારાં માણસો પાપીઓને ઘણાં મળે છે, પણ હિતકારી વચન અપ્રિય લાગે, ત્હોયે તેવું વચન બોલનારા અને સાંભળી રહેનારા મળવા મુશ્કેલ છે. ૧૬.

यस्तु धर्मपरश्चस्याद्धित्वा भर्तुः प्रियाप्रिये।
अप्रियाण्याह पथ्यानि तेन राजा
सहायवान् ॥ १७ ॥

[ સભાપર્વ અધ્યાય: ६४. ]

# પ્રકરણ ૧૮ મું.

## અનીતિની પરાકાષ્ઠા–દ્રૌપદીનાં વસ્ત્રહરણ.

### પ્રભુએ લાજ રાખી.

યુધિષ્ઠિરને હવે પોતાની તેમજ પોતાના ભાઇઓની જાત શિવાય બીજું કશું હારવાનું રહ્યું નહોતું. શકુનિની વાક્ જાળમાં સપડાયેલા યુધિષ્ઠિર રાજાએ નકુળને હોડમાં મૂકીને રમવા માંડયું; શકુનિએ પાસા ફેંકયા, અને નકુળને જીતી લીધો. નકુળ જીતાયા પછી રાજાએ સહદેવને હોડમાં મૂકયો, અને તે પણ જીતાયો. યુધિષ્ઠિર હવે મુંઝાઇ વિચાર કરવા લાગ્યા. એમને વિચાર કરતા જોઇ શકુનિએ ટોળમાં કહ્યું, "હે યુધિષ્ઠિર, તમેં કેટલા સ્વાર્થી છો! માદ્રીના છોકરાઓ બિચારા નમાયા હોવાથી તમને વધારે વ્હાલા નહોતા, તેથીજ તમે એ બેને હોડમાં મૂકી તમેં ત્રણ ભાઇઓ હવે છટકી જવા માગો છો. તમારા આવા કૃત્યને હજારવાર ધિક્કાર છે." યુધિષ્ઠિર બોલી ઉઠયા, "હે શકુનિ, તું ચુપ રહે. અમે પાંચે ભાઇઓ જુદા નથી. અમારામાંથી એક પણ જાય, તો અમેં બધા પણ તેની પછવાડેજ જવાના. તું અમારા પાંચેમાં કુસંપ કરાવવા પ્રયત્ન કરૂં છું, તારો એ યત્ન નિષ્ફળ જશે." એમ કહી યુધિષ્ઠિરે અર્જુન, ભીમ અને આખરે પોતાની જાતને પણ હોડમાં મૂકી અને પાંચે ભાઇઓને શકુનિએ જીતી લીધા.

પાંડવો હારી ગયા, એટલે નીચાં દીન મોંઢાં કરી તેઓ ત્યાં બેસી રહ્યા. પણ શકુનિને હજુ વધારે ભયકર બાજી ખેલવી હતી. તેથી તેણે ધીમેથી યુધિષ્ઠિરને કહ્યું, "હે યુધિષ્ઠિર, હજુ તમારી પાસે દ્રૌપદી છે. માટે તેને તમે હોડમાં મૂકો. આ વખતે કદાચ તમે જીતો તો તમને તમારૂં રાજ્ય પાછું મળે." શકુનિનાં આવાં વચનોથી લોભાઈ યુધિષ્ઠિરે દ્રૌપદીને હોડમાં મૂકી.* ધર્મરાજાના મુખમાંથી શબ્દ નીકળતાંજ આખી સભા 'ધિક્કાર ધિક્કાર' બોલી ઉઠી; આખી સભા ઊંચીનીચી થવા લાગી; બધા પ્રેક્ષકો શોક કરવા લાગ્યા; ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યને શરીરે પરસેવો વળી ગયો; વિદુર તો બે હાથમાં માથું ઊંધું ઘાલીને મરણતુલ્ય થઇને ભૂમિ ઉપર બેસી પડયા; અને બીજા પ્રેક્ષકોની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. વાઘના હાથમાં

*આ સમયની સભાનું વર્ણન કરતાં વ્યાસ લખે છે કેઃ—

**एवमुक्ते तु वचने धर्मराजेन धीमता। धिग्धिगित्येव वृद्धानां सभ्यानां निःसृता गिरः ॥ ४० ॥ चुक्षुभे सा सभा राजन् राज्ञां संजज्ञिरे शुचः। भीष्मद्रोणकृपादीनां स्वेदश्च समजायत ॥ ४१ ॥ शिरो गृहित्वा विदुरो गतसत्व इवाभवत्। इतरेषां तु सभ्यानां नेत्रेभ्यः पापतज्जलम् ॥ ४२ ॥**

શિકાર આવ્યો હોય, તેમ શકુનિએ ઝડપથી પાસા નાંખી દ્રૌપદીને જીતી લીધાં !!

દ્રૌપદી જીતાયાં જાણી દુર્યોધનાદિ કૌરવો ઘણા રાજી રાજી થઇ ગયા. ભીમના ઉપર ક્રોધથી બળતો દુર્યોધન પોતાને વેર લેવાનો પ્રસંગ આવ્યો છે, એમ ગણી વધારે ઉત્સુક દેખાવા લાગ્યો. તેણે ભીમના દેખતાં પ્રતિકામીને આજ્ઞા કરી કે "જા, દ્રૌપદીને એકદમ આંહી લઇ આવ." દુર્યોધનની આજ્ઞા લઇ પ્રતિકામી દ્રૌપદી પાસે આવીને વિનયથી બોલવા લાગ્યો.

**પ્રતિકામી:**–હે યાજ્ઞસેનિ! તમને હોડમાં મૂકીને યુધિષ્ઠિર હારી બેઠા છે. માટે તમે પાંડવોનાં મટી કૌરવોનાં થયાં છો; કૌરવપતિ દુર્યોધન તમારી યાચના કરે છે, માટે સભામાં ચાલો.

**દ્રૌપદી:**–હે પ્રતિકામિ, તારા બોલવાનો અર્થ હું કાંઇ સ્હમજી નથી. કયો રાજપુત્ર પોતાની ભાર્યાને હોડમાં મૂકે! આમાં મને કાંક દગો લાગે છે.

**પ્રતિકામી**–પહેલાં એ રાજાએ પોતાના ભાઈઓને, પછી પોતાની જાતને અને પછીથી હે રાજપુત્રિ, તને હોડમાં મૂકી હતી.*

**દ્રૌપદી**–પ્રતિકામિ, તું જા, અને સભામાં જઈને જુગારી યુધિષ્ઠિરને પૂછ, કે પહેલાં પોતાની જાતને હારી બેઠા છો કે મને? આ પ્રશ્નનો ઉત્તર જાણ્યા પછીથી તું મને તેડવા આવજે.

પ્રતિકામીએ સભામાં જઈ દ્રૌપદીનું વચન યુધિષ્ઠિરને સંભળાવ્યું. આ પ્રશ્ન સાંભળતાંજ યુધિષ્ઠિર પૃથ્વી ઉપર ઢળી પડયા. તેમણે પ્રતિકામીને કાંઇપણ ઉત્તર આપ્યો નહીં. જ્યારે યુધિષ્ઠિરે કાંઇ ઉત્તર ન આપ્યો, ત્યારે દુર્યોધને પ્રતિકામીને કહ્યું, " તું જઇને દ્રૌપદીને કહે કે એને પ્રશ્ન પૂછવો હોય, તો આંહી સભામાં આવીને પૂછે. હવે એ સ્વતંત્ર નથી, અમારા સ્વાધીનમાં છે, માટે હું કહું તેમ એણે કરવું એમ એને સ્પષ્ટ કહી દે." ભીમની બ્હીકને લીધે પ્રતિકામી બીજીવાર જતાં અચકાયો. આથી દુર્યોધને દ્રૌપદીને જોર જુલમથી ખેંચી લાવવા પોતાના ભાઈ દુ:શાસનને મોકલ્યો.

દુ:શાસનને જોતાંજ દ્રૌપદી માથે હાથ દઇ બેસી પડયાં, અને કરૂણસ્વરથી રોવા લાગ્યાં. પણ દુ:શાસને તેમનો ચોટલો પકડી ખેંચવા માંડયાં.

દુ:શાસન ઉવાચ ।

एह्येहि पांचालि जितासि कृष्णे
दुर्योधनं पश्य विमुक्तलज्जा ।
कुरून् भजस्वायतपत्रनेत्रे
धर्मेण लब्धाऽसि सभां परैहि ॥२७॥*

ચાલ, ચાલ, પાંચાલિ ! તું તો હવે

*આંહીથી દ્રૌપદીના ચારિત્ર્ય ઉપર સારો પ્રકાશ પાડતો ભાગ શરૂ થતો હોવાથી મૂળ મહાભારતમાથી જ કેટલાક શ્લોકો અર્થ સાથે આપવામાં આવ્યા છે.

પ્રતિકામી:–न्यस्ता पूर्वं भ्रातारस्तेन राज्ञा
स्वयं चात्मा त्वमथो राजपुत्रि ।
દ્રૌપદી –गच्छ त्वं कितवं गत्वा सभायां
पृच्छ सूतज । किं नु पूर्वं पराजै-
षीरात्मानमथवा नु माम् ॥

*હૃદયને પીગળાવી નાંખે તેવો કરૂણરસ વ્યાસે આ અને આની પછીની ટુંકામાં વર્ણવ્યો છે વાંચનારના લાભની ખાતર અર્થ સાથે શ્લોકો આપ્યા છે.

જીતાઇ છું. લાજ છોડીને હવે દુર્યોધનને ભજ, સુંદરનેત્રવાળી કૃષ્ણે! તું કૌરવોની સેવા ઉઠાવ, કારણ ધર્મથી અમે તને મેળવી છે. ચાલ સભામાં.

**ततो जवेनाभिससार रोषाद्दुःशासन स्तामभिगर्जमानः। दीर्घेषु नीलेष्वथ चोर्मिमत्सु जग्राह केशेषु नरेन्द्रपत्नीम्॥२९॥**

દુઃશાસન મોટી ગર્જના કરી રોષથી તેના તરફ દોડયો, અને નરેન્દ્રપત્નીને લાંબા કાળા અને સુંવાળા વાળના ચોટલાથી પકડી.

**ये राजसूयावभृथे जलेन महाक्रतौ मंत्रपूतेन सिक्ताः। ते पाण्डवानां परिभूय वीर्यं बलात्प्रमृष्टा धृतराष्ट्रजेन ॥ ३० ॥**

રાજસૂય મહાયજ્ઞમાં મંત્રથી પવિત્ર કરેલા જળથી જેમણે સ્નાન કર્યાં હતાં, તે પાંડવોના સામર્થ્યનો તિરસ્કાર કરી ધૃતરાષ્ટ્રના પુત્રે જોરથી તેને ઘસડી.

**स तां पराकृष्य सभासमीपमानीय कृष्णामतिदीर्घकेशीम्। दुःशासनो नाथवतीमनाथवच्चकर्ष वायुःकदलीमिवार्त्ताम्॥३१**

લાંબા કેશવાળી કૃષ્ણાને સભા સમીપ દુઃશાસને ઘસડીને આણી, સનાથ હોવા છતાં કૃષ્ણાને અનાથની પેઠે ખેંચવા લાગ્યો. કોમળ ચુંથાયેલી કેળને વાયુ ખેંચતો હોય, એવો ભાસ થતો હતો.

**सा कृष्यमाणा नमितांगयष्टिः शनै रुवाचाथ रजस्वलाऽस्मि। एकं च वासो मम मन्दबुद्धे सभां नेतुं नार्हसि मामनार्य ॥ ३२ ॥**

ખેંચાવાને લીધે તેનું પાતળું શરીર વળી જતું હતું. ખેંચાતે ખેંચાતે તેણે બહુજ ધીમેથી કહ્યું, "હું રજસ્વલા છુ. હે મૂર્ખ, મે એકજ વસ્ત્ર પહેર્યું છે. હે અનાર્ય! મને હમણાં સભામાં લઈ જવી યોગ્ય નથી.

**ततो ब्रवीत्तां प्रसभं निगृह्य केशेषु कृष्णेषु तदास कृष्णाम्। कृष्णं च जिष्णुं च हरिं नरं च त्राणाय विक्रोशति याज्ञसेनि ॥ ३३ ॥**

હે કૃષ્ણ! વિષ્ણુ! હરિ! હે નરનારાયણ! મ્હને બચાવો!! એમ વિલાપ કરતી દ્રૌપદીના કાળા કેશકલાપ ખેંચતો ખેંચતો દુઃશાસન બોલવા લાગ્યો:-

**रजस्वला वा भव याज्ञसेनि एकांबरा वाप्यथवा विवस्त्रा। द्यूते जिता चासि कृताऽसि दासी दासीषु वासश्च यथोपजोषम् ॥ ३४ ॥**

ઓ યાજ્ઞસેનિ, તું રજસ્વલા હો, એક વસ્ત્રવાળી હોઉં, કે તદ્દન વસ્ત્ર વિનાની હોઉ. તું દ્યૂતમાં જીતાઇ છું; તને દાસી કરવામાં આવી છે; તેથી દાસીને તો અમારાં આપ્યાં જ વસ્ત્રો પહેરવાનાં. *

**प्रकीर्णकेशी पतितार्धवस्त्रा दुःशासनेन व्यवधूयमाना। ह्रीमत्यमर्षेण च दह्यमाना शनरिदं वाक्यमुवाच कृष्णा ॥ ३५ ॥**

દ્રૌપદીના કેશ વિખરાઇ ગયા હતા; તેનું અર્ધું વસ્ત્ર નીકળી પડયું હતું; અને દુઃશાસન વારંવાર તેને ધક્કા મારતો હતો; અંતમાં રોષથી બળતી શરમ અને ક્રોધને લીધે દ્રૌપદી ધીમેથી આમ બોલી:-

**इमे सभायामुपनीत शास्त्राः क्रियावंतः सर्वे एवेन्द्रकल्पाः। गुरुस्थाना गुरवश्चैव सर्वे तेषामग्रे नोत्सहे स्थातुमेवम् ॥३६॥**

આ સભામાં શાસ્ત્રોમાં પ્રવીણ, અને ઇન્દ્રસમાન ક્રિયા કરનારા રાજાઓ છે;

* કેટલી નફટ વાણી! આવી નિરાધાર દશામાં પણ દ્રૌપદી પોતાનો પ્રભાવ પ્રકટ કરે છે, અને પોતાના પ્રશ્નથી ભીષ્મ જેવાને પણ મુઝવે છે. ધન્ય છે આવી વીરાંગનાઓને!

સર્વે મારા ગુરૂ સમાન છે, તેમની આ-ગળ હું આવી રીતે ઉભી રહી શકીશ નહીં.

**नृशंस कर्मस्त्वमनार्यवृत्त मा मा विवस्त्रां कुरु मा विकार्षीः । न मर्षयेयुस्तव राजपुत्राः सेन्द्राऽपि देवा यदि ते सहायाः ॥ ३७ ॥**

ઓ પાપી, ઓ દુષ્ટ, મને વસ્ત્રરહીત ન કર ! મારૂં વસ્ત્ર ન ખેંચ ! તારૂં આ પાપ આ રાજપુત્રો (પાંડવો) સહન નહીં કરે. ઇંદ્રસહિત દેવો તારી સહાય કરવા આવશે, તોપણ આ પાંડવો તને નહીં છોડે.

**धर्मे स्थितो धर्मसुतो महात्मा धर्मश्च सूक्ष्मो निपुणोपलक्ष्यः । वाचाऽपि भर्तुः परमाणुमात्रमिच्छामि दोषं न गुणान् विसृज्य ॥ ३८ ॥**

યુધિષ્ઠિર ધર્માત્મા છે, અને એ ધ-ર્મમાંજ રહેલા છે, વળી ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ નિપુણ પુરૂષોથીજ સમજાય તેવું છે; તેથી તેમના ગુણોની અવગણના કરી મારા ભર્તાના લેશ પણ દોષ વિશે હું બોલવા ઇચ્છતી નથી.

**इदं त्वकार्यं कुरुवीरमध्ये रजस्वलां यत्परिकर्षसे माम् । न चाऽपि कश्चित् कुरुतेऽत्रकुत्सां ध्रुवं तवेदं मतमभ्युपेतः ३९**

મારા જેવી રજસ્વલાને આમ કુરૂ વંશના વીર પુરૂષોની મધ્યમાં ખેંચીને તું આવું અઘટિત કાર્ય કરૂં છું. વળી તારા આ કાર્યને આંહી કોઇ ધિક્કારતું નથી, નક્કી બધાંએ તારા મતમાજ ભળેલા છે.

**धिगस्तु नष्टः खलु भारतानां धर्मस्तथा क्षत्रविदां च वृत्तम् । यत्र ह्यतीतां कुरुधर्मवेलां प्रेक्षन्ति सर्वे कुरवः सभायाम् ॥ ४० ॥**

ભરત કુળનો ધર્મ તથા ક્ષત્રિય વટ-નો ખરેખર નાશ થયો છે, કારણ સભામાં બધા કૌરવો દેખતાં છતાં આંહી તો કુરૂ કુળના ધર્મની સીમા ઓળંગાય છે. ધિક્કાર છે ! !

**द्रोणस्य भीष्मस्य च नास्ति सत्त्वं क्षत्तुस्तथैवास्य महात्मनोऽपि । राज्ञस्तथा हि मम धर्ममुग्रं न लक्षयंते कुरुवृद्धमुख्याः ॥ ४१ ॥**

દ્રોણ અને ભીષ્મ મહાત્માઓ હોવા છતાં સત્ત્વહીન થઈ ગયા છે, તેમની ક્ષ-ત્રિયવટ નાશ પામી છે. રાજાનો ( યુધિ-ષ્ઠિરનો ) તેમજ મારો કઠિન ધર્મ કિયો છે, તે કુરૂ કુળના મુખ્ય વડીલો પણ જોઇ શકતા નથી.

દ્રૌપદીએ આટલાં વચન કહીને પાંડવો તરફ ક્રોધભરી તીવ્ર કટાક્ષ નાંખી. દ્રૌપદીના આવા દૃષ્ટિપાતથી પાંડવો ઘણું શરમાયા, અને રાજ્ય, ધન, અને પોતાની જાતને ખોઇ નાંખતાં એમને જેટલું દુઃખ નહોતું થયું, એથી ચારગણું દુઃખ આ દૃષ્ટિપાતથી થયું. યુધિષ્ઠિર રાજા તો તદ્દન બેશુદ્ધ જ બની ગયા, ભીમ દાંત કચકચાવતો અને વારેવારે હાથમાં હાથ મસળતો નીચી દૃષ્ટિ અને આંખમાં આંસુ સાથે બેસી રહ્યો; પોતાનું કાંઈ ચાલતું ન હોય, તેમ અર્જુન પણ હાથમાં હાથનો સંપૂટ રચી નીચી દૃષ્ટિ-

શ્લોકો ૪૦-૪૧ બને દ્રૌપદીનો ક્ષત્રિય સ્વભાવ સૂચવે છે. શું હિમ્મત ! આવા દુઃખના પ્રચંડ મોજાઓ ઉછળતા સાગરમાયે ભયંકર વાંભો ભરી દ્રૌપદી એકલી ટક્કર ઝીલી રહી છે. ધર્મઅધર્મમાં હજુયે ગોથાં ખાતા દ્રોણ અને ભીષ્મ નપુંસકની પેઠે જે થાય છે તે મુગે મોંઢે જોયાં કરે છે.

[ કૉપીરાઈટ ઃ બ. મહેતા ]




" ઓ પાપી, ઓ દુષ્ટ, મને વસ્ત્ર રહીત ન કર ! મારૂં વસ્ત્ર ન ખેંચ ! "

[ પૃ ૮૮ ]

એ બેસી રહ્યા. સહદેવ અને નકુળ ઘડીકમાં આસપાસ નજર ફેરવતા, અને ઘડીકમાં આંખમાં આંસુ લાવી નીચુ જોઇ રહેવા લાગ્યા; ઇન્દ્રના રાજ્યને ડોલાવી નાંખવાની શકિત ધરાવનારા પોતાના પાંચ પતિ હોવા છતાં, એમનીજ સમક્ષમાં તેમની પ્રાણપ્રિય ભાર્યા તરફ આવું નફ્ટ વર્તન કરનારાઓ હજુ કેમ જીવતા રહ્યા છે, એજ દ્રૌપદીને લાગી આવ્યું. આ વખતે તેની આંખમાં દુઃખનાં આંસુ નહોતાં, પણ નિર્વીર્ય બની ગયેલા પોતાના પાંચ પતિ ઉપરના રોષ અને ફીટકારસૂચક અશ્રુ હતાં. સભામાં દ્રૌપદીને દુઃશાસન વારેવારે ખેચવા લાગ્યો, કર્ણ ખડખડ હસવા લાગ્યો; અને શકુનિ વિગેરે દ્રૌપદીની અયોગ્ય મશ્કેરી કરવા લાગ્યા. દ્રૌપદીએ પોતાનો *પ્રશ્ન ફરીથી હિમ્મતથી સભામાં મોટે સાદે પૂછયો, પણ હજુસૂધી તે પ્રશ્નનો ઉત્તર આપવા કોઈ ઉઠી શકયું નહીં. ઘણીવાર થયા પછી આખરે ભીષ્મે કહ્યું:—

**न धर्मसौक्ष्म्यात्सुभगे विवेक्तुं शक्नोमि ते प्रश्नमिमं यथावत् । अस्वाम्यशक्तः पणितुं परस्वं स्त्रियाश्च भर्तुर्वशतां समीक्ष्य ॥ ४७ ॥**

હે સૌભાગ્યવતિ, પતિ શિવાય અન્ય મનુષ્ય પારકી સ્ત્રીને હોડમાં મૂકી શકેજ નહીં, તેમજ સ્ત્રીઓ પતિનેજ અધીન છે, આમ વિચાર્યા પછીથી તારો પ્રશ્ન કેટલો સાચો છે, તે હું ધર્મની સૂક્ષ્મતાને લીધે કહી શકતો નથી.

**त्यजेत सर्वां पृथिवीं समृद्धां युधिष्ठिरो धर्ममथो न जह्यात् । उक्तं जितोऽस्मीति च पांडवेन तस्मान्न शक्नोमि विवेक्तुमेतत् ॥ ४८ ॥**

ધર્મપુત્ર આખી સમૃદ્ધ વસુંધરાનો ત્યાગ કરે, પણ ધર્મનો ત્યાગ કદીયે કરે નહીં તેવા છે. તેમણેજ જ્યારે એમ કહ્યું, કે "હું જીતાયો છું," તો પછી સાચાનો નિર્ણય મારાથી થઇ શકતો નથી.

**द्यूतेऽद्वितीयः शकुनिर्नरेषु कुंतीसुतस्तेन निसृष्टकामः । न मन्यते तां निकृतिं युधिष्ठिरस्तस्मान्न ते प्रश्नमिमं ब्रवीमि ॥ ४९ ॥**

શકુનિ દ્યૂત રમવામાં એકકો છે; યુધિષ્ઠિર એનાથી લલચાયા છે; અને યુધિષ્ઠિર કપટ ગણતા નથી, તેથી તારા પ્રશ્નનો યોગ્ય ઉત્તર હું આપતો નથી.

ભીષ્મનાં આવાં વચનો સાંભળી દ્રૌપદીએ પૂછયું:—

**आहूय राजा कुशलैरनार्यैर्दुष्टात्मभिर्नैकृतिकैः सभायाम् । द्यूतप्रियैर्नातिकृतप्रयत्नः कस्मादयं नाम निसृष्टकामः ॥ ५० ॥**

ઉસ્તાદ, પાપી, ઠગલબાજ, અને જુગારીઆ લોકોને મોકલીને રાજાને (યુધિષ્ઠિરને) સભામાં બોલાવ્યા, તો હવે 'લલચાયા' એમ કેમ કહો છો! (ખરી રીતે યુધિષ્ઠિરને છેતરવામાં આવ્યા હતા એમ દ્રૌપદીનું કહેવું છે.)

**अशुद्धभावैर्निकृतिप्रवृत्तैरबुध्यमानः कुरुपाण्डवाग्र्यः । संभूय सर्वैश्च जितोऽपि यस्मात्पश्चादयं कैतवमभ्युपेतः ॥ ५१ ॥**

લુચ્ચાઇ અને ઠગલબાજીની કુંતીપુત્રને ખબર નહોતી. બધાએ ભેગા મળી તેમને જીતી પણ લીધા, અને ત્યાર પછીથી આ કપટ આચરવામાં આવ્યું હતું.

---

* દ્રૌપદીનો પ્રશ્ન એ હતો કે **किं तु पूर्वं पराजैषीरात्मानमथवा नु माम् ॥** પહેલાં યુધિષ્ઠિર પોતાની જાતને હારી બેઠા છે કે મને?

(યુધિષ્ઠિર પ્રથમ જીતાયા પછીથી દ્રૌપદીને હોડમાં મૂકવાનું કપટ રચાયું હતું, એ દ્રૌપદીના કહેવાનો અર્થ છે.)

**तिष्ठंति चेमे कुरवः सभायां ईशाः सुतानां च तथा स्नुषाणाम् । समीक्ष्य सर्वे मम चापि वाक्यं विब्रूत मे प्रश्नमिमं यथावत् ॥ ५२ ॥**

સભામાં બેઠેલા બધા કૌરવો તેમની પુત્રીઓ તેમજ વધૂઓના જેમ વડીલો છે, તેમ તેઓ મારા પણ વડીલ છે. તે બધા મારૂં વાક્ય સાંભળતા બેઠા છે, તેમાંથી કોઇ પણ મારા પ્રશ્નનો સાચો ઉત્તર આપો.

કૌરવોની સભામાં દ્રૌપદી આમ ટક્કર ઝીલીને ઉભી હતી. દ્રોણ, ભીષ્મ આદિ ધર્મના સ્તંભો દ્રૌપદીના વારેવારે પૂછાતા એના એજ પ્રશ્નનો ઉત્તર આપી શકતા નહોતા. દ્રૌપદી વારેવારે સભાના સભ્યો તરફ, અને પાંડવો તરફ દૃષ્ટિ નાંખતી હતી. દુઃશાસન તેને હજુએ પજવ્યાં કરતો હતો, અને અપશબ્દો બોલતો હતો. ખેંચતાણ થતાં દ્રૌપદીના વસ્ત્રનો ઉપલો છેડો સરી પડવા લાગ્યો; આ વખતે ભીમે યુધિષ્ઠિર તરફ કોપ ભરી દૃષ્ટિ નાંખી પોતાના દાંત કચકચાવ્યા; પણ લાચારીથી નીચું જોઇ બેસી રહ્યો. એનામાં ક્રોધ એટલો બધો વ્યાપી ગયો હતો કે તેણે સહદેવને કહ્યું, "હે સહદેવ જા, અગ્નિ લઇ આવ. આના હાથ બાળી દેવા દે. આને લીધેજ મહાન અનર્થ થવા પામ્યો છે." પણ અર્જુને ભીમનું સાન્ત્વન કરતાં કહ્યું, "ભીમસેન, તમારા મુખમાંથી આવા શબ્દો કદી પણ નીકળ્યા નથી. હું સમજું છું કે શત્રુઓ બહુ સતાવી ધર્મ ઉપરની આપણી આસ્થાને ખંડિત કરવા માગે છે. પણ ધૈર્ય છોડી આમ બોલી શત્રુઓની ધારણાને ખરી ન પાડશો. તમેં ધર્મ ઉપરજ દૃઢતા રાખો. યુધિષ્ઠિર ધર્માત્મા છે. શત્રુઓના કહેણને પાછું ન ઠેલવું, એ ક્ષત્રિયવટ હોવાથી આ જુગારમાં થયેલી આપણી હારથી આપણને અપકીર્તિ મળશે નહી." "ભાઇ અર્જુન, હું પણ સમજું છું. પણ આ બધો અનર્થ જોયાં કરવો એ મારા મનથી પ્રાણ જાય તે કરતાં પણ અધિક છે. જો ધૈર્ય ન રાખ્યું હોત, તો અત્યારે તો ક્યારનાયે એમના હાથ બાળી નાંખ્યા હોત." આખરે ભીમસેને શાન્ત પડતાં કહ્યું.

કૌરવોનો ભાઈ વિકર્ણ હમેશાં પાંડવોનું ભલું ઇચ્છનાર હતો. તેનાથી ભાઇઓનાં દીન મુખો જોઇ રહેવાયું નહીં. તે એકદમ ઉભો થઇ ગયો, અને બોલ્યો, "હે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, તમે બધા શાસ્ત્રવિશારદો હોવા છતાં દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર આપતા નથી, તેથી તમને ધિક્કાર છે. માગવામાં આવ્યા પછી સ્વમતિ અનુસાર અભિપ્રાય ન આપનાર નરકનો અધિકારી થાય છે. ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર આ કુળના વડીલ હોવા છતાં કાંઇ બોલતા નથી, અને મુંગેમ્હોઢે આ અનર્થ જોયાં કરે છે. દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય સર્વના ગુરૂ હોવા છતાં પોતાનું બ્રાહ્મણપણું ખોઇ બેઠા છે, અને સ્પષ્ટ ને સત્ય બોલી શકતા નથી. તમારે મતિઅનુસાર સ્પષ્ટ ઉત્તર આપવોજ જોઇએ. પક્ષપાત કર્યો તમને ન પાલવે. જો તમેં બધા ન બોલતા હો તો," વિકર્ણ આવેશમાં આવી હાથ ઊંચા કરીને બોલવા લાગ્યો, "હું કહું છું કે શિકાર, મદ્યપાન, જુગાર, અને

સ્ત્રીઓનો પ્રસંગ એ ચાર વ્યસનો છે. આ વ્યસનમાં આસક્ત થયેલો માણસ ધર્મ્ય કાર્ય કરી શકતો નથી. તેજ પ્રમાણે યુધિષ્ઠિર જુગારમાં અત્યંત આસક્ત થયેલા હોવાથી ધર્મ અને અધર્મનો વિવેક કરી શકયા નથી. તેમણે દ્રૌપદીને હોડમાં મૂકી; પણ દ્રૌપદી કાંઈ યુધિષ્ઠિરની એકલાની સ્ત્રી નહોતી; વળી યુધિષ્ઠિર પ્રથમ પોતાના શરીરને હાર્યા પછી દ્રૌપદીને હોડમાં મૂકી; પોતે હારી ગયા પછી દ્રૌપદીને હોડમાં મૂકવાનો યુધિષ્ઠિરને શો હક્ક હતો? માટે હું માનું છું કે દ્રૌપદી જીતાયેલાં નથી." વિકર્ણનાં આવાં વચનોથી કૌરવ સભામાં હાહાકાર મચી રહ્યો, અને મહાન કોલાહલ થવા લાગ્યો. કોલાહલ શાન્ત થતાં કર્ણે વિકર્ણને કહ્યું, "હે વિકર્ણ, તું ગમે તેમ શું બકયાં કરે છે? તારા ભાઈઓનોજ નાશ કરવાને તું જન્મ્યો છું કે શું? દ્રૌપદી ધર્મથી જીતાયેલી ન હોય, તો ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય જેવા શાન્ત બેસી રહે ખરા કે? જાણે તુંજ બધો ધર્મ જાણતો હોઉં તેમ નકામો લવલવ શીદ કરૂં છું. તને ધર્મનું યથાર્થ જ્ઞાનજ ક્યાં છે? કોઇ સ્ત્રીને પાંચ પતિ સાંભળવામાં આવ્યા છે? આ દ્રૌપદીને પાંચ પતિ હોવાથી એ એક પ્રકારની વેશ્યાજ છે; અને વેશ્યાને સભામાં લાવવી, અને તેનાં વસ્ત્ર ખેંચવાં એમાં અધર્મ શાનો?" પછી કર્ણે દુ:શાસનને કહ્યું, "હે દુ:શાસન, આ વિકર્ણ તો છોકરવાદીમાં બધું બોલે છે. તુ પાંડવોનાં વસ્ત્રો ઉતારી લે" કર્ણનાં આવાં વચનો સાંભળી પાંડવોએ મુંગે મ્હોંઢે પોતાનાં વસ્ત્રો ઉતારી દૂર ફેંકી દીધાં. દુઃશાસને હવે દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવા માંડયાં. દ્રૌપદી આ વખતે અનાથની પેઠે રોવા લાગ્યાં, અને શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યાં,*"હે ગોવિંદ હે દ્વારિકેશ, હે કૃષ્ણ! મારી આ દશા કેમ જોતા નથી? હે પ્રભુ, આ દુર્દશામાંથી ઉગારો! હે લક્ષ્મીપતિ! હું કૌરવોના અન્યાય રૂપિ સાગરમાં ડૂબું છું! હે કૃષ્ણ! હે મહાયોગિ! હે જગતના નિયંતા! હે જગતનું પાલન કરનાર! મારી લાજ રાખો! આ દુષ્ટોથી મને ઉગારો।" દ્રૌપદી આમ કરૂણસ્વરથી વિલાપ કરી રહ્યાં હતાં, અને એક હાથે વસ્ત્રને બળાત્કારથી પકડી રાખતાં હતાં, અને બીજો હાથ ઊંચો કરી શ્રી કૃષ્ણનું ઉચ્ચ સ્વરે આવ્હાન કરતાં હતાં. દ્રૌપદીના કરૂણાજનક સ્વરો સાંભળી ભક્તવત્સલ ભગવાન દ્રૌપદીની વ્હારે ધાયા, અને ઉતાવળા ઉતાવળા દ્રૌપદીની સમીપ આવીને અંતરિક્ષમાં ઉભા રહ્યા. દ્રૌપદીએજ માત્ર એમનો પડછાયો દીઠો, એટલે તેના દિલમાં હિમ્મત આવી. દુ:શાસન એક વસ્ત્ર ખેંચે કે તુરત બીજું વસ્ત્ર તેવુંજ પ્રકટ થવા લાગ્યું.

---

* મહાભારતમાં વ્યાસ લખે છે કે:—

आकृष्यमाणे वसने द्रौपद्या चिंतितो हरिः । गोविन्द द्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय ॥ कौरवैः परिभूतां मां किं न जानासि केशव । हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन ॥ कौरवार्णव मग्नां मामुद्धरस्व जनार्दन । कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन्विश्वभावन ॥ प्रपन्नां पाहि गोविंद कुरुमध्ये वसीदतीम् इत्यनुस्मृत्य कृष्णं सा हरिंत्रिभुवनेश्वरम् । प्रारुदत्दुःखिता राजन् मुखमाच्छाद्य भामिनी ॥

બીજું ખેંચતાં ત્રીજું, અને ત્રીજું ખેંચતાં ચોથું વસ્ત્ર જુદા જુદા રંગનાં, અને જુદી જુદી જાતનાં પ્રકટ થવા લાગ્યાં. આખી સભા સ્તબ્ધ બની જોવા લાગી. દ્રૌપદીનાં વખાણ, અને દુઃશાસનને ધિક્કારના શબ્દો સંભળાવા લાગ્યા. આ વખતે ભીમસેન દાંત કચડાવી ભયંકર મુખાકૃતિ કરીને બોલ્યો, "હે રાજાઓ આજે મારી પ્રતિજ્ઞા સાંભળો. હું યુદ્ધમાં આ દુઃશાસનની છાતી ફાડી નાંખીને તેનું રૂધિર પીશ, ત્યારેજ મારો રોષ શાન્ત થશે. મારી આ પ્રતિજ્ઞા જો હું ન પાળું, તો મને નરક પ્રાપ્તિ હોજો." ભીમની આ ઘોર પ્રતિજ્ઞાથી સભામાં દરેકનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં. દુઃશાસન પણ ઘડી ઢીલો પડી ગયો, પણ ભીમનું હમણાં કાંઈ ચાલે એમ નથી, જાણી આનંદમાં આવી વળી પાછો વસ્ત્રો ખેંચવા લાગ્યો. સભામાં વસ્ત્રોનો મોટો ઢગ થઇ ગયો. દુઃશાસન થાકીને આખરે પોતાને આસને બેઠો. એટલે વિદુરે બે હાથ ઉંચા કરી સભાજનોને શાન્ત પાડીને કહ્યું, "હે રાજાઓ, દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર કોઈ નથી આપતું, એ મહા અન્યાય થાય છે, અને ધર્મનો નાશ થાય છે." વિદુરનાં વચનો સાંભળીને પણ કોઇ કાંઇ બોલ્યું નહીં. એટલે "આ દ્રૌપદી દાસીને દુર્યોધનના અંતઃપુરમાં લઇ જા" એમ કર્ણે દુઃશાસનને આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ દુઃશાસન દ્રૌપદીને ખેંચવા લાગ્યો, ત્યારે દ્રૌપદીએ કહ્યુ "દુઃશાસન! હું સભામાં આવી, ત્યારે વિહ્વલપણાને લીધે વૃદ્ધ વડિલોને પ્રણામ કરી શકી નથી, તેથી તેમને પ્રણામ કરી લેવા જેટલો મને સમય આપ." પણ દુઃશાસને દ્રૌપદીને બળાત્કારે ખેંચવા માંડયાં, તેથી દ્રૌપદી સભાની વચમાં પડી ગયાં, અને વિલાપ કરવા લાગ્યાં. "હાય, હાય! મારા સ્વયંવરમાંજ રાજાઓ મને જોવા પામ્યા હતા, તેઓની પાસે ભરસભામાં મારે આવી સ્થિતિમાં આવવું પડયું છે! મને પવનનો તોછડો સ્પર્શ થાય, તે પાંડવો સહન ન કરે તેવા છે, એઓ આજ મારી આવી દશા પ્રત્યક્ષ જુએ છે, અને સહન કરે છે. આ સભામાં બેઠેલા રાજાઓ આગળ હું વધૂ–પુત્રી સમાન છુ. છતાં તેઓ મારા ઉપર થતા આવા અત્યાચારને મુંગે મ્હોંઢે સહન કરે છે! અરેરે! કૌરવોનો ધર્મ નાશ પામ્યો છે. અરે વૃદ્ધ લોકો! આ દુઃશાસન મને ખેંચે છે, તે મારાથી ખમાતું નથી. માટે તમેં ચોખ્ખે ચોખ્ખું કહી દો, કે હું જીતાયેલી છું કે નહીં?" દ્રૌપદીનું આક્રંદ સાંભળી ભીષ્મ બોલ્યા. "દ્રૌપદિ! હું તો પ્રથમથીજ કહી ચુકયો છું કે ધર્મની ગતિ અત્યંત સૂક્ષ્મ છે. માટે મારાથી આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપી શકાશે નહીં. પણ એટલું તો હું કહું છું કે આ કુળનો નાશ હવે થોડા વખતમાંજ થશે. તમેં આવા કષ્ટમાં પણ ધર્મને વળગી રહ્યાં છો, તેથી તમારૂં શ્રેયઃ થશે, એમાં લગારેય સંશય નથી. આ દ્રોણ આદિ મૌન ધારી બેઠા છે, માટે તમેં યુધિષ્ઠિરને જ એ પ્રશ્ન પૂછો. તમારા પ્રશ્નનો ઉત્તર યુધિષ્ઠિર આપે, એ જ યોગ્ય થશે." ભીષ્મનું આવું બોલવું સાંભળી દુર્યોધને પણ તેને અનુમતિ આપી, અને કહ્યું, "જો તારા ચાર પતિઓ એમ કહે કે યુધિષ્ઠિરે ભૂલ કરી છે, તો હું તને અને તારા પતિઓને મુક્ત

કરવા તૈયાર છું." દુર્યોધનનાં આવાં વચનોથી સભાજનો તેની વાહવાહ બોલવા લાગ્યા, અને હવે પાંડવો શું બોલે છે તેની આતુરતાથી વાટ જોવા લાગ્યા. ભીમ બોલ્યો, "જો યુધિષ્ઠિર અમારા સર્વના માલિક ન હોત, તો તમેં અત્યારે જીવતા ન રહ્યા હોત. દ્રૌપદીનો ચોટલો પકડનાર પુરુષ મારા હાથથી જીવતો જાય જ કેમ? જો યુધિષ્ઠિર આજ્ઞા કરે, તો હમણાં આ દુષ્ટોને ચાંચડની પેઠે ચોળી નાંખું." ભીમસેનને વધારે ચ્હીડવવાને દુર્યોધને પોતાની જમણી સાથળ ખુલ્લી કરીને દ્રૌપદીને તે ઉપર બેસવા કહ્યું. આથી ભીમસેન વધારે ચ્હીડાયો, અને લાલ આંખો કરીને બોલ્યો, "સભાસદો! મહાયુદ્ધમાં મારી ગદા વડે આ દુષ્ટના સાથળો ભાગી ન નાંખુ, તો મને નરકવાસ થજો." ભીમસેનનું આવું ઉગ્રરૂપ જોઈ વિદુર બોલ્યા, "હે રાજાઓ ભીમસેનના વચનથી મોટો નાશ થશે; આ કૌરવો નીચકર્મમાં પ્રવૃત્ત થયા છે, તેથી તેમનું સત્યાનાશ જશે. દ્રૌપદી ખરૂં જોતાં જીતાયેલી નથી." અર્જુન બોલ્યો, "મહાત્મા યુધિષ્ઠિર પ્રથમ અમારા ઘરના સ્વામી હતા. પણ પોતાના શરીરને હાર્યા પછી તેની કોના પર માલિકી ચાલે?" અર્જુન આમ બોલતા હતા, ત્યાં ધૃતરાષ્ટ્રને ભયંકર અપશુકનો જણાયા; ભયંકર શબ્દો સંભળાવા લાગ્યા; આથી ગાંધારી, વિદુર, ભીષ્મ, આદિના સમજાવ્યાથી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું, "હે મૂર્ખ! તું દ્રૌપદીને આ પ્રમાણે દુઃખ દે છે, માટે તારી બુદ્ધિ ફરી લાગે છે," પછી પાંડવોને શાન્તિ આપવાને દ્રૌપદી તરફ ફરીને તેણે કહ્યું, "વધુ દ્રૌપદી! તમેં ધર્માત્મા છો, મારી સઘળી વહુવારૂઓમાં તમેં શ્રેષ્ઠ છો, તેથી મારી પાસેથી તમેં વરદાન માગી લ્યો." દ્રૌપદીએ માગ્યું, "યુધિષ્ઠિર દાસપણાથી મુક્ત થાય, એટલુંજ હું માગું છું." ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને આ વરદાન આપતાં બીજું વરદાન માગવાને કહ્યું એટલે દ્રૌપદીએ માગી લીધું કે મારા ચારે પતિઓ દાસપણામાંથી સ્વતંત્ર થાય, અને પોતપોતાનાં રથ શસ્ત્રો વિગેરે પાછાં મેળવે." દ્રૌપદીની આ વાણી સાંભળી ધૃતરાષ્ટ્રે પાંચે પાંડવોને છુટા કર્યા, અને તેમનું રાજ્ય તેમને પાછું આપ્યું. ધૃતરાષ્ટ્રે વળી ત્રીજું વરદાન માગવાનું કહ્યું, પણ દ્રૌપદીએ વધારે લોભ બતાવવાની ના પાડી. દ્રૌપદીએ પાંડવોને જ્યારે છોડાવ્યા, ત્યારે કર્ણ બોલ્યો, કે "મનુષ્યજાતિમાં કોઈ સ્ત્રીએ આવું અદ્ભૂત પરાક્રમ કરેલું અમારા સાંભળવામાં નથી આવ્યું."

પાંડવો છુટા થયા પછી ભીમસેન ક્રોધથી કૌરવો તરફ જોવા લાગ્યો. પણ યુધિષ્ઠિરે તેને વાર્યો, એટલે એ શાન્ત બેસી રહ્યો. યુધિષ્ઠિરે જવાની રજા માગતાં ધૃતરાષ્ટ્રને નમન કર્યું. ધૃતરાષ્ટ્રે તેને રજા આપી, અને કહ્યું, "ભાઇ યુધિષ્ઠિર, તું આ કૌરવોના કૃત્યની ક્ષમા આપજે. તું અમેં બે વૃદ્ધો તરફ જોઈને આ બધું થયુ નથયું ગણજે. ભાઇ, તું ડાહ્યો છું. તારૂં કલ્યાણ થજો!" આમ કહી પાંડવોને વિદાય કર્યા. ધૃતરાષ્ટ્રની આજ્ઞા શિરપર ચઢાવી દ્રૌપદી સાથે પાંચે પાંડવો ઇન્દ્રપ્રસ્થ તરફ જવા નીકળ્યા.

# પ્રકરણ ૧૯ મું.

## દ્યૂતનું પુનઃ મંડાણ–પાંડવોનો પરાજય.

દ્રૌપદીના માગવાથી ધૃતરાષ્ટ્રે પાંડવોને છોડી મૂક્યા, એ વાત દુર્યોધનાદિ મંડળને રૂચી નહીં. ભર સભામાં ધૃતરાષ્ટ્રને તેમ ન કરવાને તેઓ સ્હમજાવી શકયા પણ નહોતા; વળી દ્રૌપદીના વિલાપ અને પાંડવોનાં દીન અને મ્લાન થયેલાં મુખ જોઇ સભામાં બધાને તેમના તરફ લાગણી થયેલી હોવાથી તે જ સમયે પાંડવોની સ્હામે કોઇપણ કૃત્ય થાય, તો સભા સાંખી શકે તેમ નહોતું. આ બધું જોઇને તથા વિચારીને તે સમયે તો દુર્યોધન પિતાની વૃત્તિને અનુસર્યો, પણ જ્યારે સભા વિસર્જન થઈ, અને પાંડવો ઇન્દ્રપ્રસ્થ ભણી સીધાવ્યા, ત્યારે તે ધૃતરાષ્ટ્ર પાસે આવીને કહેવા લાગ્યો; “ હે રાજન્! તમે આ શું કર્યું ? નીતિશાસ્ત્ર પણ કહે છે કે શત્રુને છંછેડવો નહીં, અને જો એકવાર ભૂલેચૂકે પણ તે છંછેડાયો, તો તેને પૂરેપૂરો મારી નાંખ્યા વિના છોડવો નહીં. હવે પાંડવો અવશ્ય અમારા ઉપર દ્વેષ રાખશે અને લાગ આવ્યે અમને મારી નાંખ્યા વિના રહેશે નહીં. તમે ભીમસેનની પ્રતિજ્ઞાઓ પણ સાંભળી છે. માટે હવે તો પાંડવોને બીજીવાર દ્યૂત રમવાને બોલાવવાની સંમતિ આપો. આ વખતે અમે વનવાસની સરત કરીશું. જે હારે તે બાર વર્ષ વનવાસ અને તેરમું વર્ષ પ્રચ્છન્ન રહે. એ પ્રમાણે સરત કરીને શકુનિ તેમને હરાવ્યા વિના રહેશે નહીં. માટે આપ અમારૂં હિત ઇચ્છતા હો, તો અમને બીજી વાર દ્યૂત રમવાની અનુમતિ આપો. પાંડવો વનવાસ રહેશે, તેટલા વખતમાં અમે અમારો પક્ષ સબળ કરી લઇશું; પછી જો તેઓ યુદ્ધ કરવા આવશે, તો અમે તેમને સ્હેલાઇથી હરાવી શકીશું.” અસ્થિર મનના અંધરાજા ધૃતરાષ્ટ્રને દુર્યોધનનાં વાકયો સાચાં લાગવા માંડયાં, ભીમસેનની પ્રતિજ્ઞા સ્મરણમાં આવી; શરીરે કંપ છૂટયો; દ્યૂતમાં હારે તે વનવાસ ભોગવે એમાં પ્રથમની માફક અધર્મ કે અન્યાય નહીં થાય, એમ એને જણાયું; આથી દુર્યોધનની ઇચ્છાને પાર પાડવા ધૃતરાષ્ટ્રે દ્યૂત રમવામાં પોતાની સંમતિ આપી, અને પાંડવોને પાછા બોલાવવા પ્રતિકામીને તેમની પાછળ ઉતાવળથી રવાના કર્યો. દ્રોણાચાર્ય વિગેરે ડાહ્યા પુરૂષોએ ધૃતરાષ્ટ્રને ઘણો સ્હમજાવ્યો, પણ વિપરીત દશાને લીધે તેને કોઇનું કહેવું યોગ્ય લાગ્યું નહીં. ગાંધારીએ પણ ધૃતરાષ્ટ્રને ઘણું સ્હમજાવ્યો, પણ ‘ જે થવાનું હશે તે થશે, એમાં મારો ઉપાય નથી ’ કહી ધૃતરાષ્ટ્ર શાન્ત રહ્યો.

હજી તો પાંડવો અર્ધમાર્ગે પણ પહોંચ્યા નહોતા, ત્યાં તેમને પાછળથી દોડતો આવતો પ્રતિકામી મળ્યો. તેણે પાસે આવીને યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રની આજ્ઞા સંભળાવી. યુધિષ્ઠિરે વિચાર કર્યો, “ જે થવાનું છે તે થયાંજ કરવાનું. વળી જે

બને છે, તે સારા માટે પણ કદાચ બનતું હોય; માટે સમય જે માર્ગે દોરે તે જ માર્ગે જવામાં લાભ થશે, " એમ વિચારી તેઓ ભાઇઓ તથા દ્રૌપદી સાથે પાછા ફર્યા. તેઓ સભામાં આવી પહોંચ્યા, ત્યાં દ્યૂતની સર્વ તૈયારી શકુનિએ કરી રાખી હતી. અને હસીને તેણે કહ્યું, " ધૃતરાષ્ટ્રે તમને રાજ્યપાટ પાછું આપી દીધું, તે તેની ઉદારતા બતાવે છે. હવે બીજી વાર તમે દ્યૂત રમી તમારી ઉદારતા બતાવો. આ વખતે દ્યૂતમાં સરત માત્ર એટલીજ છે કે જે હારે તે બાર વર્ષ વનવાસ ભોગવે, અને તેરમે વર્ષે તદ્દન ગુપ્ત રહે. જો ગુપ્તવાસમાં પકડાઈ જાય, તો બીજાં બાર વર્ષ વનવાસ અને એક વર્ષ ગુપ્તવાસ. આ સરતે આપણે દ્યૂત રમીએ. " આથી બધા સભાસદોનાં મન ઉદ્વેગ પામ્યાં, તેઓ આ રમત અટકાવવાને મોટે સાદે બોલ્યા, પણ તેમનું કાંઇ ચાલ્યું નહીં. આખરે રમત શરૂ થઈ અને શકુનિએ પહેલીવાર પાસા નાંખીને યુધિષ્ઠિરને હરાવી દીધા. પાંડવો હવે વનમાં જવાને તૈયાર થયા. તેમણે પોતાના રાજવંશી પોષાકો ત્યજી દીધા, અને મૃગચર્મ ધારણ કર્યાં. આ જોઈ દુઃશાસન પાંડવોને બાળવાના ઉદ્દેશથી બોલી ઉઠ્યો.

"હવે દુર્યોધનની આણ સર્વત્ર ફેલાઇ છે. પાંડવો કંગાલ દશામાં આવી પડયા છે; પાંડવોએ ધનના મદમાં અમારી મશ્કરી કરી હતી, તેઓ પોતેજ હવે હાસ્યપાત્ર થઇ પડયા છે. દ્રુપદ રાજાની પણ મૂર્ખાઇનો પાર નથી. શું જોઈને એણે પાંડવોને દ્રૌપદી જેવી સુકુમાર કન્યા આપી હશે? હે દ્રૌપદિ! તું આ પાંડવોને ત્યાગીને અમારામાંથી એક જણને વર. આ પુરૂષત્વ વિનાના પાંડવોને ભજવાથી તારો દિવસ સુધરવાનો નથી." દુઃશાસનનાં આવાં વચન સાંભળી ભીમસેન ભયંકર રૂપ ધરીને બોલ્યો, " હે દુષ્ટ! તું અને શકુનિ, બંને યાદ રાખજો કે જ્યારે યુદ્ધમાં હું તમારાં મર્મસ્થળો કાપતો જઈશ, ત્યારે તમને તમારાં વચનોની યાદ આપીશ. હાલ તો તમારે જેટલું માંગવું હોય, તેટલું માંગી લ્યો." ભીમસેનનો કોપ અત્યારે સ્ત્રીના કોપ જેવો નિષ્ફળ હતો, તેથી દુઃશાસન ભીમસેન તરફ જોઇને ખડખડ હસવા લાગ્યો. દુર્યોધન પણ ભીમની મશ્કરી કરવા લાગ્યો; આથી ભીમે પ્રતિજ્ઞા કરીને કહ્યું " આ દુર્યોધનનો ગદાથી નાશ કર્યા પછી તેના મસ્તકને હું પગવતે છુંદી નાંખીશ." અર્જુને પણ પ્રતિજ્ઞા કરી, કે " આ કર્ણ આદિ જે કોઈ મારા સ્હામા યુદ્ધ કરવા આવશે, તેમને માર્યા વિના હું રહેવાનો નથી. સૂર્ય નિસ્તેજ થાય, ચંદ્રમા ઉષ્ણ થઈ જાય, તો પણ મારી પ્રતિજ્ઞા હું પાળ્યા વિના રહેવાનો નથી." સહદેવ તથા નકુળે પણ પ્રતિજ્ઞાઓ લીધી.

ચારે ભાઇઓ સાથે યુધિષ્ઠિરે આવીને ધૃતરાષ્ટ્રને કહ્યું " મહારાજ! આપની તેમજ સઘળા ભાઈઓની હું રજા માગું છું. વનવાસનો સમય પૂરો થયા પછી પાછો આવી હું તમારાં દર્શન કરીશ." યુધિષ્ઠિરનો આવો વિનય જોઇને ભીષ્મ, દ્રોણ આદિ વૃદ્ધો ઝંખવાણા પડી ગયા, અને અંતઃકરણથી તેમને આશિર્વાદ આપ્યો. વિદુર બોલ્યા, "પાંડવો, કુંતી મારે ત્યાંજ

રહેશે. હું તેમની સેવા કરીશ, માટે તમે એમના સંબંધે નિશ્ચિંત રહેજો. તમારૂં વનમાં કલ્યાણ થશે." યુધિષ્ઠિરે વિદુરને પ્રણામ કર્યા, અને કહ્યું: "હે વિદુરજી! તમેં અમારા પિતા સમાન છો, માટે આપને જે સૂચના આપવી ઘટે તે આપો. અમેં તમારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર છીએ." વિદુરે કહ્યું, "યુધિષ્ઠિર, તમે મુંઝાશો નહિં. તમને કૌરવોએ અધર્મથી હરાવ્યા છે, તેથી તેમનો વિનાશકાળ પાસેજ સ્હમજજો. તમારા પાંચેમાં સંપ છે, તેવોજ રાખજો. અંતે તમારૂં શ્રેય: થશેજ. તમેં જેવા ધર્માત્મા છો, તેવા રહેજો, અને જ્યારે તમેં વનવાસથી પાછા આવશો, ત્યારે આપણે મળીશું."

વિદુરનાં વચનો માથા ઉપર ચ્હઢાવી પાંડવો ભીષ્મ દ્રોણ વિગેરેને પ્રણામ કરી સભામાંથી બહાર નીકળ્યા. દ્રૌપદી પણ તેમની પાછળ આવી. તેઓ બધાં કુંતીની આજ્ઞા લેવા ગયાં. પોતાના રાજવંશી પુત્રોને મૃગચર્મો પહેરીને વનવાસ જતા જોઇ કુંતીનું હૈયું ભરાઈ આવ્યું. દ્રૌપદી જેવી રાજકન્યાને પણ જતી જોઇ કુંતીએ પોકળે મ્હોંઢે રડી દીધું. તેણે કહ્યું, "બેટા દ્રૌપદિ, તમેં અમારે ઘેર આવીને બહુ દુઃખી થયાં! તમેં સુશીલ છો, ધર્મને સ્હમજનારાં છો, પતિવ્રતાના ધર્મો જાણો છો. છતાં પુત્રવાત્સલ્યને લીધે હું તમને નકુળ અને સહદેવની ખાસ સંભાળ રાખવાની ભલામણ કરૂં છું. એ બિચારાઓ ક્ષુધા લાગતાં શરમાળપણાને લીધે મારી પાસેથી માગતાં અચકાય એવા છે, એ વનમાં શું કરી શકશે? તમેં તો ખરેખર બંને કુળને દીપાવ્યાં!" આમ કહી કુંતી રોતાં રોતાં છૂટાં પડયાં. દ્રૌપદીનું હૈયું ભરાઈ ગયું. છૂટે ચોટલે રોતાં રોતાં દ્રૌપદી બહાર નીકળ્યાં. કુંતી વિલાપ કરતે કરતે પાંડવોને વળગી પડયાં. "દિકરાઓ, ભાગ્યના આશા ફેરફાર! અરેરે! માદ્રી અને પાંડુ રાજા ભાગ્યશાળી થયા કે એમને આવું જોવા વારો ન આવ્યો. માદ્રીની પેઠે હું ન બળી મોઇ તેનો મને હવે પસ્તાવો થાય છે. હે કૃષ્ણ! હે હ્રષીકેશ! મારા પુત્રોને આવી વિપત્તિમાં કેમ નાંખો છો? પુત્ર સહદેવ, અને નકુળ! તમેં મોટા ભાઇના કહ્યામાંજ રહેજો. તમારાથી છૂટા પડવાનું મને ગમતું નથી. હાય! હાય!!" કુંતી વિલાપ કરતાંજ રહ્યાં, અને આંસુવાળી આંખડીઓ સાથે પાંચે ભાઇઓ અને દ્રૌપદી ગામ બહાર નીકળી ગયાં.

પાંડવોને જતા જોઈ હસ્તિનાપુરની પ્રજામાં મોટો ખળભળાટ થઈ ગયો. દુર્યોધન વિગેરેનું લોકો ઉઘાડે છોગ ભૂડું બોલવા લાગ્યા. ભીષ્મ, દ્રોણ અને વિદુર પણ ખૂબ વગોવાયા. પાંડવોને જતા જોઇ હસ્તિનાપુરની પ્રજા પણ તેમની પાછળ વનમાં જવા તૈયાર થઇ. આખરે યુધિષ્ઠિરે પ્રજાના મનનું સાન્ત્વન કર્યું, અને પુરજનોને સ્હમજાવીને વિદાય કર્યા. હસ્તિનાપુરની પ્રજા આંખમાં આંસુ સાથે લાચારીએ પાછી ફરી, અને પાંડવોએ વન તરફ પ્રયાણ કર્યું!

# પ્રકરણ ૨૦ મું.

## ધૃતરાષ્ટ્રની અસ્વસ્થતા.

દ્રૈપદીનાં વસ્ત્ર હરણ, પાંડવોનું બીજી વાર હારવું, અને તેમનો વનવાસ, આ બધી વાતો દરેક સ્થળે જુદા જુદા સ્વરૂપમાં ચર્ચાવા લાગી; કોઇને પાંડવોનો અને કોઇને કૌરવોનો દોષ જણાવા લાગ્યો; ધર્મના સ્તંભ રૂપ ગણાતા ભીષ્મ, દ્રોણ, અને કૃપાચાર્ય, કૌરવ પાંડવ તરફ સમાન વૃત્તિ હોવા છતાં કૌરવોના ઋણમાં દટાયેલા હોવાથી પાંડવો તરફ થતો અન્યાય મૂંગે મ્હોંઢે સહી રહ્યા. દ્રૈપદીએ ભીષ્મ, દ્રોણ આદિ ઉપરજ વિશ્વાસ રાખીને સભાપ્રવેશ કર્યો હતો, પણ પોતાની લાજ જવા વખત આવી ત્યાં સુધી ધર્મની સુક્ષ્મ ગતિમાં ગોથાં ખાનાર ભીષ્મ કે દ્રોણ બેમાંથી કોઇ દુર્યોધનને તેના દુષ્ટ કૃત્યથી વારી શક્યું નહીં. પાપ-કર્મ આચરનાર જેમ પાપનો ભાગીદાર છે, તેમ પાપ-કર્મ થતાં જોઈ રહેનાર પણ પાપ-કર્મનો ભાગીદાર થાય છે, એ આપણાં શાસ્ત્રો પ્રતિપાદન કરે છે. આ નિયમાનુસાર ભીષ્માદિ પણ દ્રૈપદીને થયેલા અન્યાયના પાપના ભાગીદાર થયા, અને તે પાપનું પ્રાયશ્ચિત્ત એમને પ્રાણ-દાનથીજ કરવું પડયું. વિદુર લાગ આવ્યે ધૃતરાષ્ટ્રને, દુર્યોધનને અને બીજા કૌરવોને પણ સત્ય કહેવા ચૂકતા નહીં, પણ 'એ તો પાંડવો તરફનો છે' કરી એમનાં સત્ય વચનોનીયે અવગણના કરવામાં આવતી, અને ઘણી વાર તો એમનું ઉઘાડે છોગ અપમાન થતું. કૌરવ પાંડવોના હિતમાં રાજી રહેનાર વિદુર આ બધું સહી લેતા, તે એવી ધારણાથી કે કાંઇ કરતાં પણ પાંડવ કૌરવો લઢતા અને દ્વેષ વધારતા અટકે ! કૌરવોનો અન્યાય જેમ જેમ વધતો ગયો, તેમ તેમ વિદુર મનથી કૌરવોનો મટી પાંડવોનો થવા લાગ્યો, અને પોતાનું કાંઈ વળનું નથી જાણી કાળના પ્રવાહમાં જેમ ચાલે તેમ ચાલવા દેવા મનમાં નિશ્ચય કર્યો. છતાંયે જ્યારે જ્યારે એમનું અંતઃકરણ કકળી ઉઠતું, ત્યારે ત્યારે તેમના મુખમાંથી બોધદાયક ક્રોધ-ભરી વાણી નીકળતી. ધૃતરાષ્ટ્ર અસ્થિર મનનો હોવાથી, કેટલીકવાર વિદુરનાં વાક્યોમાં શ્રદ્ધા બતાવતો, પણ પુત્ર-પ્રેમ આગળ તેનાથી વિદુરની સલાહ પ્રમાણે વર્તવાનું બની શકતું નહીં. જ્યારે જ્યારે ધૃતરાષ્ટ્ર મુંઝાતો, ત્યારે તે વિદુરને પોતાની પાસે બોલાવીને તેની સલાહ લેતો, અને તે સમયે વિદુર તેને વજ્રનાં વચનો કહેવા ચૂકતો પણ નહીં.

પાંડવો વનમાં ગયા, અને પ્રજા ગમે તેમ બોલવા લાગી, એટલે ચિંતાતુર થઈ ધૃતરાષ્ટ્રે વિદુરને પોતાની પાસે બોલાવ્યા. વિદુર આવ્યા એટલે ધૃતરાષ્ટ્રે કહ્યું, " વિદુર ! પાંડવોએ જતે જતે શું કર્યું ? " વિદુરે જવાબ આપ્યો, " હે

રાજન્! જતે જતે યુધિષ્ઠિરે પોતાના મુખને ઢાંકયું; ભીમે પોતાના માંસલ બાહુઓને જોવા માંડયા; અર્જુન હાથ વતે રેતી વેરતો હતો; સહદેવે મુખ ઉપર માટી લગાડી, અને નકુળે પોતાના શરીરને ધુળથી ખરડયું; પણ હે રાજન્! દ્રૌપદીએ તો પોતાના મુખને માથાના વાળથી ઢાંકી રોતાં રોતાં પ્રયાણ કર્યું, અને ધૌમ્યમુનિ રૂદ્ર અને યમના મંત્રો બોલતા બોલતાં હાથમાં દર્ભ લઈ પાંડવોની પાછળ ચાલવા લાગ્યા." ધૃતરાષ્ટ્રે પૂછયું, "હે વિદુર! પાંડવો એવી ચેષ્ટા કરતા ગયા, તેનો અર્થ શો?" વિદુરે કહ્યું." હે રાજન્ સાંભળો. ધર્મરાજા જેના ઉપર ક્રોધ કરે તે બળીને ભસ્મ થઇ જાય, માટે રખેને કોઇના ઉપર પોતાની દૃષ્ટિ પડે, એમ વિચારી યુધિષ્ઠિરે પોતાનું મુખ ઢાંકયું. ભીમસેને એમ સૂચવ્યું, કે વિશાળ ભુજાઓ શત્રુઓના સંહારમાં ઠીક કામ લાગશે. રેતીના કણની માફક સતત બાણનો વરસાદ શત્રુના દળમાં પડશે, એમ સૂચવવા અર્જુન રેતી વેરતો હતો; અને પોતે ન ઓળખાઇ જાય, એટલા માટે સહદેવે મુખ ઉપર માટી ચોપડી; પોતાના રૂપથી સ્ત્રીઓ મોહ ન પામે, એટલા માટે નકુળે શરીરે ધૂળ ચોળી; વૈધવ્ય પ્રાપ્ત કર્યા પછી કૌરવ-સ્ત્રીઓના કેશ ઉતરે ત્યારેજ પોતાનો કેશ કલાપ બાંધવો એમ બતાવવા દ્રૌપદીએ પોતાના વાળ છૂટા લટકતા રાખ્યા હતા. પાંડવોના હાથથી કૌરવોનો સંહાર થયા પછી તેમને સ્મશાન લઇ જતાં રૂદ્ર અને યમના મંત્રો બોલવા પડશે એમ ધૌમ્ય મુનિએ સૂચવ્યું હતું. હે રાજન્, આ બધાનું પરિણામ સારૂં નહીં આવે. હસ્તિનાપુરની પ્રજા બધીયે પાંડવોના હિતમાં રાજી છે. પાંડવો ગયા, ત્યારે ઘણાં અપશુકનો જોવામાં આવ્યાં. વાદળાં વિના આકાશમાં વિજળીઓ દેખાવા લાગી; પૃથ્વીના પડમાં ઘડઘડાટ સાંભળવામાં આવ્યો; અમાવાસ્યા નહી હોવા છતાં સૂર્યગ્રહણ જણાયું હતું. દેવ મંદિરો ઉપર કાગડા બોલતા જણાતા હતા. શહેરની ડાબી બાજુએ ભયંકર ઉલ્કાપાત થયો હતો. માટે મહારાજ, તમેં વેળાસર ચેતો તો ઠીક! નહીં તો આમાંથી મહા ભયંકર પરિણામ આવશે." આમ બે ભાઇઓ વાતો કરતા હતા, તે વખતે કેટલાક મહર્ષિઓ સહિત નારદજી ત્યાં આવી ચઢયા. તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું, "આજથી ચૌદમે વર્ષે દુર્યોધનના દુષ્ટ કૃત્યથી ભીમ તથા અર્જુનને હાથે કૌરવોને સંહાર થઇ જશે." આટલું બોલી નારદજી વાયુ વેગે અંતર્ધાન થઇ ગયા. નારદજીનાં વચનથી કૌરવો ભયભીત થયા, પણ દ્રોણાચાર્ય જેવા સમર્થ યોદ્ધા આગળ પાંડવોનું શું ચાલવાનું છે, એ વિચારથી સંતોષ પામ્યા.

પ્રતાપી પાંડવો આખરે પોતાનું વેર લીધા વિના રહેનાર નથી, એ વિચારથી ધૃતરાષ્ટ્ર ભયભીત થયો. તેને વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા; તેની વિચાર-શક્તિ બ્હેર મારી જતી લાગી. એક પાસ પુત્ર-પ્રેમ, અને બીજી પાસ કુળ સંહાર, આ બે વસ્તુઓની વચ્ચે શું નિશ્ચય કરવો, તે તેને સૂઝયું નહીં. જેની તેની સલાહ લેતો, પણ કાંઇ નિર્ણય થઇ શકતો નહોતો. તેને એમજ

લાગતું કે બધાયે પાંડવોના હિતૈષી છે, માટે જ કોઇ કૌરવોના તરફ સલાહ આપતું નથી. તે એટલું યે ન જોઈ શક્યો, કે બધા કહે છે, ત્યારે તેમાં કાંઇ સત્ય હશે. દુર્યોધનને સ્હમજાવવા જેટલી તેનામાં હિમ્મત નહોતી. સાચું શું છે, તે જાણ્યા પછી પુત્ર-પ્રેમને લીધે આચ-રણ કરવાની તેને ઇચ્છા નહોતી થતી. આમ તેનું ચિત્ત ડોલાયમાન થવા લાગ્યું. વિદુરની સલાહમાં સત્ય હતું, પણ મીઠાશ નહોતી, એટલે વિદુરનાં વચનો ધૃતરાષ્ટ્ર ઉપર અવળીજ અસર કરતાં; ધૃતરાષ્ટ્રનો સ્વભાવ સમજી જઈ ભીષ્મ, દ્રોણ વિગેરેએ એને કહેવું મૂકી દીધું હતું, અને કાળના પ્રેર્યા પ્રેરાયે જતા હતા, તેઓ કૌરવોનો વિનાશ પ્રત્યક્ષ જોતા હતા. એટલે ભાવિને અટકાવવાનો મિથ્યા પ્રયત્ન કરવો તેમણે છોડી દીધો હતો.

એક સમયે ધૃતરાષ્ટ્રે વિદુરને બોલાવી તેની સલાહ લીધી. વિદુરે તો પોતાના સ્વભાવ પ્રમાણે જે કહેવું જોઇએ તે કહ્યું. આથી ધૃતરાષ્ટ્રે ચીઢાઇ તેનું અપમાન કર્યું તેથી વિદુર રથમાં બેસી જ્યાં પાંડવો ગયા હતા, તે વનમાં જવા નીકળ્યા. ધૃતરાષ્ટ્રને પણ વિદુરના જવાથી શાન્તિ વળી.

# પ્રકરણ ૨૧ મું.

## વનવાસ-સ્નેહીઓનો મેળાપ.

પાંડવો વનમાં વિદાય થયા, ત્યારે તેમની પુંઠે નગરજનો બ્રાહ્મણો, અને ઋષિઓ ઠેઠ વનમાં ગયા. યુધિષ્ઠિરે તેમના ઉદ્વિગ્ન મનને શાન્ત કર્યું, અને કહ્યું, "હે નગરજનો, બ્રાહ્મણો, તમેં આમ અમારી પુંઠે આવશો, તે યોગ્ય નથી થતુ. તમારે હવે તો ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, અને વિદુરની સલાહમાં રહેવું જોઇએ. વળી વનમાં તમેં બધા અન્ન જળથી દુઃખી થાઓ, તેનું પાપ પણ મારેજ વેઠવું પડશે; માટે જો તમેં અમારૂં શ્રેયઃ ઇચ્છતા હો, તો અવશ્ય પાછા ફરો. વનવાસને લીધે અમેં તમારો યથેચ્છ સત્કાર ન કરી શકીએ, એટલે અમેં ધર્મ-ભ્રષ્ટ થઇશું. અમને ધર્મ-ભ્રષ્ટ થતા અટકાવવાને પણ તમારે પાછા જવુંજ ઘટે." યુધિષ્ઠિર આટલું બોલી ગળગળા થઇ ગયા. એક ટકે લાખો બ્રાહ્મણોને જમાડનાર યુધિષ્ઠિર આજે બ્રાહ્મણો અને નગરજનોને કેવળ અન્ન-જળને જ નિમિત્તે પાછા વિદાય કરે, એ કાળની કેવી વિપરીત ગતિ! નગરજનોએ અને બ્રાહ્મણોએ યુધિષ્ઠિરના કહેવામાં કાંઇ સત્ય જોયું, અને તેઓ આંખમાં આંસુ સાથે પાંડવોથી છૂટા પડી નગર તરફ સીધાવ્યા. પણ કેટલાક બ્રાહ્મણો અને ઋષિઓ તો યુધિષ્ઠિરથી છૂટા પડવા ખુશી નહોતા, તેઓ પાંડવોની

સાથેજ રહીને અટન કરવા લાગ્યા. પાંડવોને આ ઋષિ બ્રાહ્મણોની સાથે વાર્તા વિનોદથી વનવાસમાં આનંદ પડવા લાગ્યો, અને વનવાસના કઠિન દિવસો તેમના સત્સંગથી ત્વરાથી ચાલ્યા જતા હોય, એમ લાગવા માંડ્યું.

વનવાસના પહેલા દિવસે પાંડવો જાન્હવીના તટ ઉપર આવેલા પ્રમાણુ નામના વિસ્તીર્ણ વડવૃક્ષ પાસે વિસામો લેવા થોભ્યા. સંધ્યાનો સમય વીતી ગયો હતો, તેથી બ્રાહ્મણો આદિએ સાયં સંધ્યા કરી લીધી, અને પાંડવોએ મૃગ, પશુ, અને ફળોથી તે બધાનો સત્કાર કર્યો. બધા નિવૃત્ત થયા પછી, યુધિષ્ઠિરે શૌનક મુનિને બધા બ્રાહ્મણોને કેમ સંતોષવા, એ વિષે પોતાની ચિંતા જણાવી. તેમણે કહ્યું, "હે મુનિ, ગૃહસ્થ ધર્મ ખરેખર ઘણો કઠિન છે. ગૃહસ્થને પોતાના આશરામાં આવેલા સર્વનું ગમે તે પ્રકારે પૂરું કરવું પડે છે, આને લીધેજ ગૃહસ્થાશ્રમમાં માણસને જેટલો સ્વાર્થત્યાગ કરવો પડે છે, એવો બીજા એકે આશ્રમમાં નથી કરવો પડતો. પીડાતાને શયન આપવું, થાકેલાને વિસામો આપવો, ભૂખ્યાં તરસ્યાંને અન્ન–જળ દેવું, એ ગૃહસ્થોનો સાધારણ ધર્મ. જો આટલો ધર્મ ખરોખર ન સચવાય, તો ગૃહસ્થાઇને ધિક્કાર છે!" યુધિષ્ઠિર આથી આગળ બોલી શક્યા નહીં. શૌનક મુનિ યુધિષ્ઠિરના મનની સ્થિતિ કલ્પી ગયા. તેમણે યુધિષ્ઠિરને ધીરજ આપતાં કહ્યું, "હે રાજન્, તમેં કહો છો, તે ખરું છે; પણ આ વિષે તમેં ચિંતા ન કરશો. ઇચ્છિત વસ્તુ ન મળે, અને ન ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ થાય, એનો શોક–હર્ષ પંડિતો નથી કરતા. ધનનો વિનાશ, વિષમ વિપત્તિઓ, રોગ, ચિંતા આદિ તમારા જેવા પંડિતને સતામણી ન કરી શકે. આવી પડ્યા દુઃખનું ચિંતવન ન કરવું, એજ દુઃખને ટાળવાનો ઉપાય છે. જે કાળે જે બની શકે તે કરવું, એ સામાન્ય ધર્મ ન ચૂકવો, અને અસાધ્ય વસ્તુને સાધ્ય કરવા શુદ્ધ બુદ્ધિથી પ્રયત્ન કરવો; એમાંજ મનુષ્યના કર્તવ્યની સમાપ્તિ છે. માટે હે યુધિષ્ઠિર, તમેં ચિંતાને લેશપણ સ્થાન ન આપશો." બીજાં ઘણાં ધૈર્યનાં વચનો કહી શૌનક મુનિ વિદાય થયા અને રાત્રીનો શેષ ભાગ નિદ્રામાં ગાળ્યો.

બીજે દિવસે ધૌમ્ય મુનિના સૂચનથી યુધિષ્ઠિરે સૂર્યનારાયણની આરાધના કરવાનો મંત્ર તે મુનિ પાસેથી મેળવ્યો, અને કેડસમાણા જળમાં ઉભા રહી સૂર્યના મંત્રનો જપ કર્યો. યુધિષ્ઠિરની નિખાલસ ભક્તિથી સૂર્યનારાયણ પ્રસન્ન થયા, અને પ્રત્યક્ષ થઇ યુધિષ્ઠિરને બાર વર્ષ સુધી જોઇએ તેટલું અન્ન પૂરું પાડવાનું વચન આપ્યું. તેમણે એક પાત્ર આપ્યું, અને કહ્યું, "હે રાજન્, જે પ્રકારનું પક્વ અન્ન આ પાત્રમાં મૂકશો, તેજ જાતનું અન્ન આમાંથી ખુટશે નહીં, અને સૌને જમાડી દ્રૌપદી ભોજન લેશે ત્યાં સૂધી અન્ન પાત્રમાંથી ઘટશે નહીં." સૂર્યનારાયણે આટલું કહી, એક અક્ષય પાત્ર યુધિષ્ઠિરને આપ્યું. યુધિષ્ઠિરે જળમાંથી બહાર આ ધૌમ્ય મુનિને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. બધાના દેખતાં દ્રૌપદીએ તેનો પ્રત્ય અનુભવ કરી જોયો, અને બધા બ્રાહ્મણો

જમ્યા પછી જ્યારે દ્રૌપદીએ ભોજન લીધું, ત્યારેજ તેમાંથી અન્ન ખુટયું. બધા આ જોઈને ઘણા રાજી થયા. ત્યાર પછી પાંડવો બ્રાહ્મણો સહીત કુરૂક્ષેત્રની પાસે કામ્યક વનમાં આવીને રહેવા લાગ્યા.

ધૃતરાષ્ટ્રનાં વચનથી દુભાએલા વિદુરજી પાંડવોને આંહી મળ્યા. વિદુરને આવતા જોઇ પાંડવો હર્ષઘેલા થઇ આંખમાં આંસુ સાથે તેમને મળ્યા, અને સન્માન આપી તેમને પોતાની પાસે બેસાડયા. વિદુરે હસ્તિનાપુરમાં બનેલી બધી વાત પાંડવોને કહી, અને યુધિષ્ઠિરને કહ્યું, "હે રાજન, મેં તમને જે કહ્યું છે, તે વિસારશો નહીં. શત્રુઓ તીવ્ર દુઃખ દે તો તે મુંગે મોંઢે સાંખજો. અને તમારો સમય હાલ વિપરીત છે, તેથી અનુકૂળ સમય આવતા સુધી શાન્તિ રાખજો. તમેં તમારૂં બળ વધારો, અને આમ કર્યાથીજ તમેં કૌરવોને જીતી શકશો. અને તેટલા સહાયકારો મેળવો, એ તમારા કલ્યાણનો ઉત્તમ રસ્તો છે. તમેં સત્ય માર્ગે છો, તેથી તમારૂં અવશ્ય ભલું જ થશે!" યુધિષ્ઠિરે માથું નીચું નમાવી, વિદુરે જે કહ્યું તે બધું સાંભળી લીધું.

હસ્તિનાપુરમાંથી વિદુરના જવાથી ધૃતરાષ્ટ્રને પરિતાપ થવા લાગ્યો. તેણે વિદુરને પાછો લાવવાને સંજયને મોકલ્યો. ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈ સંજય કામ્યક વનમાં આવ્યો, અને વિદુરને મળી તેને કહ્યું, "હે વિદુર, ધૃતરાષ્ટ્ર રાજા તમને હરઘડી સંભારે છે. તમે ત્યાં ચાલો, નહીં તો એ પ્રાણ ત્યાગ કરશે." સંજયનાં વચનો સાંભળી ધૃતરાષ્ટ્રને મળવાને અધીરા બનેલા વિદુર પાંડવોની રજા લઇ ત્યાંથી તે વિદાય થયા, અને હસ્તિનાપુરમાં આવી ધૃતરાષ્ટ્રને મળ્યા. વિદુરનું દિલ દુભવ્યા માટે ધૃતરાષ્ટ્રે ઘણો પસ્તાવો કર્યો. વિદુરે ધૃતરાષ્ટ્રના મનનું સમાધાન કર્યું.

રાજ્યભ્રષ્ટ થઈ પાંડવોને કામ્યક વનમાં આવેલા સાંભળી, યાદવો, દ્રુપદ રાજાના પુત્રો, શિશુપાળનો પુત્ર ધૃષ્ટકેતુ, અને શ્રીકૃષ્ણ તેમને મળવાને વનમાં આવ્યા. બધાં સગાં સંબંધીઓએ કૌરવોને ઘણા ધીક્કાર્યા; અને પાંડવોની આવી દુર્દશા જોઈ બધાની આંખમાં પાણી આવ્યાં. બધા પાંડવોની આસપાસ વળીને બેઠા, એટલે શ્રીકૃષ્ણે કહ્યું, "હે યુધિષ્ઠિર, આપણે આજે પૃથ્વીને દુર્યોધન કર્ણ, શકુનિ, અને દુઃશાસનને મારીને તેમના લોહીથી તૃપ્ત કરવી છે, માટે ચાલો, આજે ને આજે એ લોકોનો સંહાર કરી તમને પુનઃરાજ્યાભિષેક કરીએ." શ્રીકૃષ્ણને આમ ઉશ્કેરાઇ ગયેલા જોઇ, પ્રસંગ અનુકૂળ છે જાણી દ્રૌપદીએ પોતાના ભાઈ ધૃષ્ટદ્યુમ્ન અને શ્રીકૃષ્ણની પાસે પોતાના અંતરની વરાળ કાઢી: "તમેં બધા બળીઆ કહેવાઓ છો, શરણાગતનું રક્ષણ કરનારા છો, છતાં મારા જેવી અનાથ સ્ત્રીનું રજસ્વલાની સ્થિતિમાં આવું બેશરમ રીતે અપમાન થાય, મારાં વસ્ત્ર ખેંચાય, મારા કેશ ખેંચાય, મને ગડદાપાટુના પ્રહાર થાય, એ તે તમારા બળ, શૌર્ય, ક્ષત્રિયપણાને અને સ્ત્રી-સન્માન-વૃત્તિને ધિક્કાર છે! જગતને જીતનારા પાંડવો પતિ હોવા છતાં તેમની સ્ત્રી અનાથ હોય એમ રક્ષણને માટે ચારે પાસ ફાંફાં મારે, એ પાંડવો કેમ સહી શક્યા! સમસ્ત બ્રહ્માંડ-

ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયના કારણભૂત ગણાતા શ્રીકૃષ્ણની હું સખી હોવા છતાં મારા તરફ બેશરમ વર્તન ચલાવાય, એ શ્રીકૃષ્ણે અત્યાર સુધી કેમ સહ્યું! અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો અયોનિજ મારો ભાઈ, તેં બેનની અવદશા થતી મુંગે મોંઢે કેમ જોઈ! ભીમના બળને ધિક્કાર છે! અર્જુનના ગાંડીવને પણ ધિક્કાર છે! મારા જેવીનું ક્ષુદ્ર મનુષ્યોએ અપમાન કર્યું, તે બે જણા મુંગે મોંઢે જોઇ રહ્યા. ગમે તેવો નિર્બળ પતિ હોય, છતાં ભાર્યાનું રક્ષણ કરવું, એ સનાતન ધર્મ છે, અને સારા માણસો હંમેશાં તે ધર્મનું પાલન કરે છે. ભાર્યાનું રક્ષણ કર્યાથીજ પ્રજાનું રક્ષણ થાય છે, અને પોતાની પ્રજાનું રક્ષણ એજ આત્માના રક્ષણ બરોબર છે. પોતાનોજ આત્મા પોતાની સ્ત્રીનામાં વીર્યદ્વારા પ્રવેશ કરે છે, માટે તો તે 'જાયા' કહેવાય છે. પતિએ સ્ત્રીનું અવશ્ય રક્ષણ કરવુંજ ઘટે. અધર્મથી રાજ્ય હરાઇ ગયું, બધાયે બંદીવાન બની ગયા, અને સભામાં મને ઘસડી આણીને રજસ્વલા હોવા છતાં મારાં વસ્ત્ર ખેંચાયાં. મારૂં કાળજું કાપી નાંખે તેવો આ બનાવ હું કદાપિ વિસરનાર નથી. ભીમ અને અર્જુન જેવા બળીઆ છતાં દુર્યોધન, દુઃશાસન વિગેરે એક ક્ષણ પણ હજુ જીવતા છે, જાણી મને એ બેના ઉપર ધિક્કાર છૂટે છે." આટલું કહી દ્રૌપદીએ પોતાના ખોળામાં માથું નમાવી દઈ ધ્રુસકે ધ્રુસકે રોવા માંડયું. પોતાની આવી અપમાનિત દશા સાંભરી આવતાં એના દિલમાં કંપ થયો, અને તે કંપ બધાયે પ્રત્યક્ષ દેખ્યો. પાંડવો ઉશ્કેરાઇ નીચું જોઈ રહ્યા; ધૃષ્ટદ્યુમ્ન, શ્રીકૃષ્ણ, અને ધૃષ્ટકેતુ આદિની આંખમાં ખુન્નસની રતાશ વ્યાપી ગઇ. આખરે ધૃષ્ટદ્યુમ્ને દ્રૌપદીનું સાન્ત્વન કરતાં કહ્યું, "બેન, તું શાન્ત થાઃ બનવા કાળે બની ગયું, હવે નકામો શોચ ન કર. તને અપમાન કરવામાં આવ્યું છે, તે અમો કોઇ સાંખી રહેવાના નથી, પણ માત્ર અમેં સમયની રાહ જોઇએ છીએ. હું દ્રોણને, શિખંડી ભીષ્મને, અર્જુન કર્ણને અને ભીમસેન દુર્યોધનને જરૂર મારશે. માટે તું શાન્ત થા." અર્જુને દ્રૌપદીને કહ્યું, "હે સુંદરિ! તમેં શોક ન કરો. મારાં બાણોથી કૌરવોનાં રૂધિર હું અવશ્ય ભૂમિ ઉપર વહેવડાવીશ." શ્રીકૃષ્ણે કહ્યું, "દ્રૌપદિ! તમારો જેમના ઉપર ક્રોધ છે, તે અવશ્ય અર્જુનનાં બાણથી કપાશે. હું નક્કી પાંડવેનુંજ હિત કરીશ. ભલભલા ઇંદ્રાદિ દેવો પણ અમને જીતવા સમર્થ નથી; તો કૌરવો તે કોણ માત્ર! જો હું દ્વારિકામાં હાજર હોત, તો બોલાવ્યા વિના પણ જુગારની સભામાં આવીને જુગાર અટકાવત. પણ હું તે સમયે શિશુપાલના મિત્ર અમારા મોટા શત્રુ શાલ્વની સાથે યુદ્ધમાં રોકાયો હતો. શાલ્વને મારી પાછા ફર્યા પછી મેં તમારો વૃત્તાંત સાંભળ્યો, એટલે આરામ લીધા વિના એક શ્વાસે તમારા તરફ હું દોડતો આવ્યો છું. હવે તો તુરતમાં શું થઈ શકે! વખત આવ્યે સહુ સારૂંજ થશે." શ્રીકૃષ્ણે આમ કહી દ્રૌપદીના મનનું સાન્ત્વન કર્યું. પાંડવોએ તેમનું યોગ્ય પૂજન કર્યું. તેઓ

બધા થોડા દિવસ પાંડવો પાસે રહ્યા. પછી શ્રીકૃષ્ણ સુભદ્રા તથા અભિમન્યુને લઇને દ્વારિકાંમાં સિધાવ્યા, અને ધૃષ્ટદ્યુમ્ન પોતાના ભાણેજોને લઇને પાંચાલ દેશમાં ગયો. બીજા બધા પણ યુધિષ્ઠિરની આજ્ઞા માગીને પોતપોતાને દેશ ગયા. સ્નેહી સંબંધીઓનો મેળાપ થયાથી પાંડવો અને દ્રૌપદીનાં મન હળવાં થયાં, અને પોતાના બાકીના દિવસો ઉદ્વિગ્ન ચિત્તે વીતાડવા લાગ્યાં.

# પ્રકરણ ૨૨ મું.

## કૌરવો સ્હામે યુદ્ધ કેમ ન કરવું ?

શ્રીકૃષ્ણ આદિ સગાં સ્નેહીઓ પાંડવોને મળીને વિદાય થયાં, ત્યારપછી પાંડવોએ કામ્યક વન છોડીને દ્વૈતવનમાં પ્રવેશ કર્યો. બાર વર્ષ વનમાં ગાળવાનાં હોવાથી ફળ ફુલ અને જળથી ભરપુર પ્રદેશ શોધી કાઢી ત્યાંજ રહેવાની પાંડવોની ઇચ્છા હતી, અને દ્વૈતવન એમની ઇચ્છા પ્રમાણેજ હતું, એટલે બાર વર્ષ ત્યાંજ ગાળવાનો એમણે નિશ્ચય કર્યો. આ વનમાં અનેક પ્રકારનાં ફળનાં ઝાડો ઊગ્યાં હતાં. કેટલેક સ્થળે વન એવું તો ઘીચ હતું કે ભર બપોરે પણ સૂર્યનારાયણનાં કીરણો પ્રવેશ કરી શકતાં નહોતાં. મૃગની જુદી જુદી જાતો નજરે પડતી હતી. ભયંકર પ્રાણીઓની વસ્તી પણ આંહી પુષ્કળ હતી. પાંડવો અને તેમની સાથેના બ્રાહ્મણોએ વનમાં જે સ્થળે વાસો કર્યો, તે સ્થળમાં વેદોચ્ચારના ઘોષ થવાથી, અને યજ્ઞોથી જાણે બ્રહ્માનો વાસ ન હોય, એમ લાગવા માંડયું. તેમના વાસસ્થાનની આસપાસથી હિંસક પશુઓ ન્હાસી વનમાં આઘે જઈ ભરાયાં, ઋષિઓ અને બ્રાહ્મણોએ ત્યાં પોતાના આશ્રમો બાંધ્યા, પાંડવો પણ પોત પોતાના આશ્રમ બાંધી ત્યાં રહેવા લાગ્યા.

એક દિવસ યુધિષ્ઠિર અને દ્રૌપદી વાતો કરતાં બેઠાં હતાં, અને ભીમસેન મુંગે મ્હોંઢે આ બંનેની વાતો સાંભળતો બેઠો હતો. અર્જુન નકુલ અને સહદેવ સાથે મૃગયા રમવા અને ફળફુલ શોધવા નીકળી પડયા હતા; ત્યાં દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહ્યું, “હે રાજન્, આપણા વનવાસને સમયે દુર્યોધન, દુઃશાસન, કર્ણ, અને શકુનિ, એ ચારે હસતા ઊભા હતા. આ લોકોના પેટમાં આપણે માટે કેવી ઇર્ષ્યા છે! તમારાં પહેલાંનું સુખ, અને હાલનાં દુઃખને સંભારવાથી મારી છાતી ભરાઇ જાય છે. તમારા જેવાને મારા જેવી સ્ત્રી બીજું શું કહી શકે? અને કદાપિ કહું, તો તે તમને તો હાસ્યજનક થઈ પડે. તોપણ મારે એટલું તો કહેવું જોઇએ કે તમારા હાથમાંથી આખી પૃથ્વીનું રાજ્ય સરી પડયું છે, અને તે

થયે તે પારકાના અન્યાયથી. મૂર્ખ માણસો હોય, તે જ પરાભવ સાંખી શકે; શઠની સાથે શઠ થયા વિના ન પાલવે. તમે ગમે તેટલા ગુણવાળા હશો, તોપણ તમે વિપત્તિમાં આવવાથી તમારો પક્ષ દિવસે દિવસે ઓગળતો જશે. તમારા જેવા ગુણથી ભરેલા અને કુલાભિમાની નરેન્દ્ર બીજા કોઇ નહીં હોય, કે જેણે પોતાનેજ હાથે પોતાની ભાર્યા અને રાજ્યલક્ષ્મીને લુંટાવી દીધી હોય! પારકાઓ તમારૂં અપમાન કરે, એ તમે કેમ સાંખી શકો છો? તમને કૌરવો ઉપર ક્રોધ કેમ નથી સ્હડતો! ક્ષત્રિયમાં ક્રોધનો ગુણ અવશ્ય જોઇએ. જે ક્ષત્રિય પોતાના પ્રતિપક્ષીને પોતાનું સામર્થ્ય ન બતાવે, તેનો પ્રતાપ કોઇ સ્વીકારતું નથી. કૌરવો પ્રતિ તમારી ક્ષમા–વૃત્તિ જોઈ મારૂં દિલ ઉકળી આવે છે. ક્ષમાનો ગુણ પાળવામાં જો વિવેક ન રખાય, તો નોકર વર્ગ, અને ઘરનો સ્ત્રી વર્ગ પણ અપમાન કરે છે. અજાણતાં અપરાધ કરનારના ઉપર ક્ષમા ઘટે, પણ કૌરવો આપણી સાથે દ્વેષ ભાવથી વર્તે છે, તેમના ઉપર ક્ષમા કેવી! તમે એક વખત વૈભવ અને રાજ્યલક્ષ્મીમાં જીવન ગાળતા હતા, તેને હવે આવા કઠિન દિવસો ગાળવા પડે છે, એની તમને દયા નથી આવતી? આ વૃકોદર આખો દિવસ જેના શરીર ઉપર ચંદનના લેપ રહેતા હતા તેનું શરીર અત્યારે ધૂળથી ખરડાયેલું રહે છે, તેથી તમારૂં દિલ દુભાતું નથી? આખી દુનિયાને ધ્રુજાવનાર આ ધનંજય અત્યારે કેવળ વલ્કલ પહેરી વનમાં રખડે છે, તેથી યે તમારા દિલમાં ક્રોધ ઉદ્દભવતો નથી? સુંદર કેશથી શોભતા કાન્તિવાળા આ બે તમારા ભાઇઓને જોતાં તમે ધીરજ કેમ ધરી શકો છો, તેજ હું સ્હમજી શકતી નથી. તોછડો પવન પણ મને ન અડકે એવી મારી સંભાળ લેવાતી, તેને અત્યારે વન વન રખડવું પડે છે, એ તમારૂં દિલ કેમ સહી શકે છે?" દ્રૌપદી આટલું બોલી ગળગળાં થઈ ગયાં; યુધિષ્ઠિરના મનમાં પણ દ્રૌપદીનાં આવાં વચનથી ઘણી અસર થઇ. પોતાની ભૂલથી આ બધાં દુ:ખી થાય છે એમ જાણી યુધિષ્ઠિરને આંસુ આવ્યાં. તેમણે કહ્યું, "હે પ્રિયે! તારૂં કહેવું યોગ્ય નથી. ક્રોધ ઘણી ખરાબ વસ્તુ છે. એનાથી માણસની જેટલી અધોગતિ થાય છે, એટલી બીજા કશાથી થતી નથી. ક્રોધથી માણસ સારાસારનો વિવેક ભૂલે છે; ન કરવાનું કરી બેસે છે અને આમ તેની બુદ્ધિનો નાશ થાય છે. બુદ્ધિ નાશ થવાથી તેનું પૌરૂષ અને સામર્થ્ય પણ નાશ પામે છે. અવિવેક ઘણો વધી જાય છે. ક્રોધથી ઘોર પાપ કરવાની વૃત્તિ પણ થઇ જાય છે. આમ ક્રોધથી શરીર, મન અને આત્મા ત્રણેની અધોગતિ થાય છે. સહન કરવાથી સ્હામાને જેટલો વ્હેલો સ્હાત કરી શકાય છે, તેટલો સ્હામા ઉપર ઘા કરવાથી તેને વશ કરી શકાતો નથી. ક્રોધથી પ્રતિભા ટકે છે, એવું માનવું એ મૂર્ખાઇ છે." યુધિષ્ઠિરનો ઉત્તર સાંભળી દ્રૌપદી જરા કચવાયાં પણ પછીથી બોલ્યાં; "હે રાજન્, તમે ગમે તેમ કહો, પણ જો તમે

આમ નિરૂદ્યમી થઈને પડયા રહેશો, તો તમારી કશી પણ ઉન્નતિ થવાની નથી. દૈવ ઉપર આધાર રાખી પુરૂષાર્થ ન કરનાર મનુષ્ય એકાએક ભયમાં આવી પડે છે. પુરૂષાર્થ વિના સિદ્ધિ મળવી અશક્ય છે. પુરૂષાર્થ આદર્યા વિના તે ફળે છે કે નહીં, તેનો તર્ક કરવો એ નકામું છે. તમે ભીમ, અર્જુન, અને માદ્રીના બે પુત્રોને ત્યજી દો એવા છો, પણ ધર્મને તમે ત્યજતા નથી, તો તમને દ્યૂત રમવાની બુદ્ધિ કેમ સૂઝી ? જુગારમાં રાજ્ય, લક્ષ્મી, તમારા ભાઈઓ, અને છેવટે મારા જેવીને પે ત્યજી દેતાં તમારી ધર્મબુદ્ધિ ક્યાં ગઈ હતી !" યુધિષ્ઠિરે દ્રૌપદીને કહ્યું, "હે દ્રૌપદિ ! હું ધર્મ પાળું છું તે ધર્મ–ફળને માટે નહીં. દ્યૂતનું કહેણ આવ્યું તે મારે પાળવુંજ જોઇએ, એ મારો ધર્મ હતો. એનું ફળ શું આવશે, તે મારે જોવાનું નહોતું. ફળનીજ ઇચ્છાથી જે ધર્મ–પાલન કરે છે, તેને ધર્મ ઉપર વિશ્વાસ રહી શકતો નથી. તમે ધર્મ ઉપર શંકા ન લાવશો. ધર્મ ઉપર શંકા રાખવાથી તમે હાથે કરીને અધોગતિ વહોરી લેશો. મહાન્ ઋષિ જનો યોગ-ધર્મમાં વ્યાપૃત રહેવાથીજ દીર્ઘ આયુષ્યવાળા થયા હતા; યોગ–ધર્મથીજ તેમને શાપાનુગ્રહ શક્તિ કેળવી હતી. માટે હે યાજ્ઞસેનિ ! ધર્મ ઉપર શ્રદ્ધા રાખો. બધું આપોઆપ ઠેકાણે આવશે."

દ્રૌપદી યુધિષ્ઠિરનાં વચનોથી જરા ઉશ્કેરાયાં, અને બોલ્યાં, "હે આર્ય પુત્ર ! ધર્મ ધર્મ કરીને બેસી રહેવાથી કાંઇ વળવાનું નથી. કર્મ તો કરવુંજ પડે. સ્થાવર વસ્તુઓની પેઠે મનુષ્યોને દૈવ ઉપર આધાર રાખી બેસી રહે ન પાલવે. કર્મનાં ફળ લોકો પ્રત્યક્ષ ભોગવે છે. જો પ્રજા કર્મ વિનાની થઇ પડે, તો તેનો સત્વર નાશ થાયજ; તેની વૃદ્ધિ પણ ન થાય." દ્રૌપદી જ્યાં પૂરૂં બોલી રહ્યાં નહોતાં, ત્યાં તો ભીમસેન દ્રૌપદીનો પક્ષ લઇ યુધિષ્ઠિરને કહેવા લાગ્યો:–

"દ્રૌપદીનું કહેવું તદ્દન ખરૂં છે. આમ હાથ જોડીને અવદશામાં બેસી રહેવા કરતાં તો રાજ્યની પુનઃ પ્રાપ્તિ થાય, તેવો ઉપાય યોજો. કપટથી દુર્યોધન આપણને જીતી ગયો છે, તેથીજ તેને મારવો જોઇએ. જો એણે ધર્મથી, ન્યાયથી, અને યુદ્ધથી આપણને જીત્યા હોત, તો તમે કહોછો તેમજ વર્તવું ઠીક હતું. ધર્મ ધર્મ કરી બેસી રહેવાથી કાંઇ રાજ્ય પાછાં સાંપડયાં સાંભળ્યાં નથી. કર્મ એજ ધર્મ સ્હમજી કાર્ય કરવાથી કર્મનાં ફળ મળે છે. આટલા દિવસ સુધી અમે તમારૂં કહ્યું કરતા આવ્યા છીએ, પણ શત્રુઓ તેથી એમ સમજે છે કે આપણે નિર્બળ અને અશક્ત છીએ. તમારૂં વચન રાખવા માટેજ અમે કૌરવોને તે સમયે સભામાં માર્યા નહોતા. શત્રુઓ રાજી થાય, અને ભીમસેન જોયાં કરે, તેના કરતાં ભીમસેન શત્રુ સાથે લઢતાં મરી જાય, એ એને વધારે પ્રસન્ન છે. જે કાર્ય કર્યાથી પોતાનું શરીર, મન, અને પોતાનાં સંબંધીઓ દુઃખી થાય તેને હું ધર્મ માનતો નથી. ધર્મ તો સુખ મેળવવાને વાસ્તે સરજાયો છે, ધર્મથી સુખ નહીં, પણ સુ-

ખથી ધર્મ એમ હું માનું છું. માટે આજેજ હસ્તિનાપુર જઇ કૌરવોને હણીએ; આપણી સહાયમાં શ્રીકૃષ્ણ, પાંચાલો અને કૈકેયો છે. તેથી આપણે સ્હેજમાં કૌરવોનો નાશ કરી શકીશું."

દ્રૌપદી અને ભીમસેનને આમ બોલતાં સાંભળી યુધિષ્ઠિરનાં નેત્રમાં આંસુ આવ્યાં; તેમણે કહ્યું, "હે ભાઈ, મારે લીધે તમે બધાં દુઃખ ભોગવો છો, તેથી મને ઘણું લાગી આવે છે. તમારાં વચનો બાણોની પેઠે મને સાલે છે. હું તો તમારા સારાને માટે જુગાર રમવા બેઠો હતો, પણ શકુનિએ કપટથી મને હરાવ્યો તેમાં મારો શો દોષ ? શકુનિનું કપટ જોયા પછી જો મેં દ્યૂત બંધ રાખ્યું હોત, તો તેમ થઇ શકત, પણ તે સમયે મારા મનમાં કાંઇ જુદોજ વેગ ભરાયો હતો. થનાર હતું તે થયું છે, હવે નકામો શોચ ન કરો. તેર વરસના વનવાસ માટે હું ભરસભામાં પ્રતિજ્ઞાથી બંધાયો છું. તેથી હવે મારાથી પ્રતિજ્ઞા તોડાય તેમ નથી. રાજ્ય લોભને માટે ધર્મ ત્યજવો, એના કરતાં મરવું હું સારૂં ગણું છું. જુગાર રમતાંજ તમે મને કેમ ન વાર્યો ? હવે મને શાને મ્હેણાં મારો છો ? મારી પ્રતિજ્ઞા હું ફેરવી શકીશ નહીં. તમારે તેર વર્ષ તો વનમાં પૂરાં કરવાં પડશે, પછીથી તમે કહેશો તે માર્ગ લેવા હું તૈયાર છું."

યુધિષ્ઠિર આટલું બોલતાં ગળગળા થઈ ગયા. ભીમસેનના અને દ્રૌપદીના મનમાં શત્રુઓનો અન્યાય પ્રબળપણે સાલતો હતો, અને શઠની સાથે શઠ થવું એમ તેઓ બંને માનતાં હતાં. કૌરવોએ અન્યાય કર્યો, તો આપણે પણ હવે અન્યાયથી વર્તવું, એવું તેઓ માનતાં હતાં. યુધિષ્ઠિરનાં આવાં કૃત્યો ન ગમ્યા છતા અર્જુન મનમાંજ કચવાઇ બેસી રહેતો. તેણે યુધિષ્ઠિરને એકપણ દિવસ કડવું વેણ કહ્યું નહોતું. ભીમસેન એમ માનતો કે યુધિષ્ઠિરના પ્રમાણિક અને ન્યાયી સ્વભાવને લીધે અમોને હરામખોર લોકો છેતરી જાય છે, અને અમે ધર્મને નિમિત્તે મુંગે મોંઢે જોયાં કરીએ છીએ. તેણે યુધિષ્ઠિરને કહ્યું, "તમે તો વેદીઆ બ્રાહ્મણ જેવું બોલો છો. અન્યાયી માણસની સાથે આપણો ધર્મ ક્યાંસુધી ચાલશે ? તમે જો બ્રાહ્મણ જાતિમાં જન્મ્યા હોત તો ઠીક થાત. આપણી આવી સ્થિતિનો લાભ લઇ દુર્યોધન આપણા પક્ષના ઘણા રાજાઓને પોતાના પક્ષમાં લેતો જાય છે. આથી તો ઉલટું તેનું બળ વધતું જાય છે. જો હજુયે યુદ્ધ શરૂ કરવામાં આવે, તો આપણી શરમને લીધે ઘણા રાજાઓ આપણા પક્ષમાં પાછા આવશે. રાજ્યનીતિને અનુસરનારા માણસો શત્રુઓને બળવાન થવા દેતાજ નથી. માટે હવે યુદ્ધનોજ પ્રારંભ કરવાની આજ્ઞા આપો."

ભીમસેનના ઉતાવળીઆ સ્વભાવથી યુધિષ્ઠિરનું દિલ દુભાયું. ક્રોધને લીધે ભીમસેન વિવેક ભૂલ્યો હતો, એ સ્પષ્ટ દીસી આવતું હતું. તેમણે ભીમને કહ્યું, "હે ભીમ ! તને ક્યાં ખબર છે કે તારા આવા ઉતાવળીઆ સ્વભાવથી તું તારો અને તારા પક્ષનો નાશ કરાવી નાંખીશ ! તારામાં વિવેક કેમ નથી દેખાતો ? તું શું એમ ધારે છે કે તારા પક્ષમાં ઘણા રાજાઓ હશે, તેથી તારો વિજય થશે !

તને ક્યાં ભાન છે કે ભીષ્મ અને દ્રોણનાં બાણો આગળ આખી પૃથ્વીના રાજાઓ તો શું પણ દેવસેના ટકી શકે તેમ નથી. તેઓની પાસે દિવ્ય અસ્ત્રો છે. અભેદ્ય કવચને લીધે કર્ણ કેવી રીતે મરી શકશે? ભીષ્મ વિગેરેનાં બાણો આગળ અર્જુન બાળક જેવો વધારે શું કરી શકશે. સો ભાઈઓની વચમાં તું એકલો કેટલું બળ દાખવી શકીશ? તારામાં યુવાવસ્થા અને બળનો મદ ભરાયો હોવાથીજ અંધ જેવો બની તું આ બધાનો વિચાર પણ કરી શકતો નથી. ભીષ્મ, દ્રોણ અને કર્ણના બળનો જ્યારે જ્યારે મને વિચાર આવે છે ત્યારે ત્યારે મને ઘણી ચિંતા થાય છે, કે આપણે કેમ ફાવીશું. આ ચિંતાને લીધે મારે રાતો રાતના ઉજાગરા કરવા પડે છે. બોલ, હવે તું કહેતો હોય તો યુદ્ધનો આરંભ કરીએ." યુધિષ્ઠિરની દીર્ઘદ્રષ્ટિવાળી આ વાણી સાંભળી ભીમસેન તો ઠંડોગાર થઈ ગયો. યુધિષ્ઠિરનું કહેવું તેને અક્ષરે અક્ષર સાચું લાગ્યું, અને પૂરતા સાધન વિના કૌરવોની સ્હામે યુદ્ધ આરંભવું, એટલે વિનાશને નોતરવા બરાબર જ હતું. કૌરવોના બળની ઝાંખી હવે ભીમસેનને થવા માંડી. ભીષ્મ, દ્રોણ અને કર્ણ આગળ આખી પૃથ્વીના રાજાઓ નિર્માલ્ય લાગ્યા.

દુર્યોધનના અપર્યાપ્ત પક્ષના વિચાર આવતાં ભીમસેનના દિલમાં કચવાટ વધતો ગયો. પળે પળે તેનામાં વેર લેવાની વૃત્તિ વધુ તીવ્ર બનતી ગઈ. તેનાં નેત્રો લાલ થઇ ગયાં; જ્યાં ત્યાં તે ધુંધવાયેલો ફરવા લાગ્યો; બધાની સંગત છોડી એકલો એકલો વનમાં આવેના વૃક્ષ પાસે બેસી ઊંડા નિઃશ્વાસ નાંખવા લાગ્યો. તેની આખી કાયા કંપતી હતી. તેનાં અર્ધ મીંચેલાં નેત્રમાંથી ક્રોધની જ્વાળાઓ નીકળતી દેખાતી હતી. અત્યારે તો અસ્વસ્થતાની પ્રત્યક્ષ મૂર્તિ હોય, તેવો ભીમસેન દેખાતો હતો. યુધિષ્ઠિરની સાથે વાત થયે ઘણો સમય નહીં વીત્યો હોય, ત્યાં તો વેદવ્યાસ પધાર્યા. વ્યાસને આવેલા જોઈ બળે બળે પોતાનો ક્રોધ શમાવતો ભીમસેન પર્ણકુટીમાં આવ્યો, અને વ્યાસને પ્રણામ કર્યા. યુધિષ્ઠિર આદિ બીજા ભાઇઓએ તેમજ દ્રૌપદીએ પણ વેદવ્યાસને પ્રણામ કરી વિધિ પૂર્વક તેમનું સન્માન કર્યું. યુધિષ્ઠિર અને ભીમસેનના દિલમાં થતો કચવાટ અને ભય વેદવ્યાસ યોગ શક્તિથી જાણી ગયા. તેમણે પાંડવોને આશ્વાસન આપ્યું. તેમણે કહ્યું, "હે પુત્રો, તમેં લગારેય મુંઝાશો નહીં. અંતે તમનેજ રાજ્ય મળશે. તેર વર્ષનો વનવાસ તમેં હમણાંતો પૂરો કરો. વનવાસથી તમને જોકે દુઃખ લાગે છે, પણ આ વનવાસજ તમને સુખનું સાધન થઇ પડશે. ભીષ્મ, દ્રોણ, અને કર્ણ વિગેરેની તમેં જે ભીતિ રાખો છો, તે તદ્દન અકારણ છે. બ્રહ્માની સૃષ્ટિમાં એવી એક પણ વસ્તુ નથી, કે જેના નાશનું કારણ ઉત્પન્ન ન થયું હોય. માટે તમેં ધીરજ ધરો. તમેં ધર્મનું પાલન કરતા આવ્યા છો, તો હવે ધીરજ ખોઇ સાહસ કરવાની કાંઈ જરૂર નથી. અત્યારે તમને જે ભીષ્મ, દ્રોણ અને કર્ણ અજેય લાગે છે, તેના તેજ ભીષ્માદિ સમય આવતાં ચોક્કસ જીતાશે.

માટે તમેં નિશ્ચિંત રહો, અને વનવાસનો સમય ધીરજથી વીતાવો." વેદવ્યાસનાં વચનોથી પાંડવો સ્વસ્થ થયા. તેમનો ઉદ્વેગ જતો રહ્યો. ભીષ્માદિનો ભય તેમને મૃગજળ જેવો જણાયો. પાંડવોને સ્વસ્થ થયેલા જોઇને વેદવ્યાસે યુધિષ્ઠિરને એકાંતમાં લઈ જઇને કહ્યું, "હે યુધિષ્ઠિર! તમેં ભીષ્મ, દ્રોણ અને કર્ણના બળને જાણો છો. તમેં આમ બેસી રહેશો તો એ બળીઆઓ કદાપિ જીતાવાના નથી. ભીમસેન અને દ્રૌપદીએ તમને જે કહ્યું છે, તેમાં સત્ય તો છેજ. વળી તમારા બધામાં એકલો અર્જુન કાંઇક સંગીન કામ કરી શકે તેમ છે. માટે હું તમને મંત્ર આપું, તે મંત્ર લઇને અર્જુનને તમેં રૂદ્રની પાસે મોકલો. ત્યાં જઈ અર્જુન પોતાની શક્તિથી રૂદ્રને પ્રસન્ન કરી તેમજ દેવોને પણ પોતાની શક્તિથી અંજાવી દઇ દિવ્ય અસ્ત્રો પ્રાપ્ત કરશે. પછીથી તમારે ભીષ્મ, દ્રોણ આદિથી ડરવાનું કારણ નથી. માટે તમેં અર્જુનને ઇન્દ્રની પાસે જવાની સૂચના કરો." આમ કહી વેદવ્યાસે યુધિષ્ઠિરને મંત્રોપદેશ કર્યો. યુધિષ્ઠિરે તે મંત્ર ગ્રહણ કર્યો. મંત્ર આપ્યા પછી યુધિષ્ઠિરને વેદવ્યાસે કહ્યું, "હે યુધિષ્ઠિર, અર્જુનને વિદાય કરી તમેં બધા ભ્રમણ કર્યા કરજો. કારણ એક સ્થાને બેસી રહેવાથી ઉદ્વેગનો નાશ થતો નથી. ભ્રમણથી તમને બીજા લાભ પણ ઘણા થશે." આટલું કહી વેદવ્યાસ પાંડવોને શુભાશિર્વાદ આપી તથા ધીરજ રાખવાનું કહી અંતર્ધાન થઇ ગયા.

## પ્રકરણ ૨૩ મું.

### અર્જુનની તપશ્ચર્યા–દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ.

પાંડવોના આત્મારૂપ અર્જુનને તપશ્ચર્યા કરવાને મોકલવો, અને એના વિના વનવાસના દિવસો ગાળવા, એ ચારે ભાઇઓ અને ખાસ કરીને દ્રૌપદીને અત્યંત દુઃખદ થઈ પડયું. પણ ગયેલા વૈભવને પાછો લાવવાને અને શત્રુનાં કાર્યોનો બદલો આપવાને અર્જુનને મોકલ્યા શિવાય છૂટકો નહોતો. દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ વિના સ્વરાજ્ય પ્રાપ્તિનો બીજો માર્ગ નહોતો. જો અર્જુન ઇંદ્ર પાસે ન જાય, તો ભીમના દિલમાં પ્રજ્વલતો વૈરાગ્નિ શાન્ત કેમ પડે! જો અર્જુન દિવ્ય અસ્ત્રો ન મેળવે, તો દ્રૌપદીના અપમાનનું વેર લેવાને પુનર્ખાર યુદ્ધ કેવી રીતે આરંભાય! આ બધો વિચાર કરી લાગણીઓને જેમ તેમ દબાવી, આવી પડેલા ધર્મના પાલન તરફ પાંડવોએ દૃષ્ટિ રાખી. યુધિષ્ઠિરે અર્જુનને એકાંતમાં લઈ જઇને કહ્યું, "હે વત્સ, તને ખબર છે કે ભીષ્મ, દ્રોણ, કર્ણ આદિ દિવ્ય અસ્ત્રો જાણે છે, અને આપણામાંથી કોઇ અત્યારે દિવ્ય અસ્ત્રોની વિદ્યા જાણતું નથી. ભીષ્મ અને દ્રોણને આપણા ઉપર કૌરવો જેવીજ સમાન

વૃત્તિ છે, પણ કૌરવોનું લુણ ખાધેલું હોવાથી તેઓ આપણી સાથે અવશ્ય યુદ્ધ કરશે. કર્ણ તો આપણા તરફ દેખીતી દુશ્મનાવટ રાખે છે. જ્યાં સુધી આવા બળીઆઓ દુર્યોધનના પક્ષમાં છે, ત્યાંસુધી આપણો વિજય સર્વથા અશકય છે. માટે વેદવ્યાસે હમણાં મને જે મંત્રોપદેશ આપ્યો છે, તે તું લે, અને હિમાલયમાં જઇ તપશ્ચર્યાથી તુ સદાશિવને પ્રસન્ન કરજે. મહાદેવ પાસેથી પાશુપતાસ્ત્ર લઇ પછી તું દેવો પાસેથી પણ વિવિધ અસ્ત્રો મેળવીશ. આખરે ઇંદ્ર લોકમાં જઇ સાક્ષાત્ ઇંદ્ર પાસેથી પણ તું બીજાં ઘણાં અસ્ત્રો મેળવીશ. તું આમ દિવ્યાસ્ત્રોથી સજ્જ થઇને આવીશ, ત્યાર પછી કૌરવો સાથે યુદ્ધમાં આપણે જીતી શકીશું. ભાઈ! તને 'જા' કહેતાં જીભ નથી ઉપડતી; પણ અત્યારે સમય એવો આવ્યો છે, કે તને મોકલ્યા વિના અમારો છૂટકો જ નથી." આટલું બોલતાં બોલતાં યુધિષ્ઠિર ગળગળા થઇ ગયા, અને તેમની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. પોતાના કૃત્યથી પોતાના સુકુમાર ભાઇઓ, અને કોમળાંગી દ્રૌપદી પીડાય છે, એમ વિચાર આવતાં તેમની ધીરજ ન રહી. મોટાભાઈ યુધિષ્ઠિરને આમ અસ્વસ્થ થતા જોઇ અર્જુન બોલ્યો. "હે રાજન્! તમેં શોક ન કરો. હું તપશ્ચર્યા કરવા જઈશ, અને દિવ્ય અસ્ત્રો લઇ પાછો આવી તમને બધાંને મળીશ." તપશ્ચર્યા માટે જવાને અર્જુનને ઉત્સુક જોઇને યુધિષ્ઠિરે તેને વ્યાસનો મંત્ર આપ્યો. અર્જુને પવિત્ર થઇ મંત્ર ગ્રહણ કર્યો, અને વડીલ બંધુની આજ્ઞા લઇ તપશ્ચર્યાને માટે વનમાં જવાને તૈયાર થયો. અર્જુન બખ્તર પહેરી ગાંડીવ હાથમાં લઇ બ્રાહ્મણો પાસે આવ્યો. બ્રાહ્મણોએ તેને સ્વસ્તિવાચન કરાવ્યું. એવામાં અંતરિક્ષથી સિદ્ધ લોકોનો અવાજ સંભળાયો, "હે કૌન્તેય, તારૂં ધાર્યું થશે." યુધિષ્ઠિર વિગેરે આ વાણી સાંભળી હર્ષ પામ્યા. અર્જુનને તૈયાર થયેલો જોઈ દ્રૌપદી તેની પાસે આવ્યાં, અને બોલ્યાં, "હે પ્રભુ, તમારી માતાના અભિલાષ સંપૂર્ણ હોજો. અમેં ક્ષત્રીયાણીઓને ધિક્કાર છે કે અમારાથી તમારી પાછળ બ્રાહ્મણોની માફક અવાતું નથી. આપને તેથીજ હું એકલા જવા દઉં છું. હે પ્રિય! કૌરવોની સભામાં મને અનેકપતિવાળી કહ્યાથી જેટલું દુઃખ નહોતું થયું, તેથી વધુ દુઃખ મને હવે થાય છે. તમેં જશો, એટલે અમેં તમારા બંધુઓ સાથે તમારી જ વાતો કરીને રાત્રીઓ ગુજારીશું. અમારાં સુખ દુઃખ જીવન–મરણ રાજ્ય અને એશ્વર્ય એ બધાનો આધાર આપના ઉપર જ છે. ઇંદ્ર વસુ આદિ દેવતાઓ આપનું રક્ષણ કરજો, અને વિજય કરીને તમે વહેલા પાછા આવજો." આમ બોલતાં બોલતાં તો દ્રૌપદીનું દિલ ગળગળું થઈ ગયું. પાંચે ભાઇઓમાં અર્જુન દ્રૌપદીને વધારે પ્રિય લાગતો હતો, અને દ્રૌપદીને ખાત્રી હતી કે અર્જુન અને ભીમસેન બંને જણા પોતાના ઉપર થયેલા બળાત્કારનો બદલો લીધા વિના રહેશે નહીં. આખરે દ્રૌપદીના મનનું માંડમાંડ સાન્ત્વન કરી અર્જુન આશ્રમમાંથી નીકળ્યો. દ્રૌપદી તપશ્ચર્યા કરવા જતા અર્જુનને એકીટશે નિહાળી જ રહી. અર્જુન પણ જતે જતે વારે વારે પાછું વાળી જોતો જોતો જતો હતો.

આમ બંનેએ નજર પહોંચી ત્યાં સુધી એક બીજા તરફ જોયાંજ કર્યું. આખરે જ્યારે અર્જુન દેખાતો બંધ થયો, ત્યારે દ્રૌપદી ઊંડો નિઃશ્વાસ મૂકી બેસી ગઇ. તેની આંખમાં આંસુ આવી ગયાં, અને જાણે પોતે નિરાધાર થઈ ગઈ હોય તેમ એને ચારે પાસ અટૂલું અટૂલું લાગવા માંડયું. દ્રૌપદી દેખાતી બંધ થઇ એટલે અર્જુન પણ નિઃશ્વાસ મૂકી આગળ ચાલવા લાગ્યો. તેના દિલમાં ઉત્સાહ હોવાથી બહુજ થોડા સમયમાં તે ગંધમાદન પર્વત પાસે પહોંચી ગયો. પણ એટલામાં જ અર્જુને અંતરિક્ષમાં વાણી સાંભળી, "ઊભો રહે." અર્જુન આશ્ચર્ય પામી ચારે પાસ જોવા લાગ્યો, પણ તેણે કોઇને દીઠું નહીં, તેથી તેણે આગળ ચાલવા માંડયું. પણ એટલામાંજ એના માર્ગમાં એક તેજસ્વી, જટાધારી, પિંગળો અને કૃશ શરીરવાળો તપસ્વી આવી ઊભો રહ્યો. તેણે અર્જુનને કહ્યું, "આ આયુધ તેં શા માટે ધાર્યાં છે? આ સ્થળ તપસ્વીઓને વસવાનું સ્થાન છે, માટે તું તારાં શસ્ત્રો ત્યજી દે." તપસ્વીના કહેવા ઉપર અર્જુને લગારે ધ્યાન આપ્યું નહીં, અને આગળ ચાલવા લાગ્યો. તપસ્વી અર્જુન ઉપર ક્રોધ કરવાને બદલે ઉલટો પ્રસન્ન થયો, અને તેણે પોતાનું ઈંદ્ર સ્વરૂપ ધારણ કરી અર્જુનને વરદાન માગવા કહ્યું. અર્જુને ઈંદ્રને ઓળખી હાથ જોડીને પ્રણામ કર્યા; અને તેણે માગ્યું, "હે ભગવન્ ! આપની પાસેથી સઘળાં અસ્ત્રો લેવા હું આપનાં દર્શન ઇચ્છતો હતો." ઈંદ્રે તેને કહ્યું, "હે પુત્ર, તારે અસ્ત્રોનું શું કામ છે? તું આવા સ્થાનમાં આવ્યો છું, તો આંહી હવે સુખેથી રહે. જે જે વૈભવ અને સ્વર્ગાદિનાં સુખો જોયતાં હોય, તે માગી લે." અર્જુને કહ્યું, "મહારાજ, જ્યાં સુધી મેં શત્રુઓના કૃત્યનો બદલો લીધો નથી, ત્યાં સુધી વૈભવ મારે મન ઝેર સમાન છે. મારા ભાઇઓ બીચારા વનમાં રખડતા ફરે છે, તેમને મૂકીને હું વૈભવ-સુખ ભોગવું. એના કરતાં હું રખડતો રઝળતો મરી જાઉં તે મને વધુ ઇષ્ટ લાગે છે." ઈંદ્ર અર્જુનની ભ્રાતૃભક્તિ જોઇને ઘણો પ્રસન્ન થયો, અને તેને કહ્યું, "હે અર્જુન, તને પ્રથમ સદાશિવનાં દર્શન થશે, ત્યાર પછી હું તને મારી પાસે બોલાવી તારી ઇચ્છા પ્રમાણે બધાંયે અસ્ત્રો આપીશ. માટે પ્રથમ તું સદાશિવને મેળવવા યત્ન કર." આટલું બોલી ઈંદ્ર અંતર્ધાન થઇ ગયો. અર્જુન ત્યાંજ રહીને શ્રી શંકરનું નામસ્મરણ કરી તપશ્ચર્યા કરવા લાગ્યો. પહેલો મહિનો દર ત્રણ ત્રણ દિવસે ફલાહાર કરી પસાર કર્યો. બીજે માસે છ છ દિવસે, ત્રીજે મહિને પખવાડીએ ફલાહાર કરીને અને ચોથા માસથી કેવળ વાયુનો આહાર કરી અર્જુને ભયંકર તપ આદરવા માંડયું. અર્જુનના આવા ઉગ્ર તપથી પ્રસન્ન થઇ શ્રી મહાદેવે તેના ક્ષત્રિય ધર્મની પરીક્ષા કરવા માટે કિરાતનું રૂપ લીધું. પોતાના પાર્ષદોને પણ પોતાના જેવો વેશ ધારણ કરાવી શિવજી અર્જુન પાસે આવ્યા. અર્જુન આ વખતે પોતાના ઉપર ધસી આવતા એક જંગલી વરાહના શિકારમાં રોકાયો હતો. અર્જુનને બાણ છોડતો અટકાવી કિરાતે કહ્યું, "હે વીર, આ વરાહ મારો શિકાર છે, માટે તું



"મે મારેલા વરાહ ઉપર તે કેમ બાણ માર્યું?"

 [ પૃ ૧૦૭ ]

એને માર નહીં." અર્જુને કિરાતનું કહ્યું નગણકારી વરાહના ઉપર બાણ છોડયું, તેનીજ સાથે કિરાતે પણ બાણ છોડયું. બંને બાણ એક સાથે વાગતાં વરાહ ધરણી ઉપર ઢળી પડયો. કિરાતે અર્જુનને કહ્યું, "મેં મારેલા વરાહ ઉપર તેં કેમ બાણ માર્યું? માટે મારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થા. તું મૃગયાના નિયમની વિરુદ્ધ વર્ત્યો છું, તેથી મારે તને શિક્ષા આપવીજ જોઈએ." કિરાતનાં આવાં અભિમાનભર્યાં વચનો સાંભળીને અર્જુન પણ લઢવાને તૈયાર થયો. અર્જુને ક્રોધ કરી કિરાતને ઘણાં બાણો માર્યાં, પણ જેમ જેમ અર્જુન બાણ છોડતો ગયો તેમ તેમ કિરાતના શરીરમાં અર્જુનનાં બાણો સમાઇ જવા માંડયાં. અર્જુન આથી નિરાશ થવા લાગ્યો; અગ્ન્યાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, પર્જન્યાસ્ત્ર, વિગેરે પોતે જાણતો હતો, તે બધાંયે અસ્ત્રો અર્જુને છોડયાં, પણ નિષ્ફળતા શિવાય કાંઈયે બીજું ફળ મળ્યું નહીં. અર્જુનને વિચાર આવ્યો, કે મારાં બાણોને સહન કરનાર પિનાકપાણિ શંકર શિવાય અન્ય કોઇ સમર્થ નથી; તો કદાચ કિરાતના રૂપમાં મહાદેવ પોતે તો નહીં હોય! અર્જુનના મનમાં આવો સંશય આવ્યા પછી જેમ જેમ તે અસ્ત્રો ફેંકતો ગયો, તેમ તેમ કિરાત એ મહાદેવ જ છે, એમ અર્જુનને ખાત્રી થવા માંડી. આખરે તેના ભાથામાંથી બાણો ખુટયાં, એટલે કિરાત ખડખડાટ હસી પડયો અને બોલ્યો, "હે મૂઢ, હવે તને મારતાં મને શી વાર લાગવાની છે. હવે હું તને મારૂં બળ પણ બતાવું છું, માટે મલ્લ યુદ્ધને માટે તૈયાર થઈ જા."

અર્જુન જેવા શુદ્ધ ક્ષત્રિયને તો અપમાન કરતાં મરણ વધારે વ્હાલું હતું. પોતે અત્યારે ઘણાજ પ્રતિકૂળ સંયોગોમાં હતો, છતાં નાહિંમત ન થતાં તેણે કિરાત સાથે મલ્લયુદ્ધ કરવાની તૈયારી કરી. તે જાણતો હતો કે કિરાત સાથે હવે ફાવી શકાવાનું નથી. પણ મરણને સન્મુખ આવેલું જોઇ કુન્તી–બાળ લગારે કંપ્યો નહીં. મલ્લ યુદ્ધમાં કિરાતે અર્જુનને એક ક્ષણમાં ભૂમિ ઉપર પછાડી મૂર્છિત કરી દીધો. આટલા દિવસનો અપવાસ, તપશ્ચર્યાથી શરીરમાં આવેલી નિર્બળતા, અને કિરાત સાથે ચલાવેલા યુદ્ધના શ્રમથી અર્જુનની મૂર્છા એકદમ ઉતરે એમ નહોતું. પણ યુદ્ધ પ્રસંગે શુદ્ધ ક્ષત્રિયની માનસિક સ્થિતિ જુદીજ હોય છે. ભૂખ અને તપશ્ચર્યાથી કૃશ થયેલા શરીરમાંથી રૂધિર વહેતું હતું. અર્જુન જુસ્સાથી ઉભો થયો, અને માટીમાંથી શિવલિંગ બનાવી તેની યથાવિધિ માનસિક પૂજા કરી અર્જુન શંકરને શરણે ગયો. શિવલિંગને નમસ્કાર કરી જેવું તેણે પુષ્પ ચ્હઢાવ્યું, કે તુરત તેજ પુષ્પ તેણે કિરાતના માથા ઉપર જોયું. અર્જુનને આથી ઘણું આશ્ચર્ય થયું. તેણે હાથ જોડી કિરાતને નમસ્કાર કર્યા, અર્જુનનો આવો ભક્તિભાવ જોઇ મહાદેવ ઘણા પ્રસન્ન થયા, અને અર્જુનને સાક્ષાત્ દર્શન દીધાં. મહાદેવને પ્રકટ થયેલા જોઈને અર્જુન એકદમ તેમના ચરણકમળમાંજ પડી ગયો. તેની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં, અને પોતાની તપશ્ચર્યા ફળી તેથી તેને અનહદ આનંદ થયો. મહાદેવ બોલ્યા, "હે અર્જુન,

ઉઠ, તું વરદાન માગી લે. હું તારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. તારા જેવો ક્ષત્રિય હજુસુધી કોઈ થયો નથી. તું દેવતાઓને પણ જીતવા સમર્થ છું. ઉઠ, અર્જુન! તેં તારા પિતાનું બિરદ સાચવ્યું છે." આમ કહી સદાશિવે અર્જુનનો હાથ ઝાલી તેને ઉઠાડયો, અને તેને છાતી સરસો ચાંપ્યો. મહાદેવના શરીરનો સ્પર્શ થતાંજ અર્જુનના વ્રણ રૂઝાઈ ગયા, અને તેના શરીરમાંથી ભૂખ અને થાક નાશ પામ્યાં, તેના દિલમાં હોંસ આવી, તેનું મન પ્રફુલ્લિત થયેલું લાગ્યું, તેનામાં નવું જોમ આવતું હોય, એમ તેને જણાયું. અર્જુને ગદગદ કંઠે મહાદેવની સ્તુતિ કરી. અર્જુનના નિખાલસ ભક્તિભાવથી મહાદેવ ઘણા પ્રસન્ન થયા, અને તેને વરદાન માગવાનું કહ્યું. "ભગવન્! મારે માત્ર એકજ અભિલાષા છે. મારે દિવ્યાસ્ત્રો મેળવવાં છે. માટે આપ મને સહાય કરો. મને આપનું પાશુપતાસ્ત્ર મેળવવાનો લોભ થયો છે, તો કૃપા કરીને મને આપનું અમોઘ અસ્ત્ર આપો. પ્રભુ! આ વિના મારે બીજું કાંઇ યાચવું નથી." અર્જુનના આ મધુર શબ્દોથી ખુશી થઇ સદાશિવે તેને પોતાના અંકમાં બેસાડી તેને મસ્તકે હાથ ફેરવી પાશુપતાસ્ત્ર આપવાની પોતાની ઇચ્છા બતાવી. અર્જુને ઉઠીને સ્નાન કર્યું, અને શુદ્ધ થઇ એકચિત્તે સદાશિવ પાસેથી પાશુપતાસ્ત્રનો મંત્ર ગ્રહણ કર્યો. મંત્ર ગ્રહણ કરતાં જ પાશુપતાસ્ત્ર મૂર્તિમંત થઇ અર્જુનને પ્રાપ્ત થયું. મંત્ર લીધા પછી અર્જુને ઉઠીને મહાદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. મહાદેવે કહ્યું, "હે ભાઇ, આ અસ્ત્રનો ઉપયોગ સાધારણ પ્રસંગોમાં ન કરીશ. જગતનાં અલ્પ મનુષ્યો ઉપર તો આનો પ્રયોગ કદાપિ પણ ન કરીશ, નહીં તો આખું જગત બળીને ભસ્મ થઇ જશે. આ દિવ્યાસ્ત્ર હોવાથી દિવ્યાસ્ત્રોની સ્હામેજ એનો ઉપયોગ કરજે. આવાં અસ્ત્રનો તું અધિકારી થયો છું, એટલે તને હું ઝાઝી સૂચના કરતો નથી." આટલું કહી સદાશિવ અંતર્ધાન થઇ ગયા.

મહાદેવ અદૃશ્ય થયા પછી અર્જુન પોતાને મળેલા અસ્ત્ર સંબંધે વિચાર કરતો ઉભો હતો, ત્યાં આકાશમાં એકાએક ઝળઝળાટ થઇ ગયો, અને અર્જુનની સમક્ષ યમ, વરૂણ, કુબેર અને ઇન્દ્ર એ ચાર લોકપાલ આવતા જણાયા. અર્જુને ઉઠીને બધાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. બધાયે તેને શુભ આશિર્વાદ આપ્યો. યમે અર્જુનને વરદાન આપ્યું, "તું ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, અને કર્ણને જીતી શકીશ, તારી કીર્તિ અક્ષત રહેશે. આ મારૂં કાલદંડ નામનું અમોઘ અસ્ત્ર હું તને આપું છું, તે સ્વીકાર, અને તેનાથી તું ઘણો પરાક્રમી થઇશ." અર્જુને યમને નમસ્કાર કરી વિધિપૂર્વક કાલદંડઅસ્ત્ર ગ્રહણ કર્યું. વરૂણે કહ્યું, "હે અર્જુન, હું તને મારૂં પાશ નામનું અસ્ત્ર આપું છું. જ્યારે સંગ્રામમાં આ અસ્ત્રનો ઉપયોગ થશે, ત્યારે પૃથ્વી નિઃક્ષત્રિય થઇ જશે. તારી સ્હામે કોઇ ક્ષત્રિય ઉભો રહેશે નહીં. સર્વ જગતનો સંહાર કરનાર કાળ પણ આ અસ્ત્રથી ઉગરે એમ નથી." કુબેરે કહ્યું, "હે પૃથાસુત, આ મારૂં પ્રસ્વાપન અસ્ત્ર લે; આના વડે તું અંતરિક્ષમાં રહીને

યુદ્ધ કરી શકીશ. આસુરિક પ્રકૃતિવાળો તારો શત્રુ તારી સ્હામે આ અસ્ત્ર વડે ફાવી શકશે નહીં. પૂર્વે આ અસ્ત્રોથીજ ત્રિપુરારિ દૈત્યોને શિવે મારી નાંખ્યા હતા." અર્જુને પ્રણામ કરી સર્વે અસ્ત્રો ગ્રહ્યાં, અને સર્વે લોકપાલને પ્રણામ કર્યા. પછી ઇંદ્રે કહ્યું, "હે પુત્ર, તું મારી સાથે સ્વર્ગમાં ચાલ. મારો સારથિ માતલિ રથ લઇને તને તેડવા હમણાં આવશે. મારે તને જે અસ્ત્ર આપવાનાં છે, તે બધાં હું તને ત્યાં આપીશ." દેવોની આવી અસાધારણ કૃપાથી અર્જુન ગળ-ગળો જ થઇ ગયો. તેને લાગ્યું કે કૌરવો હવે એની સ્હામે ફાવવાના નથી. તેણે સર્વે લોકપાલની યથાવિધિ પૂજા કરી, અને તેમને પ્રણામ કરી તેણે પોતાની કૃતકૃત્યતા દાખવી. લોકપાલો એક ક્ષણ-માં અંતર્હિત થઈ ગયા. એટલામાં તો બધી દિશામાંથી મેઘના જેવો ગડગડાટ સંભળાવા લાગ્યો. બધી દિશામાંથી સૂર્ય ઉગતા હોય, તેવો તેજનો આભાસ થવા લાગ્યો, અને ઝણઝણાટ કરતો ઇંદ્રનો રથ લઇ માતલિ અર્જુન પાસે આવી ઉભો રહ્યો. અર્જુને ગંગાજીમાં સ્નાન કર્યું. પોતાના પિતૃઓનું પૂજન કર્યું, અને મનથી ઇંદ્રને વંદન કરી રથમાં બેઠો. રથ આકાશ માર્ગે ચાલ્યો જતો હતો. પ્રથમ તો પૃથ્વી-નો વિસ્તાર ધીરે ધીરે વધવા લાગ્યો, આખરે પૃથ્વી સંકોચાતી હોય, તેમ લાગવા માંડ્યું. પછી તો પૃથ્વીના પર્વતો અને મહાન નદીઓ જ જણાવા લાગી. ધીરે ધીરે મહાન પર્વતો પણ બિંદુ જેવા દેખાવા લાગ્યા અને અંતે પૃથ્વી દેખાતી બંધ થઇ. ઇંદ્રના રથમાં રહ્યે રહ્યે અર્જુન આમ પૃથ્વી ઉપર દૃષ્ટિ નાંખતો આકાશ માર્ગે પ્રયાણ કરતો હતો. માર્ગમાં મેઘ લોક*માંથી રથ પસાર થતાં અર્જુનના શરીરમાં શિતળતા વ્યાપી ગઇ. તેનું શરીર જાણે ભીંજાતું હોય, એમ એને લાગવા માંડ્યું. ક્ષણમાં તો મેઘલોક પસાર કરી અર્જુન વાયુલોકમાં આવ્યો. વાયુની સૂક્ષ્મતા આંહી એટલી બધી હતી, કે જો ઇન્દ્રની કૃપાથીજ અર્જુન સ્વર્ગમાં ન જતો હોત, તો માનુષ દેહે અર્જુનથી આગળ જવાત જ નહીં. ઇંદ્રના રથમાં રહ્યાથી અર્જુનને આવરણની માઠી અસર થતી નહોતી. વાયુના આવરણમાંથી પસાર થતાં અર્જુને કેટલાંક દિવ્ય પક્ષીઓ નિહાળ્યાં. આ પક્ષીઓના રંગ નિહાળી અર્જુનની આંખને ટાઢક વળી; તેમનાં કંઠરવ સાંભળી જાણે કાનમાં ઠંડું અમૃત રેડાયું હોય તેવો આનંદ અર્જુનને થવા લાગ્યો. પૃથ્વી ઉપર રહેનારાં મનુષ્યોને આનો ક્યાંથી ખ્યાલ આવે, એમ અર્જુનને લાગ્યું. રથ તો વાયુલોકમાંથી સહજમાંજ તેજલોકમાં આવ્યો. અર્જુનના પ્રત્યેક અંગમાંથી તેજનાં કિરણો ફૂટતાં હોય, એમ એને લાગ્યું. આવરણમાં અણુએ અણુ તેજસ્વી હતાં, અને આગીયાની માફક ઉડતાં તેજસ્વી પક્ષીઓ પ્રભાનાં કિરણો ફેંકતાં આંહી અર્જુને દીઠાં. તેજસ્વી

* આંહી લોકનો અર્થ આવરણ લેવો, એ જ ઠીક પડશે. પૃથ્વીની આસપાસ મેઘ, વાયુ, તેજ, અને આકાશ આમ એકપછી એક ચાર આવરણો આવેલાં છે, તેમાંથી અર્જુનનો રથ પસાર થાય છે.

આવરણમાંથી પસાર થઇ અર્જુનનો રથ આકાશ આવરણમાં આવી પહોંચ્યો. આંહી અનેક બ્રહ્માંડોના ગોળા જળમાં છૂટાં છવાયાં પાંદડાં તરે, તેમ તરવરતા અર્જુને દીઠા. દરેક ગોળાને ભિન્નભિન્ન આવરણો વિંટળાયલાં હતાં. તેથી દરેક ગોળો સ્વયમેવ પ્રકાશ ફેંકતો હતો. આકાશ માર્ગમાં તો રથની ગતિ વધી. કારણ રથને અડચણ કરનાર એક પણ તત્વ હવે ત્યાં નહોતું. ઝડપથી આગળ વધતા રથમાંથી અર્જુને આગળ જોયું તો ઝગઝગતી ઇંદ્રપુરીના કાંગરા નજરે પડયા. માતલિ અર્જુનને માર્ગની બધી સ્હમજ પાડતો હતો. આખરે રથ ઇંદ્રપુરી પાસે આવીને થોભ્યો. અર્જુન રથમાંથી ઉતર્યો અને તેને ઇંદ્ર સભામાં જવાની વૃત્તિ થતાં તે તુરતજ ઇંદ્રસભાની સમક્ષ ઉભો થઇ ગયો. આ લોકમાં વૃત્તિ થતાં જ તત્ક્ષણ ફળ મળતું. ઇંદ્રસભા જોઈ અર્જુન દિઙ્‌ગ મૂઢ બની ગયો. અર્જુનને જોતાંજ ઇંદ્ર પોતાના આસન ઉપરથી ઉભો થઇ, એને પોતાની પાસે અર્ધ આસને બેસાડયો. એક મનુષ્ય ઉપર ઇંદ્રની આવી કૃપા થએલી જોઈ સભા વિસ્મય પામી. પણ ઇંદ્રે સહુના મનનો ખુલાસો કર્યો, અને અર્જુનની ઓળખાણ સ્વર્ગના સર્વે દેવતાઓને કરાવી. ઇંદ્રની સભામાં ઉર્વશી, મેનકા, રંભા આદિ અપ્સરાઓ નાચ ગાનમાં ગુલતાન રહેતી હતી. ઇંદ્રની સભા, અને અપ્સરાઓનાં નાચગાન જોઇ અર્જુનને એમ લાગ્યું કે સ્થૂલ અને સૂક્ષ્મ પ્રેમની વાતોજ પૃથ્વીનાં માનવી કરી જાણે છે, પણ સ્થૂલ અને સૂક્ષ્મ પ્રેમને જુદો પાડતાં એમને નથી આવડતો. ઇંદ્રપુરીમાંજ અર્જુન સ્થૂલ અને સૂક્ષ્મ પ્રેમનો ભેદ સ્હમજી શકયો. ઇંદ્રપુરીમાં ઇચ્છાનુસાર ઉભય પ્રાપ્ત થઇ શકતા, અને ઇંદ્રાદિ સર્વ દેવતાઓ ઉભય પ્રેમનો સાક્ષાત્કાર કરી શકતા.

અર્જુનને નૃત્ય ગાન શીખવવાને માટે ઇંદ્રે ચિત્રસેન નામના ગંધર્વને આજ્ઞા કરી, અર્જુનને ઉતારે મોકલ્યો. ચિત્રસેને તેને નૃત્યગાન શીખવવાનો આરંભ કર્યો. થોડાજ દિવસમાં અર્જુન સ્વર્ગીય નૃત્યગાન શીખી ગયો. તેણે એવી તો પૂર્ણ રીતે વિદ્યા મેળવી કે અપ્સરાઓ નાચ ગાનમાં સ્હેજ સ્ખલિત થતાં તુરતજ તે તેમનો દોષ જોઇ શકતો. એક દિવસ સભામાં ઉર્વશીનું નૃત્ય ચાલતું હતું. અર્જુનની દૃષ્ટિ ઉર્વશીનું નૃત્ય નિહાળવામાં તલ્લીન થઇ ગઈ હતી. ફુલના દડાની માફક ઉર્વશી હવામાં અદ્ધર ઉછળતી હોય, એમ અર્જુનને લાગ્યું. તેના અવયવોનું વલણ, મરોડ, અને નાચમાં વસ્ત્ર અવ્યવસ્થિત થતાં તેમાંથી હિમ જેવાં શ્વેત અને ગુલાબના રંગની છાંટવાળાં મનોહર અવયવો જોવામાં અર્જુન તલ્લીન થઇ ગયો. ખભાપરનો છેડો સરકી જવાથી ભરાવદાર સ્તનના દર્શનથી અર્જુન સ્થિર થઇ ગયો; કવચિત્ નાભિ પ્રદેશ અને તેજસ્વી આકાશના મધ્યમાં કાળી વાદળીના લીસોટા જેવી રોમરાજી જોતાંજ અર્જુન જડ બની ગયો. ઇંદ્રપુરીમાં રહ્યે રહ્યે પણ તેના દિલમાં માનુષત્વ પ્રકટયું. પગની પાનિ ઉપરથી વસ્ત્ર વારે વારે ઉંચું થઈ જવાથી કેળના ગર્ભભાગથીયે કાંઇ વધુ

ઉજ્વળ જંઘા પ્રદેશ જોતાં અર્જુનની વ્યાકુળતા વધી પડી. પ્રત્યેક ક્ષણ તેને બાળી નાંખતી હોય, એમ લાગ્યું. ઉર્વશીની નજર અર્જુન ઉપર ઠરી, અને નાચમાં સ્ખલન થયું. ઇંદ્રે આ બંનેની સ્થિતિ નિહાળીને સભા સમાપ્ત કરી. સભા વિખરાયા પછી ચિત્રસેનને એકાંતમાં બોલાવી ઇંદ્રે અર્જુન પાસે ઉર્વશીને મોકલવા ચિત્રસેનને આજ્ઞા કરી. પોતાના મિત્ર અર્જુનનું શ્રેય: કરવાના હેતુથી ચિત્રસેન પણ ઘણો આનંદ પામ્યો.

અર્જુન પોતાનો મિત્ર, અને તેમાં ઇન્દ્રની સંમતિ મળી, એટલે ચિત્રસેને સ્હેજ પણ વિલંબ કર્યા વિના ઉર્વશીના નિવાસસ્થાન તરફ પ્રયાણ કર્યું. ઉર્વશી પાસે જઇ પ્રથમ તો તેણે પરોક્ષ રીતે અર્જુનનાં વખાણ કર્યાં, અને અર્જુન વિષે ઉર્વશીનો અભિપ્રાય જાણી લીધો. તેને લાગ્યું કે ઉર્વશી અર્જુનને જોઇને મુગ્ધ બની હતી, પણ ઇન્દ્રના ભયથી જ કાંઇ બોલી શકી નહોતી. ઉર્વશીનું અંતર્ જાણ્યા પછી ચિત્રસેને ઉર્વશીને ઇન્દ્રની આજ્ઞા કહી સંભળાવી, અને તેજ રાત્રે અર્જુનના નિવાસ સ્થાનમાં બંનેને મળવાની બધી યુક્તિપૂર્વક ગોઠવણ કરાવી દેવાનું ચિત્રસેને માથે લીધું. ઉર્વશીને તો એજ જોયતું હતું. ઉર્વશી અધિરી બની સૂર્યાસ્તની રાહ જોવા લાગી; તેની નસેનસમાં તનમનાટ વધવા લાગ્યો; તેને એક ઘડી ઘણી લાંબી લાગવા માંડી; જ્વરથી બળતી હોય, તેવો દાહ તેને આખે શરીરે થવા લાગ્યો; આંખો ભમવા લાગી; હૃદયના ધબકારા સંભળાવા લાગ્યા; અને આમ સ્વર્ગની રમણીય અપ્સરા મદન-વશ થઇ ગઇ. અર્જુનની સાથે પોતાનો વિહાર માનસિક કલ્પનાથી ચિતરવા લાગી. હવે તેને વસ્ત્રોનું કે વાણીનું ઠેકાણું નહોતું. સંધ્યાકાળનો સમય થયો. એટલે ઉર્વશીએ પોતાના મસ્તકના ચોટલામાં પુષ્પો ગુંથ્યાં; છૂટા કેશકલાપથી તેના મુખની શોભા અત્યંત મનોહર થઇ હતી. ઘણાજ બારિક વસ્ત્રથી તેણે પોતાનાં ગોરાં સ્તનો આચ્છાદિત કર્યાં હતાં; તેણે વાદળી રંગનું વસ્ત્ર પહેર્યું હતું, અને તેમાંથી તેના અંગનું લાવણ્ય પળે પળે ઝળકાટ મારતું હતું. સ્તનના ભરાવાને લીધે કટિમાંથી સ્હેજ લચી પડતી રમણી ગજગતિથી ચાલતી અર્જુનના ભવનમાં આવી પહોંચી. તેના હૃદયમાં હવે મદનનો તનમનાટ બ્હેર મારી ગયો હતો, હવે તો 'અર્જુનને કેમ મળાશે' એજ વિચારથી તેનું ચિત્ત ભમતું હોય, એમ તેને લાગ્યું. દ્વારપાલોએ ઉર્વશીના આગમનની ખબર આપતાંજ અર્જુન સચેત થયો. ઉર્વશીના નાચથી વિહ્વલ બનેલો અર્જુન ઘેર ગયા પછી પોતાના બધા વિકાર સમાવી શક્યો હતો; અને તેને પોતાના ભાઇઓ અને પ્રિય દ્રૌપદીના વિચારો આવતા હતા. વળી કૌરવોની સાથે ક્યારે અને કેમ જંગ મચાવવો એ વિચારમાં પણ તે રોકાયો હતો. ત્યાં તો દ્વારપાલની મારફતે ઉર્વશી આવ્યાના સમાચાર જાણી અર્જુનના દિલમાં કંપ થયો. ઇન્દ્રના આ સંકેતની અર્જુનને ખબર નહોતી. જેવી ઉર્વશી અંત:પુરમાં આવી,

કે અર્જુન છોભિલો પડી ગયો. તેના ગાલ ઉપર શરમના શેરડા પડયા; અને નીચી દૃષ્ટિએ ઉર્વશી શું કહે છે તે સાંભળવાને ઉભો રહ્યા.

ઉર્વશીએ કહ્યું, "હે મહારાજ, તમેં કેમ આમ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા છો? મારી સાથે ઉંચું જોઇ વાતચિત તો કરો." ઉર્વશીનાં વચનથી અર્જુન શરમાઇને બોલી ઉઠયો, "દેવિ, શી આજ્ઞા છે? તમેં કહો તે કરવા તૈયાર છું." અર્જુનની આવી મીઠી વાણી સાંભળી ઉર્વશીને પોતાની ઇચ્છા સફળ થવાની આશા બંધાઇ. તેણે કહ્યું, "હે યુવન્, ઇન્દ્રની સભામાં આજે સ્હવારે મારો નાચ થતો હતો, તે વખતે આપને જ્યારથી મેં જોયા છે, ત્યારની હું કામાતુર થઇ ગઇ છું. ઇંદ્રે મને આપની પાસે આવવાને અનુજ્ઞા આપેલી છે. એટલે આપ નિઃશંક મનથી મને સંતોષ આપો." ઉર્વશીનાં આવાં વચન સાંભળી અર્જુને કાન ઉપર હાથ દીધા, અને કહ્યું, "હે સુંદરિ, તમારો અંગીકાર મારાથી થઇ શકશે નહીં; તમેં ઇંદ્રને ભોગ્ય હોવાથી મારે માતા સમાન છો. તમને ઇંદ્રાણી કે કુંતીના જેવાં હું ગણું છું. સભામાં મને જોઇને તમેં મારા ઉપર આસક્ત થયાં, તેમાં કાંઇ મારો વાંક નહોતો. તમેં પૂર્વે પુરૂરવાના કુળમાં રહીને અમારા પૂર્વજોને જન્મ આપ્યો હતો, તેથી તો તમેં અમારે મનથી પૂજ્ય છો." ઉર્વશી અર્જુનનાં આવાં વેણુથી છોભીલી પડી ગઇ, પણ હિમ્મતથી બોલી, "અર્જુન, અમેં તો સ્વર્ગની અપ્સરાઓ છીએ; અમેં કોઇની સ્ત્રીઓ નથી. જે જે પૂર્વજો તપશ્ચર્યા આદિ સાધનાથી સ્વર્ગલોકમાં આવે છે, તે બધા અમારી સાથે ગમન કરે છે. તેમાં અમને કે એઓને ધર્મનો બાધ આવતો નથી. માટે કૃપા કરીને મદનાગ્નિ શાન્ત કરો." અર્જુને પ્રત્યુત્તર આપ્યો, "હે સુંદરિ, તમેં આંહીથી વિદાય થાઓ, હું તમને પ્રણામ કરૂં છું. તમારે તો મને સદા પુત્ર જેવો જ ગણવો જોઇએ." અર્જુનનાં આવાં વચનથી ઉર્વશી ભગ્નાશ થઈ ગઇ. તેના દિલના ચૂરેચૂરા થઈ જતા હોય, એમ એને લાગ્યું; તેનું માથું ભમવા માંડયું. કામાગ્નિથી બળી ગયેલી ઉર્વશીએ આખરે અર્જુનને શાપ દીધો, "હે અર્જુન, વિકારયુક્ત દિલથી હું તમારી પાસે શાન્તિની આશાએ આવી, તેનો તમે આમ તિરસ્કાર કરો છો? હું તમને શાપ આપું છું કે તમેં સ્ત્રી વર્ગમાં નાચનાર નપુંસક થઇને રહેશો. મારા જેવી કામાગ્નિથી બળતી સ્ત્રીનો જે કોઇ પુરૂષ અનાદર કરશે, તે આમ શાપપાત્ર થશે." આટલું કહી ઉર્વશી ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઈ. બીજે દિવસે અર્જુને પોતાની સઘળી હકીકત ઇંદ્રને કહી સંભળાવી. ઇંદ્રે અર્જુનને આશ્વાસન આપ્યું, અને ધીરજ આપતાં કહ્યું, "હે અર્જુન! મેં તારા જેવો જીતેન્દ્રીય કોઇ જોયો નથી. તને ઉર્વશીએ શાપ આપ્યો છે, તેથી તું ખિન્ન થઈશ નહીં. આ શાપ તને સહાયકર્ત્તા થઇ પડશે. તારે એક વર્ષ પ્રચ્છન્ન રહેવાનું છે, તે વખતે આ શાપથી તું અજ્ઞાત રહી શકીશ."

ઇંદ્રના કહેવાથી અર્જુનના મનનું સમાધાન થયું. ઇંદ્રની પાસેથી વખત જતાં અર્જુને બીજાં ઘણાં અસ્ત્ર મેળવ્યાં. ઇંદ્રની અલકાપુરીમાં પૂર્ણ વૈભવમાં રહેતાં અર્જુનના ઘણા દિવસો પસાર થઈ ગયા. હવે તેને પોતાના ભાઇઓનો વિરહ સાલવા લાગ્યો. વારેવારે તે ઇંદ્રની રજા માગે, અને દરેક સમયે ઇંદ્ર તેને દૂર કરવાની ના પાડે. અર્જુન આથી ઘણો મુંઝાયો. હવે શું કરવું, એનો તેણે વિચાર કર્યો, પણ એકે રસ્તો સૂઝ્યો નહીં. ઇંદ્રે અર્જુનને અમુક સમય પછીથી જવા દેવાનું વચન આપ્યું, એટલે પોતાને રહેવાની મુદત પૂરી થવાની અર્જુને આતુરતાથી રાહ જોવા માંડી.

# પ્રકરણ ૨૪ મું.

## પાંડવો પ્રવાસે નીકળ્યા–બદરિકાશ્રમમાં નિવાસ.

યુધિષ્ઠિરાદિ ચાર ભાઈઓ અને દ્રૌપદી અર્જુનથી વિખુટાં પડ્યાને ત્રણેક વર્ષ વીતી ગયાં, તેથી તેઓ ઘણાં ઉદ્વેગમાં રહેવા લાગ્યાં. અર્જુનને મળવાની તેમની આકાંક્ષા વધારે તીવ્ર થતી ગઇ. તેઓ રાતદિવસ અર્જુનનુંજ ચિંત્વન કરવા લાગ્યાં. ધૌમ્ય મુનિ તેમનો ઉદ્વેગ દૂર કરવાને અનેક યુક્તિ પ્રયુક્તિ કરતા. યુધિષ્ઠિર એક રાત્રે ધૌમ્ય મુનિના ચરણ તળાંસતા હતા, તે સમયે અર્જુનનું સ્મરણ થવાથી તેમની આંખમાં આંસુ આવી ગયાં. ધૌમ્ય મુનિએ યુધિષ્ઠિરને ધીરજ આપી, અને અશ્રુનું કારણ પૂછ્યું. યુધિષ્ઠિરે કહ્યું, "હે ભગવન્, મને હમણાં અર્જુનનું સ્મરણ વારેવારે થાય છે, અને તેના વિના મને કાંઈ ગમતું નથી. મહારાજ, અમારા જેવાં કોઈપણ દુઃખી નહીં હોય!" ધૌમ્ય મુનિ બોલ્યા, "હે પાંડુપુત્ર, સાંભળ. તમારૂં દુઃખ કશાયે વિસાતમાં નથી. પૂર્વે નળ રાજા જે દુઃખ પામ્યો હતો, તેનો સોમો ભાગ પણ તમેં દુઃખ ભોગવ્યું નથી. માટે મનને એટલું બધું નિર્બળ ન બનાવવું કે જેથી અલ્પ દુઃખ મહાન થઈ પડે. એ તો એમજ ચાલ્યું જાય, માટે નકામો શોચ ન કરો." "ભગવન્ એ નળ કોણ હતો? અને એને શાથી દુઃખ પડ્યું, તે જરા વિસ્તારથી કહો, તો દુઃખીનું વૃત્તાંત સાંભળી દુઃખી હૈયાને સ્હેજ નિરાંત થશે." યુધિષ્ઠિરે હાથ જોડીને ધૌમ્યમુનિને પૂછ્યું. ધૌમ્યમુનિયે બધા ભાઈઓ અને દ્રૌપદીને પોતાની પાસે બેસાડ્યાં, અને નળની વાર્તા શરૂ કરી. નળ અને દમયંતીની ઉત્પત્તિ કેવી રીતે થઈ, તે બંને વચ્ચે અદૃષ્ટ પ્રેમ કેમ ઉદ્ભવ્યો, અને હંસની

સહાયથી નળે કેવી રીતે દમયંતીનો પ્રેમ મેળવ્યો. પછી સ્વયંવરમાં જવા નળ તૈયાર થયો; પણ વિઘ્નસંતોષી દેવો—ચાર લોકપાલો—એ દમયંતીના રૂપથી મોહ પામી નળની પાસે પોતાનાજ દૂત થવા અને દમયંતી ચારમાંથી એકને પરણે એમ એને સ્હમજાવવાની યુક્તિ કરવા નળને સ્હમજાવ્યો. દૂત રૂપે નળ દમયંતીના આવાસમાં ગયો; પણ નળના ઉપરજ પોતાનું મન આકર્ષાયેલું હોવાથી નળની બધીયે દલીલોને દમયંતીએ સાંભળી નહીં. હતાશ થયા છતાં મનમાં આનંદ પામતો નળ દેવો પાસે આવ્યો, અને બનેલો બધો વૃત્તાંત કહી દીધો. દેવો નળનાં રૂપ ધારણ કરી સ્વયંવરમાં ગયા. વરમાળ આરોપતી વખતે દમયંતી પાંચ નળ દેખી ગભરાઈ,અને વરમાળ આરોપતાં ખંચાઈ. આખરે નારદની યુક્તિથી વૈદર્ભિ નળને ઓળખી શકી. દેવો એ બંનેને લગ્નમાં વરદાન આપી વિદાય થયા. નળ દમયંતી નિષધ દેશ તરફ વિદાય થયાં, અને ત્યાં તેમણે મનગમતી મોજ ભોગવી.

તેમનું આ સુખ ઝાઝો સમય ટક્યું નહીં. કળિ નળ દમયંતી પછવાડે પડયો હતો. તેણે નળ અને પુષ્કર એ બે ભાઇઓને દ્યૂત રમાડી તેઓમાં વિક્ષેપ પડાવ્યો, અને નળ–દમયંતીને વનવાસ લેવડાવ્યો.વનમાં પણ કળિએ આ દંપતીને ત્રણ ત્રણ દિવસ અન્નજળ વિના રઝળાવ્યાં, એટલુંજ નહીં, પણ એકએક વસ્ત્રભેર વનમાં નીકળેલા નળને નગ્ન દશામાં લાવી મૂકયો. અડધું વસ્ત્ર ધારણ કરી દંપતી વનમાં ભટકતાં હતાં, ત્યાં નળની બુદ્ધિ તેણે ફેરવી. નિર્જન, ઘોર, અને ભયાનક અરણ્યમાં દમયંતીને ઉંઘતી મૂકીને નળ ન્હાસી ગયો. પતિપરાયણા સતીએ જાગી ઉઠતાં નળને ન દીઠો, તેથી તે છાતીફાટ રૂદન કરવા લાગી. ભયાનક અને નિર્જન વન, પોતે અબળા અને તે યે તે અસહાયા, યુવાવસ્થામાં અને અર્ધે વસ્ત્રે આચ્છાદિત થયેલી હોવાથી દમયંતી ચારે દિશામાં ભય દેખવા લાગી. વનમાં 'નળ નળ' બોલતે બોલતે ભટકતી દમયંતીને અજગર ગળતો હતો, ત્યાં પારધિએ તેને બચાવી; પણ પારધિની દાનત બગડી. દમયંતીએ પોતાનું શીયળ સાચવવા પારધિને શાપથી બાળી ભસ્મ કરી દીધો. કેટલેક દિવસે સાર્થવાહનો સંઘ જોતાં દમયંતી તેમાં ભળી ગઇ. પણ કળિએ યુક્તિથી દમયંતીને ત્યાં પણ રીબાવડાવી. આખરે પોતાની માશી ભાનુમતીના નગરમાં આવી. દમયંતીના આવા વેશથી માશીએ ભાણેજને ન ઓળખી, અને પોતાને ત્યાં દાસી તરિકે રાખી. કેટલોક સમય ત્યાં ગાળ્યા પછી સુદેવ બ્રાહ્મણે દમયંતીને ઓળખી, અને તેને તેના પિતાને ત્યાં તે લઇ ગયો. ત્યાં રહી દમયંતીએ નળની શોધ કરાવવા ઘણો પ્રયત્ન કર્યો.

દમયંતીને ત્યજી દઈ નળે વનમાં ઘણે દૂર જઈ એક કર્કોટક નામના નાગને બળતો બચાવ્યો. નાગે તેને દંશ કરી વિરૂપ બનાવી દીધો, અને એક વરસ અજ્ઞાત વાસમાં રહેવાનું હોવાથી નળને આ વિરૂપતા ઘણી લાભકર્ત્તા થઇ પડી.

ત્યાંથી નળ અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં સારથિ થઈને રહ્યો, અને બાહુક નામ ધારણ કર્યું. દમયંતીના મોકલેલા સુદેવ બ્રાહ્મણને નળ શોધતાં બાહુકને જોઈ કાંક વહેમ પડયો. દમયતી પાસે જઇ બાહુકની ચેષ્ટાઓ કહી સભળાવી. બીજો સ્વયંવર કરવાને મિષે બાહુકને ત્યાં લાવવાની યુક્તિ કરી. દમયંતીની યુક્તિઓ ફળી. બાહુક એજ નળ છે એમ ઘણી પરીક્ષાઓ પછી નિશ્ચિત થયું; આખરે નળ દમયંતી, અને તેમનાં બે બાળકો મળ્યાં. નળનો ભાઈ પુષ્કર સ્હમજ્યો. નળને રાજ્ય પાછું આપ્યું, અને દમયંતી અને બાળકો સાથે રહી નળે આનંદમાં જીવનનો બાકીનો ભાગ વ્યતીત કર્યો,

માટે હે યુધિષ્ઠિર, ખેદ માં કરો. સુખ દુઃખ હંમેશાં ચક્રની માફક ફર્યા કરે છે. સૂર્યને પણ અસ્તોદય હોય છે, તો મનુષ્ય તે કોણ માત્ર! પણ હું તમને હવે કહું છું કે તમે એક સ્થળે ન રહેતાં પર્યટન કરો. જુદા જુદા દેશો અને સ્થળો જોવાથી તમારા મનનો ઉદ્વગ કાંઇક ઓછો થશે. વળી તમને વિવિધ પ્રદેશોનું જ્ઞાન થશે. માટે હે યુધિષ્ઠિર, આવતી કાલે પ્રભાતમાં સ્નાન સંધ્યા વગેરેથી પરવારી આપણે આગળ પ્રયાણ આરંભીશું. ”

ધૌમ્ય મુનિનાં આવાં વચનથી પાંડવોના દિલમાં ઉત્સાહ આવ્યો. બીજે દિવસે પ્રભાતમાં પાંડવો સ્નાનાદિથી પરવાર્યા, એટલામાં ઇંદ્રલોકમાંથી લોમશ મુનિ અર્જુનનો સંદેશો લઇ પાંડવો પાસે આવ્યા. યુધિષ્ઠિરે અર્ધ્યાદિથી લોમશ મુનિનો સત્કાર કર્યો, અને હાથ જોડી તેમને પ્રણામ કર્યા. લોમશ મુનિ બોલ્યા, “ હે યુધિષ્ઠિર, હું ઇંદ્રલોકમાંથીજ આવું છું, અને અર્જુનનો સંદેશો સંભળાવવા તમારી પાસે આવ્યો છું. ઇંદ્રને ત્યાં અર્જુન ઘણાજ સુખમાં છે, માટે તેની ચિંતા ન કરશો. વળી તેનાં બધાં કાર્ય સિદ્ધ થયાં છે. તમારા શત્રુઓ હવે તમારી સાથે ફાવે તેમ નથી. ઈંદ્રે કહેવડાવ્યું છે કે અર્જુન હવે થોડો વખત મારી પાસે રહી તમારી પાસે આવશે. પણ તે બંને યે મને ખાસ કહેવાને મોકલ્યો છે કે તમે યુધિષ્ઠિર સાથે રહીને યાત્રાએ નીકળજો, અને તેમના મનમાં ઉદ્વેગ હોય તે શાન્ત પાડજો. ” લોમશ મુનિનાં વચનથી યુધિષ્ઠિરને ઘણો આનંદ થયો. ઘણે વર્ષે અર્જુનના સમાચાર મળવાથી પાંડવો અને દ્રૌપદીના હર્ષનો પાર રહ્યો નહીં, અને અર્જુનની ઈચ્છાને માન આપી પાંડવો લોમશ અને ધૌમ્ય મુનિ સાથે યાત્રાએ નીકળવા તૈયાર થયા.

પ્રવાસમાં ઓછાં માણસો હોય તેમ સારૂં, એવો લોમશ મુનિનો અભિપ્રાય જાણી પ્રવાસનો શ્રમ સહન ન કરી શકે તેવા અને બીજા ફાલતુ બ્રાહ્મણો અને સેવકોને યુધિષ્ઠિરે ધન આદિથી સંતોષી વિદાય કર્યા. કેટલાક નાગરિકો યુધિષ્ઠિરથી દૂર થવા રાજી નહોતા, તેમને યુધિષ્ઠિરે સલાહ આપી કે તમારે ધૃતરાષ્ટ્રને ત્યાં જઈને રહેવું, અને જો કૌરવોનો ત્રાસ થાય, તો દ્રુપદ રાજાના રાજ્યમાં તમને સર્વ પ્રકારની અનુકૂળતા મળી રહેશે. બધા વિદાય થયા પછી લોમશ

મુનિ, ધૌમ્ય મુનિ, ચાર પાંડવો, અને દ્રૌપદી એમ સાત જણાં તીર્થયાત્રા કરવા કામ્યક વનમાંથી નીકળી ગયાં.

પ્રવાસમાં જે જે તીર્થ, ક્ષેત્ર અને આશ્રમો આવ્યાં તે બધાનાં માહાત્મ્ય લોમશ મુનિ પાસેથી સાંભળી યુધિષ્ઠિરે દાન, સ્નાન કર્યાં, અને ત્યાં વસનારા મહાત્માઓનો સમાગમ કર્યો. પ્રથમ તો તેમણે પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું અને પ્રભાસ ક્ષેત્રમાં ગયા. પાંડવોને દ્વારિકાં તરફ આવતા જાણીને શ્રીકૃષ્ણ, બળદેવજી, સાત્યકિ, તથા બીજા યાદવો તેમને મળવા આવ્યા. પાંડવોની નિરાધાર દશા જોઇ બળદેવજીનું દિલ દુખાયું. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું, " કૃષ્ણ ! ધર્માત્મા યુધિષ્ઠિર આમ દુઃખ વેઠે છે, અને કપટી દુર્યોધન રાજ્ય ભોગવે છે, આથી સામાન્ય જન સમુદાય ઉપર શી છાપ પડશે ! બધા એમ ધારશે કે ધર્મ પાળનારો માણસ દુઃખી થાય, અને પ્રપંચી માણસ જ દુનિયામાં ફાવે છે. પાંડવોનું દૃષ્ટાંત બધા યે લેશે, અને પ્રપંચને ઉન્નતિના સાધનરૂપ માનશે. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અને ધૃતરાષ્ટ્ર આવા ધર્માત્માઓ આવો અન્યાય કેમ થવા દેતા હશે, તે સમજાતું નથી." બળભદ્રનાં આવાં વચન સાંભળી સાત્યકિએ યોગ્ય ટકોર માર્યો. તેણે કહ્યું, " દુઃખી મનુષ્યોનાં દુઃખ જોઈ તેમનાં સંબંધીઓ હાથ જોડીને બેસી રહે, અને બડ બડ કરે, એ તેમની નિર્બળતાજ ! આપણે પાંડવોના સંબંધીઓ હોવા છતાં કાંઇ કરી શક્તા નથી, એ આપણને લજ્જાસ્પદ છે. તમેં, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, સાંબ, અને મારા જેવા યોદ્ધાઓ હોવા છતાં પાંડવો આમ ધર્મથી દુઃખ વેઠે, એ કેટલું શરમ ભરેલું છે ! આજને આજ આપણી સેના હસ્તિનાપુર મોકલવી જોઈએ; અથવા બળદેવજી, તમેં એકલા ધારો તો પૃથ્વીને નમાવી શકો તેવા છો; વળી પ્રદ્યુમ્નના સામે દ્રોણ કે ભીષ્મ બધાયે પાણી ભરે તેમ છે, માટે કરો નિશ્ચય, અને થાઓ તૈયાર !" સાત્યકિનાં ઉશ્કેરતાં વચનો સાંભળી મંદ સ્મિત કરી શ્રીકૃષ્ણ બોલ્યા, " તમેં બધા કહો છો તે ખરૂં છે. પણ યુધિષ્ઠિરાદિ પાંડવો સ્વપરાક્રમથી કૌરવોને જીતવા ઇચ્છે છે, તમારા પરાક્રમથી મેળવેલું રાજ્ય યુધિષ્ઠિર સ્વીકારેજ નહીં." યુધિષ્ઠિર બોલ્યા, "હે ભાઇઓ, જ્યારે સંગ્રામનો સમય આવે ત્યારે સહાય થજો. હમણાં તો તમેં બધા દ્વારિકાંમાં પાછા પધારો. વખત આવ્યે અમો તમને નિમંત્રણ મોકલીશું." આ પ્રમાણે અરસપરસ ઘણી વાતો કરી પાંડવો યાદવોથી જુદા પડયા, અને પાંડવોએ પોતાની યાત્રા આગળ ચલાવી.

પશ્ચિમ દિશાનાં સઘળાં તીર્થો ફરી પાંડવોએ ઉત્તર તરફ પ્રયાણ આરંભ્યું. હિમાલય, અને બદરિકાશ્રમની સમીપના વનમાં તેઓ આવી પહોંચ્યા. લોમશ મુનિએ કહ્યું, "આપણે કૈલાસ પર્વતની નજીકમાં આવ્યા છીએ. હવે કૈલાસ અને મંદરાચળમાં પ્રવેશ કરવાનો હોવાથી સાવધાન રહેજો. આ સ્થળોમાં ગંધર્વો, યક્ષો, રાક્ષસો, અને કિંપુરૂષો ઘણા વસે છે, અને સ્થળ પણ ઘણું વિષમ છે." લોમશ

મુનિની સાવચેતીથી બધા સાવધાન થઇ ગયા, અને દ્રૌપદીનું રક્ષણ કરવા ધર્મપુત્રે ભીમને ખાસ સૂચના કરી. પહેલાં તો યુધિષ્ઠિરે સહદેવ અને દ્રૌપદીને લઇ પાછા વળવા, અને દ્વારિકાંમાં જઈને રહેવા ભીમને સૂચવ્યું. પણ દ્રૌપદી અર્જુનના દર્શનને માટે એટલાં બધાં ઉત્સુક હતાં કે તે બધાંને સાથે લીધા વિના યુધિષ્ઠિરને ન ચાલ્યું.

પ્રથમ તો ગંધમાદન પર્વતનો પ્રદેશ આવ્યો. આ પ્રદેશમાં તપસ્વીઓજ જઇ શક્તા હોવાથી, બધાંયે તપસ્વી બની ગયાં. પ્રવાસમાં પહાડી દેશના રાજા સુબાહુએ તેમનો ઘણો આદર સત્કાર કર્યો. ત્યાંથી પર્વતો, વન, નદી, નાળાં, અને સુંદર પ્રદેશની શોભા નિહાળતા નિહાળતા પાંડવો એ મુનિઓ સાથે ગંધમાદનના પ્રદેશમાં પેઠા. આ વખતે તેમને વરસાદ અને પવનનું તોફાન ઘણું નડયું. પાંડવોએ ગુફામાં અને ઝાડને ઓથે આશરો લઈ લીધો, અને જ્યારે તોફાન શાન્ત પડયું ત્યારે તેઓ ત્યાંથી આગળ ચાલ્યા. પણ દ્રૌપદીથી હવે વધારે વાર આગળ ચલાયું નહીં. પર્વતનો પ્રદેશ, વળી સ્ત્રી જાતિ, અને તેમાંયે રાજતનયા, વળી અર્જુનના વિયોગથી દુર્બળ બનેલી, વધુ પ્રયાસ કેવી રીતે કરી શકે ! દ્રૌપદીને મૂર્છા આવી. બધા ભેગા થઈ ગયા. સર્વે જણા દ્રૌપદીની આસનાવાસના કરવા મંડી પડયા. આખરે દ્રૌપદી શુદ્ધિમાં આવ્યાં. પણ આ વખતે ભીમસેને હિડિંબાથી ઉત્પન્ન થયેલા પોતાના પુત્ર ઘટોત્કચનું સ્મરણ કર્યું. સ્મરણ થતાંજ ઘટોત્કચ ત્યાં આવી ઉભો રહ્યો. ભીમે પુત્રને કહ્યું, " હે પુત્ર, આ તારી માતા દ્રૌપદીને ખાંધ ઉપર બેસાડી અમારી સાથે આકાશ માર્ગે ચાલ્યો આવ. બીજા રાક્ષસોએ પાંડવોને પોતાની ખાંધ પર બેસાડી લીધા, માત્ર લોમશ મુનિ તપના પ્રભાવથી અંતરિક્ષમાં ચાલવા લાગ્યા. તેઓ થોડાજ સમયમાં બદરિકાશ્રમમાં આવી પહોંચ્યાં. આ પ્રદેશ ખરેખર દેવભૂમિ સમાન હતો. ત્યાં વસતા ઋષિઓએ યુધિષ્ઠિરનો ફળ મૂળાદિથી સત્કાર કર્યો. દ્રૌપદી આ પ્રદેશની રમણીયતા જોઈ પોતાનું દુઃખ ભૂલી ગયાં.

# પ્રકરણ ૨૫ મું.

## પ્રવાસમાં ભીમસેનનું સાહસ-અર્જુનનું આગમન.

પાંડવો પ્રવાસમાં ઠેઠ બદરિકાશ્રમ સુધી આવ્યા, ત્યાંસુધી ભીમસેનના સાહસિક અને ઉત્પાતિયા સ્વભાવથી તેમને ઝાઝું સહન કરવું પડયું નહોતું. પણ આ વિકટ પ્રદેશમાં ભીમસેન ઢાંકયો ન રહ્યો. એક દિવસ પવનને

લીધે સૂર્યના જેવાજ તેજથી પ્રકાશતું, હજારો ઝીણી પાંખડીઓવાળું, અને સુગંધીથી ચારે દિશાઓ ભરી દેતું એક કમળ દ્રૌપદીની પાસે આવીને પડયું. દ્રૌપદીએ તે તુરત ઉપાડી લીધું, અને એને નિહાળીને આનંદ પામતે પામતે ભીમસેનને કહ્યું, "જુઓ આ સુંદર કમળ ! ઓહો ! આવું કમળ તો મેં મારી આટલી ઉમ્મરમાં આજેજ જોયું. મને લાગે છે કે આટલામાંજ સરોવરમાં કયાંક આ કમળો થતાં હશે. વ્હાલા ભીમસેન, મારે માટે તમે આવાં થોડાં વધારે કમળો ન લાવો !" સીતાજીનું મન મૃગમાં લોભાયું. તે સમયે તેમણે ન કર્યો અરણ્યનો વિચાર કે ન કર્યો રામના જીવનનો વિચાર, અને પોતાની હઠને ગમે તે પ્રકારે પૂર્ણ કરવાને રામને સુવર્ણના મૃગ પાછળ મોકલ્યા. તેમ દ્રૌપદીને એટલો પણ વિચાર ન આવ્યો કે આ પ્રદેશ તદ્દન અણજાણ્યો હતો, વળી યુધિષ્ઠિરે અને લોમશ મુનિએ ખાસ જણાવી દીધું હતું કે આ પ્રદેશ યક્ષો, કિન્નરો, ગંધર્વો અને કિંપુરૂષોને વસવાનું સ્થાન હોવાથી સર્વેએ સાવધાન રહેવું. આમ છતાં કેવળ કમળનાજ લોભથી ભીમસેનને આવા કાર્યમાં યોજાવા વિનંતી કરી. પાંડવોને પ્રવાસમાં ભીમસેનની જબરજસ્ત ઓથ હતી, તેથીયે ભીમસેનને સાહસિક કાર્યોમાં ન યોજવો, એમ યુધિષ્ઠિર પણ માનતા હતા પણ યુધિષ્ઠિરની જાણ બહાર દ્રૌપદી અને ભીમસેનને વાતચીત થઇ, અને પ્રિય દ્રૌપદીનું મન મનાવવા ભીમસેન હાથમાં ધનુષ્ય બાણ લઈ મદોન્મત્ત હાથીની પેઠે કમળ લેવા ઉપડી ગયો. આવા વિષમ સ્થળમાં દોડી જતાં તેને ન થયો ભય, કે ક્ષોભ! માર્ગમાં વાઘ, વરૂ, આદિ હિંસક પશુઓને પોતાના બળથી ત્રાસ આપતો, અને વૃક્ષ વેલીઓનો નાશ કરતો ભીમસેન આગળ વધવા લાગ્યો. તે પ્રદેશનાં ભયંકર પ્રાણીઓ પણ ભીમસેનને નવું પ્રાણી કલ્પી તેનાથી ડરવા લાગ્યાં. આગળ પ્રયાણ કરતાં ભીમસેને એક તળાવ દીઠું, ને તેમાં તેણે સ્નાન કર્યું, તથા કેટલાંક ફળો ખાધાં. પછી તૃપ્ત થઈ તેણે ત્યાંથી આગળ વધવા માંડયું. પણ માર્ગમાં મોટી શિલાપર સૂતેલો વારે વારે બગાસાં ખાતો એક વાનર પડેલો તેણે જોયો. આ વાનર પોતાના પૂછડાના પછાડવાથી આસપાસની ધરતીને ધ્રૂજાવતો હતો. તેની આંખો લાલ અને તેજસ્વી હતી. આ વાનરની કાયાને ન ગણકારી ભીમસેને તેને ત્રાડ પાડીને જગાડયો. પેલો વાનર ધીમેધીમે નેત્ર ઉઘાડી ભીમસેન તરફ જોવા લાગ્યો. તેણે ભીમસેનને કહ્યું, "ઓ માનવી, તું કોણ છે? મને શામાટે નકામો ત્રાસ આપે છે? મનુષ્ય જાતિએ તો પશુજાતિ ઉપર દયા ભાવથી વર્તવું જોઇએ, પણ તું તો અભિમાનથી પશુજાતિને તુચ્છ ગણું છું. માટે તું કોણ છે, અને કયાં જવાની ઇચ્છા રાખે છે? આથી આગળ મનુષ્ય જાતિથી જવાય તેમ નથી. માટે તારે મિષ્ટ ફળાદિ ખાવાં હોય તો ખાઇને આંહીંથીજ પાછો ફર." વાનરનાં આવાં વચનથી ભીમસેન ડરી જાય તેમ નહોતો. તેને તો દ્રૌપદીનું પ્રિય કરવું હતું. તેણે જવાબ આપ્યો, "હે

વાનર, મારે તારી સલાહની કશી જરૂર નથી. તું મને રસ્તો બતાવ, પછી હું મારૂં લાગ્યું ભોગવી લઇશ." વાનરે જવાબ આપ્યો, "ભાઈ, હું તો વૃદ્ધ અને અશક્ત છું. તેથી તુંજ આ મારૂં પૂછડું ઉંચું કરીને પેલી પાસ જા." ભીમસેને વાનરનું પૂછડું ડાબે હાથે બેદરકારીથી ઉપાડવા માંડયું, પણ પૂછડું તો જરાયે ખસ્યું નહિ, ત્યારે તેણે બે હાથનો ઉપયોગ કર્યો. પણ તેનો શ્રમ મિથ્યા ગયો. તેને શરીરે પરસેવો વળી ગયો, અને તેનું અભિમાન તૂટી જવાથી તે ખશીઆણો પડી ગયો. ભીમસેને વિચાર્યું કે આ મારા કરતાં કોઈ અધિક બળવાન છે. તેથી તેણે વાનરને પ્રણામ કર્યા, અને પૂછયું, "હે વાનર, તમે કોણ છો? અને અહીં શા માટે આમ આડા સૂતા છો? મને કૃપા કરીને તમારો વૃત્તાંત કહો." ભીમસેનનો અહંકાર ઉતરી ગયેલો જોઈ વાનર ઘણો ખુશી થઈ ગયો. તેણે કહ્યું, "હું હનુમાન છું. અને મને શ્રી રામે ચિરંજીવી રાખેલો છે. અહીં સીતાજીની કૃપાને લીધે યક્ષો અને અપ્સરાઓ આવી રામાયણનું મને શ્રવણ કરાવે છે. અહીંથી આગળ પર્વતોનો માર્ગ મનુષ્યોથી અગમ્ય છે. માટે તું જો આ રસ્તેથી જશે તો કોઈ તને શાપ દઈ તારો નાશ કરશે. કમળ લેવાની તારી ઇચ્છા છે, તો આ બીજે માર્ગે જા, અને ત્યાંથી તને કમળ મળશે." ભીમસેનને ખબર હતી, કે પોતે વાયુનો પુત્ર છે, અને વાયુનો પુત્ર હનુમાન પણ પૂર્વે થઇ ગયો હતો, એમ તેણે ઋષિમુનિઓ પાસેથી સાંભળ્યું હતું. આ વાનર હનુમાન છે, એમ તેની ખાત્રી થતાં જ ભીમસેન હનુમાનને નમી પડયો; અને તેની શુભાશિષ મેળવી. પણ ભીમસેનના હૃદયમાં એક કુતૂહલ જાગ્યું. તેણે હનુમાનને કહ્યું. "આજે હું રામભક્તનાં દર્શનથી ખરેખરો કૃતાર્થ થયો છું, પણ મારી એક પ્રાર્થના આપે સાંભળવી જોઇએ. આપે સમુદ્રનું ઉલ્લંઘન કર્યું, ત્યારે આપે જે રૂપ ધર્યું હતું, તેનાં મને દર્શન કરાવો," હનુમાને કહ્યું, "ભાઈ, તે સમય ગયો. હાલ તો હું વૃદ્ધાવસ્થા ભોગવું છું, એટલે મારી શક્તિ અને તેજ ક્ષીણ થઈ ગયાં છે." પણ ભીમસેને હઠ લીધી, એટલે હનુમાને પોતાનું રૂપ પ્રકટ કર્યું. તેનું શરીર ચારેપાસથી એવું તો વધી ગયું કે દશે દિશાઓ અંધકારમય થઇ ગઇ. પર્વતની પાસેના બીજા પ્રદેશો ઢંકાઈ ગયા. તેના ઉગ્ર સ્વરૂપના ભયાનક દેખાવથી ભીમસેનની આંખો એની મેળેજ મીંચાઇ ગઈ. ભીમસેને હનુમાનના ઉગ્ર સ્વરૂપની પ્રાર્થના કરી, અને સ્વરૂપને શાન્ત પાડવા વિનંતિ કરી. હનુમાને કહ્યું, "ભાઇ મારા આથી યે ભયાનક રૂપને તું જોઈ શકીશ પણ નહીં. રાવણ સાથે થયેલા મારા યુદ્ધ પ્રસંગે મારો વિકાળ દેખાવ થયેલો તે જગત અત્યારે સહી શકે તેમ નથી. રાવણને હું પલકમાં રોળી નાંખત, પણ એ યશ મેં રામચંદ્રજીને હાથેજ રહેવા દીધો. તું કહે તો દુર્યોધન આદિ કૌરવોનો એક ક્ષણમાં સંહાર કરી નાખું. તું કહે તો એ બધાને બાંધીને તમારી પાસે હાજર કરું. એક મોટી શિલા ફેંકી હસ્તિનાપુરના ચુરેચુરા કરી નાંખું.

તું જે કહે તે કરવા હું તૈયાર છું." હનુમાનનો આવો સદ્‌ભાવ જોઈ ભીમસેનનું હૈયું ગળગળું થઈ ગયું. તે બોલ્યો, "મહારાજ, આપનાં વચનથીજ અમારૂં કામ સિદ્ધ થઈ ચુકયું છે. આજથી પાંડવો અનાથ મટી સનાથ થયા છે. આપના પ્રભાવથી અમેં શત્રુઓને સ્હેજમાં જીતી શકીશું." હનુમાને ભ્રાતૃભાવથી કહ્યુ, "તમેં પાંડવો જ્યારે સિંહનાદ કરી શત્રુદળમાં પેસશો, ત્યારે હું તમારા ભેગો મારો નાદ મીલાવી દઈ શત્રુઓને આકુળ વ્યાકુળ કરી દઇશ. અર્જુનની ધજામાં બેઠે બેઠે હું એવો તો નાદ કર્યા કરીશ, કે શત્રુઓનાં ગાત્રો ઢીલાં થઈ જશે, અને તેઓ હામ હારી જશે." આટલું કહી ભીમને કમળવનનો માર્ગ બતાવી હનુમાન અંતર્ધાન્ થઈ ગયા.

હનુમાન અદૃશ્ય થયા પછી ભીમસેને નિર્દિષ્ટ માર્ગે પ્રયાણ કરવા માંડયું. માર્ગમાં જતે જતે તેને હનુમાન અને રામચંદ્રના વિચારો આવવા લાગ્યા. રામચંદ્રજીને આવા સમર્થ યોદ્ધાઓ મળ્યા હતા, છતાં યુદ્ધમાં ઘણો ત્રાસ વેઠવો પડયો હતો, તેનો વિચાર આવ્યો. આવા બળવંત યોદ્ધાઓ હોય, તોપછી રામચંદ્રનો શત્રુ કેમ જીવતો રહી શકે! એવા અનેક તર્કવિતર્ક કરતો કરતો ભીમસેન કમળવન પાસે આવી પહોંચ્યો. કમળવનની સુગંધીથી ભીમસેનનું મન શાન્ત થઈ ગયું. પણ આ કમળવનની રક્ષા કરનારા સેવકોએ ભીમસેનને ત્યાં આવેલો જોઈ તેનાં નામ સ્થળ વિગેરે પૂછવા માંડયું. ભીમસેને જવાબ આપ્યો, "હું ભીમસેન છું, અને યુધિષ્ઠિરનો નાનો ભાઈ છું. અમો સઘળા ભાઈઓ અમારી સ્ત્રી દ્રૌપદી સાથે બદરિકાશ્રમમાં રહીએ છીએ. ત્યાં પવનથી એક કમળ ઉડતું ઉડતું આવી પહોંચવાથી દ્રૌપદીને બીજાં ઘણાં કમળો લેવાની ઈચ્છા થઇ છે, તેથી તે લેવા આંહીં આવ્યો છું." કુબેર સેવકો બોલ્યા, "આ સ્થાન તો કુબેરને વિહાર કરવાનું છે. કુબેરની રજા વિના અપ્સરાઓ પણ વિહાર કરી શકતી નથી, તો તું મનુષ્ય તે કોણ માત્ર! માટે જો તારે કમળ પુષ્પો લેવાં હોય, તો કુબેરની રજા લે. તેમની રજા વિના તારાથી પુષ્પો લેવાશે નહીં." ભીમસેન બોલ્યો, "જે વસ્તુ હું દેખું છું. તે લેવાને માટે હું કોઈની યાચના કરતો નથી. ક્ષત્રિયોએ કોઈની પાસે યાચના ન કરવી એ સનાતન ધર્મ છે." આમ કહી ભીમસેને કમળો તોડવા માંડયાં. કુબેરના અનુચરો ભીમસેન ઉપર તૂટી પડયા, પણ ભીમસેને તેમને પૃથ્વી ઉપર એવા તો પછાડયા, કે તેઓ ત્રાસ પામીને ત્યાંથી ન્હાસી ગયા, અને કુબેર પાસે જઇને ફર્યાદ કરી કે ભીમસેન નામનો કોઈ પાંડવ કમળો તોડે છે. કુબેરે કહ્યું, "ભીમ દ્રૌપદીને વાસ્તે ભલે કમળો લઇ જાય. માટે એને હેરાન કરશો નહીં" ભીમસેને કોઇપણ જાતના ઉપદ્રવ વિના નિરાંતે લેવાય તેટલાં કમળો તોડી લીધાં.

ભીમસેનને ગયે ઘણી વાર થઈ, પણ ભીમસેન જ્યારે પાછો આવ્યો નહીં, ત્યારે દ્રૌપદીને ચિંતા થવા લાગી. હવે

તેમને પસ્તાવો થયો કે 'મેં શા માટે ભીમસેનને મોકલ્યો!' આમ વિચાર કરતાં દ્રૌપદી બેઠાં હતાં, એટલામાં એકાએક બદરિકાશ્રમમાં ભયંકર ઉલ્કાપાતો થવા લાગ્યા, અને પ્રચંડ પવન વાવા લાગ્યો. મોટું યુદ્ધ થવાનો યુધિષ્ઠિરને વહેમ પડયો, અને તેમણે ભીમસેનની શોધ કરવા માંડી. પણ ભીમસેનનો ત્યાં કાંઈ પણ પત્તો લાગ્યો નહીં; એટલે યુધિષ્ઠિરે દ્રૌપદીને પૂછ્યું, "ભીમસેન ક્યાં છે? એણે ક્યાંક સાહસ તો નથી કર્યું?" દ્રૌપદીએ કમળ સંબંધે બનેલો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, અને ભીમસેન જે દિશાએ ગયેલો હતો તે દિશા બતાવી. દ્રૌપદીનાં વચન સાંભળી યુધિષ્ઠિરે ઘટોત્કચને ખભે દ્રૌપદીને લેવડાવી તે દિશામાં પ્રયાણ કર્યું. રસ્તામાં જતે જતે તેમને ભીમસેનનાં કૃત્યો પ્રત્યક્ષ થતાં ગયાં.કોઈ ઠેકાણે જંગલી જાનવરોનો સંહાર થયેલો દીઠો, ઝાડો ઉખેડી નાંખેલાં જેયાં; આ બધાં ભીમસેનનાં પરાક્રમની નિશાની ગણી યુધિષ્ઠિર આગળ ચાલવા લાગ્યા. એટલામાં તો તેમણે ભીમસેનને કમળો લઇ પાછો ફરતો જેયો. યુધિષ્ઠિરે ભીમસેનને ઘણો ઠપકો આપ્યો, અને હવેથી આવું સાહસ ન કરવાનું સૂચવી તેઓ ત્યાંજ રહેવાનો નિશ્ચય કરતા હતા, એટલામાં આકાશવાણીનું સૂચન થવાથી તેઓ બધાં પાછાં બદરિકાશ્રમમાં આવીને રહ્યાં.

બદરિકાશ્રમમાં જટાસુર ના એક રાક્ષસ બ્રાહ્મણનું રૂપ ધરી પાંડવોની સાંનિધ્યમાં રહેતો હતો. તે લાગ જેઇને પાંડવોનાં આયુધો અને દ્રૌપદીને હરી જવાને ઇચ્છતો હતો. એક દિવસ ભીમસેન, ઘટોત્કચ, અને લોમશમુનિ આશ્રમથી દૂર ગયા હશે, તેવે સમયે લાગ સાધી તેણે યુધિષ્ઠિર, સહદેવ અને નકુલ તથા દ્રૌપદી અને પાંડવોનાં શસ્ત્રો લઈ ચાલવા માંડયું. યુધિષ્ઠિરે તેને ઘણો રહમજાવ્યો, તથા ભીમસેન વિગેરેનો ભય દર્શાવ્યો, પણ તે પાપી વધારે વેગથી આગળ ચાલવા લાગ્યો. જ્યારે યુધિષ્ઠિરના કહેવાની કાંઇ અસર થઈ નહીં, ત્યારે યુધિષ્ઠિરે પોતાના સત્યના પ્રભાવથી જટાસુરના ઉપર એટલો ભાર મુકી દીધો કે તેની ગતિ મંદ થઈ ગઇ. એટલામાં ભીમસેન બ્હારે આવી પહોંચ્યો, અને તેણે જટાસુરની સાથે મહાયુદ્ધ કરી, તેને શિલા ઉપર એવા જેરથી પછાડયો કે રાક્ષસ તમ્મર ખાઈ ભૂમિ ઉપર પડી ગયો. પછીથી ભીમે તેના ધડ ઉપરથી તેનું મસ્તક ખેંચીને તોડી નાંખ્યું. જટાસુર મરણ પામ્યા પછી પાંડવો પાછા બદરિકાશ્રમમાં આવીને રહેવા લાગ્યા.

અર્જુન જતે જતે યુધિષ્ઠિરને કહેતો ગયો હતો કે "પાંચ વર્ષ અસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કરી હું તમને કૈલાસમાં મળીશ." અર્જુનના આ વચનની સ્મૃતિ યુધિષ્ઠિરના મનમાં તાજી હતી. અર્જુનને ગયે પાંચમું વર્ષ ચાલતું હતું, તેથી યુધિષ્ઠિર બદરિકાશ્રમમાં બ્રાહ્મણોના આશિર્વાદ મેળવી ઘટોત્કચ સાથે હિમાલયની બીજી બાજુ તરફ આવ્યા. કેટલેક સ્થળે પાંડવો અને સાથે આવેલા કેટલાક બ્રાહ્મણો પગે ચાલતા હતા, વિકટ માર્ગે તેઓ ઘટોત્કચ આદિ રાક્ષસોના ખભા ઉપર બેસતા

હતા. આમ કરતે કરતે કેટલેક સમયે તેઓ હિમાલયના પાછલા ભાગ તરફ આવ્યા. વનની રમણીય શોભા, અને મનને આલ્હાદ કરનાર મધુર શીતલ પવનથી ભીમસેન દ્રૌપદી આદિ સહુના થાક ઉતરી ગયા. વનની અદ્દભૂત શોભા નિહાળતા નિહાળતા તેઓ બધા વૃષપર્વા નામના ઋષિના આશ્રમમાં આવ્યા. તેમણે વૃષપર્વાને આદરથી પ્રણામ કર્યા, અને ઋષિએ પાંડવોને ઉચિત સન્માન આપ્યું. ત્યાંથી પાંડવો ઋષિની સૂચના પ્રમાણે માર્ગ કાપતા કાપતા આગળ ચાલ્યા, અને આર્ષ્ટિષેણ ઋષિના આશ્રમમાં આવ્યા, આ આશ્રમમાં પાંડવોએ અર્જુનના આવતા સુધી રહેવાનો નિશ્ચય કર્યો. આંહી રહીને તેઓ હંમેશાં ગંધર્વો અને અપ્સરાઓનાં ગાન સાંભળી શકતા હતા. વળી તેમને સિદ્ધ લોકોનાં દર્શન પણ થતાં હતાં. રાત્રીના સમયે પૂર્ણિમા જેવું તેજ હંમેશાં ત્યાં પ્રકાશતું હતું. આવા રમણીય સ્થળમાં પાંડવો અર્જુનના આગમનની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

એક દિવસ પાંડવો પોતાનાં નિત્યકર્મથી પરવારીને લોમશ મુનિ અને ધૌમ્ય મુનિની સમક્ષ બેસીને વાર્તા વિનોદ કરી રહ્યા હતા, એટલામાં તેમણે દિવ્ય રથનો ઘોષ સાંભળ્યો, અંતરિક્ષમાં તેજ પ્રસારતો તે રથ આકાશમાંથી નીચે ઉતરવા લાગ્યો. જેમ જેમ રથ નીચે ઉતરતો ગયો, તેમ તેમ માતલિ સારથી અને રથમાં બેઠેલો અર્જુન સ્પષ્ટ દેખાવા લાગ્યા. અર્જુનને આવેલો જોઈ પાંડવો અને દ્રૌપદીની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. રથમાંથી ઉતરી અર્જુને પ્રથમ ધૌમ્ય મુનિ, લોમશ મુનિ, યુધિષ્ઠિર અને ભીમસેનને અનુક્રમે પ્રણામ કર્યા, અને દ્રૌપદી સહદેવ તથા નકુળની ખબર પૂછી. પાંડવોએ ઇંદ્રના રથની પ્રદક્ષિણા કરી માતલિનો ઇંદ્ર જેટલો સત્કાર કર્યો, અને સઘળા દેવતાઓનું કુશળ પૃછયું. માતલિ યોગ્ય ઉત્તર આપી યુધિષ્ઠિર તથા અર્જુનની રજા લઇ પાછો ઇંદ્ર લોકમાં રથ લઇ ગયો. અર્જુને પોતાનાં બધાં અસ્ત્રો દ્રૌપદીને આપ્યાં અને તેમનો ઇતિહાસ સંક્ષેપમાં કહી સંભળાવ્યો. તે દિવસ તો બધાએ આનંદમાં ગાળ્યો. બીજે દિવસે પ્રભાતમાં અંતરિક્ષમાં દિવ્ય નાદો સંભળાયા, અને એનો એજ રથ ફરી પાછો ત્યાં આવ્યો. તેમાંથી ઇંદ્ર પોતે બહાર આવ્યા. યુધિષ્ઠિરે તેમનું યોગ્ય વિધિથી પૂજન કર્યું. ઇંદ્રે યુધિષ્ઠિરને કહ્યું, "હે યુધિષ્ઠિર, આ અર્જુને અમારૂં ઘણું કામ કર્યું છે, તેથી તેને સઘળાં અસ્ત્રો મળી ચુક્યાં છે. હવે તમને જગતમાં કોઈ જીતી શકશે નહીં. તમારાં વનવાસનાં વર્ષો પૂરાં થતાં તમને તમારૂં રાજ્ય પાછું મળશે. તમે અહીંથી કામ્યક વનમાં જઇને રહો. " આટલું કહી ઇંદ્ર રથારૂઢ થઈ સ્વર્ગમાં સીધાવ્યો.

ઇંદ્રના ગયા પછી પાંડવોએ અર્જુનની સાથે ઘણા દિવસ સુધી એનાં પરાક્રમની અને ઇંદ્રસભાની વાતો કરી. દ્રૌપદી અર્જુનના પરાક્રમથી એવાં ખુશી થઈ ગયાં, કે તેમને એમજ લાગવા માંડયું કે કૌરવોએ કરેલા અપમાનનો બદલો હવે લેવાશે. અર્જુનને લીધે પાંડવો વીર્યવાન અને હિંમતવાન દેખાયા. ઇંદ્રને ત્યાં રહીને અર્જુને નિવાત કવચ નામના

દૈત્યોને મારી ઈંદ્રને સહાય કરી હતી, અને ઈં તેનો ઘણો ઉપકાર માન્યો હતો, વિગેરે વાતો અર્જુને પોતાના ભાઈ, દ્રૌપદી ધૌમ્ય અને લોમશ મુનિ સમક્ષ કહી સંભળાવી; હવે યુધિષ્ઠિરને એમ લાગ્યું કે કૌરવો હાર્યા છે. વનવાસ કષ્ટદાયી થવાને બદલે લાભકર્તા થઇ પડયો, તેથી તેઓ દૈવનો ઉપકાર માનવા લાગ્યા.

---

# પ્રકરણ ૨૬ મું.

## અવિચારી સાહસનું ફળ-પતિપરાયણા સતી.

બાર વરસના વનવાસમાં યુધિષ્ઠિરને ભીમસેનને માટે જેટલી ચિંતા થતી, તેટલી બીજા કોઈ માટે થતી નહોતી. ભીમસેન સ્થળ અને સમય વર્તી કામ કરતો ન હોવાથી તેનાં સાહસો અવિચારીજ થતાં, અને તેનું પરિણામ બધાંને દુઃખદ થઈ પડતું. દ્રૌપદીને સાચવવામાં યુધિષ્ઠિર જેટલી સંભાળ રાખતા, તેના કરતાં વધારે સંભાળ ભીમસેનને સાચવવામાં રાખવી પડતી. ભીમસેનને લીધે પાંડવો સુરક્ષિત હતા. અર્જુન સ્વર્ગમાં ગયો, ત્યારે પાંડવોના રક્ષણનો આધાર ભીમસેન ઉપર હતો; અર્જુનના પાછા આવ્યા પછી પણ યુધિષ્ઠિર એ બે ભાઈઓને માટે વધારે કાળજી રાખતા. અર્જુન શસ્ત્ર-વિદ્યામાં પારંગત થયેલો હતો, અને જો કે તે સાહસિક હતો, પણ તેનું સાહસ હંમેશાં વિચારપૂર્વક થતું. ભીમસેન અને અર્જુનમાં આટલોજ તફાવત હતો. બંને બળવાન હતા, પણ વિવેકના ગુણમાંજ આ બંને જુદા પડતા. પરિણામે આવતું કે અર્જુનનું બળ સર્વત્ર વખણાતું, અને તેનું પરિણામ હંમેશાં ફળદાયી થતું; પણ ભીમસેનના બળનો પાશવ અંશ બહાર પડતો, અને કેટલીક વાર ભીમસેન નિષ્ફળ જતો.

ઈંદ્રલોકમાંથી અર્જુન આવ્યા પછી, પાંડવો આર્ષ્ટિષેણના આશ્રમમાં ચારેક વરસ રહ્યા. વનવાસમાં દસ વર્ષ પૂરાં થયાં હતાં, અને અગિયારમું વરસ ચાલતું હતું. તેથી યુધિષ્ઠિરને વિચાર સૂઝયો કે તેરમું વરસ ગુપ્ત રહેવાનું હોવાથી બે વરસ હસ્તિનાપુરની આસપાસ ગાળ્યાં હોય, તો તેરમા વરસમાં દૂર પ્રદેશમાં રહેવા ગયા પછી કૌરવોને સંશય ન આવે. કૌરવો એમજ સહમજે કે પાંડવો હસ્તિનાપુરની આસપાસ રહે છે, તેથી ગુપ્ત રહેવાના વર્ષમાં કૌરવો તેટલા પ્રદેશમાં તપાસ કર્યા કરે. આ વિચાર તેમણે બીજા ભાઇઓ આગળ મૂકયો. બધા ભાઇઓ યુધિષ્ઠિરના વિચારને સંમત થયા, અને ઋષિઓની આજ્ઞા લઇ ઘટોત્કચ

આદિ રાક્ષસોની સહાયથી પાંડવોએ પર્વત ઉપરથી નીચે ઉતરવા માંડયું. લોમશ મુનિ પાંડવોને આશિર્વાદ આપી સ્વર્ગમાં સીધાવ્યા. પાંડવો અનેક રમણીય પ્રદેશો જોતા જોતા વૃષપર્વાના આશ્રમમાં એક માસ રહી, સુબાહુના નગરમાં આવ્યા. ત્યાંથી તેમણે ઘટોત્કચ તથા બીજા રાક્ષસો, પોતાના રથ, અને સેવકોને વિદાય કર્યા, અને પછી એકલા પાંડવોજ યામુન પર્વતના ગાઢ વનના પ્રદેશમાં આવી પહોંચ્યા.

આ પ્રદેશમાં ભીમસેન મૃગયા કરવા માટે હાથમાં ધનુષ્ય બાણુ લઈને દૂર નીકળી પડયો. તેણે ઘણાં બાણો મારી મૃગ, સૂવર, પાડા, વાઘ, જંગલી હાથી વિગેરેનો સંહાર કરી નાંખ્યો. ભીમસેનને પોતાના બાહુબળનું ઘણું અભિમાન હતું, તેથી જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે તે ધનુષ્ય-બાણુ હેઠાં મૂકી દઇ પોતાના બાહુબળનો ઉપયોગ કરતો. આ જંગલમાં પણ તેણે તેમજ કર્યું. પોતાનાં ધનુષ્ય-બાણુ વેગળાં મૂકી, જંગલી પાડા, હાથી વિગેરે જાનવરોને મુક્કીથી, અથવા હાથમાં ચુડ લેરવી મારી નાંખવા લાગ્યો. ભીમસેનના આવા અપૂર્વ બળથી ઘણાં જનાવરો ન્હાસ-ભાગ કરવા લાગ્યાં, તેમને ભીમસેને પાછળ પડી પકડી પાડયાં, અને શિલાઓ ઉપર પછાડી પછાડી મારી નાંખવા માંડયાં. પર્વત ઉપર પડેલી મોટી મોટી શિલાઓને ઉચકી ઉચકી દૂર ફેંકવા લાગ્યો. ભીમસેનના આવા કૃત્યથી જંગલમાંનાં બધાં પશુઓએ કોલાહલ મચાવી મૂક્યો, ત્યારે ભીમસેન ત્રાડો પાડી પશુઓને નસાડવા લાગ્યો. આમ કરતે કરતે ભીમસેન ઘીચ જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં એક મોટો અજગર મુખ વિકાસી પડયો હતો. અજગરે ભીમસેનને જોયો, કે તુરત એક છલંગ મારી તેને ચુડ ભરાવી પકડી લીધો. તેની ચુડમાંથી નીકળવા ભીમસેને ઘણાંએ ફાંફાં માર્યાં, પણ તેનાથી સેજ પણ હલાયું નહીં. તેનું હજાર હાથીનું બળ જતું રહેતું હોય એમ એને લાગ્યું. હવે તો ભીમસેનનો ગર્વ ગળ્યો. એને હવે ચિંતા થવા લાગી. સુખ દુ:ખનો ચક્રાવો હવે તેને સ્હમજાયો. પુરૂષાર્થ ઉપરથી તેની શ્રદ્ધા ઉઠી જવા લાગી; તેણે વિચાર કર્યો, “પુરૂષાર્થ સર્વથા વ્યર્થ છે. પુરૂષાર્થથી દૈવવિહિત નિયમોને ઉલ્લંઘવા પુરૂષ સમર્થ નથી. મેં જે હાથે હજારો રાક્ષસો, હત્યા, હાથીઓને મારેલા, તેજ હાથ હવે નકામા થઇ પડયા છે. હું મરી જઈશ તેની ચિંતા નથી; કારણ હવે અર્જુન કૈરવોને પુરો પડે તેમ છે; પણ બિચારા યુધિષ્ઠિર, જ્યારે મને આમ મરેલો જાણશે ત્યારે તેમના હૃદયને કેવો આઘાત થશે? વળી દુર્યોધન પણ જ્યારે મારૂં અજગરને હાથે થયેલું મોત સાંભળશે, ત્યારે મારા બળનો એ કેવો ઉપહાસ કરશે! અરેરે! હવે હું શું કરૂં!” ભીમસેન આમ નિરાશ થતો અજગરના મુખમાં પડયો હતો, તે સમયે પંડવોના નિવાસ સ્થાન પાસે અશુભ શુકનો થવા લાગ્યા; શિયાળીઆં બરાડવા લાગ્યાં, યુધિષ્ઠિરનું ડાબું અંગ ફરકવા લાગ્યું, પ્રચંડ પવન વાવા લાગ્યો, કાગડા ભયસૂચક શબ્દો

કરવા લાગ્યા. આ બધું જોઇ યુધિષ્ઠિર ભીમસેનની ખબર કાઢવા ઉઠયા. તપાસ કરતાં જણાયું કે ભીમસેન તો જંગલમાં શિકાર કરવા ગયો છે. તે ઉપરથી દ્રૌપદીની સંભાળ અર્જુનને સોંપી યુધિષ્ઠિર ભીમસેનની તપાસ કરવા નીકળ્યા. માર્ગમાં ભીમસેનનાં કૃત્યની નિશાનીઓ જણાતી હતી, તે આધારે યુધિષ્ઠિર આગળ ચાલ્યા. આખરે જ્યાં ભીમસેન અજગરના મુખમાં પકડાયો હતો ત્યાં તે આવી પહોંચ્યા.

પૂર્વે યયાતિ રાજાના પિતા નહુષ રાજાને દેવોએ ઇંદ્રની પદવી આપી, હતી. ઇંદ્રે વૃત્રાસુરનો વધ કર્યો, તેથી તેને બ્રહ્મહત્યા લાગી હતી, તે પાપનું નિવારણ કરવાને તેણે જળમાં નિવાસ કર્યો હતો. ઇંદ્રના ખાલી પડેલા આસને દેવોએ નહુષ રાજાનું તપ જોઈ તેનેજ બેસાડયો. પણ નહુષ રાજા ઇંદ્ર થયો કે તુરત તેને ઇંદ્રાણી સાથે ભોગ ભોગવવાની ઇચ્છા થઇ. પણ ઇંદ્રાણીનો નિયમ હતો કે ઇંદ્ર જ્યાં સુધી હયાત હોય, ત્યાં સુધી અલ્પ સમય માટે ઇંદ્ર થઇ બેઠેલા નહુષની ઇચ્છા પૂરી પાડવી નહીં. ઇંદ્રાણીએ મોટા મોટા ઋષિ મુનિઓને બોલાવી નહુષને સમજાવવા કહ્યું, પણ નહુષ એકનો બે થયો નહીં. આખરે ઇંદ્રાણીયે યુક્તિ કરી. નહુષના સ્વભાવની તેને ખબર હતી. તેણે કહ્યું,"હે રાજન્ તમે શ્રેષ્ઠ ઋષિઓને ખભે પાલખી મૂકાવી મારે ભવન પધારો, ત્યાં આપણે ભોગવિલાસ ભોગવીશું." ઇંદ્રાણીનાં આવાં મીઠાં વચનથી લોભાઈ નહુષે શ્રેષ્ઠ ઋષિઓને પાલખી ઉપાડવાની આજ્ઞા કરી. કામથી વિહ્વલ થયેલા નહુષને ઋષિઓની ગતિ ઘણી ધીમી જણાઇ. તેથી તેણે સર્પ સર્પ —(ઝડપથી ચાલો ચાલો) આમ વારે વારે કહ્યું. અગસ્ત્ય મુનિને આથી કોપ ચ્હઢયો,અને નહુષને તેમણે શાપ આપ્યો: "હે પાપી, તું અનાચારમાં પ્રવૃત્ત થઈ અમારા જેવા મુનિઓને તારા કાર્યમાં યોજે છે, અને તારા કામાંધપણાને લીધે તું અમને અપમાનકારક શબ્દોથી સંબોધે છે, તેથી તું સર્પ થઈને અવનિમાં પડ, અને જ્યારે તારા કુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિરનાં તને દર્શન થશે, ત્યારે તું સર્પયોનિમાંથી મુક્ત થઈશ." આ શાપના પ્રતાપથી નહુષે અજગરનું રૂપ ધારણ કરી આ પ્રદેશમાં નિવાસ કર્યો. તે પ્રતિક્ષણે યુધિષ્ઠિરની રાહ જોતો હતો. એટલામાં તેણે ભીમસેનને દીઠો, અને પૂર્વજન્મની સ્મૃતિને લીધે તેણે ભીમસેનને ચુડ ભેરવી. તેને ખાત્રી હતી કે ભીમસેનને છોડાવવા યુધિષ્ઠિર આવશે.

જ્યારે યુધિષ્ઠિરે ભીમસેનને અજગરની ચુડમાં ઝપટાયેલો જોયો, ત્યારે તેમને ઘણો ખેદ થયો. ભીમસેનને કેવી રીતે છોડાવવો, તેનો એ વિચાર કરવા લાગ્યા. પણ એટલામાંજ અજગરને મનુષ્ય વાચા થઈ. અને તે બોલ્યો, "હે યુધિષ્ઠિર, આ તારા ભાઇ ભીમને મેં પકડયો છે. જો તારે એને જીવતો રાખવો હોય તો હું પૂછું એટલા પ્રશ્નનો ઉત્તર આપ. જો તારા ઉત્તર સત્ય હશે, તો ભીમસેનને હું છોડી દઈશ." પછી અજગરે પોતાનો બધો પૂર્વવૃત્તાંત કહ્યો, અને યુધિષ્ઠિરને પ્રશ્નો પૂછવા માંડયા.

અજગરે કહ્યું, "હે રાજન્, બ્રાહ્મણ કોને કહેવો ?" યુધિષ્ઠિરે વિચારપૂર્વક ઉત્તર દીધો, "હે સર્પરાજ, જે મનુષ્ય સત્યવાન,દાનવીર,ક્ષમાશીલ હોય,અને જેનામાંથી ક્રોધનો નાશ થયો હોય, તે જ સાચો બ્રાહ્મણ છે. બ્રાહ્મણ સદૈવ દયાભાવ પોષે છે, તેનું જીવન તપસ્વી હોય છે. સુખ દુઃખ, હર્ષ શોકનો વિચાર કર્યા વિના બ્રહ્મનું સ્વરૂપ ઓળખવામાં જે સતત્ પરિશ્રમ સહે છે, તેજ સાચો બ્રાહ્મણ છે."

યુધિષ્ઠિરના આ પ્રશ્નથી અજગરને સંતોષ થયો. તેણે વળી પૂછવા માંડયું, "હે ધર્મરાજ, આર્યજાતિમાં ચાર વર્ણ સરજાઈ છે. આ ચારે વર્ણ વેદને પ્રમાણ ગણે છે. તદનુસાર જો કોઇ શૂદ્રમાં બ્રાહ્મણનાં ઉપર્યુક્ત લક્ષણો દેખાય, તો તેને બ્રાહ્મણ માની શકાય કે કેમ ?"

યુધિષ્ઠિર બોલ્યા, "જે શૂદ્રમાં બ્રાહ્મણનાં ઉપર્યુક્ત લક્ષણો જણાય,તે બ્રાહ્મણપુત્ર કરતાં નિઃસંદેહ શ્રેષ્ઠ છે."

અજગરે વળી પૂછયું, "જો ચારિત્ર્યને લીધેજ બ્રાહ્મણત્વનો સ્વીકાર થતો હોય, તો શું જાતિ વૃથા છે ?"

યુધિષ્ઠિરે નિર્ણય કર્યો, "નિઃસંદેહ, વેદમાં પ્રમાણ છે કે બ્રાહ્મણપુત્રને બ્રાહ્મણના સંસ્કાર ન થાય, તો તે શૂદ્ર છે. બ્રાહ્મણ સંતાન પ્રકૃતિથીજ બ્રાહ્મણનાં લક્ષણ વ્યક્ત કરે, તોજ તેને બ્રાહ્મણના સંસ્કારનો અધિકાર પ્રાપ્ત થાય છે."

અજગરે બીજો પ્રશ્ન પૂછયો, "હે મહાવીર, જ્ઞાન એ કઇ વસ્તુ છે? જ્ઞાન પ્રાપ્ત કરવાથી કિયો અર્થ સરે છે?" યુધિષ્ઠિર બોલ્યા, વનરાજ, બ્રહ્મ એજ જ્ઞાન છે. જ્ઞાનથી મોક્ષ સાધ્ય થાય છે. મોક્ષ સાધ્ય કરનારને સુખ દુઃખ, લાભ–હાનિ, જીવન–મરણ, સંભવી શકતાંજ નથી."

પોતાના પ્રશ્નોનો સંતોષકારક પ્રત્યુત્તર મળતાં અજગરે પોતાનો દેહ નાશ કરવા યુધિષ્ઠિરને વિનંતિ કરી. યુધિષ્ઠિરે અજગરને માર્યો,ત્યારે અંતરિક્ષમાં ગડગડાટ સંભળાયો. થોડીજ વારમાં નહુષ રાજા પોતાનું દિવ્ય શરીર ધરી યુધિષ્ઠિરની પાસે આવ્યા. યુધિષ્ઠિરે તથા ભીમે તેમને પ્રણામ કર્યા. નહુષ રાજા તેમને આશિર્વાદ આપી સ્વર્ગમાં સીધાવ્યા.

અગિયારમું વર્ષ પૂર્ણ થયા પછી પાંડવો યામુન પર્વતના પ્રદેશમાંથી નીકળી હસ્તિનાપુર પાસે કામ્યકવનમાં આવીને રહેવા લાગ્યા. કામ્યકવનમાં મુનિ લોકોએ તેમને ઘણું માન આપ્યું, તથા તેમને રહેવા માટે અનુકૂળતા કરી આપી. પાંડવો હસ્તિનાપુરની સમીપમાં આવ્યા જાણી શ્રીકૃષ્ણ સત્યભામાને લઇ પાંડવોને મળવા આવ્યા. ધૌમ્યમુનિ, યુધિષ્ઠિર તથા ભીમસેનને પ્રણામ કરી શ્રીકૃષ્ણ અર્જુનને પુષ્કળ વ્હાલથી ભેટયા. અર્જુને પોતાનો ઇંદ્રલોકનો બધો વૃત્તાંત કહી બતાવ્યો. શ્રી કૃષ્ણ અર્જુનના પરાક્રમથી ઘણા ખુશી થયા. કેશવે દ્રૌપદી તથા પાંડવોને સર્વના કુશળ કહ્યા. દ્રૌપદીના પાંચે પુત્રોને શ્રીકૃષ્ણે દ્વારિકાંમાં બોલાવીને રાખ્યા હતા, તથા અભિમન્યુને પ્રદ્યુમ્નની સાથે રાખી ધનુર્વિદ્યા શીખવી હતી,એ બધી વાત તેમણે પાંડવોને કહી વળી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું, "હે યુધિષ્ઠિર, તમે કાર્ય કરતાં ધર્મને

મુખ્ય ગણો છો; તથા ધર્મની વૃદ્ધિને માટે તપ, સત્ય, અને સરળતા પાળો છો, તેથી તમારો અવશ્ય જય થશે. કૌરવો ઘણા અન્યાયથી વર્તે છે, માટે તમે જો આજ્ઞા આપો, તો કૌરવોને હરાવી તમારૂં રાજ્ય તમને અમે અપાવીએ. તમારી પ્રતિજ્ઞાનાં વર્ષ પૂર થયે તમે આવીને તમારૂં રાજ્ય સભાળજો." શ્રી કૃષ્ણનું આમ બોલવું સાંભળી યુધિષ્ઠિરે હાથ જોડ્યા, અને કહ્યું, "હે મહાભાગ, આપ પાંડવોના ધણીજ છો. પાંડવો આપનેજ શરણે છે. વખત આવ્યે આપ સહાય કરજો. હમણાં તો અમારે કાંઈ કરવું નથી. બાર વર્ષ પૂરાં થવા આવ્યાં હોવાથી હવે અમારે ગુપ્ત રહેવાનું છે. તેથી તમેં બધાંને લઇને દ્વારિકામાં જાઓ." શ્રી કૃષ્ણે પાંડવોને સહાય કરવાનુ વચન આપ્યું; અને કેટલાક દિવસ પાંડવો સાથે રહ્યા. ત્યાં નારદજી માર્કંડેય આદિ ઋષિઓ પણ પાંડવોને મળવા આવી ગયા.

કામ્યક વનમાં દ્રૌપદી એક દિવસ સત્યભામા પાસે બેઠાં હતાં. એકાંત વાસમાં વાત કરતાં એક બીજાને વિનોદ કરાવતાં હતાં. તે સમયે સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું, "હે દ્રૌપદિ, તમેં પાંચે પાંડવોની અનુકૂળતા કેવી રીતે સાચવી શકોછો? પાંડવો તમારા ઉપર કદીયે કોપાયમાન થતા નથી, એટલુંજ નહીં, પણ તમારાં વચનને ઉથાપતા પણ નથી. એવું તે તમે શું વશીકરણ કર્યું છે કે પાંચે પાંડવો તમારી પાસે બકરી જેવા થઈને રહે છે! એકજ પતિનું મન સાચવવું ભલભલી સતી સ્ત્રીને પણ કોઈવાર ભારે થઇ પડે છે, તો તમેં જુદા જુદા સ્વભાવના પાંચે પતિનાં મન કેમ સાચવી શકો છે.? શું તેમનામાં માંહો માંહે ઈર્ષ્યા થતી નથી? તમે શું બધા તરફ સમાન ભાવ દેખાડી શકોછો? હે સખિ, મારા આ સંશયનો નિર્ણય કરો."

સત્યભામાનાં વચન સાંભળી દ્રૌપદી શરમ ઇ ગયાં. તેમણે સત્યભામાને કહ્યું, "હે સત્યભામા, હલકી સ્ત્રીને તમેં જેવા સંશયથી પૂછો તેવાજ સંશયથી તમેં મને પૂછો છો, એટલે તમને હું શો ઉત્તર આપું? પતિને વશ કરવા કામણ ટુમણજ કામ લાગે છે એમ નથી. એવાં મલિન કાર્યથી પતિ વશ થવાને બદલે પતિપત્નીમાં ઉલટો વિક્ષેપ પડે છે. કામણ વિગેરેથી પતિને વશ કરવાનો વિચાર કરવો એ તો નીચ સ્ત્રીઓનું કામ છે. સારી સ્ત્રીઓ પતિની ઇચ્છા પ્રમાણે વર્તે છે; અહંકાર, કામ, ક્રોધ આદિ ત્યજે છે; પોતાના મનમાં મલિન વિચાર આવવા દેતી નથી; ખરાબ ભાષણ અને અયોગ્ય વર્તનથી વિમુખ રહે છે; તેઓ પતિને શાન્તિ આપે છે, અને પોતે શાન્ત રહે છે, પરપુરૂષનું ચિંત્વન પણ તેઓ કરતી નથી; પતિની બધી સગવડો સાચવી પછીથી પોતાનું કાર્ય આટોપે છે; તેઓ પતિ સાથે નિયમથી અને હસતે મોઢે વાતચિત કરે છે; અને પતિમાંજ પોતાનું સર્વસ્વ સમાવે છે મારે પાંચ પતિ છે, એવું હું સ્વપ્ને પણ ધારતી નથી. હું કોઇને મોટા-નાના ગણુતી નથી; એકની પાસે રહી બીજાનું ચિતવન પણ કરતી નથી. બધાની આજ્ઞા પાળવી, એ મારૂં કર્તવ્ય સમજું છું. કોઇની લાગણી દુભાવતી નથી. બોલો,

સત્યભામા, હવે કોને મારી સાથે રીસાવાનું, કે ક્રોધ કરવાનું રહે ! આ પ્રમાણે તમે વર્તશો, તો તમે પણ શ્રી કૃષ્ણને વશ કરી શકશો.”

આ બંને સતી સ્રીઓ ત્યારપછી વિખુટી પડી. પાંડવોને હવે ગુપ્ત વાસમાં રહેવા જવાનું હોવાથી શ્રી કૃષ્ણ દ્વારિકાં તરફ સીધાવ્યા, અને પાંડવો હવે બાર વર્ષ પૂરાં થવા આવેલાં હોવાથી એકાંતવાસનો વિચાર કરવા લાગ્યા.

# પ્રકરણ ૨૭ મું.

## ખોદે તે પડે.

પાંડવોના બાર વર્ષના વનવાસ દરમ્યાન ધૃતરાષ્ટ્રને તેમની હિલચાલની ખબર ગુપ્ત દૂતો દ્વારા મળ્યે જતી હતી. પોતાના પરાક્રમી ભાઈના પુત્રો આમ અરણ્યમાં લૂખું સૂકું ખાઇ ભટક્યાં કરે એ વિચારથી ધૃતરાષ્ટ્રને ઘણીવાર દુઃખ થતું; પણ પોતાના પુત્રોનો સ્વાર્થ તેને ઉંધી મતિ સૂઝાડતો હતો. દ્રૌપદી–વસ્ત્ર–હરણ પ્રસંગે ઉચ્ચારાયેલાં ભીમસેનનાં વચનો તેને ઘણાં સાલતાં હતાં, અને એ અન્યાયનું વેર પાંડવો લીધા વિના રહેવાના નથી, એમ જાણી પાંડવોને અન્યાય થયો છે, એવું તેના મનમાં વસી શકતું નહોતું. કોઈકવાર કુળના અસ્તિત્વનો વિચાર આવતાં જ્યારે તે મુંઝાઇ જતો, ત્યારે વિદુરને બોલાવી તેની સાથે તે વિવાદ કરતો. પરિણામ એ આવતું કે વિદુરનું સત્ય અને સ્પષ્ટ કથન તેને રૂચતું ન હોવાથી વિદુરનું વારે વારે અપમાન કરવામાં આવતું. આમ જ્યારે ઘણીવાર થયું, ત્યારે વિદુરે પણ સાચો અભિપ્રાય આપવો છોડી દીધો, અને ધૃતરાષ્ટ્ર જ્યારે જ્યારે અભિપ્રાય માગતો, ત્યારે ત્યારે વિદુર મૌન ધારણ કરતા. વિદુરે ક્યારનું યે ભવિષ્ય ભાખ્યું હતું કે પાંડવ કૌરવોનાં યુદ્ધ મંડાશે, અને કપટી કૌરવોનો અવશ્ય વિનાશ થશે. આવો ઘોર વિનાશ થતો અટકાવવાને વિદુરે અનતું કર્યું હતું, પણ અભિમાની અને અંધ પિતાપુત્રમાંથી કોઇ સ્હમજ્યા નહોતા, અને ઉલટો ‘ ચોર કોટવાળને દંડે ’ એ ન્યાયે તેઓ વિદુરને તુચ્છકારી કાઢતા. પાંડવો ઉપર વિદુરને ઘણી દયા આવતી, પણ પોતે પરાધીન હોવાથી કાંઈ કરી શકયા નહોતા.

અર્જુન સ્વર્ગમાં ગયો, પાંડવોએ તીર્થાટન કર્યું, અને અર્જુન સર્વ અસ્ત્ર વિદ્યાનું જ્ઞાન મેળવીને પાછો આવ્યો, આ બધી વાત ધૃતરાષ્ટ્ર પાસે ધીરે ધીરે આવી હતી, અને આથી તેની ચિંતામા દિનેદિને વૃદ્ધિ થયાં કરતી હતી. અર્જુને દિવ્યાસ્રોનું જ્ઞાન મેળવ્યું સાંભળીને તેને એમ લાગ્યું કે અર્જુન

એકલોજ સઘળા કૌરવોને હણવા સમર્થ થયો છે. ધીરે ધીરે તેણે એમ પણ સાંભળ્યું કે દેવોએ અને ઇંદ્રે પણ અર્જુનને ઘણો વખાણ્યો છે, અને અર્જુને ઇંદ્રના દુશ્મન રાક્ષસોને મારી ઇંદ્ર ઉપર મોટો ઉપકાર કર્યો છે. અર્જુન અને દ્રૌપદી સાથે પાંડવો હસ્તિનાપુરની પાસે કામ્યક વનમાં આવીને રહ્યા છે, એમ પણ તેણે બ્રાહ્મણોને મોઢેથી સાંભળ્યું. પાંડવોનું સારૂં કે નરસું સાંભળી એને ખેદ થતો હોવાથી ધૃતરાષ્ટ્ર કોઈ રીતે સુખી નહોતો.ધનના લોભને લીધે તે પાંડવોને ન્યાય આપી શકયો નહોતો; પુત્ર તરફના પક્ષપાતને લીધે તે પોતાના પુત્રોનો અન્યાય જોઈ શકતો નહોતો. ભીમસેન અને અર્જુન એજ તેની નજરમાં ખુંચતા હતા.

પાંડવોની અત્યાર સુધીની હીલચાલ ઉપર દુર્યોધને સંપૂર્ણ લક્ષ આપ્યું હતું. વનવાસમાંયે પાંડવો જ્યારે સ્વપરાક્રમથી કીર્તિ મેળવ્યે જતા હતા, ત્યારે તેમની કીર્તિની વાતો સાંભળી દુર્યોધન રાજપ્રાસાદમાં રહ્યે રહ્યે વનવાસનાં દુઃખો ભોગવતો હતો. ક્વચિત્ પાંડવોના પ્રતાપાગ્નિની જ્વલંત જ્યોત તેને અંજાવી નાંખતી હતી. દેવો પાસેથી અર્જુને અસ્ત્રો મેળવ્યાં, અને દેવો ઉપર ઉપકાર કરી અર્જુને પોતાનો પક્ષ સબળ બનાવ્યો, એ બધી વાતો ધીરે ધીરે દુર્યોધનના કાન ઉપર જેમ જેમ અથડાવા લાગી, તેમ તેમ તેનો ઉત્સાહ મંદ પડતો જણાતો હતો. રાજ્યસુખ તેને ક્ષણિક લાગ્યાં કરતું હતું, અને ભીમસેનની ભયંકર પ્રતિજ્ઞાઓના પડઘા પ્રત્યેક ક્ષણે તેના દિલમાં કંપ ઉપજાવતા હતા. તેના આવા મંદ ઉત્સાહના સમયમાં તે કર્ણ તરફ દૃષ્ટિ નાંખતો ત્યારે તેના હૈયામાં શાન્તિનું કિરણ આંખો પણ સ્પષ્ટ પ્રકાશ ફેંકતું. કર્ણ બળમાં અર્જુનનો સમોવડીઓ છે, એમ દુર્યોધન માનતો હતો.કર્ણ આગળ અર્જુન નહીં ફાવે, એમ પણ તેને લાગ્યાં કરતું હતું. કર્ણની વાક્પટુતા દુર્યોધનની આ માન્યતાને સુદૃઢ બનાવ્યે જતી હતી. ગર્વ અને અભિમાનથી ભરેલી કર્ણની વાણીમાં કેટલું સત્ય અને ઊંડાણ છે, તેનો દુર્યોધને વિચાર સરખો પણ કર્યો નહીં.

પાંડવો જ્યારે કામ્યક વનમાં આવીને રહ્યા, ત્યારે શકુનિએ અને કર્ણે દુર્યોધનને પાંડવો વિરુદ્ધ અનેક વાતો કહી ઉશ્કેર્યો. તેમણે કહ્યું, "હે રાજન્, તમેં આમ નિરૂદ્યમી થઈ બેસી રહેશો, તો પાંડવોનો પરાજય તમેં કદાપિ કરી શકવાના નથી. વનવાસમાં જેમ પાંડવોએ પુરુષાર્થથી અર્થસિદ્ધિ કરી છે, તેમ તમારે પણ તેમનાં છિદ્રો શોધી કાઢી તેમને સંતાપવા જોઇએ. અત્યારે તેઓ કામ્યક વનમાં આવીને વસેલા છે. માટે તમારૂં ઐશ્વર્ય બતાવી તમારે તેમને એવા આંજી નાંખવા જોઈએ કે જેથી તેઓ ઈર્ષ્યાને લીધે પોતાનો ધર્મ ચૂકી અન્ય પાર્થિવોની દૃષ્ટિએ દોષિત ઠરે. ભીમસેન ઘણોજ ઈર્ષ્યાખોર હોવાથી આપણા ઐશ્વર્યથી અંજાઈ પોતાની પ્રતિજ્ઞા ચૂકી ન કરવાનું કરી બેસે, તો આપણને તેનું કાર્ય અનુકૂળ જ થઈ પડશે,

આમ થવાથી પાંડવો અધર્મી છે, એમ પ્રસિદ્ધ થશે, અને તેમનો પક્ષ આપોઆપ નિર્બળ થઇ જશે. વળી દ્રૌપદીએ અભિમાનમાં રાજસૂય યજ્ઞ સમયે તમારૂં અપમાન કર્યું હતું, તેનો પ્રતિકાર કરવાને તમારી રાણીઓને પણ ત્યાં લઇ જવી જોઇએ.સ્ત્રીઓનો એ તો સહજ સ્વભાવ છે કે પોતાના પ્રતિસ્પર્ધીની સ્ત્રીઓને સંપૂર્ણ વૈભવમાં જોઇ તેઓ ઇર્ષ્યાગ્નિથી બળે છે. પોતાના પાંચ ભર્તારોને દરિદ્રાવસ્થામાં સડતા જોઈ દ્રૌપદીના અભિમાન અને ગર્વનું ખંડન થશે, અને કદાચ તેને પાંડવો ઉપર તિરસ્કાર આવવાથી તમારા ઐશ્વર્યથી અંજાઈ તમનેજ વરવાને તે ઇચ્છે પણ ખરી !"

શકુનિ અને કર્ણની વાગ્જાળમાં દુર્યોધન ફસાયો. ગાયોની ગણના કરવાનું નિમિત્ત કાઢી, દ્વૈતવનમાં જવાની ધૃતરાષ્ટ્ર પાસેથી અનુમતિ મેળવી, દુર્યોધન મૃગયાશીલ મનુષ્યો સાથે હસ્તિનાપુરમાંથી નીકળ્યો. માર્ગમાં અનેક પ્રકારના અનાચારો અને અત્યાચારો કરતે કરતે દુર્યોધનનું સૈન્ય નિરંકુશ બની સ્વચ્છંદતાથી આગળ વધ્યે જતું હતું, ત્યાં માર્ગમાંજ ગંધર્વ સેનાપતિ ચિત્રસેનનું સૈન્ય પડર્યું હતું. દુર્યોધનના સૈન્યની ગતિનો અવરોધ થવાથી ચિત્રસેનને પોતાનું સૈન્ય ઉઠાવી લેવાની તેણે મદોન્મત્ત થઇ આજ્ઞા કરી; પણ ચિત્રસેન દુર્યોધનથી ડરી જાય તેવો નહોતો. દુર્યોધનની આજ્ઞાની અવજ્ઞા કરી, ચિત્રસેને યુદ્ધને માટે તૈયારી કરી, અને કૌરવના સૈન્ય ઉપર સહસા આક્રમણ કર્યું. કૌરવ સૈન્યે થોડાક સમય સુધી ગંધર્વ સૈન્ય સ્હામે ટક્કર ઝીલી, પણ ગંધર્વ વિદ્યાના સામર્થ્ય આગળ કૌરવ સૈન્યનું કશું ચાલ્યું નહીં. કર્ણ અને દુર્યોધને ચિત્રસેન સ્હામે થોડા વખત પ્રતિરોધ કર્યો, પણ આખરે તેમને રણાંગણ છોડી ન્હાસી જવું પડર્યું. દુર્યોધન અને દુ:શાસન બંને પલાયન કરતા હતા, તેમને ચિત્રસેને મહા પ્રયત્ને પકડી લીધા અને તેમને પોતાના બંદીવાન બનાવ્યા.

ગંધર્વ સૈન્યથી પરાજિત થયેલું કૌરવ સૈન્ય ન્હાસતું ન્હાસતું કામ્યક વનમાં જ્યાં પાંડવો બેઠા હતા, ત્યાં 'માર્યા, માર્યા' પોકારતું આવી પહોંચ્યું. પાંડવોએ સૈન્ય દ્વારા દુર્યોધન અને દુઃશાસનનો વૃતાંત જાણ્યો. ભીમસેન તથા દ્રૌપદી તો આ વૃતાંત સાંભળી હર્ષઘેલાં થઇ ગયાં. વિના પ્રયત્ને પાંડવોનો જન્મશત્રુ આમ નાશ પામશે, જાણી ભીમસેન દ્રૌપદીનો હર્ષ માતો નહોતો, પણ યુધિષ્ઠિરનું દિલ કૌરવોની આવી દશાથી ઘણું દુ:ખાયું. તેમણે ગળગળે સાદે ભીમસેનને તથા અર્જુનને સૈન્ય લઈ પોતાના એ કૌરવ ભાઇઓને મુક્ત કરવા આજ્ઞા કરી. તેમણે ખુશી થતા ભીમસેનને કહ્યું, "ભાઇ, તું આમ રાજી થઈશ નહીં.અત્યારે કૌરવોનું દુ:ખ જોઈ રહેવાનો સમય નથી. આમાં તો આપણા કુળની લાજ જવા બેઠી છે. આપસઆપસમાં આપણે ગમે તેમ વિખવાદ કર્યા કરીએ પણ આપણે એકસો ને પાંચ ભાઈઓ છીએ, એવું પારકાને તો જણાવવુંજ જોઇએ. કૌરવસ્ત્રીઓની લાજ જાય

તે આપણે આંહી બેસી જોયાં કરીએ, એ આપણને છાજતું નથી.માટે હું છતાં તો એવું નહિ થવા દઉં. ” આટલું બોલી યુધિષ્ઠિર અધીરા થઈ ગયા, અને દુર્યોધન દુઃશાસનને ગંધર્વની સત્તામાંથી મુક્ત કરવા ભીમસેન અર્જુનને વારંવાર આજ્ઞા કરવા લાગ્યા.યુધિષ્ઠિરની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી ભીમાર્જુને ચિત્રસેનને પકડી પાડયો, અને તેની સાથે યુદ્ધ આરંભ્યું. ભીમસેને અપૂર્વ બળથી ગંધર્વ સેનાને ત્રાસ આપ્યો, અને અર્જુને દિવ્યાસ્ત્રોથી ગંધર્વ સેનાપતિ ચિત્રસેનને હંફાવ્યો. આખરે ચિત્રસેન આ બે પાંડવ ભાઇઓના પરાક્રમથી ખુશ થઈ ગયો, અને તેણે અર્જુનને કહ્યું, “હે અર્જુન, તારા દુશ્મનનો એમના પોતાના કૃત્યથી નાશ થવાનો છે,માટે તું એમને મુક્ત કરવાનો પ્રયત્ન ત્યજી દે, તમે હવે હસ્તિનાપુર જઇ નિષ્કંટક રાજ્ય ભોગવો. તમને પીડા આપવાનો દુર્યોધનનો ઉદ્દેશ જાણીઈ તમારા હિત માટેજ મને આંહી મોકલ્યો છે. માટે હવે તમે હસ્તિનાપુર જાઓ, અને વનવાસનાં દુઃખોથી મુક્ત થઇ રાજ્યસુખ ભોગવો. ” અર્જુને કહ્યું, “ચિત્રસેન, યુધિષ્ઠિર રાજાની આજ્ઞા છે કે અમારે કૌરવ ભાઇઓને તમારી સત્તામાંથી મુકત કરવા, માટે તમારે તેમને મુક્ત કરવાજ પડશે. ” આખરે ચિત્રસેને દુર્યોધન દુઃશાસનને ભીમસેન અર્જુનના હાથમાં સોંપ્યા, અને પોતાના સૈન્ય સાથે ત્યાંથી તે ચાલ્યો ગયો. માર્ગમાં ભીમસેને દુર્યોધન દુઃશાસનને અપાર કુવચનો કહ્યાં અને અનેક પ્રકારનાં અપમાનોથી તેમને શરમિંદા બનાવી દીધા.

જ્યારે બે બંદીવાન કૌરવ ભાઇઓને યુધિષ્ઠિર પાસે લાવવામાં આવ્યા, ત્યારે તેમની આવી દશા જોઈ યુધિષ્ઠિર ગળગળા થઇ ગયા, તેમની આંખમાં આંસુ આવી ગયાં, અને દુર્યોધનને કહેવા લાગ્યા, “ભાઇ હવેથી તું આવું અવિચારી કૃત્ય ન કરીશ. આવાં કૃત્યથી કાંઈ સારાં ફળ આવતાં નથી. કૌરવસ્ત્રીઓ તથા ભાઇઓને લઈને તું હસ્તિનાપુરમાં જા. ” યુધિષ્ઠિરનાં આવાં મીઠાં અને સ્નેહશીળાં વચન સાંભળી દુર્યોધન લાજનો માર્યો ઊંચું જોઇ શકયો નહીં. પાંડવો પાસેથી છુટી દુર્યોધન નિઃશ્વાસ નાંખતો નાંખતો હસ્તિનાપુર આવ્યો. તેને પોતાનું જીવન અકારૂં લાગવા માંડયું. શત્રુના હાથથી મુક્તિ મેળવવી એના કરતાં ગંધર્વના હાથથી નાશ પામવું દુર્યોધનને વધારે શ્રેયસ્કર લાગ્યું હતું. હસ્તિનાપુરમાં આવ્યા પછી દુર્યોધનને એવો તો તીવ્ર ઉદ્વેગ થયો હતો, કે મૃત્યુને આવ્હાન કરવાનું તેને ઘણીવાર મન થતું. પણ તેનો નિત્યનો આશ્વાસનસ્તંભ કર્ણ તેને ધીરજ આપવા લાગ્યો. કર્ણે દુર્યોધનનો વિષાદ દૂર કરવાને તેને કહ્યું, કે “જ્યાં સૂધી હું અર્જુનને યુદ્ધમાં મારીશ નહીં,ત્યાં સૂધી હું નિરાંતે બેસીશ નહીં. હે રાજન્, પાંડવો તો આપણા દાસ છે, અને તેમણે દાસ તરીકે આપણી સેવા ઉઠાવી છે, માટે તમારે શોચ કરવો નહીં. એમણે પોતાનો ધર્મ પાળ્યો છે, તેથી આપણે શરમાવાનું લેશ પણ કારણ નથી. ” કર્ણનાં વચનોથી દુર્યોધનનું બળતું હૃદય શાન્ત થયું, અને તેણે

ઉદ્વેગ ત્યજી દઈ પુનરપિ રાજ્યકારભારમાં ઉત્સાહથી પોતાનું કાર્ય ચલાવવા માંડયું.

હસ્તિનાપુરમાં પાંડવોના શૌર્યની અને દુર્યોધનના પરાજયની વાતો થવા લાગી. ધૃતરાષ્ટ્રે પણ એ વાત સાંભળી, અને દુર્યોધનના અવિચારી કામને માટે ઠપકો દીધો. ભીષ્મે સમય સાધી દુર્યોધનને શિખામણના બે શબ્દો કહ્યા. પણ ભીષ્મને વૃદ્ધ ગણી તેમનો ઉપહાસ કરી દુર્યોધન ચાલ્યો ગયો. દુર્યોધનના ઉદ્વેગને શાન્ત કરવા કર્ણે અશ્વમેધ યજ્ઞ કરવાની તેને સલાહ આપી. કર્ણની સલાહ પ્રમાણે દુર્યોધને અશ્વમેધ યજ્ઞનો આરંભ કરાવ્યો. બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યાં; કર્ણ સૈન્ય સાથે દિગ્વિજય કરવા નીકળી પડયો. થોડા વખતમાં કર્ણ દિગ્વિજય કરી પાછો આવ્યો, અને દુર્યોધને વિધિપૂર્વક યજ્ઞ પૂરો કર્યો. આ યજ્ઞમાં આવવા પાંડવોને નિમંત્રણ મોકલવામાં આવ્યું, પણ યુધિષ્ઠિરે દૂત સાથે કહાવ્યું કે "અમે તેર વર્ષ પુરાં થયા વિના પ્રતિજ્ઞા પ્રમાણે પુરમાં પ્રવેશ કરી શકીએ તેમ નથી. માટે ધૃતરાષ્ટ્રને અમારા પ્રણામ સાથે કહેજો કે અમારાથી યજ્ઞમાં આવી શકાય તેમ નથી." યુધિષ્ઠિરનો સંદેશો સાંભળી ભીષ્મ આદિ ઘણા પ્રસન્ન થયા, પણ દુર્યોધને તો એમજ માની લીધું કે પાંડવો ઇર્ષ્યાને લીધે યજ્ઞમાં ભાગ લેવા ના પાડે છે. યજ્ઞની સમાપ્તિ થયા પછી કર્ણે દુર્યોધનને રીઝવવા માટે પ્રતિજ્ઞા લીધી કે "રાજન્, તમે પાંડવોને પરાજિત કરી રાજસૂય યજ્ઞ કરજો. જ્યાં સુધી હું અર્જુનને નહીં મારૂં ત્યાં સુધી હું માંસ ભક્ષણ કરીશ નહીં, મદ્યપાનનો ત્યાગ કરીશ, અને યાચકને કોઈપણ વસ્તુની ના પાડીશ નહીં." કર્ણની આવી પ્રતિજ્ઞા સાંભળી આખી સભાએ તેને ધન્યવાદ આપ્યો. કર્ણની પ્રતિજ્ઞાની વાત યુધિષ્ઠિરને દૂતો મારફત મળી; અને તેમને કર્ણના બળ વિષે ચિંતા થવા લાગી. દ્રૌપદીના અપમાનનો બદલો કેમ લેવાશે? કર્ણના શૌર્યનું ખંડન કેવી રીતે થશે? કૌરવો કેમ જીતાશે? અર્જુનનું શું થશે? વિગેરે વિચારોથી યુધિષ્ઠિર અસ્વસ્થ થવા લાગ્યા. તેઓ વારેવારે નિઃશ્વાસ મૂકવા લાગ્યા. એટલામાં એક દિવસ વેદવ્યાસ ત્યાં પધાર્યા. યુધિષ્ઠિરે તેમનો વિધિપૂર્વક સત્કાર કર્યો. યુધિષ્ઠિરને ચિંતાતુર જોઈ વ્યાસે કહ્યું, "હે યુધિષ્ઠિર, તમે શા માટે ચિંતા કરો છો? દુઃખ અને સુખ ચક્રની માફક ફર્યા કરે છે. સુખ ત્યાં દુઃખ, અને દુઃખ ત્યાં સુખ અવશ્ય આવ્યાં જાય છે. સુખમાં જે માણસ છકી જતો નથી, અને દુઃખમાં સત્ય, દયા, ધૈર્ય, ધર્મ અને શાન્તિ ત્યજતો નથી, તે જ પરિણામે સુખ ભોગવે છે. તમે તેર વર્ષ વનવાસનાં પૂરાં કરશો, પછીથી તમને તુરત રાજ્ય મળશે. માટે તમે ચિંતા ત્યજી દો." આમ યુધિષ્ઠિરને ધીરજ આપી વેદવ્યાસ ત્યાંથી ચાલી નીકળ્યા.

પાંડવોને બાર વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં, અને તેઓ ગુપ્તવાસની વ્યવસ્થા કરવાનો વિચાર કરતા હતા, તેટલામાં વળી બીજો અકસ્માત બન્યો. એક દિવસ પાંડવો ધૌમ્ય મુનિને

દ્રૌપદીની સંભાળ રાખવાનું કહી મૃગયા કરવા વનમાં નીકળી પડયા. પાંડવોના વનમાં ગયા પછી થોડેક સમયે કૌરવોની બેન દુઃશલાનો પતિ સિંધુ દેશનો રાજા જયદ્રથ મોટી સેના લઇ તેજ પ્રદેશમાં મૃગયા માટે આવ્યો. તેણે માર્ગમાં દ્રૌપદીને આશ્રમમાં ઉસેલી દીઠી. દ્રૌપદીને જોતાંજ જયદ્રથ કામાંધ બની ગયો. તે તુરત આશ્રમ પાસે ગયો, અને મધુર વચનથી બોલ્યો, "હે સુંદરિ, તું કોની સ્ત્રી છે ? તું આંહી એકલી કેમ રહે છે ?" દ્રૌપદીએ જયદ્રથને ઓળખ્યો, તેને યોગ્ય સન્માન આપ્યું, અને પાંડવો આવતા સૂધી ત્યાં રોકાઇ જવા તેને વિનંતિ કરી. પણ કામી પુરૂષનો કામ વિલંબ થવાથી વધુ ઉગ્ર બને છે. જયદ્રથે દ્રૌપદીના શરીરની યાચના કરી.જયદ્રથની અઘટિત યાચના સાંભળતાંજ દ્રૌપદી ક્રોધથી લાલ ચોળ થઈ ગયાં દ્રૌપદીના આવા ક્રોધથી જયદ્રથ ડરે તેવો નહોતો. તેણે દ્રૌપદીને બળાત્કારે પકડી પોતાના રથમાં બેસાડયાં. જેવો તે દ્રૌપદીને પોતાના રથમાં બેસાડવા જતો હતો તેવામાંજ દ્રૌપદીએ તેની છાતીમાં લાત મારી, પણ બળવાન જયદ્રથ સુકુમાર દ્રૌપદીની લત્તા પ્રહારને પુષ્પ પ્રહાર સમાન વધાવી લઈ રથને પૂર્ણવેગથી ચલાવવા લાગ્યો. ધૌમ્ય મુનિએ જયદ્રથના આવા નિંદ્ય આચરણને નિહાળ્યું, અને ઉચે સાદે જયદ્રથને આવ્હાન કરતા રથ પાછળ દોડયા. દોડતે દોડતે મુનિની જટા વિખરાઈ ગઈ. વારેવારે ઠોકરો વાગવાથી શિથિલ ગતિ થવાથી ને ભૂમિપર પડી જવાથી મુનિની કાયા ધૂળથી ખરડાઇ. રથ દેખાતો બંધ થયો, છતાં પણ મુનિએ રથની દિશા તરફ વેગથી પ્રયાણ ચાલુજ રાખ્યું.મુનિની ભયંકર ચીસોથી આકર્ષાઈ પાંડવો મુનિને આવી મળ્યા. હરણ થયાની વાત સાંભળી, એટલે ભીમ અને અર્જુન અતિ ક્રોધથી તુરત જયદ્રથની પાછળ પડયા.જયદ્રથના પ્રાણ ન લેવાની યુધિષ્ઠિરે ભીમને સૂચના કરી. ભીમ અર્જુન સાથે થયેલા યુદ્ધથી જયદ્રથના ઘણા માણસો માર્યા ગયા,અને અર્જુનનાં લક્ષવેધી બાણથી જયદ્રથનો સારથિ,ઘોડા તથા ધ્વજ કપાઈ ગયાં. જયદ્રથ નિરાધાર થઈ જવાથી પૂરેપૂરા બળથી પાંડવો સાથે લઢવા લાગ્યો, પણ અર્જુને તેને સપાટામાં ઘેરી લીધો, અને જયદ્રથને જીવતો પકડી લીધો. ભીમે તેને કેડમાં અને ઢીંચણમાં ખુબ માર માર્યો, તેથી જયદ્રથ મૂર્છિત થઇ ગયો. ભીમસેન મારી નાંખવાનું કરતો હતો, પણ ધર્મરાજાનાં વચન સંભારી અર્જુને તેને વાર્યો. આખરે ભીમસેને તેના માથામાં શસ્ત્રથી પાંચ ચિન્હ કર્યાં. જયદ્રથે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે ભીમસેને તેને કહ્યું, કે "મૂર્ખ, જો તું બધા સમક્ષ પાંડવોનું દાસત્વ સ્વીકારૂં તોજ તને જીવતો મૂકું." ભીમસેનનાં વચનોને માથે ચડાવી જયદ્રથ ભીમ અર્જુન દ્રૌપદી સાથે યુધિષ્ઠિર પાસે આવ્યો, અને શિર નમાવી પાંડવોનું દાસત્વ સ્વીકાર્યું યુધિષ્ઠિરે તેને દાસપણામાંથી મુક્ત કર્યો, અને આવી માનસિક નિર્બળતા બીજી વાર વ્યક્ત ન કરવાનું કહી તેને જવા દીધો.

પોતે આચરેલા નિંદ્ય કાર્યને લીધે પ્રાપ્ત થયેલા અપમાનથી જયદ્રથ બળ્યો જળ્યો થઇને પાંડવો ઉપર વેર લેવાને માટે સદાશિવનું તપ કરવા હિમાલયમાં ચાલ્યો ગયો. કેટલેક કાળે શ્રી શંકર ભગવાન જયદ્રથના ઉગ્ર તપથી પ્રસન્ન થયા, અને મસ્તકે હાથ મૂકી તપનું ફળ યાચવાને તેને સૂચના કરી. જયદ્રથે કહ્યું, "હે ભગવન્ ભવિષ્યમાં થનારા કૌરવ પાંડવોના યુદ્ધ પ્રસંગે હું પાંચે પાંડવોને મારા બળથી પરાજિત કરૂં, તેવા વરદાનની હું યાચના કરૂં છું." સદાશિવે મંદ સ્મિત કરીને કહ્યું, "જયદ્રથ,પાંડવોને-ખાસકરીને અર્જુનને-જીતવા દેવતાઓ પણ સમર્થ નથી,તેમાં તો વિશેષ્ય કરીને અર્જુનને મેં મારૂં પાશુપતાસ્ત્ર આપેલું છે તેથી તું પાંડવોને જીતી તો નહીં શકું, પણ યુદ્ધમાં તું અર્જુન સિવાય પાંડવોને એક દિવસ રોકી શકીશ." આટલો વરદાન આપી શંકર અંતર્ધાન થઇ ગયા. આટલાથી યે સંતોષ માની જયદ્રથ સ્વદેશ પાછો ફર્યો.

વનવાસનાં અન્ય દુઃખો શાન્તિથી ને ધીરજથી સ્હેવા છતાં દ્રૌપદી હરણના પ્રસંગથી યુધિષ્ઠિરનું દિલ ઘણું દુઃખાયું. પોતાના કૃત્યનાં ફળ સુકુમારી દ્રૌપદી ભોગવે છે, એ વિચારથી તેમનું હૃદય વિદીર્ણ થઇ જતું હતું. તેમણે ગદ્‌ગદ્ કંઠે માર્કંડેય મુનિને પુછ્યું, "હે ભગવન્, અમે વનવાસનાં અસહ્ય દુઃખો ભોગવીએ છીએ. જાણે આટલાં યે દુઃખો હજુ ઓછાં પડતાં હોય તેમ અમારે માથે દ્રૌપદી-હરણનું દુઃખ આવી પડયું. આ બધાં દુઃખો એકી સાથે આવી પડવાથી મારી ધીરજ પીગળી જતી હોય તેમ લાગે છે. હજૂયે અમારે શું શું ભોગવવાનું હશે, તે સમજાતું નથી." માર્કંડેય મુનિએ યુધિષ્ઠિરને ધીરજ આપી. તેમને પોતાની પાસે બેસાડયા, અને શાન્તિથી કહ્યું, "ભાઈ, આટલાં દુઃખોથી અકળાઈ ન જશો. તમારાં દુઃખો તો પૂર્વે થઈ ગયેલા રામચંદ્રનાં દુઃખોની આગળ કશાયે વિસાતમાં નથી." આમ કહી તે મુનિએ ધર્મરાજાને રામચંદ્રની કથા કહી સંભળાવી. દુઃખમાં પોતાના સમોવડીઆ રામનું ચરિત્ર સાંભળવાથી યુધિષ્ઠિરને કાંક શાંતિ વળી,અને વનવાસના દિવસો ધીરજથી વ્યતીત કરવા લાગ્યા.

---o---

# પ્રકરણ ૨૮.

## દાનેશ્વરી કર્ણ.

કૌરવ પક્ષમાં કર્ણ ખરેખરો પ્રતાપી હતો. યુદ્ધમાં વિજય મળશે કે કેમ, તેનો સંશય કર્ણને લીધેજ યુધિષ્ઠિરને થતો હતો. જો કૌરવ પક્ષમાં કર્ણ ન હોત, તો યુધિષ્ઠિર નિશ્ચિંત રહેત. શ્રી કૃષ્ણ પણ કર્ણને લીધે કૌરવ પક્ષને સબળ ગણતા હતા. કુંતીને કુખે જન્મેલો કર્ણ અર્જુન જેટલોજ બળવાન હતો; સૂર્ય પિતા હોવાથી તેના શરીરની કાન્તિ ઘણી સુંદર હતી. તેનો બાંધો એકવડીઓ છતાં સુદૃઢ અને સ્નાયુબદ્ધ હતો. કદાવર દેખાવનો અને ભવ્ય આકૃતિવાળો કર્ણ દેખાવથીજ પ્રભાવ પાડતો હતો. કુંતી કર્ણને જોઈ નિઃશ્વાસ મૂકતાં, અને પોતાનોજ પુત્ર પોતાના ભાઈઓ સાથે કેવળ અજ્ઞાત-જન્મને લીધે દ્વેષભાવ રાખે તે એમનાથી સહેવાયું નહીં. પણ કર્ણને કેમ સમજાવવો એ એમને સૂઝતું નહોતું.

દેવો પાસેથી અર્જુને જેમ દિવ્યાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હતું, તેમ કર્ણે પરશુરામ પાસેથી દિવ્યાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હતું. ધનુર્વિદ્યામાં બંને સમાન હતા. પરશુરામના શાપને લીધે જો કર્ણને ગેરલાભ ન થયો હોત, અને અર્જુનને શ્રી કૃષ્ણની સહાય નહોત, તો કર્ણ અને અર્જુનના દ્વંદ્વ યુદ્ધમાં કોણ જીતે છે, તે કહેવું મુશ્કેલ થઈ પડત. પોતાનાં માતપિતા અને ગોત્ર જાણ્યામાં ન આવવાથી કર્ણને ઘણો અન્યાય થવા પામ્યો હતો. પરશુરામને ત્યાં અસ્ત્રવિદ્યા શિખતાં ત્યાં એને શાપ થયો; દ્રૌપદીના સ્વયંવરમાં પોતે મત્સ્ય વીંધવાને શક્તિમાન હોવા છતાં કેવળ દાસીપુત્ર તરિકે પ્રખ્યાત થયેલો હોવાથી દ્રૌપદીએ તેને પરણવાની ના પાડી હતી. આ બનાવ પછી તો કર્ણના દિલમાં દ્રૌપદી પ્રતિ ઈર્ષ્યા ઉદ્ભવી હતી. પાંડવો સાથેના વૈરાગ્નિમાં ઘૃત હોમનાર દ્રૌપદી હતી. દ્રૌપદી અર્જુનને વરી, અને પાંચે પાંડવો પણ દ્રૌપદીને પરણ્યા એટલે કર્ણની બધી આશા ધૂળમાં મળી ગઈ. તેણે ધાર્યું હતું, કે દ્રૌપદીના સૌન્દર્ય આગળ પાંડવો પોતાનું ભાન ભૂલશે, અને અર્જુનની સાથે ચારે ભાઈઓને વિક્ષેપ થશે, એટલે એકલા અર્જુનને હરાવી દ્રૌપદીને ઉપાડી લાવતાં વાર નહીં લાગે. પણ જ્યારે તેણે યુધિષ્ઠિરની નીતિથી પાંચે પાંડવોને દ્રૌપદી સાથે પરણતાં જોયા, ત્યારે તે નીરાશ થયો. દ્રૌપદીના નિમિત્તથી પાંચે પાંડવોમાં વિક્ષેપ પાડવાનું હવે બને તેમ નહોતું.

કર્ણ રાજ્યનીતિમાં પણ કુશળ હતો. દુર્યોધનના કમભાગ્યે કર્ણની એકે યુક્તિ ફાવી નહોતી, પણ કર્ણ જે માર્ગ સૂઝાડતો તે સચોટ અને નીતિયુક્ત હતો. કર્ણના વાક્ચાતુર્યને લીધેજ ધૃતરાષ્ટ્ર પાંડવોનો ન્યાય કરી શકતો નહોતો. એના બોલે બોલમાં ઉત્સાહ હતો. કર્ણનો બોલ દુર્યોધન પાછો ઠેલી શકતો નહોતો. જ્યારથી કર્ણે ભર સભામાં

પ્રતિજ્ઞા કરી કે 'યાચકને હું કોઈ દિવસ ના નહીં પાડું' ત્યારથી કર્ણ દાનેશ્વરી કહેવાવા લાગ્યો; તેની કીર્તિ ચોમેર પ્રસરી રહી.

ઈંદ્રનો પુત્ર અર્જુન સૂર્યપુત્ર કર્ણ સ્હામે યુદ્ધમાં ટકી શકશે કે કેમ તેનો સંશય ઇંદ્રને પણ થયો હતો. કર્ણ જન્મ્યો ત્યારે અભેદ્ય કવચ અને કુંડળ સાથે જન્મ્યો હતો. જ્યાં સુધી કર્ણ પાસે આ અભેદ્ય કવચ ને કુંડળ હોય, ત્યાં સુધી દેવો પણ તેને મારવા સમર્થ નહોતા. આથી પોતાના પુત્ર અર્જુનનું પ્રિય કરવાની ઇચ્છાથી ઈંદ્રે કર્ણનાં કવચ અને કુંડળ લઈ લેવાનો સંકલ્પ કર્યો. પ્રતિપક્ષનાં છિદ્રાન્વેષી ઈંદ્રે યાચકને અતૃપ્ત નહીં કરવાની કર્ણની પ્રતિજ્ઞામાં પોતાનો સ્વાર્થ સાધવાની તક જોઈ, અને કર્ણની આવી પ્રતિજ્ઞાનો લાભ લેવાનો નિશ્ચય કર્યો.

ઈંદ્રના આ સંકલ્પની જાણ સૂર્યને થઈ. પોતાનો પુત્ર હોવાથી સૂર્યને કર્ણ તરફ સ્વાભાવિક પક્ષપાત હતો. પ્રાતઃ કાળમાં સૂર્યે કર્ણને સ્વપ્નમાં દર્શન દીધું, અને કહ્યું, "હે કર્ણ, હું તારો પિતા સૂર્ય છું. આજે ઈંદ્ર તારી પાસે તારાં સહજ કવચ અને કુંડળની યાચના કરવા આવવાનો છે, માટે તું તેને ના પાડજે. કારણ જો તારાં કવચ અને કુંડળ જતાં રહેશે, તો તું ચોક્કસ યુદ્ધમાં હારી જઈશ." કર્ણે સૂર્યને વંદન કર્યું, અને કહ્યું, "હે સૂર્ય પિતા, મેં વ્રત લીધું છે, એટલે ઇંદ્ર યાચક થઈને આવશે તો મારાથી તેને ના નહીં પડાય. ગમે તેમ થાય પણ કર્ણ પોતાના વ્રતમાંથી નહીં ચળે. ઇંદ્ર જેવો મારે ત્યાં યાચક ક્યાંથી? હે પિતા, તમે નિશ્ચિંત રહો. મારાં ધન્યભાગ્ય કે મારે ત્યાં ઈંદ્ર યાચક થઈને આવશે. હવેજ મારી કીર્તિ અમર થશે. હે સૂર્ય દેવ, જે થવાનું હોય તે થવા દો! કર્ણ પોતાની પ્રતિજ્ઞામાંથી જીવ જતાંયે નહીં ચળે!" કર્ણ પોતાના નિશ્ચયમાંથી ચળ્યો નહીં, ત્યારે સૂર્યે તેને કહ્યું, "હે કર્ણ, તું મારૂં કહ્યું માનતો નથી, તેથી તારો વિનાશ કાળ તારૂં ભાન ભૂલાવે છે. હશે, પણ તું ઇંદ્રની પાસેથી તેની સાંગ માગી લેજે. આ સાંગ તને કવચ અને કુંડળ જેટલીજ ઉપયોગી થઈ પડશે." આટલું કહી સૂર્ય દેવ અંતર્હિત થઈ ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળમાં કર્ણે પોતાનું નિત્યકર્મ આટોપી લીધું, અને યાચકોને દાન આપવાનો સમય આવતાં તેણે દાન આપવા માંડયાં. કોઇને ધન, ધાન્ય, અન્ન, વસ્ત્ર, આભૂષણ એમ કંઇ કંઈ દાનો આપી યાચકોને તૃપ્ત કર્યા, પણ એટલામાં એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં લાકડી લઈ ધ્રુજતો ધ્રુજતો કર્ણની પાસે આવ્યો. આવવાથી શ્રમ પડયો હોય, તેમ કર્ણના પગ પાસે તે બ્રાહ્મણ હાંફતો હાંફતો બેસી પડયો. કર્ણે તેની આસના વાસના કરી, અને તેને જોઇએ તે માગવા કહ્યું. તે બ્રાહ્મણ બોલ્યો, 'હે દાનેશ્વરી કર્ણ, મારે નથી ધનની કે અન્નની અપેક્ષા. મારે તો તમારી પાસે જન્મથીજ જે કવચ અને કુંડળ છે તે જોઈએ છીએ. જો ન અપાય તો ના કહો, એટલે 'હું ચાલ્યો જાઉં." કર્ણે ઇંદ્રને ઓળખ્યો, પણ

ધીમેથી કહ્યું, "હે યાચક બ્રાહ્મણ, તું ખરેખરો બ્રાહ્મણ નથી, પણ ઇંદ્ર પોતેજ છું, માટે નકામો આ વેશ શીદ ધારણ કર્યો છે. ઉઠ, તારે કવચ કુંડળનું શું કામ છે? તારે જે જોઇએ તે બીજું ગમે તે માગી લે, પણ મારા શરીરની સાથે જન્મ પામેલાં આ કવચ કુંડળની યાચના કરી રહેવા દે." પણ ઇંદ્ર એકનો બે થયો નહીં. તેણે કહ્યું, "હે કર્ણ, તું દાનેશ્વરી કહેવાય છે, અને મારી યાચના તું સ્વીકારતો નથી. તું મોંઢેથીજ એમ કહી દે કે હું તને આપી શકતો નથી. હું મારી મેળે પાછો ચાલ્યો જઈશ." કર્ણે જવાબ દીધો, "મહારાજ ઇંદ્ર, મારાં ધન્યભાગ્ય છે કે આજે ઇંદ્ર કર્ણની પાસે યાચના કરે છે. ઇંદ્રના આવા વિનિપાતથી મારી કીર્તિ અમર થઈ છે. કર્ણે કોઇને ના પાડી નથી, અને ના પાડવાનો નથી. હું મારો જીવ અર્પણ કરવા તૈયાર છું, તો કવચ અને કુંડળ માટે હું ના કેમ પાડું? પણ તે બદલામાં હું તમારી પાસેથી માગી લઉં છું કે મને તમારી સાંગ આપો, અને મારાં કવચ અને કુંડળ જવાથી મારા શરીરની કાન્તિમાં ક્ષતિ ન થાય, તેમજ મારા શરીરને દુ:ખ ન થાય તેટલું મને આપો." ઇંદ્રે કર્ણનાં વચનો સ્વીકાર્યાં, અને કહ્યું, "હે કર્ણ, તારા શરીર ઉપરથી કવચ અને કુંડળ ઉતારતાં લગારે વ્રણ જેવું થશે નહીં. તારી કાન્તિ છે તેવી ને તેવીજ રહેશે, અને આ મારી સાંગ લે; પણ તે એકજવાર તું વાપરી શકીશ. જો તું ખરેખરો યુદ્ધમાં સપડાયા વિના સાંગ વાપરીશ, તો તે સાંગ તારા ઉપરજ પડશે. માટે બહુજ સંભાળથી અને ખરેખરો ભય આવ્યા પછીથી વાપરજે. આ સાંગ તું જેના ઉપર ફેંકશે, તેનો સંહાર કરીને તે મારી પાસે આવતી રહેશે." આટલું કહી ઇંદ્રે પોતાની સાંગ તેને આપી. કર્ણે પણ પોતાનાં સહજ કવચ કુંડળ ઉતારી આપ્યાં. આ વખતે દિશાઓમાં અપશુકનો થવા લાગ્યાં. ઇંદ્ર કવચ કુંડળ લઇ સ્વર્ગમાં જતો રહ્યો.

કર્ણ છેતરાયો, એવી દુર્યોધનને જ્યારે ખબર પડી, ત્યારે તે ઘણો અકળાયો. તેણે કર્ણને ઘણુંએ કહ્યું. હવે કર્ણને પણ પોતાની ભૂલ જણાઈ હતી, પણ શુદ્ધ ક્ષત્રિય હોવાથી તેણે તે વિષે લગારે શોચ કર્યો નહીં. દુર્યોધનને તેણે શાન્ત કર્યો, અને એકલા અર્જુનનો સંહાર કરવાને સાંગ પૂરતીજ છે, એમ તેણે કૌરવરાજની ખાત્રી કરી આપી. પાંડવોએ કર્ણનો વૃત્તાંત સાંભળ્યો, ત્યારે તેમનો ભય કાંઇક ઓછો થયો, છતાં કર્ણ પાસે ઇંદ્રની અમોઘ શક્તિ છે, એ વિચારથી કજળી ગયેલો ભય સતેજ થતો. અર્જુનને હવે પ્રથમ જેટલી કર્ણની ભીતી ન રહી.

# પ્રકરણુ ૨૯*

## ગુપ્ત નિવાસ.

પાંડવોના વનવાસનાં બાર વર્ષ પૂરાં થવાને હવે મહિનાની વાર હતી. તેથી ગુપ્તવાસને માટે વ્યવસ્થા કરવાનો તેમણે વિચાર કર્યો. એક દિવસ રાત્રે જ્યારે બ્રાહ્મણો તથા અન્ય પરિજનો નિદ્રાધીન થયાં, ત્યારે યુધિષ્ઠિરે પોતાના ચાર ભાઈઓ, તથા દ્રૌપદીને બોલાવીને ગુપ્તવાસની વ્યવસ્થા કરવા વિચાર કરવા માંડયો. અર્જુને યુધિષ્ઠિરને પૂછયું, "હે રાજન્, તમે સત્યવાદી છો, તમે ચક્રવર્તી રાજા તરિકે જીવન ગાળ્યું છે, વળી તમે ઘણા સરળ સ્વભાવના છો, તો તમે ગુપ્ત કેવી રીતે રહી શકશો? તમે કોઇ પણ સ્થાને ગુપ્ત રહેવા પ્રયત્ન કરશો, તે બહાર દેખાઇ આવ્યા વિના નહીં રહે." અર્જુનનાં આ વચન સાંભળી યુધિષ્ઠિર બોલ્યા, "હે ભાઈ, તું મારી ચિંતા ન કરીશ. મેં બધોયે વિચાર કરી રાખ્યો છે. હું કંક નામ ધારણ કરીશ, અને વિરાટ રાજાનો સભાસદ થઈને રહીશ. મને પાસાની રમતનો શોખ છે, અને વિરાટરાજા પણ એ રમતનો રસીયો છે, તેથી અમારે બંનેને ઠીક પડશે. વળી બીજો કોઇ પૂછશે તો કહીશ કે હું યુધિષ્ઠિર રાજાનો મિત્ર હતો, એટલે મારી તો ગોઠવણ થઇ જશે, પણ આ ભીમસેનનો મને ઘણો ભય રહે છે. રખેને એના ઉતાવળીઆ અને સાહસિક સ્વભાવને લીધે એ ઓળખાઇ જાય તો આપણને ફરીથી વનવાસ ભોગવવો પડે! વળી એનો આહાર પણ કોઈને સંશય ઉત્પન્ન કરે તેવો છે." ભીમસેને જવાબ આપ્યો, "હે રાજન્, મારી ચિંતા ન કરો. હું વિરાટ રાજાને ત્યાં રસોઇઓ થઇને રહીશ, એટલે મારા 'આહારનું માપ કોઇ નહીં જાણી શકે. હું બલ્લવ નામ ધારણ કરીશ. મારી રસોઇનો સ્વાદ રાજા ચાખશે, એટલે તુરત તે મારા ઉપર પ્રસન્ન થશે. મોટાં મોટાં લાકડાંના ભારાઓ ઉપાડીશ. મલ્લ યુદ્ધ કરવું હશે તો હું આગળ પડીશ. મદોન્મત્ત હસ્તીઓ કે વૃષભોને હું સ્હેલાઇથી વશ કરી શકીશ. માટે હે રાજન્, મારી ચિંતા ન કરો." ભીમસેનનો ઉત્તર સાંભળી યુધિષ્ઠિરને ભીમસેનની ચિંતા મટી; પણ અર્જુન જેવા મહાન્ વીર નરને ગુપ્ત રહેતાં કેમ ફાવશે, એ વિચારથી એમને ઘણો ખેદ થયો. તેમણે અર્જુનને કહ્યું, "હે ભાઈ, તપતી વસ્તુઓમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મનુષ્યમાં જેમ બ્રાહ્મણ છે, તેજસ્વી વસ્તુઓમાં જેમ અગ્નિ, આયુધોમાં જેમ વજ્ર છે, તેમ તું મનુષ્યમાં શ્રેષ્ઠ છું. વળી બધી પ્રિય વસ્તુઓમાં માણસને પોતાનો પુત્ર પ્રિયતર લાગે છે, બધા મિત્રોમાં ભાર્યા પુરૂષને પ્રિયતમ લાગે છે, તેમ તું

* આંહીથી વિરાટ પર્વનો આરંભ થાય છે.

અમને અને દ્રૌપદીને પ્રિયતમ થઈ પડયો છું. તને ગુપ્તવાસ કેમ સદશે ? ગુપ્તવાસની પરાધિનતા તું કેમ સ્વીકારીશ ? તું સર્વશ્રેષ્ઠ ધન્વી થઈ ગુપ્તવાસ કેમ સાંખી શકીશ ? મારાં કર્મ તમને બધાંને નડે છે, તેથી મારૂં જીવન મને અકારૂં લાગે છે." આમ કહી યુધિષ્ઠિરે ઉંડો નિઃશ્વાસ મૂકયો. યુધિષ્ઠિરના દિલની વ્યથા અર્જુને જોઈ, અને તેમનું સાન્ત્વન કરતો બોલ્યો, "હે પૂજ્ય ભાઇ, તમે મારી ચિંતા લેશ પણ ન કરશો. હું ષંઢક થઈશ. ધનુષ્યથી પડેલાં આંટણોને હું વલયથી આચ્છાદિત કરીશ. કાનમાં ઝળકતાં કુંડળો પહેરીશ. હાથે કંબુ (ચુડા) ધારણ કરીશ, અને બૃહન્નલા* નામ ધારણ કરીશ. રાજાના અંતઃપુરમાં બધાંને રીઝવીશ. વળી હું નૃત્ય, ગીત, વાદિત્ર વગેરેની વિદ્યા ઇંદ્રલોકમાંથી શિખીને આવ્યો છું, તેથી વિરાટ રાજાના ઘરમાં હું નિરાંતે નૃત્યગાનમાં તલ્લીન રહીશ. મારા સંબંધે તમે દિલની વ્યથામાં વૃદ્ધિ ન કરો. સમય પ્રમાણે વર્તવું એ દરેકનો ધર્મ છે." અર્જુનનાં વાકયોથી યુધિષ્ઠિરની ચિંતા ઓછી થઈ. તેમના દિલને આશ્વાસન મળ્યું. હવે તેમણે માદ્રીસુત નકુળને પૂછ્યું, "હે ભાઈ, તું સુકુમાર છું, દેખાવડો છું, શૂર છું, તો કહે, તું વિરાટના ઘરમાં કેમ રહી શકીશ ?" નકુળે જવાબ આપ્યો,* "હે વડિલ બંધુ, હું અશ્વપાલ થઈશ. ઘોડાઓ સાચવવા અને ઉછેરવાની કળામાં મેં ઘણો સારો અનુભવ મેળવ્યો છે. હું ગ્રંથિક નામ ધારણ કરીશ. વિરાટ રાજાને કહીશ કે હું પહેલાં પાંડવોનો અશ્વપતિ હતો, એમ કહી ત્યાં સુખેથી એક વર્ષ પસાર કરીશ." નકુળના ઉત્તરથી યુધિષ્ઠિર ખુશી થયા, અને તેમણે સહદેવને પૂછ્યું, "હે ભાઇ, તું કેવી રીતે છાનો રહી શકીશ ?" સહદેવે જવાબ આપ્યો, "હું ગાયોનો

*બૃહન્નલા શબ્દની ટીકા કરતાં મહાભારતનો ટીકાકાર લખે છે કેઃ–बृहन्नला रलयो रैलयो श्चाभेदान्नरः बृहंश्चासौ नरश्च इति नारागलवः आघोनरः इत्यर्थः ॥

* મહાભારતમાંથી સરખાવોઃ–

नकुल उवाच । अश्वबंधो भविष्यामि विराटनृपतेरहम् । सर्वथा ज्ञानसंपन्नः कुशलः परिरक्षणे ॥ ३ ॥ ग्रंथिको नाम नाम्नाहं कर्मैतत्सुप्रियं ममाकुशलोऽस्म्यश्वशिक्षायां तथैवाश्वचिकित्सने ॥ ४ ॥ प्रियाश्च सततं मेऽश्वाः कुरुराज यथा तव॥

સહદેવને પૂછવામાં આવ્યું, ત્યારે સહદેવે કહ્યું કેઃ—

गोसंख्याता भविष्यामि विराटस्य महीपतेः। प्रतिषेद्धा च दोग्धा च संख्याने कुशलो गवाम् ॥ ८ ॥ तंतिपाल इति ख्यातो नाम्नाऽहं विदितस्तथा । निपुणंश्च चरिष्यामि व्येतु ते मानसो ज्वेरः ॥९॥ अहं हि सततं गोषु भवता प्रहितः पुरा। तत्र मे कौशलं सर्वमवबुद्धं विशांपते ॥ १० ॥ लक्षणं चरितं वाऽपि गवां यच्चापि मंगलम् । तत्सर्वं मे सुविदित मन्यच्चापि महीपते ॥ ११ ॥ वृषभानपि जानामि राजन्पूजितलक्षणान् । येषां मूत्रमुपाघ्राय अपि वंध्या प्रसूयते ॥ १२ ॥

વિરાટપર્વઃ અધ્યાય ૩

નકુલ સહદેવની વિદ્યા આર્યોમા પ્રચલિત હતી, તે દર્શાવવા ઉપર્યુક્ત શ્લોકો આપ્યા છે.

ગોવાળ થઈશ. ગાયોનું પાલન કરવામાં, તેમને દોહવામાં, અને તેમની પરીક્ષા કરવામાં હું કુશળ છું. તંતિપાલ નામ રાખીશ. મારે માટે તમેં મનમાંથી ચિંતા કાઢી નાંખો. હે રાજન્, હું બહુ સાવધાન રહી વર્તન ચલાવીશ. ગાયોના લક્ષણ,ચરિત અને મંગળ બધું જાણું છું. વૃષભોની પણ પરીક્ષા કરી જાણું છું. તેમના મૂત્રની ગંધ ઉપરથી ગમે તેવી વાંઝણી ગાય ગર્ભ ધારણ કરી શકે એ વિદ્યા પણ મને ખબર છે. એટલે હું વિરાટ રાજાને ઘણો ઉપયોગી થઈ પડીશ. મારૂં નાનું વય જોઈ,હે રાજન્ તમેં ચિંતા ન કરશો." સહદેવનો ઉત્તર સાંભળી યુધિષ્ઠિરે દ્રૌપદી તરફ દૃષ્ટિ કરી, આંખમાં આંસુ સાથે કહ્યું,* "પણ અરેરે, આપણી પ્રિય ભાર્યા દ્રૌપદીનું શું થશે? તે આપણને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે. માતા સમાન તેનું પાલન કરવા યોગ્ય છે, અને મોટી બેન સમાન પૂજ્ય છે. તે જ્યારે રાજકન્યા હતી, ત્યારે તેને કોઈ પણ કામ કરવું પડયું નથી. ચક્રવર્તિ પાંડવોની પત્ની હતી, ત્યારે પણ તેણે કામનો બોજો ઉપાડયો નથી. દ્રૌપદી સખત કામ કરી શકે તેમ નથી. સ્ત્રીઓને કેવાં કામો કરવાં પડે તેનું પણ તેને જ્ઞાન નથી. તે સુકુમારી છે, બાલા છે, રાજપુત્રી છે, યશસ્વી છે, પતિવ્રતા છે; આને વિરાટ રાજાના દરબારમાં રહે કેમ ફાવશે? વસ્ત્રાલંકાર અને પુષ્પોની વેણીઓ અને માળાઓ ગુંથી જાણ્યા શિવાય બીજું કાંઇ કામ તે જાણતી જ નથી. અરેરે, આપણા આવા દુઃખમાં દ્રૌપદી લેશ પણ વ્યથિત થયા વિના છાયા પેઠે આપણને અનુસરે છે. આપણી સાથે રહી તેણે વનવાસનાં ભયંકર કષ્ટો સહ્યાં, દુષ્ટ દુઃશાસને તેનાં ચીર ખેંચ્યાં, તેને નિરાધાર દશામાં ભર સભા વચ્ચે ખેંચી લાવવામાં આવી, આ બધું દુઃખ તેણે માત્ર અમારે માટેજ

---

* મહાભારતમાંથી સરખાવોઃ—

युधिष्ठिर उवाच। इयं हि नः प्रिया भार्या प्राणेभ्योऽपि गरीयसी। मातेव परिपाल्या च पूज्या ज्येष्ठेव च स्वसा॥ १४॥ केन स्म द्रौपदी कृष्णा कर्मणा विचरिष्यति। न हि किंचिद्विजानाति कर्म कर्तुं यथा स्त्रियः॥ १५॥ सुकुमारी च बाला च राजपुत्री यशस्विनी। पतिव्रता महाभागा कथं नु विचरिष्यति॥ १६॥

[बाला नित्यनूतना इति टीकाकारः]

माल्यगंधानलंकारान्वस्त्राणि विविधानि च। एतान्येवाभिजानाति यतो जाता हि भामिनी॥ १७॥

द्रौपद्युवाच।

सैरन्ध्र्यो रक्षिता लोके भुजिष्याः सन्ति भारत। नैवमन्याः स्त्रियो यान्ति इति लोकस्य निश्चयः॥ १८॥

साऽहं ब्रुवाणा सैरंध्री कुशला केशकर्मणि। युधिष्ठिरस्य गेहे वै द्रौपद्याः परिचारिका॥१९॥

उषिताऽस्मीति वक्ष्यामि पृष्टा राज्ञा च भारत। आत्मगुप्ता चरिष्यामि यन्मां त्वं परिपृच्छसि॥ २०॥

सुदेष्णां प्रत्युपस्थास्ये राजभार्यां यशस्विनीम्। सा रक्षिष्यति मां प्राप्तां मा भूत्ते दुःखमीदृशम्॥ २१॥

विराटपर्व, अध्याय ३।

સહ્યું. અને હજુ પણ કેમ જાણે તેના દુઃખની અવધ ન આવી હોય, તેમ ગુપ્તવાસ પણ ભોગવવાનો તેને પ્રસંગ આવ્યો છે. તેનું સૌન્દર્ય મહાન અનર્થ કરાવે તેવું છે. ગુપ્તવાસમાં એ સૌન્દર્ય આડે આવ્યા વિના નથી રહેવાનું. યાજ્ઞસેનિ! હવે કહે તું શું કરીશ?" આમ બોલતાં યુધિષ્ઠિરનાં નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં. તેમનો કંઠ ભરાઇ ગયો, અને દ્રૌપદીના મુખ તરફ જોવાને પણ તેમની શક્તિ ચાલી નહીં. દ્રૌપદીને થયેલો અન્યાય સાંભરી આવવાથી પાંચે પાંડવો ખસીયાણા પડી ગયા. પાંડવોની ખીન્નતા જોઇ, અને યુધિષ્ઠિરની દયાજનક સ્થિતિનો વિચાર કરી શાન્ત ચિત્તે પાંચાલી બોલ્યાં, "હે રાજન્, વીર્યવાન ભીમસેન, હે પ્રાણપતિ અર્જુન, ઓ મારા વહાલા નકુળ સહદેવ, તમે સાંભળો. હું તમારી પત્ની હોવાથી તમને મારે માટે ચિંતા થાય તે સ્વાભાવિક છે.વળી હું અ..ત હોવાથી અને આકર્ષક સૌન્દર્યવ[.]. હોવાથી તમને સવિશેષ ચિંતા થાયજ! પણ મેં મારો માર્ગ શોધી રાખ્યો છે. હું સૈરન્ધ્રી* નામ ધારણ કરીશ. કેશને ગુંથવામાં હું કુશળ છું; યુધિષ્ઠિરના ઘરમાં હું પરિચારિકા હતી, એમ કહી વિરાટ રાજાના અંતઃપુરમાં હું વસીશ. મારી જાતનું રક્ષણ કરીશ. સુદેષ્ણાની સેવા કરીશ. તે રાજભાર્યા મારૂં રક્ષણ કરશે, માટે તમેં નિશ્ચિંત રહેજો. મારે માટે તમેં સંતાપ ન કરશો." દ્રૌપદીનાં આવાં હિમ્મતભર્યાં વચનોથી યુધિષ્ઠિરાદિ સર્વે પાંડવોને ધારજ આવી, અને તેઓ માથે પડયું ઉપાડવાને તૈયાર થયા. યુધિષ્ઠિરે દ્રૌપદીને આશીર્વાદ આપતાં કહ્યું, "હે યાજ્ઞસેનિ, મને તારા કહ્યાથી નિરાંત વળી. તું અભિજાત કુળમાં જન્મી છું, એથી તારામાં પાપવૃત્તિ સંભવેજ નહીં. તું સાધ્વી સતી છું. તારા વ્રતમાંથી તું કદી નહિ ચળું, તેની મને ખાત્રી છે. તું સુખી થજે!" દ્રૌપદીએ શીર નમાવી યુધિષ્ઠિરનો આશીર્વાદ ગ્રહણ કર્યો.

ગુપ્તનિવાસને માટે પાંડવોએ પૂરેપૂરી વ્યવસ્થા કરી લીધી. તેમને જવાને તૈયાર થયેલા જોઇ ધૌમ્ય મુનિ તેમની પાસે આવ્યા. પાંડવોએ તેમને પ્રણામ કર્યા. ધૌમ્યમુનિએ પાંડવોને

* સૈરન્ધ્રી શબ્દનો અર્થ દ્રૌપદીને લજવે તેવો થાય છે. મહાભારતનો ટીકાકાર એ શબ્દનો વ્યુત્પત્તિ અર્થ આમ આપે છે. **सीरं ( सूर्य ) प्रति सीरांतः पटः ध्रियते अनया अस्य इव इति सीरंध्रा सा. एव सैरन्ध्री; अंत.पुरपरिचारिका राजभार्या वेश्या वा।** દસ્યુ અને આયોગવ જાતિની સ્રીથી ઉત્પન્ન થયેલી જાતિને સૈરન્ધ્ર કહેવામાં આવતી. શૂદ્રમાં એક જાતને દસ્યુ તરીકે ઓળખવામાં આવતી અને આયોગવ જાતિ શૂદ્ર અને વૈશ્યના સંબંધથી ઉદ્ભવી હતી. પાંડવોના હિતને માટે દ્રૌપદી જેવી સતીએ પ્રચ્છન્ન રહેવાને સમયે આવું હલકું પદ ધારણ કરી પાંડવો તરફ પોતાનો પતિ-પ્રેમ દર્શાવ્યો છે. દ્રૌપદી સતી છે. એના સતીત્વની સંપૂર્ણ કસોટી તો વિરાટ નગરમાંજ થાય છે. આવું હલકું પદ ધારણ કર્યા છતાં પોતાના સતીત્વને કલંક ન લાગે તેવી સરતો વિરાટરાજા પાસેથી કરાવી લેવાની સાવચેતી તે વાપરે છે. પાંચ પતિ છતાં અનન્યપતિપ્રાણા દ્રૌપદી આમ સતી શબ્દ સાર્થક કરે છે.

પોતાની પાસે બેસાડ્યા, અને ગુપ્તવાસને માટે જે કાળજી રાખવી ઘટે તે વિષે તેમને કાંઈ કહેવાનો વિચાર કર્યો. પાંડવો બાળપણથી સ્વતંત્ર રાજકુટુંબમાં ઉછર્યા હતા. તેમને પારકાની પરિચર્યા કરતાં ન આવડે તે સ્વાભાવિક હતું. તેથી ધૌમ્ય મુનિએ પાંડવોને કહ્યું, "હે પાંડુપુત્રો, તમેં વિરાટના નગરમાં જાઓ છો, ત્યાં સંભાળીને રહેજો. તમેં કોઈ દિવસ પરાવલંબી થઈ રહ્યા નથી. તમને પરિચર્યાના નિયમોની ખબર નથી. રાજકુટુંબમાં તમેં ઉછરેલા છો. પારકાઓને સેવક બનાવ્યા છે, પણ સેવકના ધર્મો તમેં અનુભવ્યા નથી. તો હું તમને યોગ્ય શિખામણ આપું તે ધ્યાનથી સાંભળી લેજો. રાજદરબારમાં નિર્દોષ થઈને રહેવું એ ઘણું વસમું કાર્ય છે. વિરાટ રાજાના દરબારમાં માન અપમાન મળે તે વેઠી લેજો. માનઅપમાન સહી જવાં એ સેવકધર્મનું લક્ષણ છે. વિરાટ રાજા તમને ગમે તેટલો ચાહતો હોય, છતાં દ્વારપાલ દ્વારા ખબર કહાવ્યા વિના તેના દરબારમાં પ્રવેશ ન કરશો. મંત્રીઓની પાસે ગુપ્ત સંકેત ચાલતો હોય, ત્યારે બોલાવ્યા વિના તેની પાસે ન જશો. આસન ઉપર બેસતા પહેલાં ચારે પાસ જોઈને સાવધાનીથી બેસજો. પૂછ્યા વિના કોઈ જાતની સલાહ આપશો નહીં. રાજા સારૂં કામ કરે ત્યારે તેની સ્તુતિ કરવી, પણ તેનાં ખોટાં કાર્યોને સ્તુતિથી ઉત્તેજન આપશો નહીં. રાજાની સ્ત્રીઓ સાથે કશો સંબંધ રાખશો નહીં. અંતઃપુરમાં જે માણસો રાજાને પ્રિય ન હોય, તેમની સાથે લગારે કામ પાડશો નહીં. રાજાની પાસે હંમેશાં મર્યાદા રાખજો. મર્યાદાના ઉલ્લંઘનથી ગમે તેવો સારો રાજા પણ અપ્રસન્ન થઈ જાય છે. રાજા પૂછે તેનોજ જવાબ આપજો, પણ બીજી અપ્રસ્તુત વાતો ન કરશો. રાજાની સમીપ રહેવામાં તે અગ્નિ સમાન દહનાર થઈ પડે છે, અને બહુ દૂર રહેવામાં આપણે કાંઇ ફળ મેળવી શકતા નથી. માટે હંમેશાં મધ્યસ્થિતિમાંજ રહેજો. રાજા સલાહ પૂછે, ત્યારે પરિણામે રાજાનું હિત થાય, તેજ વાત પ્રિય લાગે તેવી રીતે કરવી. રાજાના હિતને માટે પણ અપ્રિય લાગે તેવું એકલું સત્ય વચન તો કદીયે ઉચ્ચારશો જ નહીં. રાજાની બે પાસ હંમેશાં વિદ્વાન માણસો રહે છે; અને તેના અંગરક્ષકો તેની પાછળ રહે છે. રાજાની સામે જોઈ રહવાની ટેવ ન રાખશો. રાજાની ખોટી વાતો મનમાંજ સ્હમજજો, પણ બહાર કોઈને જણાવશો નહીં. પોતાના શૌર્ય અને બુદ્ધિનો ગર્વ ન રાખતાં રાજા પાસે સર્વદા સેવાતત્પર રહેવું. રાજાની સમક્ષ બટકબોલા થવાની ટેવ ન રાખવી. વળી કોઈની કઢંગી રીતભાતથી ખડખડાટ હસી પડવાની ટેવ ન રાખશો. મંદસ્મિતમાં જેટલી ગંભીરતા ને માન સમાયાં છે, તેટલી ગંભીરતા ને માન ખડખડાટ હસી પડવામાં નથી સમાયાં, એ યાદ રાખજો. રાજા, રાજકુંવર, અને તેમનાં સ્નેહીઓનાં વખાણ કરવાની ટેવ પાડવી, પણ હદથી વધારે પડતું વખાણ ન કરવું. મંત્રી કે પ્રધાનની પદવી મળે તોપણ

રાજાને બળાત્કારથી દબાવવાની ટેવ ન પાડશો. આમ ઉપરમતા થવાની ટેવને લીધે મંત્રીપદ ઉપર ઝાઝો સમય ટકી શકાતું નથી. રાજા જે કામ કરવાની આજ્ઞા કરે, તે કામ હિંમતથી પાર પાડવું. આવું કામ કરવામાં જે મનુષ્ય મુંઝાય, તે રાજદ્વારમાં રહી શકેજ નહીં. વસ્ત્રાદિકથી રાજાની બરોબરી કરવી નહીં, રાજાના ગુપ્ત વિચારને બહાર પાડવા નહીં, અને કોઇની પાસેથી લાંચ લેવી નહીં. રાજાએ જે વસ્ત્રાલંકારો આપ્યા હોય, તે સર્વદા ધારણ કરવા. પાંડવો ! તમે આમ એક વર્ષ જેમ તેમ કરીને પૂરૂં કરી લ્યો, પછીથી તમને રાજ્ય પાછું મળશે. તમે બધું ધીરજથી સહન કરીને એક વર્ષ કાઢી નાખજો. આટલું સહ્યું છે તો આ એક વર્ષ ધીરજથી સહી લેજો." આટલું કહી ધૌમ્ય મુનિએ પાંડવોને આશિર્વાદ આપ્યો. મસ્તક નમાવી ધૌમ્ય મુનિની શિખામણ ગ્રહણ કરીને યુધિષ્ઠિર બોલ્યા, "હેભગવન્ વિદુર કાકાના જેવીજ તમે અમને શિખામણ આપી છે. તમેં અમારા વડિલની ગરજ સારી છે. આશિર્વાદથી અમેં આપનાં વચન અનુસાર વિરાટ રાજાના દરબારમાં વરતીશું. હવે અમારા પ્રસ્થાન સમયે જે માંગલિક કાર્ય કરવાનું હોય તે આરંભો." યુધિષ્ઠિરની સૂચનાથી ધૌમ્ય મુનિએ મંત્રપૂર્વક પાંડવોના કલ્યાણનો હોમ કર્યો. પાંડવોને અગ્નિની પ્રદક્ષિણા કરાવી, અને ઘણી આશિષો આપી. પછી તેમને પ્રણામ કરીને પાંચે પાંડવો, દ્રૌપદી સાથે વિરાટ તરફ ચાલી નીકળ્યાં. અગ્નિ હોત્રનાં સાધનો તથા દ્રૌપદીની અન્ય દાસીઓ તેમજ અન્ય બ્રાહ્મણોને લઇને ધૌમ્ય મુનિ દ્રુપદ રાજાના નગરમાં ગયા, અને પાંડવોના રથ અને ઘોડાઓને લઇ ઇંદ્રસેન દ્વારિકાં ગયો.

દ્રૌપદી સાથે પાંચે પાંડવો પોત-પોતાનાં આયુધો સહીત કાલિંદીને દક્ષિણ તીરે થઇને આગળ ચાલ્યા. ઉત્તરમાં પાંચાલ પ્રદેશ અને દક્ષિણમાં દશાર્ણ પ્રદેશ મૂકી તેઓ મત્સ્ય દેશના સીમાન્તમાં પહોંચ્યા. પાંડવો ઘણીજ સાવચેતીથી ચાલવા લાગ્યા. માર્ગમાં જે કોઇ મળતું તેને તેઓ પોતાને શિકારી તરિકે ઓળખાવતા. ગજગામિની દ્રૌપદીને લગારે શ્રમ ન પડે તેમ પાંડવો વિરાટ રાજાની રાજધાની પાસે આવી પહોંચ્યા. પોતાનાં આયુધોને ક્યાં મૂકવાં તે વિષે યુધિષ્ઠિરને ચિંતા થઇ, અને તેમણે અર્જુનને કહ્યું, "ભાઈ, આપણે તો ગુપ્ત રહેવાની બધી વ્યવસ્થા કરી ખરી, પણ આપણાં આયુધોનો આપણે વિચાર નથી કર્યો. આયુધો સાથે નગરમાં પ્રવેશ કરીશું, તો લોકો જરૂર આપણને ઓળખી જશે, અથવા આપણો સંકેત ગુપ્ત રહી શકશે નહીં. તારૂં આ પ્રખ્યાત ગાંડીવ ધનુષ્ય અને ભીમસેનની આ ગદા, એ આયુધો આપણને પાંડવો તરિકે બહાર પાડી દેશે. માટે આપણે શું કરવું તેનો વિચાર કરો." યુધિષ્ઠિરનું કહેવું સાંભળી અર્જુને ઉત્તર આપ્યો, 'હે રાજન્, આપણાં આયુધોને આ સ્મશાનમાં પેલા મોટા ખીજડાના વૃક્ષ ઉપર મૂકી દઇએ, તો ઠીક. આ વૃક્ષ ઘણું મોટું છે, તેમજ એટલું બધું ઉંચું છે કે તેના ઉપર સામાન્ય મનુષ્ય

ચઢી શકશે નહીં. વળી આ શ્મશાનનું સ્થાન હોવાથી મનુષ્યોનો અવર-જવર પણ આંહિ ઘણો ઓછો છે.” આમ કહી અર્જુને બધાં આયુધો ભેગાં કરી મજબૂત બાંધ્યાં, અને તેના ભારાનો એક ગાંઠડો કર્યો. નકુળ વૃક્ષ ઉપર ચઢયો, અને વૃષ્ટિથી રક્ષણ થાય, તેવે સ્થળે તેણે તે ગાંઠડો ગોઠવ્યો. વૃક્ષની ઘટા ગાંઠડાની આસપાસ એવી આવી હતી, કે રસ્તેથી જનાર વટેમાર્ગુની નજર ગાંઠડા ઉપર પડેજ નહીં. વળી તેની સાથે એક માણસના શબને પણ એવી રીતે લટકાવી દીધું, કે કોઇ હિંસક પ્રાણીથી કોઇનો નાશ થયો હોય, એવો આભાસ જોનારને થાય, અને મૃત શરીરની દુર્ગંધને લીધે તેમજ તેના ભયંકર દેખાવને લીધે પણ કોઇની ત્યાં જવાની હિંમત ચાલેજ નહીં. પોતાનાં આયુધોને આમ નિર્ભય સ્થાનમાં ગોઠવી પાંડવો વિરાટરાજના નગરમાં જવાને તૈયારી કરવા લાગ્યા. માંહોમાંહેના ખાનગી સંકેતને માટે તેમણે પોતાનાં નામ અનુક્રમે જય, જયંત, વિજય, જયંતસેન, અને જયદ્બળ રાખ્યાં. પ્રથમ યુધિષ્ઠિરે વિરાટ નગરમાં પ્રવેશ કર્યો. નગરમાં કોટની પાસેજ દુર્ગાનું મંદીર હતું, ત્યાં યુધિષ્ઠિરે દુર્ગાની સ્તુતિ કરી, અને પોતાની દયાજનક સ્થિતિમાં ભીની આંખે સહાય થવા વિનંતિ કરી. દુર્ગાએ સ્તુતિ સાંભળી, અને યુધિષ્ઠિરને ગુપ્તવાસમાં સહાય થવાને વરદાન આપ્યું.

વિરાટ રાજનગરનો દેખાવ ભવ્ય હતો. પ્રત્યેક ભવન પ્રાસાદ સમાન દીપતું હતું. ટોચે સોનાના કળશ સૂર્યના તેજમાં ઝગઝગી રહ્યા હતા. રત્ન-જડિત પ્રાસાદોમાંથી સૂર્યનાં કિરણ વક્રીભૂત થઈ માર્ગમાં ચાલનારના નેત્રને અંજાવી નાંખતાં હતાં; ઘરઘરના વૈભવ મનુષ્ય જીવનની સાર્થકતા સિદ્ધ કરતા હતા. નૃત્યમાં થતા ઝાંઝરના ઝમકાર, તીણા કોમળ કંઠમાંથી નીકળતો મદમસ્ત યુવતીનો વિલાસી સ્વર, અને આસવોથી મત્ત બનેલાં યુવાન રસીલાં યુગલોનો મંદમંદ અસ્પષ્ટ ગણગણાટ આ બધાથી સમસ્ત નગર રસિકતાની મૂર્તિરૂપ બની રહ્યું હતું. રાજનગરનો વૈભવ, અને સુખી પ્રજાના વિલાસો જોતે જોતે યુધિષ્ઠિર રાજગૃહ તરફ ચાલ્યા, દ્વારપાલોની મારફતે અનુજ્ઞા મંગાવી તેમણે રાજસભામાં પ્રવેશ કર્યો. પ્રથમ યુધિષ્ઠિરને જોતાંજ વિરાટ રાજાના દિલમાં પાંડવો વિષે લાગણી થઈ આવી. પણ થોડા સમયથી પાંડવોનો કશો પત્તો ન હોવાથી તેણે પોતાના આત્માના અવાજને દબાવ્યો. યુધિષ્ઠિરે માનપૂર્વક વિરાટ રાજાને નમસ્કાર કર્યા અને જાહેર કર્યું કે, “હે રાજન્, હું તમારે ત્યાં સેવાભાવ ધરીને આવેલો છું. મારૂં નામ કંક છે. મને દ્યૂત ઘણું પ્રિય છે, અને તમને પણ દ્યૂત પ્રિય હોવાથી હું તમને બધો સમય આનંદમાં વ્યતીત કરાવીશ.” યુધિષ્ઠિરને ઝાઝું બોલવાની જરૂર પડીજ નહીં, અને તેમના આટલા શબ્દો સાંભળતાંજ વિરાટરાજા ઘણો હર્ષિત થયો, અને તેણે યુધિષ્ઠિરને પોતાની પાસે રાખ્યા. રાજાએ ખાસ આજ્ઞા કરી કે કોઇએ યુધિષ્ઠિરનું અપમાન ન કરવું, અને વિરાટરાજા પ્રમાણેજ

તેમને ગણવા. યુધિષ્ઠિરની પ્રતિભાથી અંજાઇ વિરાટરાજાએ એમના સંબધે ઝાઝી પૂછપરછ કરી નહીં.

યુધિષ્ઠિર ગોઠવાયા એટલે ભીમસેને હાથમાં કડછો, અને માંસ કાપવાનો મોટો છરો લઈ નગરમાં પ્રવેશ કર્યો. પાકુકના સ્વરૂપમાં આવેલા ભીમસેનને જોઈ વિરાટરાજાએ તેને આગમન કારણ પૂછ્યું. ભીમસેને પ્રત્યુત્તર આપ્યો, "હે મહારાજ, હું પાકશાસ્ત્ર ઘણીજ સુંદર રીતે જાણું છું, વિવિધ વાનીઓ બનાવી શકું છું. પાકશાસ્ત્ર ઉપરાંત મલ્લયુદ્ધમાં પણ પ્રવીણ છુ, અને મદોન્મત્ત હસ્તીઓને તથા સિંહોને હું સ્હેજમાં પકડી શકુ છું." ભીમસેનના શરીરનો બાંધો જોઈ વિરાટરાજાને તેના શબ્દોમાં વિશ્વાસ બેઠો, અને તેને પાકુકોમાં સર્વોપરી તરિકે નીમ્યો. હવે દ્રૈપદીને જવાનો વારો આવ્યો* પાંચાલીએ પોતાના કાળા લાંબા સુંવાળા કેશકલાપને જમણી પાસ લટકતો રાખ્યો હતો, અને તેણે એક કાળું મેલું વસ્ત્ર ધારણ કર્યું હતું. આમ સૈરંધ્રીનો વેશ ધારણ કરી વિરાટરાજાના નગરના રાજમાર્ગ ઉપર જનમંડળની મધ્યમાં હોવા છતાં એકલી પડી જતી, મધ્યરાત્રીએ તારાગણની મધ્યમાં વ્યોમગંગાના શ્વેત લીસોટા જેવી દ્રૈપદી ચાલી જતી હતી. આવા સુકુમાર સૌન્દર્યને આમ રાજમાર્ગ ઉપર ભટકતું જોઈ રાજપુત્રો તેને નિહાળી જ રહ્યા. આસપાસનાં સ્ત્રી પુરૂષો તેને જોઇને આશ્ચર્ય પામ્યાં. 'કોણ છે ? કયાંથી આવી ? એને શું જોઇએ છે ?' વિગેરે પ્રશ્નો જનસમૂહમાંથી પૂછાવા લાગ્યા. પ્રશ્ન પૂછનારને દ્રૈપદી એકજ ઉત્તર આપતી, 'હું સૈરન્ધ્રી છું, અને મને જે

* મહાભારતમાંથી સરખાવોઃ—

ततः केशान् समुत्क्षिप्य वेल्लिताग्रानर्निदितान् । कृष्णान् सूक्ष्मान् मृदून् दीर्घान् समुद्ग्रंथ्य शुचिस्मिता ॥ १ ॥
[वेल्लिताग्रान् आकुंचिताग्रान् इति टीकाकारः ]

जुगूह दक्षिणे पार्श्वे मृदूनसित लोचना। वासश्च परिधायैकं कृष्णं सुमलिनं महत्॥२॥

कृत्वा वेषंतु सैरंध्र्यास्ततो व्यचरदार्तवत् । तां व्रजंतीं तदा दृष्ट्वा राजपुत्राः कुतूहलात् ॥ ३ ॥

नरा नार्यश्च संप्रेक्ष्य परं विस्मयमागताः । अपृच्छंश्चैव तां दृष्ट्वा का त्वं किं च चिकीर्षसि ॥ ४ ॥

सा तानुवाच राजेन्द्र सैरंध्र्यहमिहागता । कर्म चेच्छामि वै कर्तुं तस्य यो मां युयुक्षति ॥ ६ ॥

विराटस्य तु कैकेयी भार्या परमसंमता । समाहुयाब्रवीद्भद्रे का त्वं किं च चिकीर्षसि ॥ ८ ॥

सा तामुवाच राजेन्द्र सैरंध्र्यहमुपागता । कर्मं चेच्छामि वै कर्तुं तस्य यो मां युयुक्षति ॥ ९ ॥

सुदेष्णोवाच ।

नैवं रूपा भवंत्येव यथा वदसि भामिनि । प्रेषयंतीव वै दासी दासांश्च विविधान् बहून् ॥ १० ॥

नोच्च गुल्फासंहतोरू त्रिगंभीरा षडुन्नता । रक्ता पंचसु रक्तेषु हंसगद्गदभाषिणी ॥ ११ ॥

[टीका।नोच्चेन बहिर्निर्गते गूढे इत्यर्थः। नोच्चे गुल्छे पादग्रंथी यस्याः सा तथा।

કામ કરવા રાખે, તેને ત્યાં રહેવા તૈયાર છું. ' જનમંડળને પોતાની પાછળ આકર્ષતી સૈરન્ધ્રીને રાણી સુદેષ્ણાએ પોતાના ભવનની અટારીએથી જોઈ, અને તેનું અલૌકિક સૌન્દર્ય જોઇ દાસીને મોકલી તેને પોતાની અટારી પાસે બોલાવી. સુદેષ્ણાના પ્રશ્નનો સૈરન્ધ્રીએ ઉપર્યુક્ત ઉત્તર આપ્યો, ત્યારે અટારીમાં રહ્યે રહ્યે સુદેષ્ણા બોલી, "બ્હેન, તું બોલે છે, તેવું કાર્ય કરે એમ તારા રૂપ ઉપરથી જણાતું નથી. તેં ઘણાયે દાસી અને દાસના વૈભવ ભોગવ્યા હોય એમ લાગે છે. તારા બોલ, તારી બુદ્ધિ, અને તારૂં સૌન્દર્ય રાજસત્તાના ઉપભોગનું ભાન કરાવે છે. હંસ જેવી તારી ગદ્‌ગદ્ વાણી, અને તારાં પ્રત્યેક અંગનું લાવણ્ય તારા આ વેશને છેતરે છે. કાશ્મીરની સ્ત્રી સમાન તારા કેશ સુંદર છે, તારાં નેત્ર, દાડમની કળી જેવી તારી દંતાવળી, પીન પયોધર, પાતળી કટિ, પૂર્ણચંદ્ર સમાન તારી સુખકાન્તિ, શરદ ઋતુના કમળ જેવો તારો સુવાસ: આ બધાં લક્ષણોથી તું સાક્ષાત્ લક્ષ્મી હોઉં, એમ મને લાગે છે." આમ કહી તેને ઉપર બોલાવી.

વિરાટરાજ્ઞી સુદેષ્ણાનો વૈભવ જોઇ દ્રૌપદી અંજાઈ ગઈ. રત્નજડિત હિંચોળામાં સુદેષ્ણા ઝુલતી હતી. બે દાસીઓ તેને મંદમંદ હીંચોળી રહી હતી. હિંચોળાનો મંદ ભારે અવાજ અંતઃપુરની ભવ્યતાનો પડઘો પાડતો હતો. બે દાસીઓ સુદેષ્ણાનો કેશકલાપ ગુંથી રહી હતી; ત્રણ ચાર દાસીઓ વીણાનો મંદ મધુર ઝણઝણાટ જમાવી રહી હતી. આ ધ્વનિમાં હિંચકાનો સ્વર ભળવાથી સુરનો રણકો વધુ સબળ બનતો હતો. સુદેષ્ણાની સેંથી પાડવામાં, તેના સ્હામે દર્પણ ધરી રાખવામાં, અને સેંથીમાં વિધવિધ રંગ પૂરવામાં કેટલીક દાસીઓ રોકાઈ હતી. અંતઃપુરની એક પાસ વિવિધ વાજીંત્રોનો ઢગલો રાખવામાં આવ્યો હતો; એક પાસ ફળ અને દ્રાક્ષાદિ ઇષ્ટ મેવા વ્યવસ્થાપૂર્વક મૂકવામાં આવ્યા હતા. આસવો અને અન્ય મધુર ઉન્માદકારક પીણાંઓનાં પાત્રોથી સુદેષ્ણાની રસવૃત્તિ સ્હમજાતી હતી. દિવાલો ઉપર વિધિવિધ આસનોનાં ચિત્રો કામશાસ્ત્રને આધારે કુશળ ચિત્રકાર પાસે ચિતરાવી ટાંગવામાં આવ્યાં હતાં. વિલાસપ્રિય સુદેષ્ણાનો વૈભવ ઉત્તેજક અને ઉન્મત્ત હતો. આવી મદમસ્ત યૌવના પાસે ભસ્મમાં ઢંકાએલા અગ્નિ સમાન તેજસ્વી દ્રૌપદી આવીને ઉભી રહી. સુદેષ્ણાએ દ્રૌપદીને

---

त्रिगंभीरा त्रिषु शद्बबुद्धिनाभिषु गहना षडुन्नता षट्सु नासिकाक्षिद्वयश्रोत्रद्वयस्तननखकृकाटिकासु उन्नता पंचस्थानेषु पाणिपादतलनेत्रांतोष्ठजिव्हानखेषु एतान्येव संख्यया पंचरक्तानि तेषु रक्ता ॥ इति टीकाकारः ॥ ]

शुकेशी सुस्तनी श्यामा पीनश्रोणिपयोधरा । तेन तेनैव संपन्ना काश्मीरीवरतुंगमी ॥ १२ ॥

आरालपक्ष्मनयना बिंबोष्ठी तनुमध्यमा ।
कंबुग्रीवागूढशिरापूर्णचंद्रनिभानना ॥१३॥

शारदोत्पलपत्राक्ष्या शारदोत्पल गंधया ।
शारदोत्पलसेविन्या रूपेण सदृशी श्रिया ॥ १४ ॥

विराटपर्वः अध्याय ९ ॥

સર્વાંગે નિહાળી. બાહ્ય આકૃતિની પાછળ રહેલું અનુપમ સૌન્દર્ય તેનાથી છુપું ન રહ્યું.મલિન વસ્ત્રમાં આચ્છાદિત થયેલી દ્રૌપદીના સૌન્દર્ય આગળ તેને પોતાનું સૌન્દર્ય ઝાંખું પડતું લાગ્યું. પોતે સૌન્દર્યવતી હતી,પણ દ્રૌપદીમાં તો તેણે સૌન્દર્ય મૂર્તિમંત જોયું. યક્ષ–સ્ત્રી કે ગંધર્વ–સ્ત્રીનો તેને ભ્રમ થયો. દ્રૌપદી સ્હામે જોઈ તેણે ધીમે સ્વરે કહ્યું, "હે સ્ત્રી, તું કોણ છું ? આંહી શા માટે આવી છું ? તેં આવો સાદો સામાન્ય પોશાક કેમ ધારણ કર્યો છે ? તારે શું જોઇએ છે ?" સુદેષ્ણાની પ્રશ્નાવલી હજુ વધારે આગળ વધત, પણ દ્રૌપદી વચમાંજ બોલી ઉઠ્યાં,* "હે રાજ્ઞિ ! હું દેવી નથી, રાક્ષસી નથી, કે ગંધર્વ સ્ત્રી નથી, પણ હું તો કેવળ સૈરન્ધ્રી છું,અને તમારી સેવા અર્થે આંહી રહેવા ઈચ્છું છું. પ્રથમ હું દ્રૌપદીની મુખ્ય દાસી હતી, અને તેના કેશ હોળવાનું તેમજ તેને વસ્ત્રાચ્છાદીત કરવાનું કાર્ય હું કરતી હતી. પણ હમણાં થોડા સમયથી પાંડવો વનમાં ક્યાંક ચાલ્યા ગયા છે, તેથી અન્ય સ્થળે મારૂં માન સચવાય તેના કરતાં તમારે ત્યાં મારો વધારે સારો સત્કાર થશે, એમ ધારી આંહી આવી છું." દ્રૌપદીનાં વચનો સાંભળી સુદેષ્ણા વિચારમાં પડી. સૈરન્ધ્રીમાં દ્રૌપદીની સંપૂર્ણ છાયા તેણે દીઠી, પણ પાંડવોની વાત પોતે જાણુતી હોવાથી સૈરન્ધ્રી ઉપર તેને ઝાઝો વ્હેમ ન આવ્યો. પણ સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે તેને સૈરન્ધ્રીનું રૂપ જોઈ અનેક વિચાર આવ્યા. તે બોલી, "હે સૈરન્ધ્રિ, હું તને મારી પાસે રાખવા ખુશી છુ. તું દ્રૌપદી પાસેથી આવે છે, ત્યારે તો હું તને ખાસ રાખવા રાજી છું. પણ મને તારા સૌન્દર્યનો ઘણો ભય રહે છે. વિરાટ-રાજા તને દેખે, અને રખેને તે તારા ઉપર લોભાઇ જાય, તો મારો વૈભવ નષ્ટ થાય, મારૂં જીવન નીરસ થઈ જાય, અને મારો સૌભાગ્યચંદ્ર અસ્ત થાય. જો મને આટલીજ ભીતિ ન હોય તો હું તને જરૂર મારી પાસેજ રાખું."

દ્રૌપદીએ તુરતજ પ્રત્યુત્તર આપ્યો, "હે સુદેષ્ણા, મારા સૌન્દર્યનો તમેં ભય ન રાખશો. મારા પાંચ ગંધર્વો પતિ છે, તે મારા સૌન્દર્યનું અને મારા પાતિવ્રતનું રક્ષણ કરશે. હું તમારૂં કેશ-કર્મ કરીશ, ચંપક, મલ્લિક, અને ઉત્પલમાંથી ગુંથણી કરી સુંદર માળ બનાવીશ,અને મારા સતીત્વના પ્રભાવથી તે માળ ત્રિરાત્ર અવિશીર્ણ રહેશે. હે સુદેષ્ણા, તમેં મારે માટે નિર્ભય રહેજો "

* સરખાવોઃ—

द्रौपद्युवाच ।

नास्मि देवी न गंधर्वी नासुरी न च राक्षसी । सैरंध्री तु भुजिष्याऽस्मि सत्यमेतत् ब्रवीमि ते ॥१७॥

केशान् जानाम्यहं कर्तुं पिंषे साधु-विलेपनम् । मल्लिकोत्पलपद्मानां चंपकानां तथा शुभे ॥१८॥

साऽहमद्यागता देवि सुदेष्णे त्वन्निवेशनम् ।

*　　　*　　　*

વિરાટપર્વઃ અધ્યાય ૯.

સુદેષ્ણાએ કહ્યું, "રાજકુળમાં જે સ્ત્રીઓ છે, તેજ તને જોઇ મોહ પામી ગયેલી જોઉં છું, તો પુરૂષ તે શી ગણત્રીમાં ! હે સુશ્રોણિ,વિરાટરાજા તારૂં અપૂર્વ લાવણ્ય જોઇને મને ત્યજી તને ભજે તો ! તને સતત્ જોઈ રહેનાર પુરૂષ અનંગવશ થયા વિના રહેજ નહીં. કર્કટી ગર્ભ ધારણ કરી મૃત્યુનું આહ્‌વાન કરે, તેમ તને રાખ્યાથી મારી ગતિ થાય. તારો સુંદર કેશ કલાપ જોઇ કોનું કાળજું ન ચીરાય ! તારો ભવ્ય તેજસ્વી લલાટ પ્રદેશ અને ગંડસ્થળમાં પડતા મોહક ભંગ ક્યા પુરૂષનું હૃદય વિવશ ન કરે ! રાતા હોઠની મધ્યમાંથી દેખાતી ઝીણી ઝીણી ઉજ્જ્વલ દંતાવલીના શરસંધાન સ્હામે ટકવા બ્રહ્મા પણ શક્તિમાન નથી. તારાં નયનબાણુથી અખંડ બ્રહ્મચારી નારદ જેવા પણ વિંધાઈ જાય, ત્યાં પામર વિરાટ રાજાનું શું ગજું ! ઉન્નત સ્તનોને લીધે સિંહ જેવી પાતળી કટિ વારેવારે નમી જવાથી શિકાર ઉપર તરાપ મારવા નમેલા સિંહની માફક તારી સત્તામાં આવેલા પુરૂષને વશ થવું જ પડે.તારાં મોહક સુકુમાર અંગો પુરૂષનાં ભાન ભૂલાવે તેવાં છે. તારા આવા સૌંદર્યને લીધે તને મારી પાસે રાખવી એ ઠીક નથી. પણ તું કહે છે કે ગંધર્વો તારૂં રક્ષણ કરે છે, તો હું તને રાખવા ખુશી છું." દ્રૌપદીએ સુદેષ્ણાની વાણી સલજ્જ સાંભળી; અને પૃથ્વી તરફ દૃષ્ટિ રાખી તે બોલી,* "હે રાજ્ઞિ, મારી બીજી પ્રતિજ્ઞા પણ સાંભળો. હું ઉચ્છિષ્ટ અન્ન જમીશ નહીં. કોઈનું પાદપ્રક્ષાલન કરીશ નહીં. મારા ગંધર્વ પતિઓ પ્રસન્ન થાય, તે રીતે હું તમારે ત્યાં રહીશ. બીજી સામાન્ય સ્ત્રીઓની માફક કોઈ પણ પુરુષ જો મારી ઈચ્છા કરશે, તો તે પુરૂષ એક રાત્રિ પણ જીવી શકશે નહીં. મને કોઈ પણ સતાવી ન શકે, કારણ મારા દુઃખભાગી પતિઓ મને વધારે પ્રિય છે, તેઓ ગુપ્ત રહીને પણ મારૂં રક્ષણ કરે છે." સૈરન્ધ્રીની આ વાણી સાંભળી સુદેષ્ણાને નિશ્ચય થયો કે સૈરન્ધ્રી સામાન્ય સ્ત્રી નથી. સુદેષ્ણાએ સૈરન્ધ્રીની બધી પ્રતિજ્ઞા સાચવવાની ઈચ્છા દર્શાવી, અને તેને પોતાના અંતઃપુરમાં રાખી.

સહદેવ વિરાટ રાજાના દરબારમાં આવ્યો, અને તેણે કહ્યું, "હે રાજન્, હું ગોવાળ છું. પાંડવોના દેશમાંથી

---

* સરખાવોઃ-

द्रौपद्युवाचः—

नास्मि लभ्या विराटेन न चान्येन कदाचन। गंधर्वाः पतया मह्यम् युवानः पच भामिनि ॥ ३० ॥

पुत्राः गंधर्वराजस्य महासत्त्वस्य कस्यचित्। रक्षंति ते च मां नित्यं दुःखाचारा तथाह्यम् ॥ ३१ ॥

यो मे न दद्यादुच्छिष्टं न च पादौ प्रधावयेत्। प्रीणेरन् तेन वासेन गंधर्वाः पतयो मम ॥ ३२ ॥

यो हि मां पुरुषो गृध्द्येद्यथाऽन्याः प्राकृताः स्त्रियः। तामेव निवसेद्रात्रिं प्रविश्य च परां तनुम् ॥ ३३ ॥

न चाप्यहं चालयितुं शक्या केनचिदंगने। दुःखशीला: हि गंधर्वास्ते च मे बलवत्प्रियाः ॥ ३४ ॥

प्रच्छन्नाश्चापि रक्षंति ते मां नित्यं शुचिस्मिते ॥

વિરાટપર્વઃ અધ્યાય ૯.

આંહી આવું છું. મારૂં નામ તંતિપાળ છે. હું યુધિષ્ઠિર મહારાજની ગાયો પાળતો હતો. ગાયોના પાલનમાં, અને વૃષભોની પરીક્ષામાં હું ઘણો પ્રવીણ છું." સહદેવનાં વચન સાંભળી વિરાટ રાજાએ તેને ગૌશાળાનો અધિપતિ નીમ્યો. અર્જુને સ્ત્રીનું રૂપ લીધું. લાંબો ચોટલો વધાર્યો, હાથે કંકણો અને વલયો પહેરી લીધાં, અને ચાળાચટકા કરતો કરતો વિરાટ રાજાના દરબારમાં દાખલ થયો, ને બોલ્યો,"રાજન્! હું બૃહન્નલા છું,અને તમારા અંતઃપુરમાં તમારી પુત્રીને નૃત્ય ગીત સુંદર રીતે શીખવાડીશ. નપુંસક હોવાથી મને અંતઃપુરમાં રાખવામાં બાધ નથી." અર્જુનનાં લહેકા ભર્યાં વચનોથી આખી સભા ખડખડાટ હસી પડી. વિરાટ રાજાએ તેના નપુંસકપણાની સંપૂર્ણ ખાત્રી કરી લીધી, અને પછી તેને પોતાની પુત્રી ઉત્તરા કુંવરીના શિક્ષક તરિકે નીમ્યો. નકુલ પણ અશ્વપાલનું રૂપ ધારણ કરી વિરાટરાજાની સભામાં આવ્યો, ને બોલ્યો, "હે વિરાટરાજ, હું યુધિષ્ઠિર રાજાનો અશ્વપાલ હતો. મારૂં નામ ગ્રંથિક છે. અશ્વો કેળવવાનું અને તેમની ચિકિત્સા કરવાનું મને આવડે છે. તમારે ત્યાં સેવાવૃત્તિથી આવ્યો છું." નકુલનાં વચનો સાંભળી વિરાટ રાજાએ તેને મુખ્ય અશ્વપાલ તરિકે નીમ્યો.

દુર્ગા દેવીના વરદાનથી પાંચે પાંડવો વિરાટરાજાના રાજ્યમાં ગોઠવાયા. દ્રૌપદી સુદેષ્ણાની સેવામાં રહેવા લાગી. વિરાટ-રાજાના દરબારમાં રહે દસ માસ વીતી ગયા, પણ કોઈ પાંડવોને ઓળખી શક્યું નહીં. પાંડવોને પણ એમ લાગ્યું કે પોતાના ગુપ્તવાસનો સમય નિર્વિઘ્ને પસાર થઈ જશે, પણ વિધિની લીલા કાંઇ ઓરજ હતી!

# પ્રકરણ ૩૦ મું.

## જીમૂત-વધ.

કાળની અકળ ગતિનો વેગ મનુષ્યની ધારણા કરતાં કાંઇક વિચિત્ર હોય છે. પાંડવો જ્યારે એમ સમજતા હતા કે અમે સંપૂર્ણ સુરક્ષિત છીએ, અને અમારો અજ્ઞાત-વાસ નિર્વિઘ્ને સમાપ્ત થશે,-ત્યારે વિધિ નેપથ્યમાં અનેરી કળા રચી રહ્યો હતો. વિરાટરાજાના નગરમાં પ્રતિવર્ષે બ્રહ્મા-મહોત્સવનો પ્રસંગ પૂર્ણ ઉત્સાહથી પાળવામાં આવતો હતો. આ મહોત્સવમાં દેશ દેશાન્તર-માંથી વિધવિધ શક્તિવાળા મલ્લો રાજનગરમાં આવતા, અને શક્તિ અનુસાર મલ્લ-યુદ્ધનાં મંડાણ થતાં. પરદેશથી આવેલા મલ્લોનાં આવ્હાનને રાજ્ય તરફથી સ્વીકારી લેવામાં આવતું, અને મત્સ્યરાજ મલ્લ સેવકોમાંથી

એકાદને આવા મલ્લો સાથે યુદ્ધમાં યોજતો. મલ્લ યુદ્ધ ઉપરાંત હસ્તીઓ, વૃષભો, અને જંગલી જાનવરોની સાઠમારી પણ થતી. આખા મત્સ્ય દેશમાં આ મહાન ઉત્સવ રસસેર ઉજવાતો, અને ઘેર ઘેર આનંદ પ્રસરતો.

પાંચાલી સહ પાંચે પાંડવો વિરાટરાજાના દરબારમાં શાન્તિથી રહેતાં હતાં. યુધિષ્ઠિર રાજાને ન્યાયી સલાહ આપતા, તથા તેની સાથે ચોપટ જેવું રમીને રાજાને વિનોદ કરાવતા. યુધિષ્ઠિરને લીધે વિરાટરાજાના દિવસો ઘણા આનંદમાં જવા લાગ્યા. કાંઈ પણ મહત્વના કાર્યમાં યુધિષ્ઠિરની સલાહ લેવાતી. વિરાટરાજા યુધિષ્ઠિરના શબ્દોનું માન રાખતો, અને યુધિષ્ઠિર સાથે વિનય અને નમ્રતાથી વર્તતો. ભીમસેન વિરાટરાજાની આજ્ઞાથી સુંદર પાક બનાવતો, અને તેનો સ્વાદ ગુપ્ત રીતે પોતાના ભાઈઓને ચખાડતો. વળી તે મોટાં મોટાં વૃક્ષો પાડી લાવી કાષ્ટ ભેગાં કરતો. સંયમની બહાર ગયેલા મદમસ્ત હસ્તીઓને સંયમમાં લાવતો; માંસ રાંધવામાં અને તેને સ્વાદિષ્ટ બનાવવામાં ભીમસેન એવો તો કુશળ હતો કે વિરાટરાજા ભોજન કરતે કરતે એમ બોલી જતો કે 'આવો પાક મેં અત્યાર સુધી કોઈપણ સમયે લીધોજ નથી!' અર્જુન ઉત્તરાના અંતઃપુરમાં નૃત્યગાનમાં સમય ગાળતો. ઉત્તરાને બૃહન્નલા સાથે એવું ફાવી ગયું હતું, કે બૃહન્નલા વિના તે ક્ષણ પણ એકલી રહી શકતી નહીં. અર્જુનના શિક્ષણમાં પણ તેને ઘણી રમુજ પડતી. અર્જુન હાથના ચાળાથી, અંગની મરોડથી અને વાણીના લ્હેકાથી અંતઃપુરની સ્રીઓને હસાવતો, અને ઉત્તરાનો સમય આનંદમાં પસાર કરાવતો. ગુપ્ત રીતે અર્જુન પોતાના ભાઈઓ તથા દ્રૌપદીની સંભાળ રાખતો, અને કોઈ કોઈ વાર તેમને મળી આવતો. નકુળ પોતાના કાર્યમાં તત્પર રહ્યો હતો. તેની નિપુણતાથી અશ્વો ઘણા સુંદર થવા લાગ્યા. નિર્બળ અશ્વો સબળ થયા, કદરૂપા અને હાડચામ જેવા અશ્વો મદમસ્ત અને રાતામાતા થવા લાગ્યા. સહદેવ ગૌરક્ષામાં હંમેશાં નિમગ્ન રહેતો, અને તંદુરસ્ત વૃષભોથી સુંદર ગાયો ઉત્પન્ન કરાવવામાં તે ઘણો સફળ થયો. પાંચે ભાઈઓને આમ એકાંતમાં રહેવાનો સમય આવ્યો જોઇ દ્રૌપદી પોતાના દુઃખનો વિચાર પણ નહીં કરતાં પાંચે રાજવંશી ભર્તાઓની ચિંતા કરવા લાગ્યાં. જ્યારે જ્યારે પાંડવોમાંના કોઈને પણ જોવાની તેમને તક મળતી, ત્યારે ચિંતાતુર દયાર્દ્ર ભાવે તે તેમના તરફ જોઈજ રહેતાં, અને ઉંડા નિઃશ્વાસ મૂકતાં. પાંડવોથી પોતાના હજાર ગણા દુઃખનો વિચાર કર્યા વિના દ્રૌપદી પતિ–ચિંતામાંજ નિમગ્ન રહેવા લાગ્યાં.*

---

* સરખાવોઃ—

कृष्णा तु सर्वान् भर्तृंस्तान्निरीक्षंती तपस्विनी। यथा पुनरविज्ञाता तथा चरति भामिनी ॥४॥

द्रौपदी प्रेक्ष्य तान् सर्वान् क्लिश्यमानान् महारथान् ॥ नातिप्रीतमना राजन् निःश्वासपरमाऽभवत् ॥१६॥

વિરાટપર્વઃ અધ્યાય ૧૩.

આમ અરસ્પરસની ચિંતામાં પાંડવો અને દ્રૌપદી વિરાટરાજાને ત્યાં રહેતાં હતાં, તેવામાં બ્રહ્મા-મહોત્સવનો સમય આવી પહોંચ્યો. વિરાટનગરમાં આ વખતે જીમૂત નામનો મલ્લ આવી પહોંચ્યો. આ મલ્લ વિષે એવી લોકોક્તિ હતી કે ભીમસેન શિવાય તેને જીતવાને કોઈ સમર્થ છે જ નહીં. અત્યાર સુધી આ મલ્લ જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં મહાપરાક્રમી લેખાતા મલ્લોને પણ તેણે મહાત કર્યા હતા. જ્યારે જીમૂત વિરાટનગરમાં આવ્યો, ત્યારે બીજા મલ્લો યુદ્ધમાં ઉતરવાની હિંમત બતાવી શકયા નહીં. જીમૂતની સાથે યુદ્ધમાં કોઈ મલ્લ ઉતરવાની હિંમત ન બતાવી શકયો, ત્યારે વિરાટરાજાને બલ્લવનું શરીર અને તેની કામ કરવાની શક્તિથી ખાત્રી થઈ કે તે એકલોજ જીમૂત-ની સ્હામે લઢી શકશે. વિરાટરાજાની આજ્ઞાથી બલ્લવને બોલાવવામાં આવ્યો, અને જીમૂત સાથે યુદ્ધમાં ઉતરવા રાજાએ સૂચના કરી. મલ્લની સાથે અખાડામાં ઉતરવાની રાજાની સૂચનાને બલ્લવે સહર્ષ સ્વીકારી લીધી.

યુદ્ધ સ્થળે ખભા ઠોકી બંને મલ્લો સ્હામસ્હામા ઉભા રહ્યા. યુદ્ધ આરંભતા પહેલાં ભીમસેને મનથી યુધિષ્ઠિરને પ્રણામ કર્યા. યુધિષ્ઠિરે યુદ્ધમાં સામાન્ય બળ વાપરવાની ભીમસેનને સાનથી ચેતવણી આપી. અસાધારણ બળ વાપરવાથી રખેને ભીમસેન પ્રસિદ્ધ થઈ જાય, એમ યુધિષ્ઠિરને લાગતું હતું; પણ ગુપ્તવાસ ઉઘાડો નહીં પડે તેની ભીમસેને આંખને અણુસારે યુધિષ્ઠિરને ખાત્રી આપી. બને મલ્લોએ હાથ ઠોકયા, અને એક બીજાને પકડવા-નો લાગ સાધવા ઘુંટણીએ હાથ મૂકી નીચા વળી આમ તેમ ફરવા લાગ્યા. આખરે જીમૂત ઉછળીને ભીમસેનને બાઝયો, એટલે ભીમસેને તેને સખત પ્રહાર કરી દૂર ફેંકી દીધો, અને બીજી વાર જીમૂત મલ્લ તેને બાઝવા આવે તે પહેલાં તો ભીમસેને તેને કમ્મરમાંથી બાથમાં લીધો. અનેક મલ્લક્રિયાઓથી બંને બળીઆઓ યુદ્ધ કરવા લાગ્યા. પ્રેક્ષક વર્ગને ઘણોજ આનંદ પડવા લાગ્યો, અને જ્યારે યુદ્ધે ભયંકર સ્વરૂપ પકડયું, ત્યારે દરેક પ્રેક્ષકને 'કોણ જીતશે' એની ચિંતા થવા લાગી. બંને મલ્લોના શ્વાસોચ્છ્વાસનો અવાજ લોકોનાં દિલ કંપાવતો હતો. આખરે જીમૂતને અતિશય થાકી ગયેલો જોઈ ભીમસેને તેની કેડો ભાંગી નાંખી, અને પછી તેને બંને હાથ વતી ઉપાડીને ચક્કરડીએ ફેરવીને ધરતી પર એવા તો જોરથી પછાડયો કે જીમૂત ધરતી ઉપર તરફડીયાં જ મારતો મરણ પામ્યો. ભીમસેનના આવા પરાક્રમથી સહુને ઘણી નવાઈ લાગી, અને ચારે પાસથી હર્ષનાદ થવા લાગ્યા; કાન બહેરા થઈ જાય તેવા તાળીઓના અવાજ થવા લાગ્યા. બલ્લવના આ કૃત્યથી વિરાટ-રાજા ઘણો પ્રસન્ન થયો, અને તેને અમૂલ્ય વસ્તુઓની ભેટ આપી. વિરાટરાજા-ના નગરમાં હવે જે જે મલ્લ આવવા લાગ્યા, તે બધાને બલ્લવ હરાવતો, અને કોઈને ગતપ્રાણ પણ કરી દેતો. વિરાટરાજાને હવે બલ્લવના બળનો શોખ

લાગ્યો, અને કેટલીકવાર મદિરાથી મસ્ત થયેલા હસ્તીઓ સાથે, સિંહો સાથે, વાઘ સાથે અને વૃષભો સાથે બલ્લવને લઢાવવા લાગ્યો. બલ્લવની કુસ્તીની પદ્ધતિ અંતઃપુરની સ્ત્રીઓએ પણ જોઇ. બલ્લવના આવા અખતરાથી યુધિષ્ઠિર અને દ્રૌપદી ચિંતાતુર રહેતાં, કે રખેને ભીમસેનનું જીવન ભયમાં આવી પડે, તો પાંડવોની ધારણા મનમાંજ રહી જાય, અને યુદ્ધમાં કૌરવોને સહેલાઇથી પરાજિત કરવાની વાતો સ્વપ્નવત્ બને ! !

# પ્રકરણ ૩૧ મું.

## સૈરન્ધ્રીના સતીત્વની કસોટી.

અત્યાર સુધી એવી માન્યતા જન સમાજમાં પ્રચાર પામી હતી કે ભીમસેન સિવાય અન્ય કોઇ મલ્લ જીમૂતને પરાજિત કરે તેમ નથી. પાંડવોની દુર્દશા વિષે અનેક કિંવદંતી જનસમાજમાં સાંભળવામાં આવતી હતી. જ્યારે બલ્લવે જીમૂતનો ઘણી ભયંકર રીતે સંહાર કરી નાંખ્યો, ત્યારે સઘળા નગરજનોને બલ્લવના અસાધારણ સામર્થ્યને માટે આશ્ચર્ય ઉત્પન્ન થવા ઉપરાંત બલ્લવ એ જ ભીમસેન હશે કે કેમ એવી શંકા ઉપસ્થિત થઇ હતી.પણ એકલા બલ્લવને ભીમસેન કલ્પી લેવામાં આવે તો ધર્મરાજા, અર્જુન, નકુલ સહદેવ, અને યાજ્ઞસેની ક્યાં હશે તે, વિષે નગરમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા. વિરાટરાજા પણ બલ્લવના અલૌકિક સામર્થ્યથી વિસ્મય પામ્યો હતો.બલ્લવના અદ્‌ભૂત બળની કસોટી હજુ ભવિષ્યમાં થવાની હતી.

દ્રૌપદી સૈરન્ધ્રીના વેશમાં સુદેષ્ણાની સેવામાં રહેતી હતી. સુદેષ્ણાને એકસો પાંચ ભાઇઓ હતા, અને તે બધા કીચકના નામથી ઓળખાતા હતા. તેમાંના વડા કીચકને વિરાટ રાજાએ સેનાપતિનું સ્થાન આપ્યું હતું. સુદેષ્ણાના અંતઃપુરમાં કીચક વિના સંકોચે જઈ શકતો. સૈરન્ધ્રીને કીચકના સ્વભાવની ખબર હતી, તેથી કીચકને આવતો દેખતાંજ તે આઘાં પાછાં થઇ જતાં. જેમ તેમ કરીને એક વર્ષ પૂરૂં થાય, તો પછી તેના તરફથી ઉપદ્રવ થવાનો સંભવ નથી, એમ ધારી દ્રૌપદી બને તેટલા પ્રસંગો સાચવી લેતાં. પણ એક દિવસ દ્રૌપદી સુદેષ્ણાને અલંકાર ધારણ કરાવવા રોકાયાં હતાં, ત્યાં કીચક અણચિંતવ્યો આવી પ્હોંચ્યો. સુદેષ્ણાના રત્નજડિત અલંકારોના ઝળકાટમાં સૈરંધ્રીના ગૌર વદનની કાન્તિ ઝળકાટ મારતી હતી. કીચક જે કામ માટે સુદેષ્ણાની પાસે આવ્યો હતો, તે કામ ભૂલી ગયો, અને મૂઢની પેઠે સૈરન્ધ્રી તરફ જોઇ જ રહ્યો. સૈરન્ધ્રીને જોતાંજ કીચક કામાતુર થઈ ગયો, તેનું હૃદય ધબકવા લાગ્યું; અને

તેના ધબકારાનો અવાજ તેના કર્ણમાં પહોંચવા લાગ્યો. તેનાં અંગો વિકળ થઇ ગયાં, નેત્ર નિમીલનથી એક ક્ષણ પણ સૈરન્ધ્રી જોવાની બંધ થાય, તેથી તે અનિમિષ દૃષ્ટિએ સૈરન્ધ્રી તરફ જોઇ જ રહ્યો. સુદેષ્ણા કીચકનું હૃદય સમજી,અને તેણે કીચકને ઠેકાણે આણવા પ્રયત્ન કર્યો. કીચકના મનનો અભિપ્રાય સ્હમજી સૈરન્ધ્રી અલંકાર–ધારણનું કાર્ય પડતું મૂકી બીજા ભાગમાં ચાલી ગઈ, તેની પાછળ કામનો પ્રેર્યો કીચક તેની જ સાથે ગયો. સુદેષ્ણાએ આ બધું જોયું,પણ ઇચ્છાએ કે અનિચ્છાએ તે પોતાના ભાઇને રોકી શકી નહીં.

"હે સુંદરિ, તું કોણ છું ? તું આંહી ક્યાંથી આવી છું ? તારૂં ચંદ્ર સરખું કાન્તિમાન મુખ, ગુલાબની કળીઓ જેવા દાંત, અને કમળનાં દીટાં જેવાં સ્તનો મારૂં કાળજું કોરી નાંખે છે. સ્તનભારને લીધે તું કટિમાંથી સ્હેજ લચી ગઇ છું, એ તારૂં કામબાણ મારૂં દિલ વિંધી નાંખે છે. મારા શરીરમાં રૂવેરૂવે મદનદેવની જ્વાળા સળગી ઉઠી છે; મારૂં મન ભમી જાય છે; તારા સમાગમથી તું મને શાન્ત કર. સરિત્ પુલિન જેવાં તારાં ચારૂ જઘન મારૂં હૃદય વીંધી નાંખે છે; તારા મુખની કાન્તિ ચંદ્રને પણ લજવે છે. હે રંભોરૂ, હું તારો છું, તું મને શાન્ત કર !" આમ બોલતો કીચક સૈરન્ધ્રી સન્મુખ ઉભો રહ્યો. તેના અંગમાં થથરાટ વધવા લાગ્યો, તેની વાણીમાં સ્ખલન થવા માંડ્યું. પુષ્પધન્વાનાં બાણથી ઘવાયેલો કીચક વિવશ બની નિર્લજ્જતાથી સૈરન્ધ્રી તરફ જોઈ જ રહ્યો.

કીચકનાં વચનોથી શરમાઇ નીચું મસ્તક રાખી સૈરંધ્રીએ પ્રત્યુત્તર આપ્યો, "હે કીચક, તું મને આમ સંબોધીશ નહીં. હું પરસ્ત્રી છું. તારી આવી બુદ્ધિથી તારૂં સારૂં નહીં થાય. સહુને પોતાની દારા પ્રિય હોય છે, માટે ધર્મનો વિચાર કર. હું મારા પતિઓને પ્રાણથી પણ અધિક પ્રિય છું. પરદારામાં આમ ચિત્ત રાખવાથી કશો લાભ થતો નથી. ન કરવાનાં કાર્યોમાં સત્પુરૂષો પોતાનું મન રાખતા જ નથી. માટે તું હવે આંહીંથી ચાલ્યો જા." *

"સૈરંધ્રિ, તું મને આમ ન કાઢી મૂક !" આજીજી કરતો કીચક બોલ્યો, "આ આખા રાજ્યમાં મારા સમાન બળવાન કોઇ નથી. આખા રાજ્યનું સૈન્ય મારી સત્તામાં છે. વિરાટ રાજા માત્ર નામનોજ રાજા છે; આ રાજ્યનો ખરો રાજા હું છું. તું મને વરીશ તો તારે સુદેષ્ણાની સેવા કરવાની મટી જશે. આ રાજ્યમાં તને અદ્વિતીય માન મળશે. મારી ઇચ્છા સંતોષવાથી તું જેટલી ભાગ્યશાળી થઈશ, તેટલી સુદેષ્ણાની સેવા કરવાથી કદાપિ થઈશ નહીં. તારા જેવી સુકોમલાંગી સેવા અર્થે નિરમાઇ જ નથી. હે સુંદરિ, મને તું ના

---

* સરખાવોઃ–

परादाराऽस्मि भद्रं ते न युक्तं तव सांप्रतम्। दयिताः प्राणिनां दाराः धर्मं समनुचिंतय ॥ ३८ ॥

परदारे न ते बुद्धिर्जातु कार्या कथचन। विवर्जनं ह्यकार्याणामेतत्सुपुरुषव्रतम् ॥ ३९ ॥

વિરાટપર્વઃ અધ્યાયઃ ૧૪

ન પાડ. પછીથી તને ખરેખર પસ્તાવો થશે.”

કીચકનાં વચનોથી સૈરંધ્રીને તેના ઉપર તિરસ્કાર આવ્યો. તેણે કહ્યું, * “હે કીચક, તું હાથે કરીને મોત ન માગી લઈશ. તું જાણતો નથી કે મારા ગંધર્વ પતિઓ ગુપ્ત રીતે મારૂં રક્ષણ કરે છે. તેઓ તારૂં આવું કૃત્ય કદાપિ સાંખશે નહીં. હું તારા હાથમાં આવી શકવાની નથી. મારા પતિઓ તો પાંચ ગંધર્વો છે. તેઓ જો કોપશે તો તારૂં મરણ ચોકક્સ નિપજશે. માટે હજુ વેળાસર તું ચેત.”

સૈરંધ્રી સ્હેલાઈથી વશ થાય તેમ નથી, એમ જ્યારે કીચકે જોયું, ત્યારે તેણે પ્રપંચથી તેને વશ કરવાનો પ્રયત્ન આરંભ્યો. પ્રથમ તો તેણે પોતાની બ્હેન સુદેષ્ણાને વિનંતી કરી. સુદેષ્ણાએ કીચકનો તેની વૃત્તિ માટે તિરસ્કાર કરતાં કહ્યું, “ પરદારામાં ચિત્ત રાખવાથી મનુષ્ય મરણનું આવ્હાન કરે છે, માટે ભાઈ, તું સૈરંધ્રીની ઇચ્છા ન રાખીશ. તને વૈભવસુખ કયાં ઓછું મળે છે? નકામો શા માટે અશાન્તિ વ્હોરી લે છે? મારૂં માન, અને સૈરંધ્રીની વાત જવા દે.” આમ અનેક અર્થયુક્ત વચનો સુદેષ્ણાએ કીચકને કહ્યાં, પણ ઉન્મત્ત અને કામાંધ કીચક સારાસારનો વિચાર કરી શકયો નહીં.

ચતુર્દશીનો દિવસ સુરાપાનના ઉત્સવ તરિકે પળાતો હતો. તે દિવસે કીચકે સૈરંધ્રીને ફસાવવાની યુક્તિ રચી. તેણે સુદેષ્ણાને માટે સુરા અને પકવાન્ન મોકલવા માટે સામગ્રી કરવા માંડી. જ્યારે સર્વ પ્રકારની વ્યવસ્થા થઈ ગઈ, ત્યારે સૈરંધ્રીને મોકલી તૈયાર થયેલી વસ્તુઓ મંગાવી લેવા સુદેષ્ણાને તેણે સંદેશો કહાવ્યો. કીચકના અનિષ્ટ સંકલ્પની સુદેષ્ણાને ગંધ પણ ન આવી. વળી કીચકે પહેલાં સૈરંધ્રી ઉપર કરેલા આક્રમણના પ્રસંગને પણ તે વિસરી ગઇ હતી. તેણે સ્ત્રી જાતિની સરળતા પ્રમાણે બધુંયે સરળ કલ્પી લીધું. કામી કીચકની કપટ-જાળ ભ્રાતૃસ્નેહને લીધે તે જોઈ શકી જ નહીં.

ચતુર્દશીને દિવસે નિત્ય નિયમ પ્રમાણે સૈરંધ્રી, સ્નાન કરીને સુદેષ્ણાની સમીપ આવી, એટલે સુદેષ્ણાએ તેને કહ્યું, “હે સૈરન્ધ્રિ, તું જરા કીચકને ત્યાં જઇ મારે માટે તૈયાર કરેલી સુરા અને મિષ્ટાન્ન લઇ આવ. મારા કહેવાથી તું ત્યાં જઇશ એટલે એ તને ઝાઝું રોકશે નહીં.” સુદેષ્ણાનાં વચનો સાંભળી સૈરંધ્રી કંપી ઉઠી. તેણે કહ્યું, “હે રાણી, કીચકને ત્યાં મને મોકલવા કરતાં કોઈ બીજી દાસીને મોકલો તો સારૂં. મને મોકલવાનો આગ્રહ ત્યજી દ્યો. તમારી આટલી બધી દાસીઓમાંથી કોઇપણ એ કામ તો કરી શકશે.”

---

* સરખાવો:—

मा सूतपुत्र मुह्यस्व माऽद्य त्यक्ष्यस्व जीवितम्। जानीहि पंचभिर्वीरैर्नित्यं मामभिरक्षिताम् ॥ ४७ ॥

न चाप्यहं त्वया लभ्या गंधर्वाः पतयो मम। ते त्वां निहन्युः कुपिताः साध्वलं मा व्यनीनशः ॥ ४८ ॥

विराटपर्वः अध्यायः १४

સૈરંધ્રીના હૃદયની મુંઝવણ સુદેષ્ણા સ્હમજી ગઈ. તેણે તેને ધીરજ આપતાં કહ્યું, " બહેન, તું ગભરાઈશ નહીં. કીચક તને લેશ પણ સતાવી શકશે નહીં. મારી મોકલી તું ત્યાં જશે, એટલે એનાથી કાંઈપણ અનર્થ થઇ શકશે નહીં. "

દ્રૌપદીએ મનમાં શ્રીકૃષ્ણનું ચિંતવન કર્યું, અને ધૈર્યથી મહા પ્રતાપી પાંડવોની પત્ની કીચકના ભવન તરફ ચાલી. સૈરંધ્રીને આવતી જોઇ કીચકના હર્ષનો પાર ન રહ્યો. સૈરંધ્રીએ કીચકના ભવનમાં જતે જતે સૂર્યનારાયણની સ્તુતિ મનમાં કરી, "હે સૂર્યનારાયણ, મારા પાતિવ્રત્યનું રક્ષણ કરજો." સૈરંધ્રીના અંતરની સ્તુતિ સૂર્યનારાયણે સાંભળી, અને તેમણે અંતરિક્ષમાં એક રાક્ષસ તેના પાતિવ્રત્યનું રક્ષણ કરવાને મોકલ્યો. સૈરંધ્રી ભવનમાં પ્રવેશ કરતાંજ, કીચકે તેને મીઠા શબ્દોમાં આવકાર આપ્યો. નીચી દૃષ્ટિ રાખી સૈરંધ્રીએ રાણીના સંદેશા મુજબ સુરા અને ભોજનની માગણી કરી, અને જવાની ત્વરા કરવા માંડી. કીચકે હવે પોતાની વાણી ઉપરનો સંયમ દૂર કર્યો, અને બોલ્યો, " હે સુંદરિ, આવતાંજ જવાની વાત કેમ કરે છે? તારે એવી તસ્દી લેવી ન ઘટે. બીજી દાસીઓ રાણીને માટે સુરા વગેરે લઈ જશે. તું જરા વિશ્રાંતિ લે. તું કહે તો હું તારાં ચરણ કમળોનું સંવાહન કરૂં. આટલે દૂર સુધી તું ચાલીને આવી છું, તો આ રમ્ય પર્યંક ઉપર તું જરા આરામ તો લે, અને તારો શ્રમ મટાડ. હે રંભોરૂ! જરા સુરાપાન કર; આ ઉત્તમ પકવાન્નમાંથી કોઈ પણ ઇષ્ટ પદાર્થનો સ્વીકાર કર. હે પ્રિયે! હું તારો દાસ થઈ તારૂં કલ્યાણ કરીશ, તું મારા મનની ઇચ્છાઓ પૂરી પાડ." આમ કહી કામાંધ તેને પકડવાને તેના તરફ ધસ્યો. સૈરંધ્રી સમયસૂચકતા વાપરી ત્યાંથી ખશી ગઈ, પણ ઉતાવળમાં ખશી જતાં તેના ઉત્તરીયનો છેડો તેના સ્કંધ ઉપરથી ખશી જઇ તેનાં ઉન્નત સ્તનો ઉપર ભરાઈ રહ્યો. કીચકના કામાગ્નિમાં ઘૃત હોમાયું; તેણે દોડીને સૈરંધ્રીના ઉત્તરીયનો છેડો પકડી લીધો; પણ સૂર્યે મોકલેલા રાક્ષસે કીચકને મુંઝવી દીધો, એટલે સૈરંધ્રી કીચકના હાથમાંથી છેડો મૂકાવીને દૂર ખશી થઈ. તે નાશી જવાનો લાગ શોધતી હતી, એટલામાં કીચકે તેને લત્તાપ્રહારથી ભૂમિ ઉપર પાડી નાંખી. વજ્રના પ્રહારથી કોમળ કદળીવૃક્ષ કપાઈ પડે, તેમ સૈરંધ્રી કીચકના પાદપ્રહારથી ધરણી ઉપર ઢળી પડી. સૈરંધ્રીના સતીત્વનો ભંગ થતાં હવે લગારેય વાર નહોતી. સૈરંધ્રીને નિરાધાર અવસ્થામાં પડી ગયેલી જોઇને દુષ્ટ કીચક તેના ઉપર ધસ્યો. પણ સૈરંધ્રી અત્યંત બળ કરીને તેના બાહુ પાશમાં સપડાતા પહેલાં ખશી ગઈ, અને એકદમ બહાર રાજમાર્ગ ઉપર દોડીને ન્હાસી ગઈ. કાચકના ભયને લીધે તેણે આધુંપાછું જોયા વિના દોડયાંજ કર્યું. કોમળાંગી સૈરંધ્રીએ પાતિવ્રત્યના રક્ષણ માટે દોડવામાં અલૌકિક બળ વાપર્યું. દોડતે દોડતે તે સીધી રાજસભામાં

જ્યાં બહ્વૃલ, કંક અને વિરાટરાજા ભર સભામાં પાસા રમી રહ્યા હતા, ત્યાં આવીને 'ત્રાય'નો પોકાર કર્યો. ત્રણે જણા પોતાની રમત મૂકી દઇ સ્તબ્ધ થઇ સૈરંધ્રી સ્હામું જોઇજ રહ્યા. પાપી કીચક સૈરંધ્રીની પાછળ દોડતો રાજસભામાં આવ્યો, અને બધાના દેખતાં તેના કેશ પકડી ભૂમિ ઉપર પછાડી નાંખી, અને તેને લાત મારી ત્યાંથી ચાલ્યો ગયો. કીચકના આવા અમાનુષ વર્તન માટે સૈરંધ્રીએ પોકાર કર્યો. તેણે રોતે રોતે કહ્યું, " હે રાજન્, જેમનો વૈરી સાતમે માળ વસતાંયે બચી શકે નહીં, તેમની માનિની ભાર્યાને સૂતપુત્ર કીચકે લાત મારી. આ લોકને જીતવાને જેઓ સમર્થ છે, તેમની માનિની ભાર્યાને સૂતપુત્ર કીચકે પ્રહાર કર્યો છે. શરણ યાચનારાઓ-ને જેઓ શરણ આપતા હતા, અને જેઓ દુઃખી દિલનો વિસામો હતા, તેઓ આ લોકમાં સંતાતા ફરે છે. અરેરે ! તે મહારથીઓ ક્યાં હશે ! પોતાની પ્રિય પત્નીને સૂતપુત્ર લાત મારે, તે તેઓ બળવાન અને તેજસ્વી હોવા છતાં કેમ સાંખી રહે છે ? તેમનો અમર્ષ ક્યાં ગયો ? તેમનાં બળ ને તેજ ક્યાં ગયાં ? દુરાત્માને હાથે અપમાન પામતી પોતાની પ્રાણેશ્વરી ભાર્યાની તેઓ શાને સંભાળ નહીં લેતા હોય ? વિરાટરાજા-ના રાજ્યમાં ધર્મદૂષણ થાય, તો હવે મારે શું કરવું ? હે રાજા, કીચકે આજે તમારા રાજ્યને શોભે તેવું કાર્ય કર્યું નથી. હે સભાસદો, કીચકનો ધર્મવ્યતીક્રમ તો જુઓ !" આમ કહી દ્રૌપદી આંખમાં આંસુ સાથે મત્સ્ય રાજાને ટાણાં મારવા લાગી. આખી સભા સૈરંધ્રીના સભા પ્રવેશથી ચકિત થઈ ગઇ હતી; અને જ્યારે સૈરંધ્રીના મુખમાંથી ઉપર્યુક્ત ઉદ્ગારો સાંભળ્યા, ત્યારે કેટલાક હસવા લાગ્યા, કેટલાક વિચારમાં પડી ગયા, ને કેટલાક તો એની મશ્કરી કરવા લાગ્યા. સૈરંધ્રીનું કહેવું સાંભળી વિરાટરાજાએ ઉત્તર આપ્યો, " હે સૈરંધ્રી, તમારા બે વચ્ચે ચાલતા કલહથી હું અજ્ઞાત છું. જ્યાંસુધી હું બન્ને પક્ષો ન સાંભળું, ત્યાંસુધી મારાથી ન્યાય કેવી રીતે થઇ શકે ?"

સૈરંધ્રી અતિ શ્રમને લીધે નિઃશ્વાસ નાંખતી હતી, એનાં નેત્રોમાંથી અશ્રુઓ વહેતાં હતાં. કીચકનો અપરાધ પ્રત્યક્ષ જોયા છતાં વિરાટરાજાના મુખમાંથી આવાં વાક્યો સાંભળી ભીમસેનને કોપ ચ્હડ્યો, અને કીચકનો સંહાર કરી નાંખવાનો નિશ્ચય કરવા તત્પર થયો. તેની આંખો વિકરાળ થઈ ગઈ; તેનાં અવયવોની વિકૃતિ જોઇ યુધિષ્ઠિરે તેનો અંગુઠો પગથી દાબ્યો. ભીમસેનના આવા કૃત્યનું અન્ય સ્વરૂપ આપવાને યુધિષ્ઠિરે તેને કહ્યું, " અરે બહ્વૃલ, તારે પાકને માટે લાકડાં જોયતાં હોય તો આ વૃક્ષ તરફ દૃષ્ટિ ન રાખતાં બીજાં વૃક્ષો તરફ જજે. જોજે, ભૂલે ચુકયે આ વૃક્ષ હમણાં પાડતો." મોટા ભાઇની આજ્ઞા ઉલ્લંઘવી નહીં, એવું ભીમસેને વ્રત લીધેલું હોવાથી તેણે પોતાનો ક્રોધ શમાવ્યો. સૈરંધ્રી સભામાં આવી હતી અને સર્વે સભાજનો તેના પ્રતિ અનિમિષ દૃષ્ટિએ

જોઇ રહ્યા હતા, તેથી યુધિષ્ઠિરના દિલમાં ઘણું લાગી આવ્યું. વળી કોઈ કોઇ સભાસદ સૈરંધ્રીની મશ્કરી કરતો જોઈ યુધિષ્ઠિરને ક્રોધથી પ્રસ્વેદ વળ્યો. વિરાટ રાજાએ સૈરંધ્રીને સીધો જવાબ ન આપ્યો, તેમાં એના દિલનું કલુષ યુધિષ્ઠિરે જોઈ લીધું. તેમણે સૈરંધ્રીને કહ્યું, "જા, અહીંથી સૈરંધ્રિ, આંહી ઉભી રહીશ નહીં; પતિસેવાપરાયણા સતીઓ આવાં કેટલાંયે કષ્ટો સહન કરે છે. આમ કષ્ટથી મુંઝાઈ જવામાં શો લાભ ? મને લાગે છે, કે તારા પતિ પાંચ ગંધર્વો હમણાં ક્રોધ કરવાનો સમય નહીં દેખતા હોય. અત્યારે તેઓ તારી વ્હારે કેવી રીતે આવી શકે ! તને યોગ્યાયોગ્ય સમયની પણ સ્હમજણ નથી, અને નટીની માફક નિર્લજ્જતાથી રૂદન કરે છે. તારે તો મહારાણી સુદેષ્ણાની સેવામાંજ તત્પર રહેવું જોઇએ. અમારી સભામાં આવી ચાલતી રમતમાં તું નકામી અમને ખલેલ કરે છે, માટે જા, અને સુદેષ્ણાની સેવામાં જ તત્પર રહે. જેનાથી તને દુઃખ થયું છે તે દુઃખ દૂર થશે. ગંધર્વો તારૂં પ્રિય કરશે, વૃથા અમારો સમય ન બગાડ." સૈરંધ્રીને કંકના શબ્દોથી ઘણું માઠું લાગ્યું. આવે સમયે પણ યુધિષ્ઠિર પોતાનો પક્ષ લેતા નથી, તેની નીતિ ન સ્હમજતાં સૈરંધ્રીએ યુધિષ્ઠિરને મ્હેણું મારતાં કહ્યું, "જેના શિરછત્ર જુગારી હોય, તેઓ પારકાનો હાથે અપમાન સહી માર ખાય, એમાં લગારે નવાઇ નથી. ધિક્કાર છે એવા જુગારીઓને !" આમ બોલી હાથ તરછોડી સૈરંધ્રી વિરાટ રાજાના દરબારમાંથી સુદેષ્ણાના અંતઃપુરમાં જતી રહી. અંતઃપુરમાં જઈ પોતાને થયેલો અન્યાય સંભારી તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. એને રોતી જોઇ સુદેષ્ણા તેની પાસે આવી, અને એને છાતી સરસી દબાવી,-જાણે કમળે કમળને દબાવ્યું !–અને એના રડવાનું કારણ પૂછ્યું. કીચકે પોતાને પાદપ્રહાર કર્યા હતા, તે વાત સૈરંધ્રીએ સુદેષ્ણાને કહી સંભળાવી. કીચક ઉપર સુદેષ્ણાને ઘણો ક્રોધ ચ્હઢયો. સૈરંધ્રીને શાન્ત કરી સુદેષ્ણાએ કહ્યું, "સૈરંધ્રિ તું શાન્ત થા. તું કહેતી હોય, તો કીચકને હું આજે ને આજે મારી નાંખું." સૈરંધ્રીએ ઉત્તર આપ્યો, "હે રાણી, કીચકે જેઓનું દિલ દુભાવ્યું છે, તેઓ જ તેને મારશે. તમે જોશો કે એકાદ દિવસમાં કીચક હતો નહોતો થઇ જશે."

ભરસભામાં દુઃશાસને ચીર ખેંચ્યાં, અને દુર્યોધને નીચ વચનો કહ્યાં, વનવાસમાં જયદ્રથે હરણ કર્યું, અને આંહી કીચકે આમ પોતાનું અપમાન કર્યુંઃ આ બધા પ્રસંગોના વિચારો દ્રૌપદીને વિદ્યુત્ વેગે આવવા લાગ્યા. અત્યાર સૂધી તેના જીવનમાં અપમાન અને અન્યાય સ્થળે સ્થળે તેને મળ્યાં હતાં. પાંડવોની પ્રિય મહિષી દાસીપણું કરતાંયે શાન્તિ મેળવી શકી નહોતી. ચિંતામાં તેને ઉપરાઉપરી અનેક વિચારો આવવા લાગ્યા. કીચકના દુષ્ટ કાર્યનું વેર લેવાનો તેણે નિશ્ચય કર્યો. "હાય હાય, હું શું કરૂં ? ક્યાં જાઉં ? મારૂં કામ કેવી રીતે થશે ?" આમ વિચાર કરતી પાંચાલીને ભીમસેન સાંભર્યો. ભીમસેન શિવાય તેના દિલમાં પ્રજ્વલિત થયેલા વૈરાગ્નિને શાન્ત પાડે

તેવું બીજું કોઇ નહોતું. ભીમસેનની સહાય લેવાનો નિશ્ચય કરી દ્રૌપદીએ મધ્યરાત્રી વ્યતીત થતા સૂધી રાહ જોઇ. જ્યારે અંતઃપુરમાં સહુ નિદ્રાધીન થયાં, ત્યારે તસ્કરની માફક યાજ્ઞસેની ભીમસેનના ભવન તરફ ચાલી. આ વખતે ભીમસેન ગાઢ નિદ્રામાં હતો. દ્રૌપદીએ ધીરેથી તેના આવાસનું દ્વાર ઉઘાડ્યું. મદમસ્ત ભીમસેન નિશ્ચિંતપણે ઉંઘતો હતો, ત્યાં જઇ દ્રૌપદીએ ભીમસેનને ઢંઢોળી મ્હેણું મારતાં કહ્યું, "ઊઠો, ઊઠો, મરેલા જેવા સુતા છો શું? જીવતાઓની ભાર્યા અપમાન પામતી હશે કે? મારો શત્રુ કીચક મને પાટુ મારી હજુ જીવે છે, અને તમે આમ નિશ્ચિત થઈ સૂતા છો! ધિક્કાર છે મારી જાતને અને તમારા જેવા બળીઆને! તમારૂં બળ મારે શા કામનું? ઉઠો, ઉઠો." દ્રૌપદીના સ્પર્શથી જ ભીમસેન જાગી ઉઠયો હતો. તેને સ્હમજણ ન પડી કે દ્રૌપદી આટલી રાત્રે અચાનક આંહી કેમ? તેણે બેઠા થઈ આંખ ચોળતે ચોળતે પૂછ્યું, "હે દ્રૌપદિ! તમારૂં મુખ કેમ નિસ્તેજ થઈ ગયું છે? તમને શું દુઃખ આવી પડ્યું છે? તમે મારી પાસે આમ ઉતાવળાં અણચિંતવ્યાં કેમ આવ્યાં છો? તમે બધાં કાર્યોમાં મારો વિશ્વાસ કરો છો, તો આ વખતે પણ વિશ્વાસથી મને બધી વાત કહો. તમારે કહેવાનું હોય તે તુરત કહી નાંખો, નહીં તો કોઇ દેખશે, અને આપણો ગુપ્ત વાસ પ્રકટ થઇ જશે." દ્રૌપદીએ બનેલી બધી વાત ભીમસેનને કહી સંભળાવી; વળી વધારામાં જણાવ્યું કે, "યુધિષ્ઠિરના સ્વામિત્વ નીચે આપણને સુખ હોય જ નહીં. મારાં દુઃખોની તમને ક્યાં ખબર નથી! હું દ્રુપદ રાજાની લાડકી રાજપુત્રી, અને જગતમાં સમર્થ ગણાતા પાંડવોની પત્ની, છતાં મારે પારકાઓને હાથે અપમાનિત થવાનું સરજાયું છે. બળવાન પાંચ પતિઓ હોવાં છતાં મને તુચ્છ પ્રતિકામીએ 'દાસી દાસી' કહી સંબોધી; મારી રજસ્વલા સ્થિતિમાં હું કોઇને મારૂં મુખ ન બતાવી શકું, તેવે સમયે ભર સભા વચ્ચે અનાર્યની પેઠે દુઃશાસને મારાં વસ્ત્ર ખેંચ્યાં, અને મારા પાંચ પરાક્રમી પતિઓએ બેઠે બેઠે જોયાં કર્યું! વનવાસમાં જયદ્રથ જેવો હલકટ મારૂં હરણ કરી ગયો, અને મારૂં અપમાન કર્યું, વળી આવા ગુપ્તવાસમાં પણ મને જંપીને બેસવાનું મળ્યું નથી. કીચકે મને પાટુ માર્યું, અને યુધિષ્ઠિરે મ્હેણાં માર્યાં, આવાં દુઃખો ભોગવી દ્રૌપદી વિના બીજી કઇ સુકુમાર રાજપુત્રી જીવતી રહે! મારી દુર્દશાની પરંપરા જોઈ મને હવે જીવવામાં સાર લાગતો નથી. કુંતીની પણ જેટલી સેવા મેં નથી ઉઠાવી, તેથી યે વધુ સેવા મારે સુદેષ્ણાની ઉઠાવવી પડે છે. ચંદન ઘસી ઘસીને જુઓ મારા હાથની દશા! ભીમસેન; જો તમે કીચકનું કાંઇ ન કરી શકો, તો હું વિષપાનથી, અથવા અગ્નિમાં પડીને મારો દેહ ત્યાગી દઇશ. આ દ્રૌપદી હવે વધારે દુઃખ સહી શકશે નહીં." દ્રૌપદીનો શબ્દે શબ્દ ભીમસેન ઉપર સચોટ અસર કરતો હતો. તેનું વીર લોહી ઉકળી આવ્યું. પણ ધર્મ-

બંધનમાં હોવાથી અયોગ્ય સાહસ કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો. તેણે દ્રૌપદીને એક યુક્તિ બતાવતાં કહ્યું, "હે પ્રિયે, તમે જરાકે ગભરાશો નહીં. દુઃશાસનના રૂધિરનું પાન કરવાની પ્રતિજ્ઞા મેં તમારા દેખતાંજ કરી છે. જયદ્રથે તમારૂં અપમાન કર્યું. તો એનું ચાર ગણું અપમાન મેં તમારા દેખતાંજ કર્યું છે. કીચકે તમને પાદ પ્રહારથી તુચ્છકારી યાચના કરી છે, તથા તમને ત્રાસ આપ્યો છે, તેનું વેર હું આવતી કાલે રાત્રે જરૂર લઇશ, અને કીચક જીવતો નહીંજ રહે. પણ સ્હામે મ્હોંયે લઢવાનો આ સમય નથી. તેથી હું કહું તેમ કરો. આવતી કાલે તમે કીચકને મળજો, અને તેને કહેજો કે આ કન્યાશાળાના ભવનમાં રાત્રે તમને મળે, અને સમાગમનું સુખ લે. કાલે રાત્રે એ આંહી કન્યાશાળામાં આવે, એમ ચોકકસ યુક્તિ કરજો. પછી હું બધી વ્યવસ્થા કરી લઇશ. દ્રૌપદિ, તમારી વતી હુંજ ત્યાં જઈ તેનો નાશ કરી નાંખીશ. તમે મારી પાસે જે વચનો બોલ્યાં છો, તેવાં વચનો યુધિષ્ઠિર કે અર્જુનની પાસે ન બોલશો, કારણ એઓ ખેદને લીધે જીવનનો ત્યાગ કરશે, અને જો એમ થશે, તો મારાથી દુઃશાસનનું રૂધિરપાન થઈ શકશે નહીં. લોપામુદ્રા અને સાવિત્રી માફક તમે પણ શાન્ત મનથી હવે દોઢેક માસ કાઢી નાંખો."

દ્રૌપદીએ કહ્યું, "હે સ્વામિ, મને દુઃખે નો પાર જણાતો નથી, માટેજ મારાથી તમને આમ કહેવાઈ જવાયું છે. અર્જુન અને યુધિષ્ઠિરને હું આ વાત નહીં કહું, તમને જે યોગ્ય લાગે તે કરવાને સજ્જ થજો." એમ કહી ભીમસેનને પ્રણામ કરી દ્રૌપદી ગુપ્ત રીતે પોતાના અંતઃપુરમાં આવતાં રહ્યાં.

બીજે દિવસે પ્રાતઃકાળે દ્રૌપદી ઉઠયાં, અને સ્નાનાદિથી પરવારી સુદેષ્ણાની સેવામાં રોકાયાં. એટલામાં કીચક પણ ત્યાં આવી પહોંચ્યો. કીચકને આડે માર્ગે દોરવાને કાંઇ નિમિત્ત કાઢી દ્રૌપદી બીજા ખંડમાં ગયાં. કીચક તુરતજ દ્રૌપદીની પાછળ ગયો. દ્રૌપદી પાસે જઇ કીચકે વળી પાછી રતિસુખની યાચના કરી. દ્રૌપદીએ જવાબ આપ્યો, "હે કીચક, હું સ્વતંત્ર નથી. મારા પાંચ ગંધર્વો જો જાણે, તો તારો અને મારો બંનેનો નાશ થઇ જાય. મને ગંધર્વોનો ઘણો ભય રહે છે. માટે જો આપણો સમાગમ ગુપ્ત રહે તો જ હું તારો સમાગમ કરૂં." કીચકે આમ સૈરંધ્રીની અણચિંતવી મીઠી વાણી સાંભળી, અને તેના દિલમાં હર્ષ માયોજ નહીં. તેણે કહ્યું, "હે સુંદરિ, તું કહે તે કરવા હું તૈયાર છું. તારાં વચનોથી મારૂં ઘવાયેલું હૃદય શાન્ત થયું છે. બોલ, બોલ, સુકોમલાંગિ, હું તારે માટે શું કરૂં? તું કહે તો હું તારો દાસ થઈને રહું; તારા ગંધર્વોને હું ચપટીમાં ચોળી નાંખીશ. તું એમનાથી બ્હીશ નહીં. સૈરન્ધ્રિ પ્રિય....!"

"બસ, બસ," દ્રૌપદીએ તેને વચમાંથી બોલતાં અટકાવીને કહ્યું, "કીચક, હજુ મને ગમે તેમ સંબોધવાનો તારો અધિકાર નથી. પણ સાંભળ. વિરાટરાજાએ

કન્યાઓને નૃત્યને માટે જે શાળા બનાવી છે, તે રાત્રે તદ્દન ખાલી રહે છે. વળી ત્યાં કોઇ પણ આવજા કરતું નથી, અને ત્યાં એકાંત એટલું બધું છે કે આપણા સમાગમની કોઇને ખબર પડે તેમ નથી. માટે આજે રાત્રીએ બે ઘડી રાત્રી વીત્યા પછી ત્યાં આવજે. પણ જોજે, આ વાત પ્રગટ ન થઈ જાય, તેની સાવચેતી રાખજે. જો આમાં ગફલત થશે, તો હું તને નહીં મળી શકું, અને તારો પ્રાણ સંકટમાં આવી પડશે." કીચકે ઘણીજ રાજીખુશીથી આ વાત કબુલ કરી, અને કેફીને કેફ ચ્હડે, ચોરને પુષ્કળ ધન મળવાની આશા મળે, કામીને સુંદરી સ્ત્રીના સમાગમની આશા બંધાય, એવી દશા મદનાંધ કીચકની થઈ. તેને ખાત્રીજ થઈ કે પહેલે દિવસે પોતાને તરછોડયા પછી સૈરંધ્રી રાત્રે પસ્તાઇ હશે, અને તેથી તેણે આજે રાજીખુશીથી પોતાને મળવાનો સંકેત રચ્યો હશે. કીચકને માથે ભમતા મૃત્યુએ તેને અન્ય વિચાર સ્ફુરાવ્યોજ નહીં. દ્રૌપદીએ લાગ સાધી ભીમસેનને પોતાની વ્યવસ્થાની વાત પહોંચાડી.

રાત્રી પડી. સૈરંધ્રી મેળવવાની હોંસમાં કીચકે આખો દિવસ જેમ તેમ કરીને તરફડીઆં મારી પસાર કર્યો હતો. રાત્રી પડતાં તેની નસેનસમાં તનમનાટ વધવા લાગ્યો. તેના શરીરની ઉષ્ણતા વધવા લાગી, શ્વાસોચ્છ્વાસ ભારે થયો, હૃદયમાં મીઠી ગલીપચી થવા લાગી; મન ભ્રમિત થતું જણાયું; આખા શરીરમાં આળસ્ય ભરાયું હોય, તેમ તે બધાં અંગો મરડવા લાગ્યો, અને વારે વારે બગાસાં ખાઈ મૃત્યુને આવ્હાન કરી રહ્યો. બે ઘડી રાત્રી વીતી ગઇ. ભીમસેને ઝુલતો સ્ત્રી વેશ ધારણ કર્યો, અને કીચક ઠરાવેલા સમય કરતાં વહેલો આવશે, એમ કલ્પી જરા વાર લગાડી પછી નૃત્ય શાળામાં ગુપ્ત રીતે જવા નીકળ્યો.

ભીમસેનના ધારવા પ્રમાણેજ બન્યું. કીચક ક્યારનો આવી સૈરંધ્રીની વાટ જોતો હતો. નૃત્યશાળામાં અંધારૂં હતું. આકૃતિના ઓળાજ માત્ર જણાતા હતા. નૃત્યશાળામાં કોઇને પ્રવેશ કરતાં જોતાંની સાથે કીચક હર્ષમાં આવી ગયો. તે ધીમે ધીમે સૈરંધ્રીના વેશમાં રહેલા ભીમસેન પાસે ગયો, અને બોલ્યો, "સુંદરિ, પ્રિય સૈરંધ્રિ, તમારી ઇચ્છા પ્રમાણે હું આંહી ક્યારનોયે તમારી વાટ જોઇ રહ્યો છું. આવો, આવો, મને હૃદયદાન દઇ શાન્ત કરો." કીચક પાસે આવતાં ભીમસેને તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ લીધું કે કીચક સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરીને આવ્યો હતો. સુંગધીદાર પુષ્પોના અર્કથી તેના શરીર ઉપરથી સુવાસ ઉડી રહી હતી, અને તેની પાસે કોઇપણ જાતનું શસ્ત્ર કે કવચ નહોતું. આટલી ખાત્રી કરી સાવધાન થઈ ભીમસેને એક પાસ ખુણામાં કીચકને લઈ જવા પ્રયત્ન કરવા માંડયો. કીચકનાં કામી વચનોનો અનાદર કરી મુંગે મોંડે ભીમસેન ખસતો ખસતો એવી રીતે ઉભો રહ્યો કે કીચકને તેની સ્હામે આવવાની જરૂર પડે. કીચકને પોતાનાં વચનના પ્રત્યુત્તર ન મળ્યા, ત્યારે તેણે

ધાર્યું કે સૈરંધ્રી સ્ત્રીચરિત્ર કરી તેને અધીરો બનાવતી હશે. આમ ધારી તેણે સહસા ભીમસેનને બાથમાં લેવાનો પ્રયત્ન કર્યો. ભીમસેન ખસી ગયો, અને અંધારામાં કીચક ભીંત સાથે અફળાયો. આ તક સાધી ભીમસેને પોતાનો સ્ત્રી વેશ કાઢી નાંખ્યો, અને કીચકને કેડમાંથી પકડ્યો. સૈરંધ્રીના કોમળ હાથના સ્પર્શનો અભિલાષી કીચક સિંહના પંજા જેવી થાપ પડતાં ચમક્યો, અને ગભરાઈ ગયો. ભીમસેને તેને કહ્યું, "દુષ્ટ કીચક, આજે તું મરી ગયો સ્હમજ. તારી બ્હેન તને આજે મરી ગયેલોજ દેખશે, અને સૈરન્ધ્રી અને તેના પતિઓ હવે સુખમાં રહેશે." ગભરાઇ ગયેલા કીચકે પોતાનો બચાવ બને તેટલા બળથી કર્યો; પણ અણધારેલી રીતે, પોતાની કામાંધ જેવી વિપરીત દશામાં થયેલા આવા હુમલા સ્હામે ઝાઝીવાર તેનાથી ટકાયું નહીં. ભીમસેન સજ્જ થઇને આવેલો હોવાથી કીચકના પ્રત્યાઘાતને સહેલાઈથી સહન કરી જોતજોતામાં તેને ભૂમ ઉપર પછાડી બેહાલ કરી નાંખ્યો. ભીમસેને પોતાના જાનુ ભાગથી કીચકના કંઠ સ્થળ ઉપર દાબ મૂક્યો, અને તેના બને પગને ઉચકી કેડમાંથી બેવડો વાળી માંસનો પીંડો બનાવી એનો પ્રાણ લીધો. આ સમયે દ્રૌપદી ગુપ્ત રીતે ભીમસેનને જોવા આવ્યાં હતાં. તેમને કીચકના માંસનો પીંડો બતાવી ભીમસેને કહ્યું, "જુઓ, જુઓ, આ તમારો શત્રુ, તમારા બીજા શત્રુઓની પણ આવીજ દશા હું કરવાનો. તમે નિર્ભય રહો." દ્રૌપદીએ ભીમસેનને આલિંગન કર્યું, અને હર્ષનાં આંસુ સાથે ગુપ્ત રીતે પોતાના અંતઃપુર તરફ એ વિદાય થયાં. અંતઃપુર તરફ જતે જતે દ્રૌપદીએ શાળાના રક્ષકોને કહ્યું, "પરસ્ત્રીમાં પ્રીતિ રાખનાર કીચકને મારા પતિ ગંધર્વોએ મારી નાંખ્યો છે, માટે તમે તેને જુઓ." શાળાના રક્ષકો દીવો લઈ કીચકના વધસ્થાન તરફ ગયા, અને જોયું તો રૂધિર અને માંસનો પીંડો થઇ ગયેલો કીચક મરી ગયો હતો. તેના હાથ, પગ, ડોક, વિગેરે પ્રત્યેક અવયવ છુટાં છુટાં થઇ ગયાં હતાં. કીચકનો આવો કરપીણ વધ જોઇ રક્ષકોને કમકમાં આવ્યાં.

પ્રાતઃકાળ થયો. 'સૈરન્ધ્રીમાં લુબ્ધ થનાર કીચકને ગંધર્વોએ મારી નાંખ્યો,' એવી વાત આખા નગરમાં ફેલાઇ. કીચકના બીજા એકસો ને ચાર ભાઇઓ એના મૃતદેહ પાસે આવ્યા, અને આવો ભયંકર વધ જોઇ સ્તબ્ધ થઈ ગયા. તેઓએ સૈરન્ધ્રી નિમિત્તે મરી ગયેલા કીચકનું વેર લેવાનો નિશ્ચય કર્યો. તેમણે વિરાટરાજાને વિનંતિ કરી, અને કીચકના મૃતદેહ સાથે સૈરન્ધ્રીને પણ બાળવાનો વિચાર કર્યો. વિરાટરાજાએ કીચકભાઇઓથી ડરીને તેમની ઇચ્છાને સંમતિ આપી. વિરાટરાજાની સંમતિ મળતાંજ કીચકના ભાઇઓએ સૈરંધ્રીને ચોટલેથી પકડી, અને કીચકના મૃતદેહ સાથે તેને સ્મશાન તરફ લઈ ગયા. આખા નગરમાં હે,

હો ' થઈ ગયું. કંઇ કંઇ અતિશયોક્તિ ભરેલી વાતો ફેલાવા લાગી. સૈરન્ધ્રીને સ્મશાનમાં લઈ જતી દેખી લોકોએ વિચાર કર્યો, કે એના ગંધર્વો આ નગરનો નાશ કરશે. આખા નગરમાં આવા વિચારથી અસ્વસ્થતા ફેલાઇ. ભીમસેને જ્યારે સાંભળ્યું કે સૈરન્ધ્રીને પણ સ્મશાનમાં બાળવા લઈ જાય છે, ત્યારે તે છાનોમાનો સ્મશાનમાં ગયો, અને સંતાઈને એક સ્થળે ઉભો રહ્યો. તરફડીયાં મારતી, અને વિલાપ કરતી સૈરંધ્રીને ગડદાપાટુ મારતે મારતે અને ધૂળમાં રગદોળતે રગદોળતે કીચકના ભાઇઓ તેને સ્મશાનમાં લાવ્યા. કીચકના મૃતદેહને વાસ્તે તેઓએ ચિતા ખડકી, અને અગ્નિ પ્રદીપ્ત કરીને જ્યાં સૈરન્ધ્રીને તેમાં હોમવા જાય છે, ત્યાં પાછળથી મોટું વૃક્ષ ઉપાડી ભીમસેને કીચકો ઉપર ધસારો કર્યો. અણચિંતવ્યો હુમલો થવાથી કીચકો ગભરાઈ ગયા, અને સૈરન્ધ્રીનો અંગરક્ષક ગંધર્વ આવ્યો, એમ જ્યારે તેઓએ માન્યું, ત્યારે તેમનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. ભીમસેનના આઘાત સ્હામે પ્રત્યાઘાત કરવાની તેમની હિંમત ચાલી નહીં, એટલે તેઓ ટપોટપ મરવા લાગ્યા. માત્ર કેટલાકે જ ભીમસેન સ્હામે યુદ્ધ કર્યું, પણ ભીમસેનના ઝપાટા આગળ કોઈ બચી શક્યું નહીં. આખરે એકસો ચારે કીચકોનો વધ કરી, અને તેમનાં મૃતદેહોને બળતી ચિતામાં હોમી ભીમસેન દ્રૌપદી પાસે આવ્યો. ભીમસેને દ્રૌપદીને ત્યાંથી રાજમહેલ તરફ વિદાય કરી દીધાં.

સૈરન્ધ્રી નગરમાં પાછી ફરી, પણ માર્ગમાં તેના સામે જોવાની કોઇ હિંમત કરી શક્યું નહીં. રાજમહેલમાં પેસતાંજ દ્રૌપદીએ અર્જુનને બૃહન્નલાનાં વેશમાં દીઠો. બૃહન્નલા ખડખડાટ હસી પડી, એટલે દ્રૌપદીએ તેને મહેણું માર્યું, "બૃહન્નલે, તને સૈરન્ધ્રીનું શું લાગે? તું તો સુખેથી કન્યાગૃહમાં વસે છે, સૈરન્ધ્રી જે દુઃખો ભોગવે છે, તેની તને ક્યાં દરકાર છે? સૈરંધ્રીનાં દુઃખો જોઈ તારે તો હસવાનુંજ હોય!" બૃહન્નલાએ ઉત્તર આપ્યો, "સૈરંધ્રિ, બૃહન્નલા કાંઈ સુખમાં નથી. તેનેયે અત્યંત દુઃખ થાય છે, પણ આ કલીબ દશામાં બૃહન્નલા શું કરી શકે? તારી સાથે અમારો વાસ, અને મારી સાથે તારો વાસ થયા પછી તને કલેશ પામતી જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે. મારૂં દુઃખ હું કોને કહું!" આટલું બોલતાં અર્જુનની આંખમાં આંસુ આવી ગયાં.

બધા કીચકોને ગંધર્વે મારી નાંખ્યાની વાત જ્યારે સુદેષ્ણા અને વિરાટરાજાએ સાંભળી, ત્યારે વિરાટરાજાએ સુદેષ્ણાને કહેવડાવ્યું કે, "સૈરન્ધ્રી જ્યારે અંતઃપુરમાં આવે ત્યારે એને રહેવા ન દેશો. કારણ એના ગંધર્વો કદાચ આપણા રાજ્યનો અને આપણો પણ નાશ કરી નાંખશે." જ્યારે સૈરંધ્રી અંતઃપુરમાં આવી, ત્યારે સુદેષ્ણાએ તેને કહ્યું, "સૈરંધ્રી, તારા ગંધર્વોથી અમારો પરાભવ થવાની ભીતિ વિરાટ રાજાને રહે છે, માટે હે સુંદરિ, તું અન્ય સ્થળે જા. તારૂં સ્વરૂપ અપ્રતિમ છે, અને તું તરૂણી છું; પુરૂષો હંમેશાં વિષયની તૃષ્ણા રાખનારા

હોય છે, અને તારા રક્ષક ગંધર્વો અપાર કોપવાળા છે, માટે હવે તું આંહી ન રહીશ. કીચકોનો નાશ થયો, તેમ કદાચ અમારો પણ થાય." સૈરન્ધ્રીએ કહ્યું, "હે રાજ્ઞિ, તમે ભીતિ ન રાખશો. મારા ગંધર્વો વિરાટ રાજાને કાંઈ કરશે નહીં. જેણે મારૂં અપમાન કર્યું હતું, તેનોજ પ્રાણ ગંધર્વોએ લીધો છે. તેમ છતાં જો તમારે મને કાઢી મૂકવી હશે, તો હવે મને માત્ર તેર દિવસ રહેવા દ્યો, પછી હું આપોઆપ જતી રહીશ." સૈરન્ધ્રીનાં આવાં વચનો સાંભળી ગંધર્વો તરફથી પોતાને કાંઇ પણ ત્રાસ નહીં થાય, તેની સુદેષ્ણાને ખાત્રી થઇ, અને સૈરન્ધ્રીને તેની ઇચ્છા પ્રમાણે તેર દિવસ અંતઃપુરમાં રહેવાની સંમતિ આપી.

---

# પ્રકરણ ૩૨.

## પાંડવો ઓળખાયા.

મત્સ્ય દેશના રાજાના નગરમાં જીમૂત નામનો પ્રખ્યાત મલ્લ બલ્લવ નામના બળવાન મલ્લની સાથે સ્પર્ધામાં હણાયો, સૈરંધ્રી નામની વિરાટરાજાની દાસીને માટે મોહવશ થતાં કીચકોનો સંહાર થઇ ગયો, આ બધી વાતો ધીરે ધીરે દુર્યોધનના જાણવામાં આવવા લાગી. જીમૂત મલ્લને પહોંચી વળે તેવો ભીમસેન શિવાય બીજો કોઈ સમર્થ નહોતો, એની દુર્યોધનને ખબર હતી વળી વિરાટ રાજ્ઞીની પરિચર્યામાં રહેલી સૈરંધ્રીના સૌન્દર્ય વિષે જે કાંઈ સમાચાર દુર્યોધનને મળ્યા હતા, તે ઉપરથી પાંડવોનો ગુપ્તવાસ વિરાટરાજાને ત્યાં હશે, એમ દુર્યોધનને શંકા થવા લાગી. જ્યારથી પાંડવોનો ગુપ્તવાસ આરંભાયો હતો, ત્યારથીજ દુર્યોધને તેમને શોધી લાવવાને અનુચરો મોકલ્યા હતા; દસ માસ વ્યતીત થયા છતાં પાંડવોના કાંઈ પણ સમાચાર મળ્યા નહોતા, માત્ર વિરાટ નગરમાં બનેલા ઉપર્યુક્ત બે બનાવોથી દુર્યોધનને પાંડવો સંબંધે શંકા ઉપસ્થિત થઈ હતી.

દુર્યોધને પોતાની આ શંકા સંબંધે કર્ણ, ત્રિગર્ત દેશના રાજા સુશર્મા અને શકુનિ સાથે એકાંતમાં સંકેત ગોઠવ્યો. તેમણે જાહેર સભામાં ભીષ્મ, દ્રોણ વિગેરેના અભિપ્રાય માગવાની તેને સલાહ આપી. તે ઉપરથી દુર્યોધને સભામાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, આદિ સઘળા સભ્યોને બોલાવ્યા, અને પૂછ્યું, "આપણે પાંડવોને શી રીતે શોધી શકીયે, કે જેથી તેઓ પુનરપિ વનવાસ જાય?"

દુર્યોધનનાં આવાં વચનથી ભીષ્મ દ્રોણ વિગેરેને કંપ થયો. દુષ્ટ દુર્યોધન પાંડવોને આટઆટલું દુઃખ આપી હજુ પણ પોતાની દુષ્ટ વૃત્તિ બદલતો નથી, એ જોઈ દુર્યોધનની લેશ પણ પરવા કર્યા વિના તેમણે તેને પોતાનો સત્ય અભિપ્રાય કહી સંભળાવ્યો. દ્રોણ બોલ્યા, " દુર્યોધન, પાંડવોનો નાશ કરવો સહેલ નથી. એમનો પરાભવ તારા જેવાથી થવાનો નથી. પાંડવો શૂરા છે, વિદ્યાવાન છે, બુદ્ધિમાન છે, જીતેન્દ્રિય અને ધાર્મિક વૃત્તિવાળા છે; વળી તેમણે વ્રત આદર્યાં છે. નીતિ, ધર્મ અને વ્યવહારમાં તેઓ કુશળ છે; વડિલોના કહ્યામાં રહેનારા છે, તમે કૌરવોજ માત્ર તેમનો દ્રોહ કરો છો. તેમને બીજા કોઇ દુશ્મન છે નહીં. તેઓ હજુ યોગ્ય સમયની રાહ જોતા બેઠા છે અને જ્યારે સમય આવશે, ત્યારે ચોક્કસ માનજો કે તેમનો નહીં પણ તમારો પોતાનો નાશ થશે; માટે હજુ તેમના તરફ દ્રોહ કરવો છોડી દ્યો. હું તો આમ ધારૂં છું. પછી તમારી બુદ્ધિને જે સૂઝે તે ખરૂં." આચાર્ય દ્રોણનાં વચનથી દુર્યોધનના અભિમાનને એક કારી ઘા લાગ્યો, પણ આચાર્ય જાણી તેમનું કહેવું તેણે માત્ર મૌન ધારી સાંભળી લીધું. ભીષ્મે આચાર્યનાં વચનોને અનુસરીનેજ કહ્યું, "હે દુર્યોધન, તારી આવી અધોગામી વૃત્તિઓ જોઈ મને ઘૃણા ઉપજે છે. તારૂં શું થવા બેઠું છે, તે હવે હું કલ્પી શકું છું. દ્રોણાચાર્યે તને ન્યાયયુક્તજ કહેલું છે. પાંડવો બહુલક્ષણા છે; વૃદ્ધોનાં વચનોને તેમણે કદાપિ ઉથાપ્યાં નથી; પ્રતિજ્ઞાને પાળનારા છે; શુદ્ધ વ્રત આચરનારા છે; સાચા ક્ષત્રિય ધર્મને તેઓ વળગી રહ્યા છે; વળી તેમને કેશવની સહાય છે, એટલે તેમનો નાશ કરવાનો વિચાર આકાશકુસુમ પ્રાપ્ત કરવા સમાન છે. ગુપ્તવાસમાં પણ તેઓ ધર્મને અવલંબી રહેલા છે, તો તેમને શોધી કાઢવાનો પ્રયાસ શા માટે કરવો? વનવાસ પૂરો થયે તેઓ પોતાનો ભાગ માગશે, એ ભીતિથી તેમને શોધવા પ્રયત્ન આદરવો, એમાં નીતિ સમાઈ નથી. તેઓ જેમ ધર્મને આધારે રહેલા છે, તેમ તમે પણ ધર્મનો આધાર લ્યો. પાંડવોને શોધી કાઢવાના પ્રયત્નજ આદરવા હોય, તો કપટ અને અન્યાયનો આધાર ન લેશો. પાંડવો પ્રતિ દ્રોહ કરશો, તો તેનાં ફળ તમારેજ ભોગવવાં પડશે. હે દુર્યોધન, તને મારાં આ વચનો ખુંચશે. શલ્ય સમાન નીતિનાં વચનો સાધુ પુરૂષોજ જીરવી શકે છે. મારી તીવ્ર ધર્મલિપ્સા મને બોલાવે છે, કે સામાન્ય મનુષ્યો પાંડવોની જેવી ગણના કરે છે, તેવી તેમની ગણના હું કરતો નથી. આજકાલ કરતાં તેર વર્ષે ધર્મરાજાનો નિવાસ આંહી થશે, તે કોઈ રીતે અકલ્યાણકર નહીં થાય. જ્યાં સત્યવાદી, પ્રિયવાદી, સદા દાન કરનાર, શુચિવ્રતવાળા રાજા યુધિષ્ઠિર હશે, ત્યાં દરેક પ્રજાજન ધર્મમાં રહેનારાંજ હશે, ત્યાં હંમેશાં બ્રહ્મઘોષનો નાદ થયાંજ કરવાનો; સદા યજ્ઞયાગાદિ થવાનાં, પર્જન્ય સર્વદા વૃષ્ટિ કરવાનો, અને આખી પૃથ્વી રસવંતી થવાની. ગાયો અને બ્રાહ્મણોનું

રક્ષણ પણ યુધિષ્ઠિર વડેજ થશે. જો મારા કહ્યામાં વિશ્વાસ આવતો હોય, તો દુર્યોધન, તું ક્ષુલ્લક વૃત્તિઓનો ત્યાગ કર, અને હજુએ પાંડવો સાથે હળીમળીને રહે, તો તેમાં પાંડવોનું, તારૂં, તારા ભાઇઓનું, અને તારા કુટુંબનું તેમજ સમસ્ત ભારતના ક્ષત્રિયોનું શ્રેયઃ થશે. પાંડવો ઉપર તેં આટલું બધું દુઃખ વરસાવી વેર લીધું, તો હવે આટલાથીજ તારા વૈરાગ્નિને શાન્ત કર. પાંડવો તારી સાથે હજુ પણ સલાહ સંપથી રહેશે. તેઓ હજુ પણ તારા તરફ સદ્‌ભાવથી જોશે, અને તમેં બંને મળી આખા ભારતમાં ચક્રવર્તી થઈ શકશો. ઉંડો વિચાર કરીશ, તો તને આ સત્ય સમજાશે. મારી તો આવી માન્યતા છે, પછી જે કરવું યોગ્ય લાગે તે કરો; પણ જે કરો તે વિચારપૂર્વક કરજો."

ભીષ્મનાં વચનો સાંભળી દુર્યોધનને ક્રોધ વ્યાપ્યો; પણ અત્યારે પોતાનું કામ કાઢી લેવું હતું, તેથી 'વૃદ્ધની મતિ ફરી ગઈ છે,' એમ સ્હમજી તે શાન્ત રહ્યો. કૃપાચાર્યને પૂછતાં તેમણે પણ દ્રોણ અને ભીષ્મનાં વચનોમાં પોતાની સંમતિ આપી. આથી દુર્યોધનનો પાસો બરોબર ન પડયો. હવે કોઇ પણ કાર્યમાં આ વૃદ્ધોને પૂછવું નહીં એવો નિશ્ચય કરી તેણે કર્ણની સલાહ લીધી. કર્ણ, સુશર્મા અને શકુનિએ દુર્યોધનને સલાહ આપી કે, " આ ત્રણે વૃદ્ધો પાંડવોના પક્ષના છે, માટે તેમના ઉપર ઝાઝો વિશ્વાસ ન રાખતાં આપણે વિરાટરાજા ઉપર સૈન્ય લઇ આક્રમણ કરીએ. વિરાટ કીચકોના બળને લીધે આપણી અવગણના કરતો હતો, પણ હવે તો ગંધર્વના હાથથી કીચકોનો વધ થયો હોવાથી વિરાટરાજા આપણી સત્તા નીચે સહેલાઇથી આવશે. વળી જો ત્યાં પાંડવો હશે, તો યુદ્ધમાં તેઓ પણ ઓળખાઇ જશે." આવો સંકેત રચી વિરાટરાજાને શિક્ષા કરવા અને તેની પાસેથી કર લેવાને નિમિત્તે યુદ્ધ આરંભવા નિશ્ચય કર્યો. ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યને પણ સૈન્ય સાથે આવવા નિમંત્રણ કર્યું. દુર્યોધનના ઉપકાર તળે દબાયેલા હોવાથી એમનાથી ના પડાઈ નહીં. પ્રથમ ત્રિગર્ત દેશના રાજા સુશર્માને સૈન્ય સાથે વિરાટરાજાના નગર ઉપર આક્રમણ કરવા મોકલ્યો, અને બીજી પાસથી અન્ય માર્ગે દુર્યોધન પોતાનું સૈન્ય લઈ યુદ્ધ માટે તત્પર થયો. પાંડવોને શોધી કાઢવા માટે વિરાટરાજા ઉપર આમ બે પાસથી આક્રમણ કરવાનો દુર્યોધને ઉદ્દેશ રાખ્યો હતો.

ત્રિગર્ત દેશના રાજા સુશર્માએ સંકેત પ્રમાણે સૈન્ય સાથે કૌરવ સૈન્ય પહેલાં વિરાટનગરની સમીપમાં જઈ ગાયોનું હરણ કર્યું. વિરાટરાજાને સુશર્માના આક્રમણના સમાચાર મળતાં તેણે પોતાનું સૈન્ય તૈયાર કરાવ્યું; વળી કંક, બલ્લવ, ગ્રંથિક અને તંતિપાળને પણ સૈન્ય સાથે આવવાની તેણે આજ્ઞા કરી. આ આજ્ઞા થતાં પાંડવોને —અર્જુન સિવાય—યોગ્ય આયુધો આપવામાં આવ્યાં. ચારે પાંડવો પણ વિરાટ રાજાની પાછળ ચાલ્યા. માર્ગમાં યુધિષ્ઠિરે ભીમસેનને સૂચના કરી, કે " હે ભીમસેન, તું નકામો વધારે પડતું બળ ન

બતાવીશ. નહી તો તું ઓળખાઈ જઇશ. હવે માત્ર ત્રણજ દિવસ બાકી છે. માટે મોટાં મોટાં વૃક્ષો ઉપાડી યુદ્ધ કરવા કરતાં ધનુષ્ય–બાણથી સામાન્ય યોદ્ધાઓની પેઠે યુદ્ધ કરજે.” ભીમસેને યુધિષ્ઠિરની આજ્ઞા માથે ચઢાવી.

બંને સૈન્ય સ્હામ સ્હામે ગોઠવાયાં. સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો, તોપણ સુશર્માના સૈન્યે વિરાટરાજાના સૈન્ય ઉપર ધસારો કર્યો. બંને સૈન્યના ધસારાને લીધે ધુળના ગોટા આકાશમાં ચઢવા લાગ્યા, અને સૂર્ય તદ્દન ઢંકાઇ ગયો. પક્ષીઓની માફક બાણો આકાશમાં ઉડવા લાગ્યાં, અને યોદ્ધાઓ ટપોટપ ભૂમિ ઉપર પડવા લાગ્યા. જ્યારે બંને સૈન્ય અડોઅડ આવી ગયાં, ત્યારે યુદ્ધે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. યુદ્ધ કરતા યોદ્ધાઓના પગ તળે કોઇનાં મસ્તક, કોઈનાં ધડ, કોઇના શરીરમાંથી નીકળી પડેલા માંસના લોચા લોહી, વિગેરે ચંપાવા લાગ્યાં; પણ તેની દરકાર ન કરતાં યોદ્ધાઓએ લઢવું ચાલુજ રાખ્યું. ચારે પાંડવોએ અદ્ભૂત વીર્ય દર્શાવી સુશર્માના સૈન્યના ગોટા ભાગનો સંહાર કરી નાંખ્યો. વિરાટરાજા જ્યાં યુદ્ધ કરતો હતો, ત્યાં સુશર્મા એક છલંગ મારી પહોંચી ગયો, અને વિરાટરાજાને જીવતો કેદ પકડી લીધો. આ જોઈ યુધિષ્ઠિરે ભીમસેનને આજ્ઞા આપી કે, “ભીમસેન, તમે ઓળખાઈ ગયા વિના તુરત વિરાટની સહાય કરો; અને નકુળ અને સહદેવ તમારા રથના ચક્રરક્ષકો થશે. માટે માત્ર ધનુષ્ય–બાણથીજ વિરાટરાજાને છોડાવો.” વડિલ બંધુની આજ્ઞા થતાંજ ભીમસેને પોતાનો રથ સુશર્માના રથ તરફ હંકાર્યો. યોદ્ધાઓને મારતે મારતે ભીમસેને પોતાનો માર્ગ કરી લીધો. યુધિષ્ઠિરે પણ સુશર્મા ઉપર બાણોનો વરસાદ વરસાવા માંડયો. સુશર્માના રથની પાસે આવતાંજ ભીમસેન છલંગ મારી રથની બહાર કૂદી પડયો, અને ગદા હાથમાં લઈ સુશર્માના સારથિ, અશ્વો અને રથને અનુક્રમે ચુરી નાંખ્યા. ચારે પાસથી ઘેરાઈ જવાને લીધે સુશર્મા ત્યાંથી ન્હાસી જતો હતો, તેને ભીમસેને ચોટલો ઝાલી પકડી પાડયો, તથા ગોઠણ અને પાદ પ્રહારથી તેને ભૂમિ ઉપર ખુબ રગદોળ્યો. “અરે મૂઢ, આવાજ બળથી તું ગાયો હરી જતો હતો કે? લે તારા બળનું ફળ!” આમ કહી ભીમસેને તેને ભૂમિ ઉપર પછાડી મૂર્છિત કરી દીધો. પછી વિરાટરાજાને બંધનમાંથી છોડાવી, સુશર્માનો ચોટલો પકડી યુધિષ્ઠિર પાસે તે લઇ આવ્યો. યુધિષ્ઠિરે હસીને તેને છોડી મૂકવાની બલ્લવને આજ્ઞા કરી, ત્યારે ભીમસેને સુશર્માને કહ્યું, “ઓ દુષ્ટ, તું સભામાં અને મંડળીમાં તારી જાતને ‘દાસ’ કહેવડાવે, તો હું તને છોડી દઉં છું.” યુધિષ્ઠિર બોલ્યા, “બલ્લવ, આટલાથીજ આ સુશર્મા વિરાટ-રાજાનો દાસ થઈ ગયો છે, માટે મારૂં માની તેને હવે દાસપણામાંથી મુક્ત કરો.” યુધિષ્ઠિરની આજ્ઞા માથે ચઢાવી ભીમસેને તેને છુટો કર્યો. સુશર્મા શરમનો માર્યો નીચેથી ઉચું જોઈ શક્યો નહીં. તેણે વિરાટરાજાના ચરણમાં પ્રણામ

કર્યા, અને તે ત્યાંથી છાનો માનો ચાલ્યો ગયો. સુશર્માના ગયા પછી તેના સૈન્યમાં ભંગાણ પડયું, એટલે વિરાટરાજાના સૈન્યે રણભૂમિ ઉપરથી મળેલું સઘળું ધન હસ્તગત કરી નગર પ્રતિ પ્રયાણ કર્યું.

પાંડવોને પોતાના નગરમાં પરિચર તરિકે રાખી તેમને જે સગવડ અને સરળતા વિરાટરાજાએ કરી આપી હતી, તેનો બદલો પાંડવો વિરાટને અનેક રીતે વાળી આપતા હતાં. સુશર્માનું યુદ્ધ પૂરૂં થયે ત્રણ દિવસ વીત્યા નહોતા, ત્યાં તો દુર્યોધન મહાન સૈન્ય સાથે વિરાટરાજાના નગર ઉપર આક્રમણ કરી આવ્યો. આ સૈન્યમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, શકુનિ આદિ મહારથીઓનાં નામો સાંભળી વિરાટરાજાની પ્રજા ગભરાઈ ગઈ, અને અંતઃપુરમાં રાણી સુદેષ્ણાને ઘણો ભય થયો. આ સમયે વિરાટરાજા સુશર્મા સાથે યુદ્ધમાં રોકાયેલા હોવાથી કૌરવોના સૈન્યને પ્રથમ તો કોઇ પણ રીતે અંતરાય નડયો નહીં. જ્યારે કૌરવ સૈન્યના આક્રમણના સમાચાર વિરાટ નગરમાં આવ્યા, ત્યારે વિરાટરાજાનો પુત્ર ઉત્તર કૌરવો સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. સ્ત્રીઓના અંતઃપુરમાં આવી ઉત્તરે પોતાની માતા સુદેષ્ણાને કહ્યું, “મારો સારથિ આગળના યુદ્ધમાં કપાઈ મૂઓ છે, માટે મને જો બીજો કોઈ પ્રવીણ સારથિ મળે તો હું કૌરવોને જોતજોતામાં હરાવીને પાછો આવું. મારૂં પરાક્રમ જોઈ કૌરવોને એમજ થશે કે ‘આ તે બીજો અર્જુન આવ્યો કે શું?’ પરંતુ યોગ્ય સારથિ વિના મારાથી કાંઈ થઇ શકે તેમ નથી.” ઉત્તરનાં આવાં વચનો સાંભળી અર્જુને દ્રૌપદીને એકાંતમાં કહ્યું, “હે દ્રૌપદિ, તમે જઇને ઉત્તરને કહો કે બૃહન્નલા સારથિના કામમાં કુશળ છે. તેણે ઇંદ્રપ્રસ્થમાં અર્જુનનું સારથિપણું કરેલું છે, માટે તેને સારથિ કરો.” અર્જુનનાં આ વચનને માન આપી દ્રૌપદી લજવાતે લજવાતે ઉત્તરને કહેવા લાગ્યાં, “હે કુમાર, આ બૃહન્નલા સારથિના કાર્યમાં નિપૂણ છે. તેણે ખાંડવવન બાળવાના કામમાં અર્જુનને સહાય કરી હતી. વળી તે સમયે તેણે અર્જુનના રથનું સારથિપણું એવી વિચક્ષણતાથી કર્યું હતું, કે ઇદ્રાદિ દેવો પણ ફાવી શકયા નહોતા, માટે તમને એના જેવો બીજો સારથિ કોઇ અનુકૂળ નહીં થાય.” ઉત્તરે કહ્યું, “સૈરંધ્રિ, હું પણ બૃહન્નલાને કોઈ અદ્દભુત વ્યક્તિ ગણું છું, પણ તે મારૂં સારથિપણું સ્વીકારશે કે કેમ, તેનો મને સંશય રહે છે.” દ્રૌપદીએ કહ્યું, “આ તમારી બેન ઉત્તરાની પાસે બૃહન્નલાને કહેવડાવો, એટલે તે તમારો સારથિ થશે.” દ્રૌપદીની સૂચનાનુસાર ઉત્તરાએ બૃહન્નલાને સારથિ થવાની પ્રેરણા કરી. ઉત્તરાનાં વચનોથી પ્રેરાઈ બૃહન્નલાએ ઉત્તરનું સારથિપણું સ્વીકાર્યું. તેણે ખૂબ ચાળા કરવા માંડયા, અને અંતઃપુરની બધી સ્ત્રીઓને ખડખડાટ હસાવી મૂકી. કવચ ધારણ કરતી વખતે તેણે ઉંધી રીતે ધારણ કરવા માંડયું, આથી અંતઃપુરમાં આનંદ વ્યાપી ગયો. જેમ તેમ કરીને ઉત્તરે તેને કવચ ધારણ કરાવ્યું, અને બંને જણા રથમાં બેસી સૈન્યને પછવાડે

આવવાની આજ્ઞા આપી રણાંગણ પ્રતિ વિદાય થયા.

રણભૂમિ ઉપર આવ્યા પછી અર્જુને કૌરવ સૈન્યને સંપૂર્ણ જોઈ લીધું. પછી તેણે પોતાનો રથ કૌરવ સૈન્ય તરફ સ્હામે મ્હોંઢે હાંકવા માંડયો. સાગરના જળની માફક ઉછાળા મારતું અને ઘુઘવાટ કરતું કૌરવોનું સૈન્ય જોઈ ઉત્તરના હાંજા ગગડી ગયા. તેણે બૃહન્નલાને કહ્યું, "બૃહન્નલે, તું રથ પાછો હાંકી જા. મારે કૌરવો સાથે યુદ્ધ નથી કરવું. ભલે કૌરવો ગાયો લઇ જતા." પણ અર્જુન એમ હારી જાય તેવો નહોતો. તેણે બળાત્કારે ઉત્તરને રથમાં બેસાડયો, અને તેને હિમ્મત આપવા માંડી; પણ ઉત્તરે અર્જુનનું કહેવું ન ગણકારી રથમાંથી ઉતરી ન્હાસવા માંડયું. અર્જુને પાછળ દોડી બળાત્કારથી તેને પકડી લીધો, અને કહ્યું, "હે ઉત્તર, જો તારામાં યુદ્ધ કરવાનું ધૈર્ય ન હોય, તો તું મારો સારથિ થા, અને હું યુદ્ધ કરૂં છું તે જોઈ લે." ઉત્તરની પાછળ અર્જુનને દોડતો જોઈ કૌરવપક્ષના યોદ્ધાઓ વિચાર કરવા લાગ્યા: "આ સ્ત્રીવેશે કોણ હશે? એની હિંમત તો અર્જુન જેવી લાગે છે! પણ અર્જુન હોય તો આમ નપુંસક વેષે કેમ હશે? આમ એકલે હાથે કૌરવ સૈન્ય સ્હામે અર્જુન શિવાય બીજો કોઈ આવવાની હિંમત કરે જ નહીં." સ્ત્રીવેષે અર્જુન છે, એમ ધારી કેટલાકના તો હાંજાજ ગગડી ગયા. કેટલાક યોદ્ધાઓએ જીવવાની આશા છોડી દીધી. કેટલાક રણોન્મુખ થવા કરતાં સૈન્યની પાછળ રહેવા લાગ્યા. ઉત્તરને સારથિ બનાવી અર્જુને પોતાનો રથ સ્મશાનમાં ખીજડાના વૃક્ષ પાસે હંકાર્યો. ત્યાં જઈ વૃક્ષ ઉપરથી બધાં અસ્ત્રો ઉત્તરની પાસે તેણે નીચે ઉતરાવ્યાં. તેમાંથી તેણે પોતાનું ગાંડીવ અને બીજાં અસ્ત્રો લઈ લીધાં, અને બાકીનાં પાછાં હતાં તેમજ ગોઠવાવી દીધાં. અર્જુનની આ બધી ખટપટથી ઉત્તર આલોજ બની ગયો. અર્જુને ઉત્તરની બધી શંકાઓ કાઢી નાખી; તેણે કહ્યું; "હે ઉત્તર, આ બધાં અસ્ત્રો પાંડવોનાં છે. હું અર્જુન છું, કંક યુધિષ્ઠિર, બલ્લવ ભીમસેન, તંતિપાળ સહદેવ, અને ગ્રંથિક નકુલ છે, સૈરન્ધ્રી એજ દ્રૌપદી છે. તું લગારે ડરીશ નહીં. મને શાપને લીધે એક વરસનું નપુંસકપણું રહ્યું હતું. આજે વરસ પૂરૂં થાય છે, તેથી તું હવે મારા બાહુનું પરાક્રમ જોઈ લેજે." અર્જુનનાં આવાં વચનો સાંભળી ઉત્તર નિશ્ચિંત થયો.હવે તેને યુદ્ધમાં ઉત્સાહ જણાવા લાગ્યો. અર્જુને પોતાના રથ ઉપર હનુમાનના ચિન્હની ધ્વજા ચઢાવી, અગ્નિનું સ્મરણ કરી તેની સહાય માગી લીધી, અને દિવ્ય અસ્ત્રોનું ધ્યાન ધરી, તેમને પ્રણામ કર્યા, એટલે અસ્ત્રોએ પ્રત્યક્ષ થઈ અર્જુનને દર્શન દીધાં. અર્જુને રથની પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યા, અને પોતાનાં સંપૂર્ણ આયુધ સાથે તેમાં તેણે પ્રવેશ કર્યો. ઉત્તર સારથિપદે બેઠો, અને હિમ્મતથી હવે તેણે રથ આગળ હાંકવા માંડયો. યુદ્ધનો આરંભ કરતા પહેલાં અર્જુને ભયંકર શંખનાદ કર્યો આ નાદ સાંભળી

ઉત્તર ગભરાઈ જઇ રથ ઉપરથી પડી જતો બચી ગયો. તેણે અર્જુનને કહ્યું, "આવો શંખનાદ મેં અત્યાર સુધી કોઈપણ સ્થળે સાંભળ્યો નથી, આવો ધનુષ્યનો ટંકારવ પણ મેં સાંભળ્યો નથી, અને આવી ધજા પણ મેં જોઈ નથી. જુઓ શંખનાદથી ઘોડાઓ પણ બેશી જવા જેવા થઈ ગયા." અર્જુને ઉત્તરને કહ્યું, "ઉત્તર, તું રથમાં બરાબર પગ ભેરવીને બેસજે, અને અશ્વોની રેનને બરોબર પકડજે. જો હું બીજી વાર શંખનાદ કરૂં છું." આમ કહી અર્જુને બીજી વાર શંખનાદ કર્યો. આમ બે વાર શંખનાદ સાંભળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ વિગેરે વિચારવા લાગ્યા કે આવો શંખનાદ અર્જુન શિવાય બીજો કોઇ કરી શકે તેમ છેજ નહીં માટે આ અર્જુનજ હોવો જોઈએ.

અર્જુન આવ્યો જાણી કૌરવોને ફાળ પડી. ભીષ્મ, દ્રોણ વિગેરેએ ધારી લીધું કે અર્જુન ઘણા દિવસનો ચીઢવાયેલો છે, તેથી જરૂર આજે કૌરવોનો નાશ કરશે. આજે એ ધર્મના બંધથી છુટો છે. બિચારો દુર્યોધન મનમાં રાજી થવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, "જો આ અર્જુન હોય, તો હું મારાં અહોભાગ્ય સમજું છું; કારણ પાંડવોને હજુ તેર વર્ષ પૂરાં થયાં નથી, તેથી પાંડવોને ફરીથી વનવાસ ભોગવવો પડશે." દ્રોણાચાર્યે તેથી વિરૂદ્ધજ મત આપ્યો. અર્જુનને આવેલો જોઈ કર્ણે હર્ષનાદ કર્યો, અને એકલે હાથે અર્જુનને મારવાનો ઉત્સાહ બતાવવા લાગ્યો. કર્ણનાં ગર્વિષ્ટ વચનો સાંભળી કૃપાચાર્યે કહ્યું, "હે મૂઢ, તું સદાયે યુદ્ધ માટે ઉત્સાહ ધરાવે છે, પણ તને દેશ, કાલ તથા પરિણામનો વિચાર આવતોજ નથી. યુધિષ્ઠિર દ્યૂતથી જીતાયા, તેમ અર્જુન કાંઈ તારાં વચનોથી જીતાવાનો નથી. સુભદ્રા હરણ સમયે અર્જુને એકલે હાથે યાદવોને હઠાવ્યા હતા; ગંધર્વો સાથે લઢતાં તો તું ન્હાસી ગયો હતો, પણ અર્જુને તો ગંધર્વોનો પરાજય કર્યો હતો. સદાશિવ સાથે યુદ્ધ કરી અર્જુને તેમને હરાવી વરદાન મેળવ્યાં હતાં; ઈંદ્ર પણ અર્જુન સાથે યુદ્ધમાં ઉતરવા ઇચ્છતો નથી; તો હે કર્ણ, તું તે કોણ માત્ર ! હું ધારૂં છું કે તારી મતિ ફરી ગઈ છે. તને તારા શૌર્યનો ગર્વ ચઢયો જણાય છે. પણ એ તારા ગર્વની કેફ અર્જુન ઉતારી નાખશે. તેર તેર વર્ષ સુધી પ્રચ્છન્ન રહેલો અર્જુન આજ કૌરવસૈન્યને ઇતિહાસનાં પાનાંમાંજ રહેવા દેશે." કૃપાચાર્ય બોલી રહ્યા, એટલે અશ્વત્થામા સમર્થનમાં બોલ્યા, "હજુ વિરાટરાજની ગાયો હસ્તિનાપુરની સીમમાં પણ પહોંચી નથી, તેટલામાં કર્ણ આવાં ગર્વિષ્ટ વચનો બોલવા મંડી પડયો છે. મહાત્મા પુરૂષો વિજય મેળવ્યા પછી પણ આત્મપ્રશંસા કરતા નથી, તો આ કર્ણ વિજય મેળવ્યા પહેલાં આત્મપ્રશંસામાં તન્મય થઇ ગયો છે. દ્યૂતમાં પાંડવોને કપટથી હરાવ્યાથી કર્ણ તેમને યુદ્ધમાં પણ હારેલા ગણે છે, પણ એ મૂર્ખ જ્યારે અર્જુનના હાથનો સ્વાદ ચાખશે, ત્યારે તેને ખબર પડશે. કૌરવોએ પાંડવોને કરેલા અન્યાયનું

અને દ્રૌપદીને કરેલા અપમાનનું અર્જુન આજે સંભારી સંભારીને વેર લેશે,ત્યારેજ આ મંદમતિને ભાન આવશે." આમ પરસ્પર વિરોધી વચનો સાંભળીને દુર્યોધન મુંઝાવા લાગ્યો. અર્જુનને જોતાંજ સૈન્યમાં ભંગાણ પડે, એ દુર્યોધનથી સહેવાયું નહીં. તેણે કહ્યું, "પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવોએ વનવાસનાં તેર વર્ષ પૂરાં કર્યાં છે કે નહીં, તેનો પ્રથમ નિર્ણય થવો જોઈએ. આ નિર્ણય ભીષ્મપિતામહ પોતેજ કરી આપે."

ભીષ્મપિતામહે નિર્ણય કરતાં કહ્યું, "સૂર્ય, ચંદ્ર, બૃહસ્પતિ તથા નક્ષત્રોની ગતિ ઉપરથી વર્ષનો નિર્ણય થઈ શકે છે. સૂર્યની ગતિ ઉપરથી ત્રણસો પાંસઠ દિવસનું વર્ષ ગણાય છે; ચંદ્રની ગતિ ઉપરથી ત્રણસો પંચ્યાવન દિવસનું, બૃહસ્પતિની ગતિ ઉપરથી ત્રણસો એકસઠ, અને નક્ષત્રોની ગતિ ઉપરથી ત્રણસો ચોવીસ દિવસનો વર્ષકાલ ગણાય છે. સામાન્ય રીતે સાવન વર્ષ ત્રણસો સાઠ દિવસનું ગણવાનો પ્રચલિત રિવાજ છે. ચાંદ્રવર્ષની ગણત્રીથી ગણીએ, તો તેર વર્ષના એકસો છપ્પન માસ પાંડવોએ પૂરા કર્યા છે, માટે તેઓ યોગ્ય સમયે પ્રસિદ્ધ થયેલા ગણી શકાય. વળી યુધિષ્ઠિરે ધર્મને અવલંબીને આટઆટલાં દુઃખો ભોગવ્યાં છે, તે અધુરી ગણત્રી કરે જ નહીં. પાંડવો નિર્લોભી હોવાથી રાજ્યની ખાતર અધર્મ આચરે નહીં, એવો મારો મત છે. પાંડવો જો અધર્મમાંજ રહ્યા હોત, તો દુર્યોધન! તારો તો કયારનોયે નાશ થઇ ગયો હોત. મને પાંડવોની ધર્મવૃત્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. એટલા માટે દુર્યોધન, તું આ યુદ્ધ બંધ પાડ, અને પાંડવોને સાથે લઈ હસ્તિનાપુર જઇ તેમનું યોગ્ય સન્માન કરી તેઓને તેમનું રાજ્ય પાછું આપી દે. નહીં તો યુદ્ધની તૈયારી કર." ભીષ્મપિતામહનાં વચન સાંભળી દુર્યોધનનું મ્હોઢું ઉતરી ગયું. તેણે અંતે કર્ણ વિગેરેની સલાહથી યુદ્ધ કરવાનોજ નિશ્ચય કર્યો. ખરે,

प्रत्यासन्नविपत्तिमूढमनसां प्रायो मतिः क्षीयते।



# પ્રકરણ ૩૩ મું.

## દુષ્ટ વૃત્તિનું પરિણામ.

ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય જેવા અનુભવી અને વયોવૃદ્ધ વડીલોએ દુર્યોધનને અર્જુન સાથે યુદ્ધ ન કરવા ઘણો સમજાવ્યો, પણ કાળથી ઘેરાયેલો અભિમાની દુર્યોધન કાંઇ સમજ્યો નહીં. તેણે અર્જુન સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી. કર્ણ, શકુનિ આદિ યોદ્ધાઓને સૈન્ય રચના કરવાની તેણે આજ્ઞા કરી. અર્જુન જેમ જેમ પોતાના સારથિ ઉત્તર સાથે કૌરવો તરફ આવતો ગયો, તેમ તેમ કૌરવો વધારે ગર્જના કરવા લાગ્યા. અર્જુનના ગાંડીવનો ટંકારવ સાંભળી અન્ય યોદ્ધાઓ તો ઉત્સાહભંગ થઇ યંત્રવત્ બાણો ફેંકવા લાગ્યા. પણ કૌરવ ભાઇઓને તો આજે ઉત્સવ હતો, અર્જુનનો સંહાર કરી પાંડવોને આજે ને આજે યમપૂરીમાં મોકલી તેઓને નિષ્કંટક રાજ્ય ચલાવવું હતું!

યુદ્ધ શરૂ થયું. આરંભમાં અર્જુને બે બાણ દ્રોણાચાર્યના પાદમાં નાંખ્યાં, અને ગુરૂને પ્રણામ કર્યા. અર્જુને પોતાનો રથ એવી રીતે ગોઠવ્યો હતો કે જેથી તેની દૃષ્ટિ આખા કૌરવ-સૈન્ય ઉપર પડી શકે. કૌરવોનુ બધું સૈન્ય જોતાં અર્જુને દુર્યોધનને કોઇપણ સ્થળે દીઠો નહીં, તેથી દુર્યોધન જ્યાં હોય ત્યાં પોતાનો રથ લઇ જવાની ઉત્તરને સૂચના કરી. કૃપાચાર્યે અર્જુનનો અભિપ્રાય જાણી લીધો, અને દુર્યોધનના રક્ષણ માટે તેમણે તૈયારી કરી. કૃપાચાર્ય તૈયારી કરતા રહ્યા, અને એટલામાં તો ગાયોને હાંકી જતા દુર્યોધનના સૈન્ય ઉપર અર્જુનનાં બાણોની વૃષ્ટિ થઇ. આ બાણો એટલી બધી સંખ્યામાં ઉપરાઉપરી આવી પડયાં કે બધા યોદ્ધાઓ મુંઝાઇ ગયા. અર્જુનના કૌશલ્યનાં ચારેપાસ વખાણ થવા લાગ્યાં. અર્જુનના શંખનાદથી, ધનુષ્યના ટંકારવથી અને બાણોની વૃષ્ટિથી યોદ્ધાઓ કિંકર્તવ્યતામૂઢ થઇ ઉભા રહ્યા. વિરાટરાજાની ગાયોનાં બંધનો શિથિલ થતાં બરાડા પાડતી ગાયો વિરાટનગર તરફ ઊંચાં પૂંછડાં કરી પાછી દોડી ગઈ.

ગાયો પાછી વળી ગઇ, એટલે અર્જુને પોતાનું એક કાર્ય પૂર્ણ થયુ સમજી, હવે કૌરવોને પોતાનો હાથ બતાવવાનો નિશ્ચય કર્યો. દુર્યોધનને પકડતા પહેલાં કૌરવોના આખા સૈન્યની સાથે પ્રથમ યુદ્ધ કરવાનું હતું, તેથી અર્જુને ઝડપથી બાણની વૃષ્ટિ ચલાવી. આ યુદ્ધમાં કર્ણનો ભાઇ સંગ્રામજિત મરાયો. પોતાના ભાઇને મરેલો જોઇ કર્ણના કોપનો પાર ન રહ્યો. ક્રોધથી કર્ણે સાત બાણ અર્જુનને મર્યાં, પણ અર્જુને કર્ણના એકે બાણને

પોતાના સુધી પહોંચવા દીધું જ નહીં; અને કર્ણ પોતાના સારથિ કે અશ્વોને કાંઈ નુકશાન કરી શકે તે પહેલાં અર્જુને ભયંકર બાણોથી કર્ણના સારથિને તથા ઘોડાઓને વીંધી નાંખ્યા, તેના રથને ભાગી નાંખ્યો, અને કર્ણને અકળાવી દીધો. કર્ણે સમયસૂચકતા વાપરી અર્જુનનાં ઘણાં બાણોનો નાશ કર્યો, અને તેના રથને ડોલાવી નાંખ્યો. અર્જુન અને કર્ણનું યુદ્ધ એવું તો સખત ચાલતું હતું, કે બીજા યોદ્ધાઓ તે યુદ્ધ જોવાજ માત્ર ઉભા રહ્યા. આખરે અર્જુને મર્મભેદી બાણોથી કર્ણને કંઠમાં, લલાટમાં, મસ્તકમાં, અને સાથળોમાં એવો વિંધી નાંખ્યો, કે તે યુદ્ધ પડતું મૂકી રણભૂમિ ઉપરથી નાસી ગયો.

હવે અર્જુન ધીરે ધીરે આગળ વધવા લાગ્યો. જગતનો સંહાર કરવા પ્રેરાયેલો કાળાગ્નિ સમાન અર્જુન પ્રદીપ્ત અગ્નિની ભયંકર જ્વાળા જેવો જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં યોદ્ધાઓનો સંહાર કરતો હતો. તેને આવતો દેખીને કૌરવ સૈન્યની ઘનતા પીગળી જતી હતી. યોદ્ધાઓ પ્રાણ બચાવવા ન્હાસભાગ કરતા હતા, અથવા સૈન્યની પાછળ સંતાવા લાગ્યા. અર્જુને અનેક બાણો મારી દ્રોણને, અશ્વત્થામાને, દુઃશાસન, ભીષ્મ, કૃપાચાર્ય એ બધાને વીંધી નાંખ્યા. અર્જુનની સૂચનાથી ઉત્તરે રથને ડાબા જમણી એવી રીતે ફેરવવા માંડયો કે કૌરવો જ્યાં જુએ ત્યાં અર્જુનનેજ દેખવા લાગ્યા. તેમને એમ લાગ્યું કે અર્જુને અનેક રૂપ ધારણ કરેલાં છે. અર્જુનના રથની ઝડપ અને તેની બાણો મૂકવાની ત્વરા જોઈ કૌરવો બધા ગભરાઇ ગયા. અર્જુનનાં બાણોથી બેભાન થઈ કૃપાચાર્ય રથ ઉપરથી ઢળી પડયા; તેમને લઇને સારથિ દૂર ચાલ્યો ગયો.

અર્જુન અને દ્રોણાચાર્યનું યુદ્ધ ઘણું તુમુલ થયું. અર્જુન બાણો ફેંકવામાં એવી ઝડપ રાખતો હતો કે જાણે એક બાણ બીજા સાથે સંધાઇને એક લાંબું બાણ થયું હોય, તેવો દેખાવ થતો જોઈ દ્રોણાચાર્ય ઘણા નવાઈ પામ્યા. અર્જુને જોતજોતામાં દ્રોણાચાર્યને ગાભરા બનાવી દીધા. અશ્વત્થામા પિતાની વ્હારે ધાયા. બંને યે બહુ દારૂણ યુદ્ધ કર્યું; પણ અશ્વત્થામાના ભાથામાંથી બાણ જો ખૂટયાં ન હોત, તો અર્જુનને વિજય મેળવવો વિકટ થઈ પડત. અર્જુનની પાસે અક્ષય ભાથું હોવાથી તેનાં બાણોનો જથ્થો ખૂટયો નહીં. આથી અશ્વત્થામાને યુદ્ધમાંથી નિવૃત્ત થવું પડયું. અર્જુન અશ્વત્થામાને છોડી કર્ણની સામે થયો. તેણે કર્ણને ઘણાં વચનો કહી અપમાનિત કર્યો. તેના વૃથા બકવાટને માટે તેને નિંદ્યો, અને કહ્યું, “હે દુષ્ટ, આટલા દિવસ હું ધર્મના પાશથી બંધાયો હતો, તેમાંજ તારો બકવાટ કસોટીએ ચઢયો નહોતો. પણ આજે હું તને છોડનાર નથી. તારા અપરાધોનું સંપૂર્ણ ફળ આજે તું લેતો જા.” કર્ણે પ્રત્યુત્તર આપ્યો, “અર્જુન, તું ધર્મ પાશથી મુક્ત માનું છું, પણ તારી ભૂલ છે. હજુ તેં તેર વર્ષ પૂરાં કર્યાં નથી, તેથી તને યુદ્ધ કરવાનો અધિકાર નથી. છતાં તારી ઇચ્છા છે તો તને પણ મારો હાથ બતાવવા મારી કેટલાયે દિવસથી તીવ્ર ઇચ્છા છે.”

બન્ને વચ્ચે આમ સંભાષણ થયા પછી તીવ્ર બાણોની વૃષ્ટિ શરૂ થઈ. આ વખતે કર્ણે અર્જુનનાં બાણો કાપી નાંખ્યાં. તેમજ તેના રથને અને અશ્વોને વિંધી નાંખ્યા. અર્જુને ઉત્તરને સાવચેત રહેવાનું સૂચવી કર્ણના ભાથાને કાપી નાંખ્યો, એટલે કર્ણનાં બધાં બાણો નીચે પડી ગયાં. વળી કર્ણનું ધનુષ્ય પણ તોડી નાંખ્યું, અને કર્ણ બીજી વાર તૈયાર થાય, તેટલામાં તો અર્જુને કર્ણની છાતીમાં એવું બાણ માર્યું કે તેનું બખ્તર ભેદાઈ ગયું, અને બાણ તેના શરીરની આરપાર નીકળી ગયું. કર્ણને ઘણી વ્યથા થઇ, અને તે બેભાન થઈ પૃથ્વી ઉપર ઢળી પડયો. કર્ણને લઇ તેનો સારથિ રણભૂમિ ઉપરથી પલાયન કરી ગયો. કર્ણ આમ બીજી વાર યુદ્ધવિમુખ થયો.

કર્ણનો પરાજય કરી અર્જુન ભીષ્મની સ્હામે થયો. આ સમયે રણભૂમિનો દેખાવ જોઈ ઉત્તર કુમાર ગભરાઇ ગયો. લોહી અને માંસ-મેદથી પૃથ્વી ઉપર કીચડ જામ્યો હતો; કોઈનાં ધડ, કોઇનાં શિર, કોઈના પગ આમ પ્રત્યેક અવયવો છૂટા છૂટા થઇ રખડતા હતા, અને યોદ્ધાઓના પગ તળે કચડાતા હતા. મરતા યોદ્ધાઓની ભયંકર ચીસોથી, અને ઘવાયેલા યોદ્ધાઓના કરૂણામય રૂદનથી ઉત્તર કુમારનું કાળજું કંપી ઉઠયું. હિંમત ખોઈ તેણે આગળ રથ હાંકવાની ના પાડી. રક્ત માંસની દુર્ગંધથી માથુ ફાટી જતું હતું, છતાં અર્જુને ઉત્તર કુમારને હિંમત આપી, અને તેને આગળ રથ ચલાવવાની સૂચના કરી. અર્જુને એક બાણથી ભીષ્મના રથની ધજાને તોડી પાડી. કેટલાંક બાણો મારી દુઃશાસનને નસાડી મૂકયો; વિકર્ણને મૂર્છિત કરી નાંખ્યો. અર્જુન ભીષ્મનું યુદ્ધ થતાં કોણ કોનાથી બળવાન છે, તે કલ્પી શકાતું નહોતું. અંતે અર્જુને ભીષ્મને મૂર્છિત કરી દીધા.

ભીષ્મ સંગ્રામમાંથી ખસ્યા, કે તુરત દુર્યોધન મોટું સૈન્ય લઇ અર્જુનની સામે આવ્યો. આજે પહેલવહેલો દુર્યોધનને પોતાની સામે યુદ્ધમાં આવેલો જોઈ અર્જુને પોતાની રીસ એના ઉપર કાઢવાનો નિશ્ચય કર્યો. તેણે કૌરવોની સેનામાં ત્રાસ વર્તાવી મૂકયો. અને વજ્ર જેવું એક બાણ મારી દુર્યોધનની છાતી વિંધી નાંખી. અર્જુનના એકજ સપાટાથી ગભરાઈને દુર્યોધન નાસવા લાગ્યો. તેને ન્હાસતો જોઇ અર્જુને ઘણાં મ્હેણાં માર્યાં. અર્જુનનાં કઠોર વચનો સાંભળી દુર્યોધન અભિમાનને લીધે પાછો વળ્યો, અને અર્જુનની સાથે યુદ્ધ કરવા તત્પર થયો. અર્જુને સંમોહન અસ્ત્રથી, ગાંડીવના ટંકારવથી, અને શંખના ગગનભેદી નાદથી સઘળા યોદ્ધાઓને મૂઢ બનાવી દીધા. જ્યારે અર્જુન અને ઉત્તર યુદ્ધને વાસ્તે અંતઃપુરમાંથી નીકળતા હતા, ત્યારે ઉત્તરાએ તેમને કહેલું હતુ કે "અમારે રમતને માટે કૌરવોનાં વસ્ત્રો જોઈએ છીએ, તે લાવી આપજો." આ ઉત્તરાનું વચન યાદ આવવાથી અને આવી સુંદર તક મળવાથી અર્જુને ઉત્તરને કહ્યું, "કુમાર, તું નીચે ઉતર, અને આ મોહ પામેલા કૌરવોનાં વસ્ત્રો ઉતારી લે. ત્વરા કર. કારણ જો એઓ જાગી જશે, તો બધો ખેલ બગડી જશે." અર્જુનની સૂચના પ્રમાણે ઉત્તરે રથમાંથી ઉતરી બધાં વસ્ત્રો ભેગાં કર્યાં, માત્ર તેમની પાસે એકેક વસ્ત્ર રહેવા દીધું,

અને તે વસ્ત્રનો ગાંસડો બાંધી તેણે રથમાં મૂકી દીધો.

આટલો પરાભવ થયા છતાંયે જ્યારે શુદ્ધિ પ્રાપ્ત થઈ, ત્યારે દુર્યોધને અર્જુન સામે ફરીથી લઢવાને પોતાના સૈનિકોને આજ્ઞા આપી. દુર્યોધનની વૃત્તિ જોઈ ભીષ્મપિતામહ તિરસ્કારથી હસીને બોલ્યા, "અરે દુર્યોધન, તારી બુદ્ધિ ક્યાં ગઈ છે? હવે અર્જુનને જવાદે, અને હસ્તિનાપુર ભણી પાછો વળ. તારી મૂર્ખાઈથી તું તારો પોતાનો સ્વાર્થ નથી સ્હમજતો." ભીષ્મનાં વચનોથી દુર્યોધને પાછા વળવાનો વિચાર કર્યો. વળી તેના યોદ્ધાઓ પણ ઘણા શ્રમિત થઈ ગયા હતા. દુર્યોધન પોતાનો અર્થ ન સધાયાથી નિઃશ્વાસ મૂકતો પાછો ફર્યો. પાછળથી એક બાણ મારી અર્જુને દુર્યોધનનો રત્નમય મુકુટ કાપી નાંખ્યો.

અર્જુનથી પરાભવ પામેલો દુર્યોધન નીચે મ્હોંયે હસ્તિનાપુરમાં આવ્યો. હવે તેની રગેરગમાં પાંડવો પ્રતિ વૈરાગ્નિ ભભૂકયો હતો. કર્ણ અને શકુનિ તેમજ દુઃશાસન વિગેરે વારેવારે ઘૃતની આહુતિ આપી તેના વૈરાગ્નિને પ્રજ્વલિત રાખતા હતા. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર અને દ્રોણાચાર્ય જેવાનાં શિતળ વચનો આ વૈરાગ્નિને શાન્ત કરવા અસમર્થ નીવડયાં.

દુર્યોધનનો પરાભવ કરી અર્જુને-ઉત્તરને કહ્યું, "કુમાર, તારા પિતા પાસે પાંડવો વસે છે, એ વાત તેં જાણી છે, પણ એ વાત તું તારા પિતાને ન કહીશ. તારા પિતાને તારે માત્ર એટલુંજ કહેવું કે કૌરવોને મેં જીત્યા છે." અર્જુનનાં આવાં વચન સાંભળી ઉત્તરે હાથ જોડી અર્જુનને કહ્યું, "હે ધનંજય, તમેં અર્જુન છો, તો તમેં દશ નામથી શા માટે પ્રખ્યાત છો, તે મને સ્હમજાવો." અર્જુને ઉત્તર આપ્યો,* "હે કુમાર, બધા દેશો જીતીને હું કેવળ ત્યાંથી ધન લાવું છું, અને ધનની મધ્યે ઉભો રહું છું, તેથી બધા મને **ધનંજય**ના નામથી ઓળખે છે. યુદ્ધમાં ઉન્મત્ત થયેલાઓની સ્હામે સંગ્રામ-ભૂમિ ઉપર હું તેમના સ્હામો ધસું છું, અને વિજય મેળવ્યા વિના પાછો વળતો નથો. તેથી બધા મને **વિજય** નામથી સંબોધે છે. યુદ્ધમાં મારા રથને શ્વેત અશ્વો જોડવામાં આવે છે, તેથી મારૂં નામ **શ્વેતવાહન** પડયું છે. ઉત્તરા-

* મહાભારતમાંથી આ ભાગનું અવતરણ સરખાવોઃ—

सर्वान् जनपदान् जित्वा
वित्तमादाय केवलम् ।
मध्ये धनस्य तिष्ठामि
तेनाहुर्मां धनंजयम् ॥ १३ ॥
अभिप्रयामि संग्रामे
यदहं युद्धदुर्मदान् ।
नाजित्वा विनिवर्तामि
तेन मां विजयं विदुः ॥ १४ ॥
श्वेताः काञ्चन सन्नाहा रथे
युज्यंति मे हयाः ।
संग्रामे युद्धयमानस्य
तेनाहं श्वेतवाहनः ॥ १५ ॥
उत्तराभ्यां फल्गुनीभ्यां
नक्षत्राभ्यामहं दिवा ।
जातो हिमवतः पृष्टे
तेन मां फाल्गुनं विदुः ॥ १७ ॥
पुरा शक्रेण मे दत्तं
युध्यतो दानवर्षभैः ।

ફાલ્ગુની નક્ષત્રમાં દિવસને સમયે હિમાલય પર્વતના પ્રદેશમાં મારો જન્મ થવાથી હું ફાલ્ગુન એ નામથી ઓળખાઉં છું. એક સમયે દાનવોની સાથે હું યુદ્ધ કરતો હતો, ત્યારે ઇંદ્રે પ્રસન્ન થઈ મારા મસ્તક ઉપર સૂર્ય સમાન તેજસ્વી કિરીટ મૂક્યો હતો, તેથી મારૂં નામ **કિરીટી** પડયું છે. યુદ્ધમાં હું કદીયે બીભત્સ કર્મ આદરતો નથી, તેથી દેવ અને મનુષ્યોમાં **બીભત્સુ** નામે હું પ્રસિદ્ધ છું. હું બંને હાથે ગાંડીવ ધનુષ્યનો ટંકારવ કરી શકું છું, તેથી મારૂં નામ **સવ્યસાચી** પડેલું છે. પૃથિવીના ચારે છેડા સુધી મારો વર્ણ મળવો દુર્લભ છે, અને મારાં કર્મ પણ ઉજળાં હોવાને લીધે હું **અર્જુન**ના નામથી ઓળખાઉં છું. હું સ્હેલાઈથી જીતાઉં એવો નથી, યુદ્ધમાં હું હંમેશાં આગળ રહેનારો છું, શત્રુઓને પીડા આપનારો છું, અને મેં પાક રાક્ષસનો નાશ કરેલો છે, આથી લોકો મને **જિષ્ણુ**ના નામથી ઓળખે છે. મારા પિતાએ મારો કૃષ્ણ જેવો સુંદર રંગ જોઈ મારૂં નામ કૃષ્ણ રાખ્યું હતું, એ મારા બાળપણાના લાડના નામને લીધે હજુ હું કૃષ્ણ નામે પણ ઓળખાઉં છું."

અર્જુનનાં દશ નામો યથાર્થ જાણી ઉત્તરે અર્જુનને પ્રણામ કર્યા, અને એની સૂચના પ્રમાણે વર્તવાની 'હા' કહી. વિરાટરાજા ઉત્તરને એકલો રણાંગણમાં ગયેલો જોઇ અસ્વસ્થ થઈ ગયો હતો. તેણે લશ્કર તૈયાર કરી ઉત્તરની સહાયમાં મોકલવાની તૈયારી કરી હતી, પણ એટલામાં તો ઉત્તરના વિજયના સમાચાર આવતાં વિરાટનગરમાં એનાં બહુ વખાણ થવા લાગ્યાં. રાજાએ સામૈયું તૈયાર કરી ઉત્તર અને બૃહન્નલાને નગરમાં લાવવાની વ્યવસ્થા કરાવી. કૌરવોના જેવા ભયંકર સૈન્યની સ્હામે ઉત્તર એકલે હાથે જીત મેળવીને પાછો આવ્યો, તેથી વિરાટરાજા અને રાણી સુદેષ્ણા ઘણાં ખુશી થયાં. યુધિષ્ઠિર તથા ભીમસેને ધાર્યું કે 'અર્જુને જ હાથ બતાવ્યા છે.' પણ એ વાતને પ્રસિદ્ધ કરવામાં કાંઈ લાભ નહોતો. ઉત્તરે અને અર્જુને

---

किरीटं मूर्ध्नि सूर्याभं
तेनाहुर्मां किरीटिनम् ॥ १७ ॥
न कुर्याम् कर्मबीभत्सं
युध्यमानः कथंचन ।
तेन देवमनुष्येषु
बीभत्सुरिति विश्रुतः ॥ १८ ॥
उभौ मे दक्षिणौ पाणी
गांडीवस्य विकर्षणे ।
तेन देवमनुष्येषु
सव्यसाचीति मां विदुः ॥ १९ ॥
पृथिव्यां चतुरंतायां
वर्णो मे दुर्लभः समः ।
करोमि कर्म शुक्लं च
तस्मान्मामर्जुनं विदुः ॥ २० ॥
अहं दुरापो दुर्धर्षो
दमनः पाकशासनिः ।
तेन देवमनुष्येषु
जिष्णुर्नामाऽस्मि विश्रुतः॥ २१ ॥
कृष्ण इत्येव दशमं
नाम चक्रे पिता मम ।
कृष्णावदातस्य ततः
प्रियत्वाद्बालकस्य वै ॥ २२ ॥

વિરાટ પર્વ. અધ્યાય ૪૪.

સામૈયા સાથે નગરમાં પ્રવેશ કર્યો, અને નગરજનોએ તેમને અક્ષતપુષ્પથી વધાવી લીધા. રાજસભામાં વિરાટ રાજાએ ઉત્તરને પોતાની પાસે બેસાડી યુદ્ધનો વૃત્તાંત પૂછ્યો. ઉત્તરે કહ્યું, "યુદ્ધમાં શત્રુઓને હરાવનાર, અને ગાયો પાછી વાળનાર હું નથી, પણ એક દેવકુમાર છે. એણે મને સારથિ તરિકે બેસાડી યુદ્ધ કરી કૌરવોને પાછા હાંકી કાઢયા. એ દેવકુમાર કાલે આંહી પ્રકટ થશે." આમ કહી ઉત્તર અંતઃપુરમાં પોતાની માતા પાસે ચાલ્યો ગયો.

સભાજનો પોતપોતાને ઘેર ગયા, પછી વિરાટરાજા અને યુધિષ્ઠિર પાસા રમવા બેઠા. વિરાટરાજાએ યુદ્ધની વાત કાઢી, અને કહ્યું, "કંક, આ ઉત્તર તો મારા કરતાં પણ બળવાન નીકળ્યો. જે કૌરવો સ્હામે હું હિંમત ભીડી શક્યો ન હોત, તે કાર્ય તેણે સફળતાથી પાર પાડ્યું. આવો પુત્ર હોય તેનાં ધન્ય-ભાગ્ય જ સ્હમજવાં." યુધિષ્ઠિર વિરાટ રાજાને આમ અકારણ ગર્વથી પ્રમત્ત થતો જોઈ બોલ્યા, "હે રાજન્, એ કાર્ય તો બૃહન્નલાનું લાગે છે. એકલા ઉત્તરથી શું થઈ શકે! ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, અને કર્ણ જેવા મહારથીઓનો પરાજય કરવામાં બાળક ઉત્તરનું શું ગજું! આ કામ તો બૃહન્નલાજ કરી શકે." કંકનાં આવાં વચનો સાંભળી, અને પોતાના પુત્રનું ગૌરવ ક્ષીણ થતું જોઇ વિરાટ રાજાએ કંકને ક્રોધથી કહ્યું, "બૃહન્નલા બૃહન્નલા શું બકે છે? મારા પુત્ર કરતાં નપુંસક બૃહન્નલા શું યુદ્ધમાં ચઢી જાય! કંક તને બોલતાં જ નથી આવડતું. તું મૂર્ખ અને મૂઢ છું, મારા પુત્રની કીર્તિને ક્ષીણ કરનાર છુ. ઉઠ આંહીથી." એમ કહી વિરાટરાજાએ જોરથી પાસો યુધિ-ષ્ઠિર ભણી ફેંક્યો. આ પાસો યુધિષ્ઠિરના કપાળમાં વાગ્યો, અને તેમાંથી રૂધિર નીકળવા લાગ્યું. એટલામાં જ ઉત્તર અને બૃહન્નલા આવ્યાની ખબર દ્વારપાળે વિરાટરાજાને આપી. વિરાટરાજાએ બંનેને પ્રવેશ કરાવવા આજ્ઞા કરી, એટલે યુધિ-ષ્ઠિર બોલ્યા, "દ્વારપાળ, એકલા ઉત્તરને હમણાં પ્રવેશ કરાવ. બૃહન્નલાને પછીથી પ્રવેશ કરાવજે." યુધિષ્ઠિરનું વચન સાંભળી દ્વારપાળે ઉત્તરને એકલાને પ્રવેશ કરાવ્યો. અર્જુને પ્રતિજ્ઞા કરી હતી કે સમરાંગણ શિવાય અન્ય સ્થળે જો કોઈ પણ યુધિષ્ઠિરને વ્રણ કરી રૂધિર કાઢે તો અમાત્યો સહિત વ્રણ કરનારનો નાશ કરવો. અર્જુનની આવી પ્રતિજ્ઞાને સંભારીનેજ યુધિષ્ઠિરે એકલા ઉત્તરને સભામાં પ્રવેશ કરાવ્યો હતો. તેમણે તુરત વ્રણ સાફ કરી નાંખ્યો અને પછીથી બૃહન્નલાને સભામાં લાવવા દ્વારપાળને આજ્ઞા કરી. કૌરવો ઉપર મેળવેલા વિજયથી હર્ષોન્વિત થઇ આખી પ્રજા આનંદસાગરમાં તરતી હોય તેમ જણાવા લાગી.

# પ્રકરણ ૩૪.*



## વિષ્ટિની વાટાઘાટ–સૈન્યનો જમાવ.



તેર વર્ષના કષ્ટમય વનવાસ પછી આજેજ પાંડવોએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી. વિરાટરાજાએ તેમને ગુપ્તવાસને માટે જે અનુકૂળતા આપી હતી, તેનો પ્રતિકાર પણ તેમણે દુષ્ટ કૌરવોના આક્રમણથી વિરાટરાજાને બચાવવામાં અને કૌરવોને પરાજિત કરવામાં સહાયકર્તા થઈ કર્યો હતો. કૌરવો ઉપર વિરાટ-રાજાએ મેળવેલો વિજય અસાધારણ હતો, અને આ વિજય પ્રસંગનો ઉત્સવ વિરાટરાજાએ અને પ્રજાએ પાળવાનો નિશ્ચય કર્યો હતો. આખા નગરને ધજા–પતાકાદિથી સુશોભિત કરવામાં આવ્યું હતું. ઘેર ઘેર વિવિધ જાતનાં તોરણો અને પુષ્પોના મંડપો રચવામાં આવ્યા હતા. સર્વત્ર આનંદ અને ઉત્સાહનાં પૂર ચઢયાં હતાં.

બીજે દિવસે પ્રાતઃકાળમાં વિરાટ રાજાએ મહાન સભાની વ્યવસ્થા કરી હતી. પાંડવો પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઈ પાંચાલી સાથે સભામાં પ્રકટ થવા આભૂષણો સજવા લાગ્યા. તેમણે ઉત્તરકુમાર સાથે પ્રથમથીજ વ્યવસ્થા કરી હતી. વિરાટ રાજાના આગમન પહેલાં પાંડવો રાજસભામાં ગયા, અને મધ્યાસને યુધિષ્ઠિર તથા દ્રૌપદી બેઠાં, જમણી પાસ અર્જુન, અને ડાબી પાસ ભીમસેન, અને પછવાડે બે ભાઇઓ નકુળ ને સહદેવ ઉભા રહ્યા. જ્યારે વિરાટ રાજા સભામાં આવ્યા, ત્યારે આ દૃશ્ય જોઇને તેમને આશ્ચર્ય થયું. પણ ઉત્તર-કુમારે પાંડવોનો બધો ભેદ પ્રત્યક્ષ કરી દીધો. કૌરવોને પરાજિત કરનાર પાંડવોજ હતા, એ સત્ય વિરાટ રાજાને હવે સમજાયું. તેમણે પાંડવોની ક્ષમા યાચતાં કહ્યું: "મહારાણી દ્રૌપદીનું અપમાન કર્યું, અને આ બળવીર ભીમસેનને પણ મારી આજ્ઞા પાળવી પડી. સર્વધનુ-ર્ધરોમાં શ્રેષ્ઠ આ અર્જુનની તેમના નપુંસકત્વને લીધે અંતઃપુરમાં હાંસી થતી હતી, તે એ કેમ સહી શકયા? હે યુધિષ્ઠિર રાજન્, પાસાના પ્રહારથી મેં તમારૂં અપમાન કર્યું, તે સમયે તમે શા માટે પ્રકટ ન થયા? મારે હાથે પાંડવોને આવો અન્યાય થયો, તેથી મારૂં દિલ ઘણું દુઃખાય છે." આમ કહી લજ્જાવનત મુખે હાથ જોડી વિરાટરાજા પાંડવો પાસે ઉભો રહ્યો. યુધિષ્ઠિરે કહ્યું, "હે રાજન્, તમે તો અમારા ઉપર ઉપકાર કર્યો છે. અમે તમારે ત્યાં નિરાંતે ગુપ્ત-રહી શકયા, એ માટે અમે તમારા ઋણી છીએ. દ્રૌપદીને ત્રાસ આપનાર કીચકનો ભીમસેને નાશ કર્યો, છતાં તમે અમારા પ્રતિ કે દ્રૌપદી પ્રતિ

* આંહીથી ઉદ્યોગ પર્વનો પ્રારંભ થાય છે.

ક્રૂરતાથી વર્ત્યા નથી. પોતાના ભાઇઓનો નાશ થયો સાંભળી દેવી સુદેષ્ણાએ દ્રૌપદી પ્રતિ તિરસ્કાર દર્શાવ્યો નથી; તમારા અંતઃપુરમાં રહીને દ્રૌપદીને કીચક શિવાય અન્ય તરફથી ઉની આંચ આવી નથી, એ તમારો અમારા ઉપર ઉપકાર જેવો તેવો નથી." યુધિષ્ઠિરનાં ઉદાર વચનોથી સંતુષ્ટ થઇ વિરાટ રાજાએ પાંડવો પ્રકટ થયા, તે નિમિત્તે પોતાના રાજ્યમાં ઉત્સવ કર્યો, અને સભામાં યુધિષ્ઠિરને ઉચ્ચ સ્થાન આપ્યું, અને ચારે પાંડવો સાથે પોતાનું આસન રાખ્યું, સભા વિસર્જન થયા પછી વિરાટે પાંડવોનો બધો વૃત્તાંત જાણવા ઇચ્છા દર્શાવી. યુધિષ્ઠિરે પોતાનો બધો વૃત્તાંત કહ્યો. વિરાટ રાજાએ કૌરવો તરફ ઘણો તિરસ્કાર દર્શાવ્યો, અને પાંડવોને જેવી જોઇએ તેવી સહાય આપવાનું માથે લીધું. વળી પોતાના પુત્રી ઉત્તરાને અર્જુને શિક્ષણ આપ્યું હતું, તેથી એનું લગ્ન અર્જુન સાથે કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. પણ અર્જુને કહ્યું, "રાજન્, મેં તમારી પુત્રી ઉત્તરા કુમારીને શિક્ષણ આપ્યું છે, તેથી હું એના ગુરૂ–પિતા–તરિકે કહેવાઉં, માટે જો તમારે અમારી સાથે સંબંધ બાંધવા ઇચ્છા હોય, તો મારા પુત્ર અભિમન્યુ સાથે ઉત્તરાને પરણાવો. મારો પુત્ર અભિમન્યુ શ્રીકૃષ્ણનો ભાણેજ છે, એટલે કુળમાં, વયમાં, શૌર્યમાં અને ગૌરવમાં તે મારા કરતાં કોઇ રીતે ઉતરતો નથી." અર્જુનની ઇચ્છા પ્રમાણે વિરાટે ઉત્તરાકુમારીનો વિવાહ અભિમન્યુ સાથે કર્યો. તેણે પાંડવોને અન્ય પ્રાસાદ આપ્યો, અને મત્સ્ય દેશના પાંડવોજ રાજા હોય, તેમ રહેવાની તેમને અનુકૂળતા કરી આપી. અભિમન્યુના વિવાહના સમાચાર પાંડવોએ શ્રીકૃષ્ણને કહેવડાવ્યા, એટલે શ્રી કૃષ્ણ, સાત્યકિ, બળદેવજી, પ્રદ્યુમ્ન, આદિ યાદવો વિરાટનગરમાં આવ્યા. વળી દ્રૌપદીના પાંચ પુત્રો, પાંડવોની અન્ય સ્ત્રીઓ, કાશીનો રાજા, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટદ્યુમ્ન વિગેરે વિરાટ-નગરમાં આવી પહોંચ્યા. વિરાટ રાજાએ અતિથિઓનું યોગ્ય સન્માન કર્યું. લગ્ન સમયે શ્રીકૃષ્ણે તથા બળદેવજીએ દ્રૌપદીને તથા પાંડવોને પોશાક, રત્નો, અને દાસીઓ ભેટમાં આપ્યાં. અન્ય રાજાઓએ પણ તેમને યોગ્ય ભેટ આપી. વિવિધ જાતનાં વાજિંત્રોથી વિરાટનગર ગાજી રહ્યુ હતું. અભિમન્યુ અને ઉત્તરાને અગ્નિ સાનંદ બેસાડીને વિધિપૂર્વક તેમનું લગ્ન કરવામાં આવ્યું. વિવાહ સમાપ્ત થતાં યુધિષ્ઠિર રાજાએ બ્રાહ્મણોને ઉત્તમ દાનો આપ્યાં, અને વિરાટ-નગરમાં ઘેરઘેર ભોજન આપ્યું. આ ઉત્સવથી વિરાટનગરમાં ઘણો આનંદ થઈ રહ્યો, અને લોકો બહુ પ્રસન્ન થયા.

લગ્નવિધિ સમાપ્ત થઈ. ચારેક દિવસ પછી પાંડવોએ સઘળા અતિથિ રાજાઓને સભામાં બોલાવ્યા, અને પોતાના કાર્ય સંબંધે વિચાર કરવાની ઇચ્છા બતાવી. જ્યારે બધી સભા વ્યવસ્થિત થઇ, ત્યારે શ્રી કૃષ્ણે ઉભા થઈ કહ્યું, "સભાસદો, તમેં બધા જાણો છો કે પાંડવોને કૌરવોએ કેવો અન્યાય કર્યો છે! હસ્તિનાપુરનું આખું રાજ્ય પાંડવોનુંજ

કહેવાય, છતાં તેમને જુદા કાઢી કૌરવોએ ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય આપ્યું. ત્યાં પાંડવો પોતાના બાહુબળથી શ્રેષ્ઠતા ભોગવતા હતા, તે કૌરવોથી ન સ્હેવાયાથી તેમને દ્યૂત રમવા બોલાવી તેમનું બધું રાજ્ય કપટથી હરી લીધું. વળી ભરસભામાં રજસ્વલા દ્રૌપદીનું વસ્ત્ર-હરણ કરી અપમાન કર્યું. તે ઉપરાંત પાંડવોને બાર વરસ વનવાસ, અને એક વરસ ગુપ્તવાસ આપ્યો. ધર્મ પ્રમાણે ચાલનારા પાંડવોએ આ બધી પ્રતિજ્ઞા સંપૂર્ણ પાળી. હવે તેઓ પોતાનો અર્ધ રાજ્યભાગ પાછો માગે છે, પણ તે આપવાની કૌરવોની ઇચ્છા જણાતી નથી. માટે ભયંકર પરિણામ થતું અટકાવવાને માટે આપણે એક દૂત હસ્તિનાપુર મોકલી કૌરવોને પાંડવોનો રાજ્યભાગ આપી દેવાને કહેવડાવવું જોઈએ, અને દુર્યોધનનો શો વિચાર છે, તે જાણી લેવું જોઇએ.” શ્રીકૃષ્ણ આટલું બોલી પોતાને સ્થાને બેસી ગયા, એટલે બળભદ્ર ઉભા થઇ કહેવા લાગ્યા, “શ્રીકૃષ્ણે જે કહ્યું છે, તે ઠીક કહ્યું છે, પણ મારે કહેવું જોઈએ કે પાંડવોએ જે દુ:ખ ભોગવ્યાં છે, તે તેમના કર્મથીજ ભોગવ્યાં છે: એમાં કૌરવોનો દોષ હું જરાયે જોતો નથી. વાર્યા છતાં જુગાર રમ્યા, અને હાર્યા, તેમાં દુર્યોધન કે શકુનિ શું કરે ? માટે જે માણસ દૂત થઇને આંહીથી જાય, તે દુર્યોધન પાસે હક્કથી વાત કરવા કરતાં ઘણી નમ્રતાપૂર્વક અર્ધા રાજ્યની યાચના કરે. બળ દેખાડીને કે ધમકી આપીને નહીં, પણ કાલાવાલા કરીને યુધિષ્ઠિરના પ્રણામ સાથે દુર્યોધન પાસે અર્ધા રાજ્યની માગણી થવી જોઈએ. જે કામ સામથી સિદ્ધ થાય છે, તે યુદ્ધથી સિદ્ધ થતું નથી. વળી આમાં તો પાંડવોનો પોતાનો દોષ છે, તેથી તો તેમણે વિનયથી ચાલવું જોઇએ.”

બળભદ્રનું આવું અન્યાયી અને એક પક્ષી વચન સાંભળી સાત્યકિને ક્રોધ ચ્હડયો, અને ઉભા થઇ બળભદ્રને ધિક્કારી કહેવા લાગ્યો: *

“જેવો પુરૂષ હોય, તેવું તે ભાષણ કરે છે. માણસ ભાષણદ્વારા પોતાના અંતરાત્માને જ પ્રકટ કરે છે. કેટલાક પુરૂષો શૂરા હોય છે, અને કેટલાક કાયર હોય છે. આ બંને જાતના પુરૂષો પોતપોતાની દૃષ્ટિથી ન્યાય કરે છે. એક જ કુળમાં કલીબ અને બળવાન પુત્રો પેદા થાય છે, અને એક જ વૃક્ષ ઉપર ફળવાળી, અને ફળ વિનાની બે શાખાઓ આપણે ક્યાં નથી જોતા? કૌરવોએ કેવળ અધર્મથી જ પાંડવોને જીત્યા છે. કુંતીસુત યુધિષ્ઠિરને ભાઈઓ

---

* સરખાવો:—

यादृशः पुरुषस्यात्मा
तादृशं संप्रभाषते ।
यथारूपोऽन्तरात्मा ते
तथारूपं प्रभाषसे ॥ १ ॥
संति वै पुरुषाः शूराः
सन्ति कापुरुषास्तथा ।
उभावेतौ दृढौ पक्षौ
दृश्येते पुरुषान्प्रति ॥ २ ॥
एकस्मिन्नेव जायेते
कुले क्लीबमहाबलौ ।
फलाफलवतीशाखे
यथैकस्मिन्वनस्पतौ ॥ ३ ॥

ઉદ્યોગપર્વ: અધ્યાય ૩.

સાથે કૌરવોએ યુદ્ધમાં :સામે મ્હોંયે પરાજિત કર્યા હોત, અને જો તેમને વનવાસ ભોગવવો પડયો હોત, તો જુદી વાત હતી. પાંડવોએ ધર્મનું અવલંબન કરીને જ વનવાસ ભોગવ્યો છે. કૌરવો આગળ પ્રણિપાતથી યાચના કરવાની પાંડવોને કશી જરૂર નથી. પાંડવો પોતાના સ્વત્વસિદ્ધ હક્ક પ્રમાણે પોતાના પિતામહનો વારસો પાછો માગશે. જો કૌરવો પાંડવોની આ માગણીને તરછોડશે, તો હું યુદ્ધમાં અનેક બાણોથી કૌરવોને કૌન્તેયના ચરણમાં લાવીશ. ચક્રધર શ્રીકૃષ્ણ, ગાંડીવધારી અર્જુન, વીર્યવાન ભીમસેન અને મને કોણ મારી શકનાર છે? વિરાટ અને દ્રુપદરાજા જેવા કાલદંડ સમાન યોદ્ધાઓને: કોણ જીતી શકે તેમ છે? દ્રૌપદીના દિલના વિસામારૂપ પાંડવોના પાંચ પુત્રો, અભિમન્યુ,:અને ધૃષ્ટદ્યુમ્નનો કોપ સહેવા કોણ સમર્થ છે? સૂર્ય સમાન તેજસ્વી પ્રદ્યુમ્ન, અને સાંબ જેવાનો પ્રતાપ કોણ સહેશે? અમે બધાયે કૌરવોને યુદ્ધમાં મારી યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીશું. કૌરવો યુધિષ્ઠિરને રાજ્ય આપે અથવા રણાંગણે પડી ધરતી ઉપર આળોટે, એજ હવે તો નિશ્ચય!"

સાત્યકિનું જુસ્સાદાર ભાષણ સાંભળી દ્રુપદ તથા વિરાટરાજાનાં લોહી ઉકળી આવ્યાં. વૃદ્ધ દ્રુપદરાજા આસન ઉપરથી ઉઠી બોલવા લાગ્યા, "સાત્યકિનું કહેવું સત્ય છે. મધુર વચનોથી દુર્યોધન કદી ગાંઠવાનો નથી. બળભદ્રનું કહેવું મને લગારે રૂચતું નથી. પ્રિય વચનો સજ્જન આગળજ ઉચ્ચારવાં ઘટે, દુર્જન પાસે તો પ્રિયવચન બોલનારની કેવળ હાંસીજ થાય. વળી દુર્યોધન આપણી સભ્યતાને નિર્બળતારૂપ લેખશે. વિષ્ટિ મોકલવા પહેલાં સૈન્ય એકઠું કરવાનો પ્રયાસ પણ આદરવો જોઈએ. ભગદત્ત શલ્ય અને અન્ય પાર્થિવો પાસે દૂતો મોકલી સૈન્ય બોલાવો. દુર્યોધન પોતે પણ સૈન્ય ભેગું કરવાનો પ્રયાસ આદરશે, માટે તેના પહેલાં આપણા દૂતો જુદા જુદા દેશોમાં પહોંચી જાય તેવો પ્રયાસ આદરો. સૈન્યની ભરતિ થયા પછી દુર્યોધન પાસે દૂત મોકલવો."

બળભદ્ર શિવાય આખી સભાનું વલણ યુદ્ધ તરફ થતું જોઈ શ્રીકૃષ્ણ બોલ્યા, "પાંડવોના શ્રેયઃ માટે દ્રુપદે બતાવેલો ઉપાય અજમાવી જુઓ. દ્રુપદનું કહેવું સત્ય છે. અન્ય પાર્થિવોની સહાય યાચવામાં આપણે ત્વ-ા કરવી જોઇએ. અમારે તો પાંડવો અને કૌરવો બંને સગા છે, સંબંધી છે, અને સ્નેહી છે, તેથી આ સંબંધે હું સ્પષ્ટ અભિપ્રાય આપી શકું નહીં. વયમાં તેમજ જ્ઞાનમાં દ્રુપદરાજા વૃદ્ધ છે, અને અમે તો કેવળ બાળકજ છીએ, એટલે એમની સલાહ પાંડવોને અમૂલ્ય થઈ પડશે, તેમાં નવાઈ નથી. પાર્થિવોને આમંત્રણ મોકલી પછી દુર્યોધન પાસે દૂત મોકલવાની પેરવી કરજો, અને તે પાછો આવ્યા પછી બધાંનો એકમત થાય, એટલે અમને કહેવરાવજો. અત્યારે તો અમે વિવાહને પ્રસંગે આવેલા હોવાથી માત્ર તેજ પ્રસંગ સમાપ્ત થતાં પાછા ફરીએ છીએ." આમ કહી

શ્રીકૃષ્ણ યાદવો સાથે દ્વારિકાં પ્રતિ વિદાય થયા.

શ્રીકૃષ્ણના ગયા પછી યુધિષ્ઠિરે દ્રુપદ અને વિરાટરાજાની સંમતિથી યુદ્ધની બધી તૈયારી કરવા માંડી. પોતાના પક્ષના રાજાઓને યુદ્ધ માટે આમંત્રણો મોકલ્યાં. આ આમંત્રણોનો સ્વીકાર કરી મોટા મોટા રાજાઓ પોતાનાં વિશાળ સૈન્ય સાથે પાંડવોને સહાય આપવા તૈયારી કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણની સહાયની યાચના કરવા માટે અર્જુને પોતેજ દ્વારિકાં જવાનું માથે લીધું. પાંડવો સૈન્યનો જમાવ કરવા લાગ્યા છે, એમ જાણી દુર્યોધને પણ સૈન્ય એકત્ર કરવા આમંત્રણ-પત્રિકાઓ સ્વપક્ષના રાજાઓને મોકલી દીધી, અને શ્રીકૃષ્ણની સહાય યાચવાને પોતે જાતે દ્વારિકાં ગયો.

જે સમયે દુર્યોધન દ્વારિકા પહોંચ્યો, તે સમયે શ્રીકૃષ્ણ નિદ્રાધીન હતા, તેથી તેણે તેમના શિર તરફ પોતાનું આસન લીધું. એટલામાં અર્જુન પણ ત્યાં આવી પહોંચ્યો, અને શિર આગળ બેસવાની જગ્યા ન જોતાં તેણે એમના ચરણારવિંદ આગળ આસન લીધું. થોડી ઘડી પછી શ્રીકૃષ્ણ જાગી ઉઠયા, અને ઉઠતાંજ અર્જુન ઉપર તેમની દૃષ્ટિ પડી, એટલે તે બોલ્યા, "ધનંજય, તું આંહી ક્યાંથી ?" ત્યાં પાછળથી દુર્યોધન બોલી ઉઠયો, "ભગવન્ હું પ્રથમ આવેલો છું, અને અમારા ભવિષ્યમાં થનારા યુદ્ધને માટે તમારી સહાયની યાચના કરવા હું આવ્યો છું." શ્રીકૃષ્ણે મંદ સ્મિતથી કહ્યું, "ભાઈ દુર્યોધન, તું પ્રથમ આવ્યો હોઇશ, પણ અર્જુનને મેં પ્રથમ જોયો છે. ઈપ્સિત દાન બાળકોને પહેલું આપવું જોઇએ, એમ શ્રુતિ કહે છે. તેથી અત્યારે તો ઈપ્સિત દાન અર્જુનનેજ આપવું ઘટે છે. તેમ છતાં મારી નારાયણી સેના જે એક અર્બુદ છે, અને જેમાં મહાન વીરો છે, તે હું એક પક્ષને યુદ્ધમાં આપીશ, અને બીજી પાસ હું સંગ્રામમાં બિલકુલ યુદ્ધ કરવાની ઈચ્છા વિનાનો, અને શસ્ત્ર રહિત રહીશ. બોલ અર્જુન, તારી શી ઇચ્છા છે ?" અર્જુને હસીને શ્રીકૃષ્ણનીજ સહાય સ્વીકારવા પોતાની ઈચ્છા દર્શાવી. પણ દુર્યોધન તો સૈન્યની સંખ્યાથી લોભાઈ ગયો હતો. જ્યારે અર્જુને શ્રીકૃષ્ણની સહાય સ્વીકારી, ત્યારે દુર્યોધન ઘણોજ પ્રસન્ન થઈ ગયો. તેણે શ્રીકૃષ્ણની નારાયણી સેના મેળવવાનું વાસુદેવ પાસેથી વચન લીધું. શ્રીકૃષ્ણ પાસેથી બળવાન સૈન્ય મેળવી મનમાં મલકાતો દુર્યોધન રૌહિણેય પાસે ગયો. પણ બળદેવજીએ બંને પક્ષને સહાય આપવાની ના કહી, એટલુંજ નહીં પણ શ્રીકૃષ્ણનો સહાય આપવાનો અભિપ્રાય જાણ્યા પછી યુદ્ધના સમયમાં યાત્રાએ નીકળી જવાની પોતાની ઈચ્છા બતાવી. ત્યાંથી દુર્યોધન કૃતવર્માની પાસે ગયો. કૃતવર્માએ સૈન્યની સહાય આપી, અને પોતે પણ એની સહાયમાં રહ્યો. દુર્યોધનના ગયા પછી શ્રીકૃષ્ણે હસીને અર્જુનને કહ્યું, "અર્જુન, તેં મને નિઃશસ્ત્રને શું જોઇને માગી લીધો ?

હું લઢનાર નથી, તેમ છતાં મને યાચવામાં તેં કેવી બુદ્ધિ વાપરી ?" અર્જુને કહ્યું, "હે ગોવિંદ, આ બધાનો નાશ કરવાને તમેં એકલા જ સમર્થ છો, એમાં લગારેય શંકા નથી. તમારી સ્હામે આથી હજાર ગણું સૈન્ય હોય, તો પણ ટકી શકે તેમ નથી. મારા મનમાં અહોરાત્ર એમ જ થયાં કરે છે, કે તમેં મારા સારથિ થાઓ. માટે તમારે તો એમ જ કરવું ઘટે છે."

વાસુદેવ અર્જુનનાં વચનથી આનંદ પામતા બોલ્યા, "પાર્થ, હું તારૂં સારથિપણું કરીશ, અને તને યોગ્ય સહાય આપીશ." કૃષ્ણની આજ્ઞા લઈ અર્જુન બળભદ્રને પ્રણામ કરી, યુધિષ્ઠિર પાસે આવ્યો.

યુધિષ્ઠિર અને દુર્યોધન સૈન્યનો જમાવ કરી રહ્યા છે, એમ સાંભળી મદ્ર દેશનો રાજા શલ્ય મોટું સૈન્ય લઇ પાંડવોને સહાય આપવા નીકળ્યો. શલ્ય પાંડુની પત્ની માદ્રીનો ભાઇ થતો હતો, તેથી તેનો પક્ષપાત સ્વાભાવિક રીતે પાંડવો પ્રતિ હતો. રાજા શલ્યને મહાન સૈન્ય સાથે પાંડવોને સહાય આપવા આવતો સાંભળી દુર્યોધને તેને યુક્તિથી પોતાના પક્ષમાં લેવાની વ્યવસ્થા કરી. શલ્યના આવવાના માર્ગમાં તેણે ત્વરાથી વિશ્રાંતિ સ્થાનો રચાવ્યાં. આ વિશ્રાંતિ-સ્થાનો એવાં તો સુંદર અને આકર્ષક બનાવ્યાં કે શલ્ય રાજાને મોહ થયા વિના રહે જ નહીં. દરેક વિશ્રાન્તિ સ્થાને ખાદ્ય, પેય અને લેહ્ય વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં રાખવાની વ્યવસ્થા કરી. ઉત્તમ આસવો, અને પકવાન્નોનો સંગ્રહ કરાવ્યો. અમૃત સમાન મિષ્ટ જળ ભરાવી રાખ્યાં. સોળ વર્ષની સુંદર કન્યકાઓ દરેક વિશ્રાંતિ સ્થાનના રક્ષણ માટે મૂકાવી દીધી. રત્ન જડિત પટ-મંડપો (તંબુઓ) ઉભા કરાવી દીધા. સુંદર શય્યાઓની રચના કરાવી દીધી, અને પ્રવાસનો શ્રમ સ્હેજમાં ઉતરી જાય, તેવાં સુગંધીવાળાં પુષ્પોનાં તોરણો લટકાવી દેવડાવ્યાં.

શલ્ય રાજા જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ તેણે સુંદર વિશ્રામ સ્થાનોની યોજના જોઈ. એણે ધાર્યું કે પાંડવોએ એના સત્કાર માટે આ વ્યવસ્થા કરી હશે. સ્થળે સ્થળે વિશ્રામ સ્થાનોનો લાભ લેતો લેતો શલ્ય મહાન પ્રબળ સૈન્ય સાથે પાંડવોનો ઉપકાર માનતો આગળ વધવા લાગ્યો. પણ હસ્તિનાપુરનો માર્ગ જ્યાંથી જુદો પડતો હતો, ત્યાં એક સુંદર પટમંડપમાં શલ્યને વિસામો આપવામાં આવ્યો. રાત્રીએ દુર્યોધન પ્રચ્છન્ન વેશે શલ્યની પાસે ગયો. શલ્યે તેને અર્જુન જાણી સત્કાર્યો, અને પોતાને માટે કરેલી આ વ્યવસ્થા માટે તેનો ઉપકાર માની તેને જે જોઇએ તે માગવા કહ્યું. દુર્યોધને પ્રત્યક્ષ થઈ માગી લીધું, "હે શલ્ય રાજન્, તમેં મારાજ અતિથિ થયા છો. આ બધું પાંડવોએ નથી કર્યું, માટે હવે તમારે મને જ સહાય આપવી. તમારા ઉપર કરેલા ઉપકારનો આ બદલો હું માગું છું." શલ્યને લાગ્યું કે પોતે છેતરાયો છે. પણ હવે બીજો ઉપાય ન રહેવાથી દુર્યોધનને સહાય આપવાનું સ્વીકાર્યું. તેણે કહ્યું, "દુર્યોધન

તારે આમ કરવું નહોતું જોઇતું. હું પાંડવોને જ સહાય આપવા બંધાઇ ચુકયો હતો; પણ હવે તો તનેજ સહાય કરીશ. મારે યુધિષ્ઠિર અને તેના ભાઇઓને મળવું જ જોઇએ. માટે તું મારૂં સૈન્ય લઇ જા, અને હું પાંડવોને મળીને આવી પહોંચીશ.” શલ્યનાં વચનથી રાજી થઇ દુર્યોધન શલ્યનું સૈન્ય લઈ હસ્તિનાપુર ગયો, અને શલ્ય પાંડવોને મળવા ગયો.

શલ્યને આવતો જોઈ પાંડવોએ અર્ધ્યાદિથી તેનો સત્કાર કર્યો; અને તેનું યોગ્ય સ્વાગત કર્યું. શલ્યે પાંડવોને દુર્યોધનના કપટની બધી વાત કહી સંભળાવી. તેણે કહ્યું, “હે યુધિષ્ઠિર, તમેં ઘણાં દુઃખ વેઠયાં તે આખું જગત્ જાણે છે. તમેં કેવળ ધર્મ પ્રમાણે જ ચાલો છો, માટે અંતે જય તો તમારો જ થશે એમાં શક નથી. દુર્યોધનના દિવસો હવે ભરાઇ ચુક્યા છે.” યુધિષ્ઠિરે શલ્યને વિનંતિ કરીને કહ્યું, “હે માતુલ, અમારૂં એક પ્રિય ન કરો? જો કે અકર્તવ્ય છે છતાં અત્યારે ધર્મ ગણી આપને કહેવું પડે છે.”

શલ્યે કહ્યું, “યુધિષ્ઠિર તમારૂં જે પ્રિય કરવાનું હોય તે કહો. પાંડવોનું પ્રિય થાય તેવું કાર્ય અકાર્ય હશે તો પણ હું કરીશ.” શલ્યનો ઉત્તર સાંભળી યુધિષ્ઠિરે કહ્યું, “હે રાજન્, તમેં શ્રીકૃષ્ણ જેવા બળવાન ગણાઓ છો. વળી કર્ણ, દુર્યોધન વિગેરે તમને ઉત્તમ સારથિ માને છે. તેથી જ્યારે કર્ણ અર્જુન સાથે યુદ્ધમાં ઉતરશે, ત્યારે તે તમનેજ સારથિ તરિકે રાખવા વિનંતિ કરશે. તે સમયે તમે તેને ઉંધી અને અનર્થકર સલાહ આપજો.” યુધિષ્ઠિરની આ વિનંતિને સ્વીકારતાં શલ્યે કહ્યું, “હે રાજન્, તમેં નિશ્ચંત રહો. કર્ણ મને વાસુદેવ જેવો કુશળ સારથિ ગણે છે. હું તેનો અવશ્ય સારથિ થઇશ. જ્યારે ભયંકર યુદ્ધ પ્રવર્તતું હશે, ત્યારે તેને હું ક્રોધ ચઢે તેવાં વચનો સંભળાવીશ, તેને ઉંધી અને અહિતકર સલાહ આપીશ, અને અર્જુનને પ્રત્યેક ક્ષણે બચાવી લઇશ. દ્યૂતને લીધે કૃષ્ણાની સાથે તમે જે દુઃખ ભોગવ્યું છે, અને ભરસભામાં કૃષ્ણાને જે પરૂષ વાક્યો કર્ણે સંભળાવ્યાં છે તે બધાંનાં ફળો હવે તેને ચાખવાંજ પડશે. પાંડવો, તમેં લગારે શોક ન કરશો. માણસને માથે દુઃખ પડે, તેમાં વિધિ બલવત્તર હોય છે. પુરૂષાર્થ તો કેવળ નિમિત્તજ હોય છે. દેવલોકો પણ દુઃખભાગી થાય છે, તો મનુષ્ય તે કોણ માત્ર!” આમ કહી શલ્યે યુધિષ્ઠિરને નહુષની વાતો કહી સંભળાવી. પોતાની બહેનના પુત્રો નકુળ અને સહદેવને તેણે છાતી સરસા ચાંપ્યા, ને તેમને ધીરજ આપી. યુધિષ્ઠિર, ભીમ, અને અર્જુનને હિંમતનાં વચનો કહ્યાં અને પછી તેમની બધાની સંમતિ લઈ હસ્તિનાપુર તરફ શલ્ય ચાલ્યો ગયો.

રાજ્યનીતિ હંમેશાં પ્રપંચથી ભરેલી હોય છે. યુધિષ્ઠિરે દુર્યોધનના કપટથી શલ્યનો પક્ષ ગુમાવ્યો, પણ શલ્યના જવાથી પાંડવોને જેટલો ગેરલાભ થયો નહોતો, તેના કરતાં ચારગણો ગેરલાભ

દુર્યોધનને થયો. દુર્યોધનના પક્ષના ગણાઇ દુર્યોધનનાજ પગ કાપનારથી વધારે ભયંકર દુશ્મન બીજો કોણ હોઈ શકે ? અહંકારી દુર્યોધન સૈન્યની સંખ્યા ઉપરજ ફુલાઇ ગયો હતો, પણ ખબર નહોતી કે બહુ મોટા સૈન્ય કરતાં થોડું હિતૈષી સૈન્ય વધારે સારૂં કામ કરી શકે છે.

સાગરમાં જેમ નદીનાં જળ ઠલવાય, તેમ પાંડવોના સન્યસાગરમાં અન્ય સૈન્યોની ભરતિ થવા લાગી. સાત્યકિ એક અક્ષૌહિણી સૈન્ય લઇ પાંડવોને આવી મળ્યો. ચેદિ દેશનો રાજા ધૃષ્ટકેતુ, અને મગધ દેશના રાજા જરાસંધનો પુત્ર માગધિ યોદ્ધાઓને લઇને પાંડવોના પક્ષને સહાય આપવા આવ્યા. સાગરને કાંઠે વસનારા યોદ્ધાઓને લઇને પાંડય રાજા પણ પાંડવોના પક્ષમાં ભળ્યો. વિવિધ દેશથી મોટી ગંજાવર સેના લઈ દ્રુપદ આવી પહોંચ્યો. મત્સ્યરાજા વિરાટ પણ સૈન્ય લઇ પાંડવોને આવી મળ્યો. પર્વતમાં રહેનારાં અનાર્ય અને મ્લેચ્છ સૈન્યો પણ પાંડવોના પક્ષમાં ભળ્યાં. પાંડવોના પક્ષમાં આમ સાત અક્ષૌહિણી સૈન્ય ભેગું થયું.

દુર્યોધનનો પક્ષ લેનારા રાજાઓની સંખ્યા પણ થોડા નહોતી. ભગદત્ત ચીનાઓ, કિરાતો અને કાંચન જાતિનાં (પીળી ચામડી વાળા) અક્ષૌહિણી સૈન્ય લઈ દુર્યોધનના પક્ષમાં ભળી ગયા. ભૂરિશ્રવા, શલ્ય, કૃતવર્મા, ભોજરાજા દરેક જણ અક્ષૌહિણી સૈન્ય લઈ દુર્યોધનને સહાય કરવા આવ્યા. સિંધુરાજા જયદ્રથ, સુદક્ષિણ, અને કાંબોજ રાજા યવનો અને શકની સેના લઈને દુર્યોધનને સહાય આપવા આવ્યા. આમ દુર્યોધનના પક્ષમાં અગિઆર અક્ષૌહિણી *સૈન્યની ભરતિ થઇ.

---

* અક્ષૌહિણી સૈન્યની ગણના આમ કરવામાં આવે છે ૨૧૮૭૦ રથીનું સૈન્ય, ૨૧૮૭૦ હસ્તિનું સૈન્ય, ૬૫૬૧૦ અશ્વસૈન્ય અને ૧૦૯૩૫૦ પદાતિ, કુલ્લેઃ-૨,૧૮૭૭૦. પાંડવોના પક્ષમાં સાત અક્ષૌહિણી સૈન્ય એટલે ૧૫,૩૦,૯૦૦ નું સૈન્ય હતું અને કૌરવોના પક્ષમાં ૨૪,૦૫,૭૦૦નું સૈન્ય હતું



## પ્રકરણ ૩૫ મું.

---

### સંધિના નિષ્ફળ પ્રયત્નો—ધૃતરાષ્ટ્રને થયેલો બોધ.

---

પાંડવોની આજ્ઞાનુસાર તેમનો દૂત ધૃતરાષ્ટ્રની સભામાં આવી પહોંચ્યો. ધૃતરાષ્ટ્રે તેને દૂત જાણી યોગ્ય સન્માન આપ્યું, અને પાંડવોના કુશળ સમાચાર પૂછ્યા. દૂતે કહ્યું, "હે રાજન્, પાંડવો કુશળ છે, અને આપને તેમજ ભીષ્મ, દ્રોણું, વિગેરેને પણ તેમણે પ્રણામ કહાવ્યા છે. તેઓએ આપનું તેમજ આપના પુત્રનું શુભ ઇચ્છયું છે. અત્યારના સંયોગો જોતાં તેમની ઈચ્છા નિષ્ફળ થાય એમ લાગે છે. મહારાજ, ધૃતરાષ્ટ્ર અને પાંડુ એક જ પિતાના પુત્રો હોવાથી આપ અત્યારે જે ભોગવો છો, તે બધું રાજ્ય પણ પૈતૃક દ્રવ્ય થયું, એની કોઈ ના કહી શકે તેમ નથી. આપના પુત્રો પૈતૃક ધન પ્રાપ્ત કરે અને પાંડુના પુત્રો નહી, તેનું કાંઇ કારણ ખરૂં ? પૈતૃક ધન આપવાની વાત તો દૂર રહી, પણ પાંડવોના પ્રાણ લેવાના પ્રયાસ થાય, એ કેટલું અઘટિત ! કપટથી તેમનું રાજ્ય હરી લેવામાં આવ્યું, અને રાજ્યવિહોણા થઇને વનમાં ભટકવાને પણ તેઓ સંમત થયા. તેમણે ન્યાય અને ધર્મ પ્રમાણે બાર વર્ષ વનવાસ અને તેરમે વર્ષે ગુપ્તવાસ કર્યો. અરણ્યમાં ભાર્યા સાથે રહેવાથી તેમને અનેક દુઃખો ભોગવવાં પડેલાં, તે બધાં દુઃખો તેમણે સુખે મ્હોંઢે સહન કર્યાં. હવે તેઓ પોતાનો રાજ્યભાગ માગે છે. કૌરવો સાથે યુદ્ધ કરવા પાંડવોની લગારેય ઇચ્છા નથી. તેમ છતાં જો દુર્યોધનને યુદ્ધની ઈચ્છા થતી હશે, તો યુદ્ધમાં પાંડવો પાછી પાની કરે તેવા પણ નથી. પાંડવો કરતાં તમે બધા બળવાન છો, એમ લગારેય ધારશો નહીં. અમારે ત્યાં પણ અર્જુન, સાત્યકિ, અને શ્રીકૃષ્ણ જેવા બળવાન પડયા છે. અંતમાં હું એટલુંજ જણાવું છું કે દ્યૂતના સમયે જે પ્રમાણે પ્રતિજ્ઞાઓ થઈ હતી, તે પ્રતિજ્ઞાઓ પાંડવોએ યથાર્થ પાળી છે, હવે કૌરવોએ પણ પોતાની પ્રતિજ્ઞાઓ પાળવી જોઇએ. નહીં તો પછી યુધ્ધનું પરિણામ ઘણું ભયંકર આવશે, એમાં સંશય નથી."

દૂતનાં વચનો સાંભળી ભીષ્મ બોલ્યા, "દૂત, તેં ખરૂં કહ્યું છે. પાંડવોએ ખરેખર પ્રતિજ્ઞા પાળી છે, અને દુઃખ ભોગવ્યું છે. અર્જુન અને સાત્યકિ જેવા બળવાન અત્યારે કોણ છે ? જેણે સાક્ષાત્ મહાદેવને યુદ્ધમાં હંફાવ્યા, તેની આગળ આ ધનુર્ધારી પાર્થિવો શી ગણત્રીમાં છે ? અર્જુનની સાથે સાક્ષાત્ ઇંદ્ર પણ યુદ્ધ કરવા સમર્થ નથી, તો કૌરવો કેમ તેની સામે ઉભા રહી શકે ?" ભીષ્મને આમ શત્રુપક્ષનાં વખાણ કરતા

સાંભળી દુર્યોધન ક્રોધે ભરાયો. કર્ણે દુર્યોધનનો ક્રોધ પારખ્યો, અને ભીષ્મને બોલતા અટકાવી વચમાંજ પોતે બોલી ઉઠયો, “ભીષ્મ, અત્યારે શું બોલવું તેનું તમને ભાન નથી. પાંડવોને અન્યાય થયો એમ તમેં શાથી કહોછો ? દુર્યોધનને બદલે શકુનિએ દ્યૂતમાં પાંડવોને હરાવ્યા, અને રાજ્ય લઈ લીધું, તેમાં અન્યાય કેવી રીતે થયો ? પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવોએ બાર વર્ષ વનવાસ અને એક વર્ષ ગુપ્તવાસ ભોગવ્યો, તેમાં પાંડવોની મહત્તા કેવી રીતે વધી ? તે હું સ્હમજતો નથી. પાંડવોએ એક વર્ષ સંપૂર્ણ ગુપ્તવાસ નથી કર્યો. તેઓ તો પુનરપિ વનવાસ જવા ઈચ્છે છે, પણ પાંડવોને દ્રુપદ અને વિરાટ રાજાએ સ્હઢાવીને આપણી સામે ઉશ્કેર્યા છે. મહારાજ દુર્યોધન અરધું તો શું, પણ ચોથા ભાગનું પણ રાજ્ય પાંડવોને આપનાર નથી. જો પાંડવોને રાજ્ય જોયતું હોય, તો પુનરપિ તેર વર્ષ વનવાસ ભોગવીને પાછા આવી તેઓ દુર્યોધન પાસે યાચના કરે. દુર્યોધનને ડરાવ્યાથી તસુભર પણ જમીન તેમને મળવાની નથી. પાંડવોને જેમ ધર્મ ગમે છે, તેમ દુર્યોધન પણ ધર્મથી સમસ્ત રાજ્ય આપી દે તેવા છે. હજુ પાંડવો સ્હમજીને ફરીથી વનવાસ જાય તો ઠીક. નહીં તો યુદ્ધમાં તેમને મારાં વચનોનું સ્મરણ કરવું પડશે.” કર્ણનાં આવાં અન્યાયયુક્ત વચનો સાંભળી ભીષ્મ ક્રોધે ભરાઇને બોલ્યા, “કર્ણ, તારી બડાઇ રહેવા દે. તું મિથ્યા પ્રલાપ કરે છે. અર્જુન એકલાએ જ વિરાટ નગરમાં આપણને છ જણને ન્હસાડયા હતા. તને તો યુદ્ધમાંથી ઘણીવાર હારીને ન્હાસી જતો મેં જોયો છે. આ દૂતનું કહેવું ગણકારશો નહીં તો રણભૂમિમાં પડી ધૂળમાં આળોટવાનો પ્રસંગ આવશે.” ભીષ્મ આ સમયે ઘણા ક્રોધિત થયા હતા. તેમને શાંત પાડી ધૃતરાષ્ટ્રે દૂતને કહ્યું, “તમેં પાંડવો પાસે જાઓ, અને વિચાર કરીને સંજયને હું પાંડવો પાસે મોકલું છું.”

દ્રુપદ રાજાનો દૂત ધૃતરાષ્ટ્ર પાસેથી પાછો આવ્યો, અને જે બન્યું હતું તે બધું તેણે પાંડવોને કહી સંભળાવ્યું. હવે વિષ્ટિઓ નિષ્ફળ છે, માટે યુદ્ધ સિવાય છુટકો જ નથી, એમ સર્વને લાગવા માંડ્યું. બીજે દિવસે ધૃતરાષ્ટ્રનો મોકલેલો સંજય પાંડવો પાસે આવી પહોંચ્યો. તેણે ધૃતરાષ્ટ્રની વતી બધાના કુશળ સમાચાર પૂછયા. પાંડવોએ પણ ધૃતરાષ્ટ્ર વિગેરેના કુશળ પૂછયા, પછી યુધિષ્ઠિરે કહ્યું, “હે સંજય, અર્જુને તથા ભીમસેને કૌરવોને ગંધર્વો પાસેથી છોડાવ્યા હતા, તે તેમને યાદ છે કે ? વિરાટ નગરમાં એકલા અર્જુને બધા કૌરવોને ન્હસાડયા હતા, તે વાત તેઓ ભૂલી ગયા તો નથી ? અમેં અત્યાર સુધી ભલાઈ રાખતા આવ્યા છીએ, તે માટે ભીષ્માદિ અમારો વાંક તો કાઢતા નથી ને ? અમેં અત્યાર સુધી ધર્મથી વર્ત્યા છીએ, તેનો ધૃતરાષ્ટ્ર રાજા કાંઈ પણ વિચાર કરે છે કે ? ધૃતરાષ્ટ્ર રાજાના આવા વર્તનથી અમને ખરેખર ઘણો જ ખેદ થાય છે.”

સંજયે ઉત્તર આપ્યો, "હે રાજન્, તમે ધૃતરાષ્ટ્રનો દોષ કાઢો છો પણ દુર્યોધનનાં કાર્યોમાં ધૃતરાષ્ટ્ર સંમત છે જ નહીં, એટલું જ નહીં પણ દુર્યોધનનાં કૃત્યને ધૃતરાષ્ટ્ર નિંદે છે. અર્જુન અને ભીમસેનના બળનો કોઈ અનાદર નથી કરતું. ભીષ્મ દ્રોણ વિગેરે તમારા ન્યાયી વર્તનનાં વખાણ કરે છે. હે ધર્મ-સુત, તમેં ધર્માત્મા તથા બુદ્ધિમાન છો, તો ઉપસ્થિત થતા આ યુદ્ધના પ્રસંગને ગમે તેમ કરી તમે નિવારો. તમેં ધર્માત્મા, લજ્જાયુક્ત, અને ઉદાર વૃત્તિવાળા છો, પાંડવો જેમ બળવાન છે તેમ કૌરવો પણ ગાંજ્યા જાય તેવા નથી. તેથી જો યુદ્ધ થશે તો પરિણામે બંને પક્ષનો સંહાર જ થશે. કુલક્ષ થઇને તમેં કદાચ રાજ્ય મેળવશો, તો'યે તમને તે સારૂં લાગશે કે?" યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો, "કોણે કહ્યું કે અમેં યુદ્ધને માટે તૈયાર છીએ? અમેં તો હજુ પણ સંધિ થાય તેમ ઇચ્છીએ છીએ, અમેં અધર્મથી સુખ મેળવવાની ઇચ્છા રાખતા જ નથી. દિલગીરીની વાત તો એ છે કે ધૃતરાષ્ટ્ર રાજાની તૃષ્ણાનો હજુ અંત નથી આવતો. દુષ્ટ પુત્રને વશ થઇને હું શું કરૂં! મને પાંડવો ઘણા વ્હાલા છે, એમ કહ્યા કરવામાં શું ફળ! કૌરવોની અવળી ગ્રહદશાને લીધે જ તેમને અવળી બુદ્ધિ સૂઝી છે, તેઓ અધર્મમાં ધર્મ, અને ધર્મમાં અધર્મ દેખે છે. અર્જુન તથા ભીમસેને આટલી બધી વાર યુદ્ધમાં પ્રત્યક્ષ પરિણામ દેખાડયા છતાં કર્ણના બળ ઉપર ઝઝુમી દુર્યોધન યુદ્ધ કરવા ઇચ્છે છે. હજુ પણ દુર્યોધન હસ્તિનાપુરનું રાજ્ય રાખી, અમોને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય આપે, તો અમેં યુદ્ધ કરવા ઇચ્છતા નથી."

"મનુષ્યો અલ્પાયુષી હોય છે." સંજયે કહ્યું,"કુટુંબીઓને મારી અપકીર્તિ લેવી એ પાંડવોને ન ઘટે. તમારા ઉજળા નામને ડાઘ લાગતાં વાર નહીં લાગે. તમે ધર્માત્મા છો, અને ધર્મને વાસ્તેજ વનમાં રહ્યા હતા, તો હવે પણ વનમાં તમારે જીવન વ્યતીત કરવું ઘટે; અથવા તો યાદવોના રાજ્યમાં રહી ભાક્તથી નિર્વાહ કરો તો'યે ખોટું નથી. યુદ્ધથી કુટુંબીઓનો સંહાર કરી રાજ્ય મેળવવું યોગ્ય નથી. જો રાજ્ય જોયતું હતું, તો તમેં પ્રથમથી જ શા માટે આટલાં દુઃખો વેઠયાં? તમેં આટલા દિવસ સુધી ક્ષમા રાખી છે, તો હવે તમારે ક્ષમાનું જ સેવન કરવું જોઇએ. પૃથ્વીનું રાજ્ય મેળવશો, તો પણ તમને જરા મૃત્યુ મૂકવાનાં નથી. માટે આ યુદ્ધની પ્રવૃત્તિ મૂકી ધો, અને શાંતિમાં બાકીનું આયુષ્ય ગાળો."

સંજયનાં આવાં અર્થ વિનાનાં વાકયો સાંભળી શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "હું બંને પક્ષનું કલ્યાણ થાય તેમ ઇચ્છું છું. રાજા યુધિષ્ઠિર પણ એમ જ ઇચ્છે છે. પણ જ્યાં સુધી દુર્યોધન અતિ લોભનો ત્યાગ ન કરે ત્યાં સુધી શાન્તિ થવી અશકય છે. યુદ્ધથી રાજ્ય મેળવવું એ તો ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે. એમાં અધર્મ જેવું કાંઈ નથી. ચોરી કરનારને તો શિક્ષા કરવીજ જોઇએ,

દુર્યોધને પાંડવોના રાજ્યની ચોરી કરી છે, એ વાત જગપ્રસિદ્ધ થઈ છે. વાસ્તવિક રીતે જોતાં પાંડવોનો હક્ક કૌરવો પાસે થાપણ રૂપ છે, તે દુર્યોધન લુચ્ચાઈથી પચાવી પાડવા ઇચ્છે છે. સતી દ્રૌપદીને ભર સભા મધ્યે જે દુષ્ટ વચનો કહેવામાં આવ્યાં હતાં, તે અર્જુનના દિલમાં હજુ ખૂંચ્યાં કરે છે, તો પણ સમાધાન કરાવવા હું હસ્તિનાપુર એક વાર આવી જઇશ. કૌરવોને બચવું હોય તો હજુ સમય છે. નહીં સમજે તો નાશ થયો જ સ્હમજજો. પાંડવો સંધિને માટે તેમજ યુદ્ધને માટે તૈયાર છે. માટે ધૃતરાષ્ટ્રને અમારો આ સંદેશો પહોંચાડજો."

શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી સંજય વિદાય થયો. તેણે ધૃતરાષ્ટ્રને સઘળા સમાચાર કહી સંભળાવ્યા. પાંડવો બળવાન હોવાથી ધૃતરાષ્ટ્રને પોતાના પુત્રો માટે ચિંતા થવા લાગી. તે અસ્વસ્થ થવા લાગ્યો. તેને રાત્રીએ નિદ્રા આવતી નહોતી. અન્ન ઉપર રૂચિ થતી નહોતી. વારે વારે તેનું શરીર બળતું હોય તેમ લાગતું હતું. તેને ભયંકર અપશુકનો થતાં હતાં. આ બધ થી ગભરાઈ ધૃતરાષ્ટ્રે વિદુરને બોલાવ્યો, "હે વિદુર! મારામાં અસ્વસ્થતા વધતી જાય છે. મને શાન્તિનો માર્ગ બતાવ." ધૃતરાષ્ટ્રને અસ્વસ્થ થતો જોઈ વિદુરે કહ્યું, "હે રાજન્, તમે ચિંતા ન કરો. તમને પ્રથમથીજ મેં સલાહ આપી હતી કે તમે કૌરવોના નાશના કારણરૂપ દુર્યોધનનો ત્યાગ કરો, પણ તે વચનો તમે તિરસ્કાર્યાં. હવે શોચ કરવો નકામો છે. હવે તો બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયા શિવાય આ કલહનો અંત આવે તેમ નથી. પ્રશસ્ત વસ્તુઓનું જેઓ સેવન કરે છે, અને નિંદિત વસ્તુઓનો જેઓ ત્યાગ કરે છે, તેઓજ સાચા પંડિતો છે. જેનાં કરવાનાં કાર્યોની પ્રથમથીજ ખબર પડતી નથી, અને જેની ખટપટ પ્રથમથી સ્હમજાતી નથી પણ કાર્ય થયેજ લોકો જાણે છે, તેજ સાચા પંડિત ગણાય છે. પંડિત તો તેજ કહેવાય છે કે જેની બુદ્ધિ વ્યવહારૂ હોવા છતાં ધર્મ અને અર્થને અનુસરે છે; અને એજ પંડિત ફળ પ્રાપ્તિ થાય તેવીજ અભિલાષાઓને પોષે છે. જેઓ શક્તિ પ્રમાણે સર્વ કાર્ય કરે છે, અપ્રાપ્ય વસ્તુની જેને કદી ઇચ્છા જ થતી નથી, નાશ થયેલાનો જે શોચ કરતો નથી, આપત્તિમાં જે ગભરાઈ જતો નથી, આર્યકર્મમાંજ જે અનુરક્ત રહે છે, હિતની અવગણના કરતો નથી, એજ સાચો પંડિત છે. શત્રુને મિત્ર બનાવવો, અને મિત્રને શત્રુ બનાવવો, એ મૂર્ખનાં લક્ષણ છે. દુષ્ટકર્મ આચરનાર, અણબોલાવ્યો મંડળીમાં પ્રવેશ કરનાર, બહુ ભાષણો કરનાર, વિશ્વાસ ન રાખવા લાયક હોય તેના ઉપર વિશ્વાસ રાખનાર મનુષ્ય હંમેશાં અધમ દશા પ્રાપ્ત કરે છે. પોતાનું સામર્થ્ય વિચાર્યા વિના જેઓ કાર્ય આરંભે છે, તેઓની બુદ્ધિ મૂઢ છે. અનિષ્ટ વસ્તુની સ્પૃહા રાખનાર, બળવાનનો દ્વેષ કરનાર, પરધનની અભિલાષા રાખનાર, અને કૃપણની સેવા ઉઠાવનાર

પુરૂષો મૂઢબુદ્ધિવાળા હોય છે. હે રાજન્, ક્ષમાશીલ મનુષ્યને જેઓ અશક્ત માને છે, તેઓ ખરેખરા પામર મનુષ્યો છે. ક્ષમા મનુષ્યનું પરમ બળ છે; વીર્યવાન મનુષ્યોનું આભૂષણ છે; ક્ષમા એ સર્વોત્તમ શસ્ત્ર છે, એના વડે ભલભલા બળવાન પણ જીતાય છે. જેના હસ્તમાં ક્ષમા રૂપી ખડ્ગ હોય, તેને દુર્જન શું કરી શકનાર છે? સૂકી ભૂમિમાં પડેલો અંગારો જેમ આપોઆપ શાન્ત થઇ ઠરી જાય છે, તેમ ક્ષમાશીલ મનુષ્યની સ્હામે દુર્જન આપોઆપ શાન્ત થઈ જાય છે. જેનું મન શાન્ત છે, તેજ ક્ષમાશીલ થઈ શકે છે. હે ભાઈ! ભાર્યા, દાસો, અને પુત્રો એ ત્રણ પુરૂષનું અમૂલ્ય ધન છે. આ ત્રણ વડેજ પુરૂષ ધનવાન ગણાય છે. પરધનનું હરણ, પરદારાનું અભિમર્શન, અને સુહૃદનો પરિત્યાગ, એ ત્રણ દોષને લીધે પુરૂષનો ક્ષય થાય છે. કામ, ક્રોધ ને લોભ, એ ત્રણ નર્કનાં દ્વાર છે, તેમજ એ ત્રણ આત્માનાં નાશકારક સાધનો છે. વૃદ્ધ, કુલીન અતિથિ, દરિદ્ર સખા, અને બાળકો વિનાની બ્હેન, એ ચારને ઘરમાં સ્થાન આપવું એ ગૃહસ્થનો ધર્મ છે.

"હે રાજન્, ઋષિઓ, નદી, કુળ, અને મહાત્માઓનાં તેમજ સ્ત્રીઓનાં દુશ્ચરિતોનાં મૂળ જોવા કદીયે યત્ન ન કરવો. તમેં દુર્યોધન, શકુનિ, કર્ણ, અને દુઃશાસન જેવાને ઐશ્વર્યવાન ગણીને ગૌરવ કેમ મેળવી શકશો? પાંડવો પ્રતિ ક્રોધ રાખીને તેમને જીતવા, તેના કરતાં અક્રોધથી ક્રોધને જીતવો, સાધુતાથી અસાધુતા જીતવી, નીચતાને દાનથી વશ કરી લેવી, અને સત્યથી અનૃતને હાળી દેવું, એમાંજ સત્ય બુદ્ધિ સમાઈ છે. દુર્યોધનના જેવા અજ્ઞાની મનુષ્યો શોચ્ય છે, પ્રજોત્પાદક ન હોય તેવું મૈથુન, અન્ન વસ્ત્ર ન મળતાં હોય તેવી પ્રજા, અને રાજા ન હોય તેવું રાજ્ય આ વસ્તુઓ પણ શોચ્ય છે. હે રાજન્, તમારા પુત્રો પણ આમ શોચ્ય છે. યથાર્થ શાસ્ત્રાભ્યાસ વિનાનો આચાર્ય, રક્ષા ન કરી શકે તેવો રાજા, કુહાડાના બોલ બોલનારી ભાર્યા, આટલાનો મનુષ્યે ભરસમુદ્રમાં ભાંગી ગયેલા નાવની માફક ત્યાગ કરી દેવો. રાજાએ હમેશાં સ્ત્રીયોનો પ્રસંગ ન રાખવો; દ્યૂતનું વ્યસન ન સેવવું, મૃગયા, સુરાપાન, અને સચિવોમાં અતિશય વિશ્વાસ રાખવાની ટેવમાં મર્યાદા રાખવી. હે ધૃતરાષ્ટ્ર, યૌવન અને ધનમાં પ્રમત્ત થયેલો મનુષ્ય દુર્યોધનની માફક ધર્મ જોઈ શકતો નથી. પાંડવો સાથેના વ્યવહારમાં દુર્યોધને રાગ અને દ્વેષને વશ થઈ ન જોયો ધર્મ, કે ન કર્યો સારાસારનો વિચાર! એનાં કરેલાં કર્મનાં ફળ હવે તમારે ભોગવવાનો સમય આવ્યો છે. હે રાજન્, હજુએ સમજો તો બગડેલી બાજી વધુ નહીં બગડે. ધર્મથી તમને જે પ્રાપ્ત થાય તેનોજ ઉપભોગ કરવાની વૃત્તિનું સેવન કરો. કેવળ ભૂમિને માટે તમેં અનૃત વદો છો, તે તમને ન છાજે. અમાત્યો સહિત કુળનો નાશ થતો અટકાવો. જેનું મન કલ્યાણ કરવામાં વ્યગ્ર રહે છે, તેના સર્વ

મનોરથો સિદ્ધ થાય છે, એમાં લેશ પણ સંશય નથી. પાંડવોનું કલ્યાણ તમે મન, વચન ને કર્મથી કરો, તો તમારા સઘળા અભિલાષો પૂર્ણ થશે. હે ભાઇ, જે સભામાં વૃદ્ધો ન હોય તે સભા નથી. વૃદ્ધ તો તેજ કહેવાય કે જે ધર્મયુક્ત વદે. જેમાં સત્યાંશ હોય તેજ ધર્મ. સત્યમાં છળનો લેશ પણ આવિર્ભાવ ન થવો જોઇએ. જે કુળમાં ધન અલ્પ હોય, પણ સદાચાર પરિપૂર્ણ હોય, તે કુળ ખરેખર ધનવાન ગણાય છે. ધન ચંચળ હોય છે, પણ સદાચાર નિત્ય હોય છે. મહાત્માઓ પણ ઇચ્છે છે કે પોતાના કુળમાં અનાચારી કોઈ પાકશોજ નહીં!

"રાજાએ હંમેશાં સંપવૃત્તિ રાખવી જોઇએ. માન્યને માન આપવું, સુશિલતા અને સરળતાનું સેવન કરવું, અને પ્રજાના હિતમાં પોતાનું શ્રેયઃ છે એમ માનવું, એ રાજાઓનો પરમ ધર્મ છે. તેજ રાજાનું રાજ્ય નિષ્કંટક ટકે છે, કે જેનો આપ્તવર્ગ સંપીલો હોય છે સુંદર પર્યંકોમાં, નવયૌવના સુંદરીઓની સોડમાં સૂતેલા પણ કુસંપથી ઘેરાયેલા રાજાઓ અશાન્ત હોય છે. કૌરવોએ પાંડવો સાથે કુસંપ કર્યો છે, તેનાં ફળ જુઓ! દુર્યોધન કેવો અશાન્ત રહ્યાં કરે છે? ઉત્તમ ભોજન, સુંદર યુવતીઓનો સમાગમ અને વિવિધ જાતના વૈભવો હોવા છતાં એક રખડતા રઝળતા ભીખારી કરતાં પણ તેનું માનસિક જીવન વધારે અસ્વસ્થતા ભોગવે છે. તમારા કુળનો આધાર પાંડવ કૌરવોના સંપ ઉપર ટકયો છે, માટે હું ફરીથી એક વાર કહું છું કે એ બન્ને વચ્ચે સંપ કરાવો. તમે દુર્યોધનને સ્હમજાવો. પ્રિય શબ્દોથી ન માને તો કડવાં વેણથી પણ તેને શુદ્ધિમાં લાવો. જો પાંડવો કૌરવો વચ્ચે સંપ નહીં થાય, તો કૌરવ કુળમાં નિરંતર ઉદ્વેગ રહ્યાં કરશે, કીર્તિનો નાશ થશે, અને શત્રુઓ રાજી થશે. ડાહ્યા પુરૂષે કુટુંબમાં સ્હેજ વિક્ષેપ ઉભો થતો હોય, તો તેને તુરત દાબી દેવો. મીઠાં મીઠાં વચનો બોલીને તમને ભમાવનારા ઘણા મળ્યા છે. તમને મેં જ્યારે જ્યારે સત્ય વચન કહ્યું છે, ત્યારે ત્યારે તમારૂં દિલ કચવાયું છે; પણ મારી પેઠે દિલ કચવાય તેવુંયે સત્ય વચન બોલનારા તમને ઘણા થોડા મળશે. આપત્તિને માટે ધનનું રક્ષણ કરવું; ધનને જતું કરીને પણ પોતાની ભાર્યાનું રક્ષણ કરવું; અને ધન અને ભાર્યાને ન ગણકારી આત્માનું રક્ષણ મનુષ્યે પ્રથમ કરવું. દ્યૂતથી પૂર્વકાળમાં ઘણા અનર્થો થયા છે, ઘણાં વૈર ઉદ્‌ભવ્યાં છે, અને ઘણાના પ્રાણ ગયા છે. દ્યૂત રમાતું હતું ત્યારે મેં તમને ચેતાવ્યા હતા. પણ રોગીને ઔષધના કડુ ઘુંટડા ભરવા ન રૂચે, તેમ તમને મારાં વચનો રૂચ્યાં નહોતાં, વારે વારે મારૂં અપમાન કરવામાં આવ્યું હતું, ક્રોધ અને અભિમાનથી દુર્યોધને મને ન કહેવાનું કહ્યું હતું. છતાંયે કુળનો નાશ ન થાય, તે માટે હજુપણ હું તમને એનુંએ પુનરપિ કહું છું. હે ધૃતરાષ્ટ્ર રાજા, હું તમને ફરી ફરીને કહું છું કે તમે કૌરવ પાંડવોમાં સમબુદ્ધિ રાખો. મારૂં આટલું કહેવું જો

તમે માનશો, તો તમે બને કુળનો ક્ષય અટકાવી શકશો, અને નિર્ભય ને નિશ્ચિત જીવન ગાળશો. પાંડવોને તેમનો ભાગ આપવામાં નહીં આવે, તો તેઓ પોતાના ક્ષત્રિય ધર્મને અવલંબીને યુદ્ધ કરશે, અને તેનું પરિણામ કદીએ સારૂં આવવાનું નથી."

વિદુરના વચનોથી પણ ધૃતરાષ્ટ્રને શાન્તિ ન વળી, તેણે સનત્સુજાતને બોલાવ્યા, અને તેમને યોગ્ય અર્ઘ્યાદિથી સત્કાર્યા, પછી ધૃતરાષ્ટ્ર તેમને પ્રશ્ન પૂછવા લાગ્યો, "હે મહારાજ, મૃત્યુ શાથી ન આવે?" સનત્સુજાતે ઉત્તર આપ્યો, "હે રાજન્, પ્રમાદ એ જ મૃત્યુ છે. મૃત્યુ કાંઇ વાઘની માફક જીવનો સંહાર નથી કરતું, પણ તે તો મનુષ્યનાં કર્મથી જ પ્રાપ્ત થાય છે. મૃત્યુને કોઇ યમ કહે છે, કોઇ કાળ કહે છે, કોઈ આત્માવસન્ન કહે છે; પણ બ્રહ્મમાં બુદ્ધિ રાખી એકાગ્ર ચિત્ત રાખવું એ જ અમૃત છે. સત્કર્મનાં ફળ ભોગવવાનો સમય જેમને પ્રાપ્ત થાય છે, તેઓ સ્વર્ગ લોકમાં જાય છે, પણ તેથી તેઓ મૃત્યુને તરી શકતા નથી. જેઓ કામ ક્રોધાદિ જીતે છે તેઓ જ મૃત્યુથી બચી શકે છે. હે રાજન્, સત્યાત્મા થાઓ. સત્યમાં અમૃત રહેલું છે. તપથી મનુષ્યની સમૃદ્ધિ વધે છે. મન, કર્મ અને વાણી એક જ રાખનાર માણુસ સંકલ્પ સિદ્ધિ મેળવી શકે છે. કેવળ મૌન ભજવાથી કે અરણ્યવાસ કર્યાથી મુનિ થવાતું નથી, પણ પોતાનાં લક્ષણોને જે સારી પેઠે સ્હમજે છે, તે જ શ્રેષ્ઠ મુનિ છે. સત્ય આચરનાર બ્રાહ્મણ વિદ્વાન અને સર્વવિદ્ બને છે. શોક, ક્રોધ, લોભ, કામ, માન, ઈર્ષ્યા, મોહ, અસૂયા, આટલાં મનુષ્યનાં પ્રાણનાશક સાધનો છે. આમાંથી કેટલાંક તો મનુષ્યને ઘેરીને રહેલાં હોય છે જ. કેવળ યોગીલોકો જ આમાંથી મુક્ત હોય છે, અને તેઓ જ સનાતન ભગવાનનું દર્શન કરી શકે છે."

આટલું કહી સનત્સુજાત ત્યાંથી વિદાય થયા. વિદુર અને સનત્સુજાતનાં વચનો સાંભળી ધૃતરાષ્ટ્રને કાંઇક શાન્તિ વળી, પણ દુર્યોધન સ્હમજે તો જ તેને સંપૂર્ણ શાન્તિ મળે તેમ હતું. પણ દુર્યોધનને સ્હમજાવવો શી રીતે? આખરે તેણે વિચાર કર્યો કે શ્રીકૃષ્ણ પોતે સંધિને માટે આવે, ત્યારે દુર્યોધનને ગમે તેમ કરીને સ્હમજાવવો. ડુબતો મનુષ્ય તણખલું ઝાલી બચવાની આશા રાખે, તેમ ધૃતરાષ્ટ્ર દુર્યોધનનો સ્વભાવ ભવિષ્યમાં ફરવાની આશા રાખવા લાગ્યો!

# પ્રકરણ ૩૬ મું.

## શ્રીકૃષ્ણનો સંધિ કરાવવાનો છેલ્લો પ્રયત્ન.

પાંડવોના શિબિરમાંથી પાછા વળતા સંજયને કેશવે જે સંદેશો કહ્યો હતો, તે સંદેશો લઇ સંજય જ્યારે હસ્તિનાપુરમાં આવ્યો, ત્યારે ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, અને અન્ય પાર્થિવો સભામાં બેઠા હતા. દુર્યોધન અન્ય રાજાઓ સાથે યુદ્ધની, વ્યૂહની, અને વિવિધ અસ્ત્રોની વાર્તા કરી રહ્યો હતો. સંજયે ધૃતરાષ્ટ્ર રાજાને પ્રણામ કર્યા, અને અંધરાજાની આજ્ઞા શિરે ધારવા ઉત્સુક બન્યો. પાંડવોના સમાચાર સાંભળવા જ્યારે અંબીકાસુતે ઈચ્છા દર્શાવી, ત્યારે સંજય બોલ્યો, "હે રાજન્, પાંડવો સંધિની તીવ્ર આકાંક્ષા રાખે છે. પણ જો આપના પુત્રને યુદ્ધ કરવાની જ વૃત્તિ હશે, તો પાંડવો તેને માટે પણ તૈયાર છે. તેમની યુદ્ધ સામગ્રી અપાર છે, તેમનો ઉત્સાહ અપરિમિત છે; જ્યારે ભીમસેન, અર્જુન, અભિમન્યુ, શ્રીકૃષ્ણ, સાત્યકિ, દ્રુપદ, ને વિરાટરાજા જેવા અતિરથીઓને મેં જોયા છે, ત્યારથી હે રાજન્, મને કૌરવોના વિજય માટે સંશય પડે છે. હજુ સમય વિચારી સંધિ કરવામાં આવશે, તો ભયંકર સંહાર થતો અટકશે."

સંજયનાં વચનો સાંભળી ભીષ્મ બોલી ઉઠયા, "દુર્યોધન, કૃષ્ણ અને અર્જુન, એ નારાયણ અને નરના અવતાર છે, તું એમની સ્હામે કદાપિ ફાવવાનો નથી. જ્યારે કેશવના હાથમાં શંખ ચક્ર ગદા જોઈશ, અને ભીમધન્વા અર્જુનના ભાથામાંથી સતત્ શરધારા નિહાળીશ, ત્યારે તને મારાં વચનોનું સત્ય સ્હમજાશે." ભીષ્મને આગળ બોલતા અટકાવી કર્ણ બોલી ઉઠયો, "હે ભીષ્મ, આપ હવે આગળ ન બોલશો. ક્ષત્રિય ધર્મને અનુસરનાર હોવાથી શત્રુઓની પ્રશંસા મારાથી નહીં સહેવાય. અર્જુનની શરધારાથી એટલા બધા આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી. હું એકલોજ અર્જુન સહિત સઘળા પાંડવોનો ક્ષણમાં સંહાર કરી નાંખીશ. આ મહોન્મત્ત અને વીર્યવાન નરેન્દ્ર મંડળમાં અમારા પ્રતિપક્ષી પાંડવોના શૌર્યની પ્રશંસા થાય, તેથી અમને અને આ મંડળને અપમાન થાય છે. માટે હવે આપ તો બોલવું રહેવા દ્યો!" કર્ણનાં આ ઉદ્ધત વચનો સાંભળી ભીષ્મ ક્રોધથી બોલી ઉઠયા, "હે મૂઢ, અમસ્થી બડાઈ મારવી રહેવા દે. પાંડવોની એક કળા જેટલી ચતુરાઈ તારામાં નથી. કૌરવો આમ અવદશાને પામ્યા છે, તે તારે લીધેજ. કૌરવકુળનો ક્ષય કરનાર તુંજ છે. વિરાટનગરમાં એકલા અર્જુન સાથે યુદ્ધ કરતી વખતે રણમાંથી બે વાર યુદ્ધ વિમુખ થનાર તુંજ કે બીજો કોઈ

હતો ? એકલા અર્જુનથી આમ હારીને તું ન્હાસી ગયો હતો, તો કેશવ સહિત પાંચે પાંડવો સ્હામે તું કેવી રીતે ટકી શકીશ ? ગંધર્વો સાથેનું યુદ્ધ પણ તું વિસરી ગયો હોય તેમ લાગે છે. આમ દરેક સમયે પાંડવોને હાથે પરાજય પામ્યા છતાં તું કિયા બળને આધારે અત્યારે ગર્વ કરે છે ?" દ્રોણે પણ ભીષ્મનાં વચનોને અનુમોદન આપ્યું.

ધૃતરાષ્ટ્ર સંજયને નીતિયુક્ત પ્રશ્નો પૂછવા લાગ્યો, "હે સંજય, બધા ભાઇઓ કેવી રીતે વર્તે છે ? ભેગા થયેલા રાજાઓની વૃત્તિ પાંડવો તરફ કેવી છે ? આખા સૈન્યનો ઉત્સાહ કેવો છે ? અને પાંડવો માટે અન્ય જનો શું બોલે છે ?" સંજયે ઉત્તર આપ્યો, "રાજન્, પાંડવોને અન્ય રાજાઓ દેવવત્ પૂજે છે. સૈન્યમાં ઉત્સાહ ઘણો છે. જો અત્યારેજ યુદ્ધ થાય, તો પ્રથમ આક્રમણ સમયેજ આખું હસ્તિનાપુર નાશ કરી નાંખે, તેવું બળવાન સૈન્ય એકત્રિત થયેલું છે. યુધિષ્ઠિરના સૌજન્યથી મદોન્મત્ત રાજાઓ સંયમમાં રહે છે." ધૃતરાષ્ટ્રે નિઃશ્વાસ મુકી કહ્યું, "મને બધા કરતાં ભીમસેનનો ઘણો ડર લાગે છે. સ્વપ્નમાં પણ હું તેને જોઇ ડરૂં છું. મારા પુત્રોનો સંહાર અવશ્ય તે કરશે, એમ મને લાગે છે. ન્હાનપણથી મારા પુત્રોને એ દમતો આવ્યો છે, ત્યારથીજ મને એના વિષે ચિંતા થાય છે." સંજયે કહ્યું, "મહારાજ, હવે નકામો વિલાપ શા માટે કરો છો ? દ્યૂતમાં કૌરવો 'જીત્યા જીત્યા' એમ બોલતા હતા તે સમયે તમેં બાળક પેઠે હસતા હતા. કૌરવોએ પાંડવોને અસહ્ય વચનો કહ્યાં, તે સમયે તમેં તેમની ઉપેક્ષા કરી; આખું રાજ્ય હરી લઇ પાંડવોને વનવાસ મોકલ્યા, ત્યારે તમેં કૌરવોનાં કૃત્યોનો અવરોધ કર્યો નહીં. પિતામહનું રાજ્ય પાંડવો પાછું માગે છે, ત્યારે અન્ય મિષ કાઢી સત્ય વાતની અવગણના કરો છો. હવે પાંડવોનો ભય દર્શાવી તમારા પુત્રોના નાશનો શોચ વૃથા કરો છો. તેમનો નાશ ભીમ અર્જુનને હાથે ચોક્કસ નિર્માયો છે."

પોતાની વિરુદ્ધ આમ બધાને બોલતા સાંભળી દુર્યોધન ધૈર્યથી કહેવા લાગ્યો, "રાજન્, તમેં લગારે ચિંતા ન કરશો. અમારે માટે તમેં નિશ્ચિંત રહેજો, અમેં અમારૂં કર્યું પાર પાડીશું. યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણ જેવાની સ્હામે યુદ્ધ કરતાં પાંડવોને ક્ષોભ થશે, અને તમારા કુળને નિર્મૂળ કરવા જેટલા ક્રૂર યુધિષ્ઠિર સુજનતાને લીધે નહીં થાય. યુધિષ્ઠિર ધર્માત્મા છે, તેથી તેઓ યુદ્ધમાં સ્હામે મોંઢે ઉભા રહેવાના નથી. નકુલ અને સહદેવ એ એમાં કાંઇ માલ નથી, અને અર્જુન એકલાને કર્ણ પોતાની પાસે રહેલી અમોઘ શક્તિના પ્રતાપથી જીતી શકશે. ભીમસેન સાથે ગદાયુદ્ધમાં હું ઉતરીશ, અને તેનો નાશ જોતજોતામાં કરી નાંખીશ. પછી ઇતર રાજમંડળને ભીષ્મ જીતી લેવા ક્યાં સમર્થ નથી ? પહેલાં ભીષ્મ એકલાએ જ બધા રાજાઓને જીત્યા હતા. આવા ભીષ્મ અને દ્રોણ જેવા પરાક્રમી વીર નરો આપણા પક્ષમાં છે, પછી આપણને

ભીતિ રાખવાનું કાંઈ કારણ છે જ નહીં. જો ભીષ્મ, દ્રોણ, વિગેરે પાંડવોનો પક્ષપાત ન કરતાં આપણાજ પક્ષમાં રહીને યુદ્ધ કરશે, તો મારી ખાત્રી છે કે પાંડવોને પરાજિત કરવા એ વિકટ કાર્ય નથી. માટે હે પિતાજી! તમેં નિશ્ચિંત રહો. નકામો ઉદ્વેગ ન કરો.”

પાંડવ પક્ષમાં કોણ કોણ છે, તેનો બધો વૃત્તાંત ધૃતરાષ્ટ્રે સંજયને પૂછયો. જ્યારે તેણે કૃષ્ણ, સાત્યકિ વિરાટ, દ્રુપદ, અને પાંચે પાંડવોનાં નામો સાંભળ્યાં, ત્યારે તેના દિલમાં કંપ ઉદ્ભવ્યો. પાંડવ પક્ષનો એક એક વીર કૌરવસૈન્યનો નાશ કરવા સમર્થ છે, એમ તેને લાગવા માંડયું. રણાંગણમાં કૌરવોનો વિનાશ મનમાં કલ્પવા લાગ્યો. તેણે દુર્યોધનને પ્રબોધક વચનોથી યુદ્ધના વિચારોમાંથી નિવૃત્ત થવા સમજાવવા માંડયો. તેણે કહ્યું, “દુર્યોધન, તું યુદ્ધ કરવાનો વિચાર કાઢી નાંખ, બધી વાર યુદ્ધથીજ લાભ થાય છે, એ તારો વિચાર યોગ્ય નથી. પાંડવોને તેમના પિતાનું અર્ધું રાજ્ય પાછું આપી દે, અને અર્ધું રાજ્ય તું શાન્તિથી ભોગવ. પાંડવો હજુ તારી સાથે સલાહ સંપથી રહેશે. પાંડવ કૌરવો સંપથી આખી પૃથ્વીનું રાજ્ય સંપાદન કરી શકશે. ભાઈ, મને આ સંહાર જોવો ગમતો નથી. ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અને આ અન્ય પાર્થિવોને યુદ્ધની વાત રૂચતી નથી. કેવળ તું જ યુદ્ધને માટે આટલો બધો તત્પર જણાઉં છું. હજુ મારૂં કહ્યું માન, અને પાંડવો સાથે સંધિની વાત કરી દે.” પોતાના યુદ્ધોત્સાહને મંદ કરી નાંખનાર પિતાની વાણી સાંભળી દુર્યોધન બોલવા લાગ્યો, “હે પિતાજી, યુદ્ધના પરિણામનો અત્યારે આવો વિચાર કેમ કરો છો? પાંડવો એવા તે શા સબળ છે, અને અમેં એવા તે શા નિર્બળ છીએ, કે આપ અમને મુવેલાજ સમજો છો? પાંડવ ઉપરના પક્ષપાતને લીધે જો કદાચ ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય ને કૃપાચાર્ય યુદ્ધવિમુખ થશે, તોપણ મને હાનિ થવાની નથી. મેં યુદ્ધનો આરંભ કરવામાં તેમની ગણના કરેલી જ નથી. હું, કર્ણ, અને દુઃશાસન આટલાજ પાંડવોને મારવા સમર્થ છીએ. યુધિષ્ઠિરને પશુ બનાવીને આંહી લાવીશું, ત્યારેજ તમને અમારા સામર્થ્યનો વિચાર આવશે. જ્યાં સુધી અમેં ત્રણ જણ યુદ્ધને માટે ઉત્સાહ ધરાવીએ છીએ, ત્યાં સુધી યુદ્ધવિમુખ થવાની અમારી લેશ પણ ઇચ્છા નથી. પાંડવોને હણીને કાં તો હું સમસ્ત પૃથ્વીનો ભોક્તા થઈશ, અથવા મને હણીને પાંડવો સમસ્ત વસુંધરા ભોગવશે; પણ મારા જીવતાં પાંડવો તસુભર પૃથ્વી ભોગવી શકશે નહીં. આ યુદ્ધને લીધે મારૂં ધન જાય, હું રાજ્યભ્રષ્ટ થાઉં, મારા પ્રાણ જાય, અરે, મારા આખા કુળનો ભલે સંહાર થઈ જાય, તોપણ હવે હું પાંડવો સાથે સંધિ કરવાનો નથી. આ મારો નિશ્ચય છે. આ પૃથ્વી કાં તો પાંડવો વિનાની થાય, કે કાં તો મારા વિનાની થાય. હવે

તમેં મને યુદ્ધવિરામની સલાહ ન જ આપશો. ”

દુર્યોધનનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે ઊંડો નિઃશ્વાસ મૂકયો. તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેણે ગદ્દગદ્દ સ્વરે કહ્યું, “ભાઈ, તારી મતિ વિપરીત થઈ છે. હવે હું તને કાળના મુખમાંજ જોઉં છું. તારા બાળપણ સમયે વિદુરની શિખામણ માની મેં તારો ત્યાગ ન કર્યો, તેનો મને હવે શોચ થાય છે. અરેરે, મારા કુળનો ક્ષય થઇ જશે ! સંગ્રામમાં પર્વત જેવા દુર્ધર્ષ મારા પુત્રોનો સંહાર થતો મારે જોવો પડશે ! ભીમસેનની ગદાના પ્રહારથી હણાતા મારા પુત્રોનાં દુ:ખ મારાથી કેમ જોવાશે ? ઓ દુર્યોધન, તું ખરેખરો કુલાંગારજ ઉત્પન્ન થયો છું. તું કુળનું નિકંદન કરાવીશ ત્યારેજ શાન્ત થઈશ. ભાઇ, મેં તો સારી આશાએ તને મોટો કર્યો હતો. મારી આશા હવે નષ્ટ થઈ છે. હાય ! હાય ! ” આમ કહી ધૃતરાષ્ટ્રે પોતાના લલાટ ઉપર હસ્તપ્રહાર કર્યા, અને ચોધાર આંસુએ રૂદન કરવા માંડયું. પિતાને આમ કલ્પાંત કરતા જોઇ દુર્યોધન પોતાના સહચરોને લઇને સભામાંથી ચાલ્યો ગયો. આખરે ભીષ્મ ને દ્રોણનાં વચનથી ધૃતરાષ્ટ્ર રાજાએ શાન્તિ ધારણ કરી. ધૃતરાષ્ટ્ર રાજા શાન્ત થયા, એટલે સંજયે શ્રીકૃષ્ણના આગમનના સમાચાર કહ્યા. શ્રીકૃષ્ણ કદાચ દુર્યોધનને સ્હમજાવી શકે એવી આશાએ ધૃતરાષ્ટ્ર શાન્ત થયો, અને શ્રીકૃષ્ણના સત્કાર માટે યોગ્ય વ્યવસ્થા કરવાની વિદુરને આજ્ઞા આપી તે પોતાના અંતઃપુરમાં ચાલ્યો ગયો. દુર્યોધનનાં અંતીમ નિશ્ચયી વચનો સાંભળી કૌરવોના વિનાશ માટે હવે તેને લેશ પણ શંકા રહી નહી. અન્ન ઉપરથી તેની રૂચિ ઉઠી ગઇ. નિદ્રા પણ તેનો ત્યાગ કરીને જતી રહી. રાત્રે સૂતે સૂતે એને કૌરવો અને પાંડવોના યુદ્ધનાજ વિચાર આવવા લાગ્યા. કવચિત્ ગાઢ નિદ્રામાં પડી જતાં તેને ભયંકર સ્વપ્નો આવવા લાગ્યાં. સ્વપ્નમાં તેણે દુર્યોધનના શિરને રખડતું જોયું, દુઃશાસનને ચીસ પાડતાં સાંભળ્યો, હસ્તિનાપુરમાં આગ લાગેલી દીઠી; કર્ણને ઘવાયેલો જોયો; ભીષ્મ અને દ્રોણ આદિને સ્વર્ગમાં ઉભેલા જોયા. આવાં આવાં સ્વપ્નોથી ધૃતરાષ્ટ્ર વારે વારે ત્રાસ પામતો હતો, અને કેટલીક વાર ભયંકર ચીસ પાંડી ઉઠતો. ગાંધારીએ તેને આશ્વાસન આપ્યાં કર્યું, પણ કુળક્ષયને હવે પ્રત્યક્ષ દેખતો ધૃતરાષ્ટ્ર કશાથી શાન્ત થયો નહીં.

પાંડવોના શિબિરમાં શ્રીકૃષ્ણ વિષ્ટિને માટે તત્પર થઇ પાંડવોની આજ્ઞા લેવા યુધિષ્ઠિર પાસે આવ્યા. આ સમયે યુધિષ્ઠિર પોતાના ચારે ભાઇઓ અને દ્રૌપદી સાથે બેસી યુદ્ધના વ્યૂહની વાતો કરતા હતા. શ્રીકૃષ્ણને આવેલા જોઇ પાંડવોએ તેમને અર્ઘ્યાદિથી સત્કાર્યા. યુધિષ્ઠિર તથા ભીમસેનને પ્રણામ કરી શ્રીકૃષ્ણ પોતાના આસન ઉપર બેઠા, એટલે યુધિષ્ઠિરે તેમને કહ્યું, “ભગવન્, તમેંજ પાંડવોના આધાર છો. અમારી સદ્દગતિનો આધાર પણ હે કેશવ ! તમેંજ છો. ” શ્રીકૃષ્ણ

બોલ્યા, "ધર્મરાજ, તમેં જેમ કહેશો તે પ્રમાણે વર્તવા હું તત્પર છું. પાંડવોનું હિત તે મારૂં જ હિત છે, માટે મને આજ્ઞા આપો." યુધિષ્ઠિર સજળ નયને વાસુદેવ તરફ જોઇ રહ્યા, અને બોલ્યા, "કેશવ, તમેં સંજયનો સંદેશો સાંભળ્યો છે. દુર્યોધન અમને રાજ્ય આપવા સ્પષ્ટ ના કહે છે, અને અમને રાજ્યમાંથી નિવૃત્ત થવાનો સંદેશો મોકલે છે. આવા સંદેશાને લીધે અમારે કૌરવો સાથે યુદ્ધ કર્યા શિવાય છૂટકો જ નથી. ધૃતરાષ્ટ્રના વચનને શિરસાવંદ્ય ગણી અમે ઘણાં કષ્ટ વેઠી તેર વર્ષ વનવાસ સેવ્યો. અમેં અમારો ધર્મ યથાર્થ પાળ્યો, પણ લોભી રાજા હવે પોતાનો ધર્મ સમજતા નથી. પુત્રના લોભને વશ થઇ, હે જનાર્દન ! તે અમારી સાથે અધર્મથી વર્તે છે. કેવળ પાંચ ગામ આપવાનાં કહ્યાં, તેવી જુજ યાચના પણ તેણે સ્વીકારી નથી. કેશવ, જો કૌરવો તમારી વિષ્ટિને માન્ય રાખે, તો અમારે યુદ્ધને માટે લગારે આગ્રહ નથી. આ ક્ષત્રિયોનો સંહાર થતો જોવા અમેં ઇચ્છા રાખતા નથી. અમેં શાન્તિથી અમારૂં રાજ્ય ભોગવીએ, એજ અમારી તીવ્ર ઇચ્છા છે. તમેં કૌરવ સભામાં જઇને અમારા વિચાર પ્રકટ કરજો, અને યુદ્ધ અટકે તેવા ઉપાય યોજશો. અમને માત્ર પાંચ ગામ આપશે તોપણ અમે યુદ્ધ કરવાના નથી. તમેં અમારા ભાઈ છો, સખા છો, તેથી તમેં અમારે માટે જે કરશો તે અમને પ્રિય જ થઈ પડશે. અમારા હિતની જે કાંઈ વાત તમને યોગ્ય લાગે તે નિઃસંદેહ કહેજો. હિત કહેતાં અધર્મ થાય, તોપણ હે કેશવ, તમેં અવશ્ય હિત થાય તેમજ કરજો."

યુધિષ્ઠિરનાં આવાં વચન સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા, "હે રાજન, સંજયનાં વચનો આપણે બધાએ સાંભળ્યાં. તેમનો અને તમારો અભિપ્રાય હું જાણું છું. તમારી બુદ્ધિ ધર્મમાં છે, અને તેમની વૈરાધીન વૃત્તિ છે. યુદ્ધ કર્યા શિવાય જે મળે તે ઘણું માની લેવું, એમાંજ ડહાપણ છે. તમારા હિતને માટે હું કૌરવો પાસે જઈશ, અને તેમને સ્હમજાવવા પ્રયત્ન કરીશ; અને તે છતાં પણ જો તેઓ નહીં માને, તો પછી તેમને યુદ્ધમાં હણવા એજ ધર્મ છે. પરૂષ શબ્દોમાં હું કૌરવોની અવગણના કરીશ. ધૃતરાષ્ટ્ર અને અન્ય પાર્થિવોને પણ મારે કહેવું પડશે. તેમનાં લક્ષણો અને સ્વભાવ જોઇ લઇશ, અને જો યુદ્ધમાંજ તેમની વૃત્તિ હશે, તો હું તુરત પાછો આવીશ. અત્યારે અમાંગલિક શુકનો થાય છે, તેથી મને લાગે છે કે કૌરવો સમજવાના નથી."

શ્રીકૃષ્ણની વાણી સાંભળી ભીમસેન બોલ્યો, "કેશવ, કૌરવોની સાથે યુદ્ધ કરવાને માટેજ અમેં ઉદ્યુક્ત છીએ એમ નથી. કેવળ રાજ્યભાગ માટે અમારે મહાન સંહાર કરવો નથી. કૌરવો જો તમારી વિષ્ટિથી સમજે તો યત્ન કરજો. અમને કેવળ પાંચ ગામ આપશે, તો પણ અમેં સંતોષથી રહીશું." ભીમસેનનાં આવાં શાન્ત અને સંધિપ્રિય વાક્યો સાંભળી વાસુદેવ આશ્ચર્ય પામ્યા.

તેમણે કહ્યું, "ભીમસેન, તમારા મોંમાંથી આવાં વાકયો સંભવતાં નથી. દ્રૌપદીનાં વસ્ત્ર હરણ સમયે ઉદ્ભવેલો તમારો કોપ કયાં ગયો? બાલપણથી દુર્યોધનની સાથે રહીને તમે જે વૈરવૃત્તિ પોષી છે, તે હવે કયાં અદૃશ્ય થઈ? દુઃશાસન અને દુર્યોધનનો રણમાં સંહાર કરી નાંખવાની તમારી ઘોર પ્રતિજ્ઞા શું તમે વીસરી ગયા? શુ તમને કૌરવોનો ભય લાગે છે?" ભીમસેને કહ્યું, "હે કેશવ, યુદ્ધમાં ન્યાય અન્યાયનો નિર્ણય થઇ શકતો નથી. વળી કૌરવોના પક્ષમાં એટલા બધા સબળ પાર્થિવો છે કે મને ભીતિ રહેછે કે કદાચ અમે પરાજીત થઇયે." અર્જુને પણ ભીમસેનનાં વચનને સંમતિ આપી. તેણે કહ્યું, "હે કેશવ, કૌરવોની સાથે મિત્રતા થાય તેમ કરજો. યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે કૌરવોની સાથે અમારે બદલે તમે સંધિ કરજો." નકુળ અને સહદેવે પણ કૌરવો સાથે સંધિ કરવા ઉત્સુકતા દર્શાવી.

પાંચે ભાઈઓને ધર્મ અને હિતની આમ વાતો કરતા જ્યારે પાંચાલીએ સાંભળ્યા, ત્યારે તેનું ક્ષાત્રરક્ત સતપ્ત થઈ ગયું. પાંડવો ઉપર તેને ઘણો રોષ ચઢયો. ભીમસેન જેવા ઉગ્ર સ્વભાવવાળા વીર નરને સંધિ અને શાન્તિપ્રિય વાત કરતાં સાંભળી તેના દિલમાંથી ક્રોધની ભયંકર જવાળાઓ નીકળવા લાગી. તેની આંખમાં આંસુ આવી ગયાં. ધીમે ધીમે કેશવને પાંચાલી કહેવા લાગી, "મધુસૂદન, પાંડવો રાજ્યસુખથી કેમ ભ્રષ્ટ થયા, અને આવી અપમાન-કારક દશાએ કેવી રીતે પહોંચ્યા, તે તમે જાણો છો. ધૃતરાષ્ટ્રના પુત્રે અમાત્યો સાથે ગુપ્ત મંત્ર કરી સંજય દ્વારા જે કહેવડાવ્યું, તે તમે સાંભળ્યું. યુધિષ્ઠિરે જે કહ્યું તે પણ તમે જાણ્યું. માત્ર પાંચ ગામની યાચના દુર્યોધને સ્વીકારી નથી; દુર્યોધને અમારી આટલી પણ યાચનાનો સ્વીકાર કર્યો નથી, તે તમે જાણો તો છો. કૃષ્ણ, હવે તો રાજ્ય આપ્યા વિના દુર્યોધન સંધિ કરવા ઇચ્છે, તો તમે કોઈપણ પ્રકારે તેની સાથે સંધિ કરશો જ નહીં. સંજયો સહિત પાંડવો ધાર્તરાષ્ટ્રના સૈન્યને હરાવવા સમર્થ થશે. સામ અને દામથી જે ન સમજે, તેને તો દંડ દેવોજ ઉચિત છે. મધુસૂદન, કૌરવો ઉપર કદાપિ કૃપા કરશો નહીં. કૌરવો પ્રતિ તો મહાદંડ યોજવો ઘટે છે. અવધ્યનો વધ કરવાથી જેમ દોષ થાય છે, તેમ હે જનાર્દન, વધ્યનો નાશ ન કરવાથી પણ દોષ ઉદ્ભવે છે. હે કેશવ, હું ફરીથી તમને વિશ્વાસ રાખીને કહું છું, તે સાંભળો. આ પૃથ્વીમાં મારા જેવી સીમંતિની બીજી કઇ હશે? હે કેશવ, હું તો દ્રુપદ રાજાની પુત્રી, અને તેયે તે વેદિમાંથી ઉત્પન્ન થયેલી; ધૃષ્ટદ્યુમ્નની બહેન, અને હે કૃષ્ણ! તમારી પ્રિય સખી; વળી પાંડવોની રાજમહિષી, અને મહા પરાક્રમી પાંડુ રાજાની કુલવધુ; મારી આવી ગૌરવશાળી સ્થિતિ હોવા છતાં હે કેશવ, મારા કેશ ખેંચાયા; સભામાં મને પાદપ્રહાર કરવામાં આવ્યા; પાંડુ પુત્રોના દેખતાં, અને તમારા જીવતાં મારી આવી દશા કરવામાં આવી; મને પાપીઓએ સભા મધ્યે 'દાસી' કહીને

બોલાવી. આવે સમયે પાંડવોમાં લેશપણ અમર્ષ જણાયો નહીં. 'હે ગોવિંદ, મને બચાવો,' એમ મારે વારે વારે પોકારવું પડયું. ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર જેવાની હું કુળવધુ હોવા છતાં બળાત્કારે દાસી તરીકે મારા તરફ વર્તન ચલાવવામાં આવ્યું. હાય! હાય! પાર્થની ધનુર્વિદ્યાને ધિક્કાર છે! ભીમસેનનું બળ ફાટી પડો!! હે કૃષ્ણ, શું હજુયે દુર્યોધન જીવે છે? મારા આવા ઇંદ્ર સમાન વર્ચસ્વી પાંચ પતિ હોવા છતાં આવા પાપીઓ ક્ષણવાર પણ જીવતા કેમ રહ્યા? જો તમને મારી દયા આવતી હોય, તો તમે ધાર્તરાષ્ટ્રો સાથે સંપૂર્ણ કોપથી વર્તજો." આટલું કહી દ્રૌપદીએ પોતાનો મૃદુ કેશકલાપ વામ હસ્તમાં લીધો. કાળા, સુંદર, દીર્ઘ, સુવાસિત, અને મનોહર કેશકલાપને એક હાથે શ્રી-કૃષ્ણને બતાવતી પાંચાલી આંખમાં આંસુ સાથે બોલવા લાગી, "કૃષ્ણ, આ કેશકલાપ જોયો કે? દુઃશાસનના હાથે આ કલાપ ખેંચાયો હતો, તે વિસરશો માં! સંધિ કરતી વખતે મારા આ કેશકલાપને સંભારજો હો! જો પાંડવોને સંધિ કરવી હશે, તો મારા વૃદ્ધ પિતા, મારો મહારથી ભાઇ ધૃષ્ટદ્યુમ્ન, અને મારા પાંચ પુત્રો અભિમન્યુને આગળ રાખીને યુદ્ધ કરશે, અને મને થયેલા અપમાનનું વેર લેશે. દુષ્ટ દુઃશાસનનો હાથ કપાઇને ધુળમાં રગદોળાશે નહીં, ત્યાં સૂધી મને શાન્તિ ક્યાંથી થાય? તેર તેર વર્ષ સુધી મેં વૈરનો પ્રતિકાર કરવાની રાહ જોઈ છે. હવે એ સમય આવી પહોંચ્યો છે. હવે તો મારા દિલમાં ક્રોધનો અગ્નિ વ્યાપી ગયો છે. મારૂં હૃદય ચીરાઈ જાય છે. હાય, હાય! અત્યારે મારા ભર્તાઓને નિર્માલ્ય સંધિની વાત કરતા સાંભળી મારૂં કાળજું ચીરાઈ જાય છે!" આટલું કહેતામાં પાંચાલીનો કંઠ રૂંધાઇ ગયો, તેની આંખમાં ક્રોધની રક્તતા વ્યાપી ગઇ. આંખે બે હાથ દઇને તેણે ધ્રૂસકે ધ્રૂસકે રૂદન કરવા માંડયું.

અકળાઇ ગયેલી દ્રૌપદીને શાન્ત પાડી, તેને આશ્વાસન આપતાં શ્રીકૃષ્ણે કહ્યું, "તું અલ્પ સમયમાં કૌરવોની સ્ત્રીઓને રૂદન કરતી જોઇશ. આટલું બધું કલ્પાંત કરવાનું કે સંક્ષુબ્ધ થવાનું તારે કાંઇ કારણ નથી. જેમને માટે તારો ક્રોધ ઉદ્‌ભવ્યો છે, તેઓ થોડા સમયમાં નાશ પામશે. ભીમ અને અર્જુનની સાથે રહીને હું જ તેમનો ક્ષય કરાવીશ. કૌરવોનો સમય પૂરો થયો છે. તેઓ મારૂં કહેવું માનવાના નથી, અને પાકેલા ફળની માફક પૃથ્વી ઉપર પડી નાશ પામશે. હે પાંચાલિ, હું તને સત્ય કહું છું, તું અશ્રુપાત ન કરીશ. તારા શત્રુઓનો નાશ કરી તારા પતિ થોડા જ સમયમાં રાજ્ય પ્રાપ્ત કરશે."

પાંચાલીને શાન્ત કરી, સર્વની અનુજ્ઞા લઈ શ્રીકૃષ્ણે રથમાં બેસી હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં શ્રીકૃષ્ણને ઘણા ઉલ્કાપાતો જણાવા લાગ્યા. સૂર્યાસ્ત થતાં કેશવે વૃકસ્થળમાં નિવાસ કર્યો. જનાર્દનને વૃકસ્થળમાં આવ્યા જાણી તે સ્થળનાં ભાવિક જનો તેમનું અર્ચન કરવાને તથા તેમનાં દર્શન કરવાને

તેમના નિવાસ સ્થાનમાં આવ્યાં. તેમણે શ્રીકૃષ્ણનું અર્ઘ્યાદિથી આતિથ્ય કર્યું. ભાવિક જનોના આતિથ્યનો સ્વીકાર કરી શ્રીકૃષ્ણે ત્યાંથી દૂતને હસ્તિનાપુર પોતાના આગમનના સમાચાર કહેવા મોકલ્યો.

# પ્રકરણ ૩૭ મું.

## શ્રીકૃષ્ણનો નિષ્ફળ પ્રયાસ.

હસ્તિનાપુરમાં શ્રીકૃષ્ણના આગમનના સમાચાર દૂત મારફતે ધૃતરાષ્ટ્રને મળ્યા, એટલે તેણે સભામંડપ, રાજદ્વાર અને રાજપ્રાસાદો સુશોભિત કરવાનું કાર્ય વિદુરને સોંપ્યું. વિવિધ રત્નોથી સભામંડપ શણગારવામાં આવ્યો, સભામંડપમાં એક રત્નજડિત આસન શ્રીકૃષ્ણને માટે ગોઠવવામાં આવ્યું. પ્રાસાદનાં ઉદ્યાનોમાંથી સુશોભિત અને સુગંધીદાર પુષ્પો લાવી તેના સુંદર હાર બનાવવામાં આવ્યા. પ્રાંગણોના માર્ગોને સુંદર પુષ્પોથી આચ્છાદિત કરવામાં આવ્યા હતા. શ્રીકૃષ્ણને આવવાનો હસ્તિનાપુરનો રાજમાર્ગ પણ સુગંધીદાર પુષ્પરજથી આચ્છાદિત અને સુશોભિત કરવામાં આવ્યો હતો. નગર જનો પણ 'શ્રીકૃષ્ણ આવે છે' એમ જાણી વિવિધ તર્કવિતર્ક કરતા કરતા શ્રીકૃષ્ણ તરફ પ્રેમ દર્શાવવા પોતાનાં ભવનો શણગારવા લાગ્યા. તોરણો અને વિજયપતાકાઓથી આખું હસ્તિનાપુર ફરફરવા લાગ્યું. શ્રીકૃષ્ણના આગમનના સમાચારથી યુદ્ધનો ભય વિસારે પડયો, અને કૃષ્ણ—આગમનના વૃત્તાંતને લીધે વિઘ્નમય ઉત્સાહ નગર જનોમાં ફેલાયો. શ્રીકૃષ્ણના આગમનને લીધે નગરજનો અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા. કેટલાકને કૌરવ પાંડવ વચ્ચે સંધિ થવાનો સંભવ જણાયો, કોઇને વાસુદેવના દૂતકાર્યમાં છલનો આભાસ થયો, આમ પોતપોતાની મતિ અનુસાર હસ્તિનાપુરમાં તર્ક નદીનાં પૂર ઉભરાવા લાગ્યાં.

દુર્યોધન આ સમયે વિપરીત પ્રપંચ રચવામાં વ્યગ્ર થયો હતો. શ્રીકૃષ્ણ ધનને વશ થઈ પાંડવોનો પક્ષ ત્યજી દે, એવો લેશ પણ સંભવ નહોતો, તેથી જનાર્દનને અન્ય યુક્તિથી પાશબદ્ધ કરવાનો તેણે વિચાર કર્યો. જ્યાં સૂધી શ્રીકૃષ્ણ પાંડવો પાસે હોય, ત્યાં સૂધી પાંડવ પક્ષ સબળ હતો, એમ દુર્યોધન સમજી ગયો હતો, તેથીજ

પાંડવોને શ્રીકૃષ્ણથી વિખુટા પાડી પછીથી તેમની સાથે યુદ્ધ કરવાનો તેણે વિચાર કર્યો. પણ મૂઢમતિ એટલુંયે ન સમજ્યો, કે સમસ્ત વિશ્વને સરજનાર, પાળનાર, ને સંહાર કરનાર શ્રીકૃષ્ણ એના જેવા પામરથી પાશબદ્ધ થાય તેવા નહોતા. શ્રીકૃષ્ણના સામર્થ્યનો તેને વિચાર પણ ન આવ્યો. વિનાશ કાળ સમીપ પ્રવર્તે છે, ત્યારે મનુષ્યની બુદ્ધિ એવી તો જડ બની જાય છે કે જેનો વિચાર કરતાં સામાન્ય મનુષ્યને કંપ છુટે, તેવાં કૃત્ય કરવા તે પ્રેરાય છે, અને હાથે કરીને વિનાશનું નિમિત્ત બને છે. શ્રીકૃષ્ણની દૈવી સંપત્તિના અનેક ચમત્કારો દુર્યોધને અનુભવ્યા હતા, છતાંયે વિનાશકાળે તેનું ભાન ભૂલાવ્યું, અને વાસુદેવને પાશબદ્ધ કરવાનો તેણે ગુપ્ત સંકેત રચ્યો. શ્રીકૃષ્ણના વાગ્વિલાસથી ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, અને અન્ય પાર્થિવો પોતાનો પક્ષ ત્યજી દે એવી દુર્યોધનને ભીતિ હતી. જો એમ થાય, તો પાંડવો સામે ઉપસ્થિત કરેલો વૈર પ્રસંગ નિરર્થક ચાલ્યો જાય, અને પાંડવોને રાજ્ય-ભાગમાંથી અંશ પણ નહીં આપવાનો પોતાનો નિશ્ચય પડી ભાગે, એમ વિચારી દુર્યોધને દુષ્ટ વિચારો કર્યા. સમસ્ત વિશ્વવ્યાપક શ્રીકૃષ્ણને એકલે હાથે પાશબદ્ધ કરવાનું સ્હેલું કાર્ય ગણી અને પોતાનો સંકેત પાર પડશે એમ માની, મનમાં મલકાતો દુર્યોધન પોતાની દુષ્ટતાના પ્રવાહમાં સ્વબળથી ભયંકર વાંમો ભરી આગળ વધવા લાગ્યો.

શ્રીકૃષ્ણના ઐશ્વર્યને સારી પેઠે સમજી ગયેલા ભીષ્મ, દ્રોણ, વિદુર એ બધા ધૃતરાષ્ટ્ર રાજા સાથે સભામંડપમાં એકઠા થયા. દુર્યોધનના દુષ્ટ સ્વભાવની તેમને ખબર હતી. તેથી એ રખેને અવિનય આદરે, એ ભયથી ભીષ્માદિએ ધૃતરાષ્ટ્રની આગળ સભામંડપમાં દુર્યોધનને બોલાવ્યો. એ આવ્યો એટલે વિદુર બોલ્યા, "ભાઈ દુર્યોધન, શ્રીકૃષ્ણ આંહી વિષ્ટિ માટે પધારે છે. હવે અમારી આ છેલ્લી ઈચ્છાને માન આપ. પાંડવો સાથે સંધિ કરવાનો આ ઉત્તમ લાગ છે: માટે અમારી શિખામણને હૃદયમાં ધારી આ વખત સંધિ કરવાનું ચુકીશ નહીં." દુર્યોધન ક્રોધથી બોલી ઉઠ્યો, "તમે બધા મને વારે વારે સંધિની વાતો કર્યા કરો છો, પણ હવે હું તમારી કોઈની સલાહ માન્ય રાખવાનો નથી. વાસુદેવને જોઈએ તો આખું રાજ્ય આપી દઉં, પણ પાંડવોને તો તસુભર પૃથ્વી આપવાનો નથી. હવે વિગ્રહ શરૂ થયો છે, તો તે સંપૂર્ણ થયા વિના મને શાન્તિ વળવાની નથી." દુર્યોધનનાં આવાં વચન સાંભળી ભીષ્મ બોલ્યા, "દુર્યોધન, તારી મતિ જડ થઈ છે. હવે તને વધારે કહેવામાં કાંઈ લાભ નથી. પણ શ્રીકૃષ્ણ સાથે વિનયથી વર્તજે; તેમની સાથે કોપ કરીશ નહીં. કેશવ જો કોપ કરશે, તો યુદ્ધ વિના જ તમારો બધાનો નાશ થઈ જશે."

હલાહલ વિષની જેવી અસર થાય તેવી અસર ભીષ્મનાં વચન સાંભળી દુર્યોધનને થઈ. એના મનમાં હંમેશાં

એમજ થતું કે પાંડવો તરફ ભીષ્મનો પક્ષપાત હોવાને લીધેજ તે પોતાનો દોષ વારે વારે જુએ છે. ભીષ્મનાં વચન સાંભળી દુર્યોધન બોલ્યો, “પિતામહ, તમારી સૂચના અનુસાર અમારાથી વર્તન થઇ શકશે નહીં. કેશવને લીધે જ પાંડવો સશક્ત છે, તેથી તેમને પાશબદ્ધ કરીને હું પાંડવ પક્ષને નિર્બળ બનાવીશ. અમારાં વચનનો અનાદર કરી જો શ્રીકૃષ્ણ કોપાયમાન થશે, તો અમે તેમને ચોકકસ પાશબદ્ધ કરી દઇશું. કેશવ અને પાંડવોના સામર્થ્યથી તમે એટલા બધા અંજાઈ ગયા લાગો છો, કે તમે સર્વ કાળે અમારો વિનાશજ થયેલો જુઓછો.”

દુર્યોધનનાં આવાં ઘોર વચનો સાંભળી સભામાં બેઠેલા બધા સ્તબ્ધ થઈ ગયા. એની દુષ્ટતા નિઃસીમ હતી, એમ એમને સ્પષ્ટ જણાયું. આખરે અકળાઈને ધૃતરાષ્ટ્ર બોલ્યા, “ધિક્કાર પડયો તારા જીવનમાં, મૂઢ, તને દૂતધર્મનું યથાર્થ જ્ઞાન જ કયાં છે? તને ખબર છે કે કૃષ્ણ તો આંહી દૂત થઇને આવે છે. વળી આપણા એ સંબંધી છે, અને આપણને પ્રિય છે. એમને કૌરવો પ્રતિ લેશ પણ દ્વેષ નથી, તો એમને પાશબદ્ધ થાય જ કેમ?” ભીષ્મે કહ્યું, “હે ધતરાષ્ટ્ર, આ તારો પુત્ર મરણના મુખમાં છે. એ ક્ષણમાં હતો નહતો થઈ જશે. જે ક્ષણે એ શ્રીકૃષ્ણને પાશબદ્ધ કરવા જશે તેજ ક્ષણે તેનો વિનાશ થઈ જશે. પાંડવોની સાથે યુદ્ધનો સમય તો હજુ દૂર છે, પણ તે પહેલાં;આ ગતપ્રાણ થઇ જવાનો છે.” આમ કહી ભીષ્મ ત્વરાથી સભાનો ત્યાગ કરી ચાલ્યા ગયા. ભીષ્મપિતા ગયા પછી બીજા બધાને જવા અનુજ્ઞા આપી ધૃતરાષ્ટ્ર ખિન્ન થઈ આંસુ સારતો બેસી રહ્યો.

પ્રાતઃકાળે સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ શ્રીકૃષ્ણે હસ્તિનાપુર પ્રતિ પ્રયાણ કર્યું. તેમની સાથે સાત્યકિ સૈન્ય લઈ આવ્યો હતો. મધ્યાહ્ને શ્રીકૃષ્ણ હસ્તિનાપુરની સમીપમાં આવી પહોંચ્યા. ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વિદુર વિગેરેએ તેમના સત્કારને માટે યોગ્ય વ્યવસ્થા કરી હતી. હસ્તિનાપુરની પ્રજા પણ શ્રીકૃષ્ણને સત્કારવા માટે નગર બહાર નીકળી હતી. સ્ત્રીઓ પોતપોતાના ઘરની અટારીઓ ઉપર બેસીને શ્રીકૃષ્ણનાં દર્શન કરવાને ઉત્સુક બની હતી. પોતાના સત્કારને માટે શણગારેલા હસ્તિનાપુરની લીલા મંદમંદ સ્મિતથી જોતા જોતા શ્રીકૃષ્ણ ધીરે ધીરે રાજમાર્ગ ઉપરથી પોતાનો રથ હંકાવી ધૃતરાષ્ટ્રના દરબારમાં આવી પહોંચ્યા. સભામાં આવી સહુ પાર્થિવોને મળી ધૃતરાષ્ટ્રની સૂચનાથી પોતાને માટે નિર્મિત કરેલા આસન ઉપર તેઓ વિરાજ્યા. ધૃતરાષ્ટ્રના પુરોહિતે તેમનું મધુપર્કથી પૂજન કર્યું, અને શ્રીકૃષ્ણે મંદ સ્મિતથી તે પૂજન સ્વીકાર્યું. સંબંધીની પદ્ધતિ પ્રમાણે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્ર સાથે કેટલીક કૌટુંબિક વાતચિત કર્યા પછી, તેઓ વિદુરની સાથે તેને ભવન પધાર્યા. વિદુરની સાથે પાંડવો સંબંધે વાતચિત થયા પછી અપરાહ્ને શ્રીકૃષ્ણ કુંતીને મળવા સીધાવ્યા.

શ્રીકૃષ્ણને જોતાંજ કુંતીના આટલા દિવસના ધૈર્યના બંધ તુટી ગયા, ને તેમણે મોકળે મોઢે રોવા માંડયું. શ્રીકૃષ્ણે તેમનું સાન્ત્વન કર્યું, અને ધીરજ આપી. કુંતીને ધીરજ આપતાં શ્રીકૃષ્ણે પાંડવોના કુશળ સમાચાર કહ્યા. કુન્તીએ કહ્યું, "હે કેશવ, મારા રાજવંશી પુત્રોએ ઘણાં કષ્ટો સહ્યાં. સિંહાસન ઉપર અમર સ્થાન ભોગવે એવા મારા સુકુમાર પુત્રો વન વન રઝળ્યા; ટાઢ, તડકો, વરસાદ, બધું વઠયું; ઘોર અરણ્યો સેવ્યાં, અને હવે પોતાનો રાજ્યભાગ પાછો માગે છે, ત્યારે કૌરવો આમ અનીતિથી તેમને કાંઇ આપતા નથી. હે કેશવ, તમારૂં કાંઇ અજાણ્યું નથી. આવા દુઃખમાં પણ મારા પ્રતાપી પુત્રોનાં આરોગ્ય અને સ્વાસ્થ્ય સાચવનાર તમેજ છો. તમેજ તેમને વિજય અપાવશો. પાંડવોના પ્રતાપી પિતા મરણ પામ્યા, ત્યારથી અમો નિરાધારના આધાર તમે એકલાજ થયા છો. મારી બિચારી સુકુમારી કુળવધુ દ્રૌપદી પણ મારા પુત્રો સાથે રહી ઘણી દુઃખી થઈ. અરેરે, કેશવ, એ તો દ્રુપદ રાજતનયા, અને પ્રતાપી પાંડુરાજાની કુળવધુ ! તેણે તે અરણ્યસેવન કેમ સહ્યાં હશે ! એ સમય સંભારૂં છું, ત્યારે મારૂં કાળજું કપાઈ જાય છે. હાય ! હાય ! મેં અને મારા પુત્રોએ એવાં તે શાં કુકર્મો કર્યાં હશે, કે ધર્મથી વર્તવા છતાં તેઓ બિચારા આમ નિરાધાર થઈને રખડે છે, અને અધર્મમાં રહેનારા કૌરવો સુખ વૈભવ ભોગવે છે ! "

કુંતી આટલું બોલી ગળગળાં થઇ ગયાં. તેમની આંખમાં આંસુ ઉભરાયાં. શ્રીકૃષ્ણે તેમને આશ્વાસન આપતાં કહ્યું, "હે ફોઇ, પાંડવો કુશળ છે. તમે તેમના વિષે લગારેય ચિંતા કરશો નહીં. વનવાસમાં તેઓ દુઃખી થયા એ વાત ખરી, પણ એકંદરે વનવાસ તેમને ઘણો લાભકારક થઇ પડયો છે. વનવાસને લીધેજ તેઓ આ યુદ્ધમાં કૌરવોનો પરાજય કરી શકશે. વનવાસ ન ભોગવ્યો હોત, તો અર્જુનને દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ થાત જ નહીં. માટે હવે તમે ધીરજ ધરો. થોડા જ સમયમાં પાંડવો પુનઃ રાજ્ય પ્રાપ્ત કરશે અને તમે તેમને સુખી જોશો. કાળની ગતિ વિચિત્ર છે. હરેકે તેનેજ અનુસરીને ચાલવું જોઇએ." શ્રીકૃષ્ણનાં વચનથી કુંતીને શાન્તિ મળી. પછી કુંતીની રજા લઇ શ્રીકૃષ્ણ દુર્યોધનના ભવનમાં ગયા.

રત્નજડિત હિંદોલા ઉપર દુર્યોધન મંદ મંદ હિંચી રહ્યો હતો, અને પાસેના મંચકો ઉપર દુઃશાસન, કર્ણ અને શકુનિ બેઠા બેઠા ગુપ્ત મંત્ર કરતા હતા. કેશવને દીઠા એટલે દુર્યોધને ઉભા થઈ તેમનો સત્કાર કર્યો, અને તેમનું યથાવિધિ પૂજન કર્યું, પણ શ્રીકૃષ્ણે તેના પૂજનનો સત્કાર ન કર્યો. દુર્યોધને અમૃત સમી વાણીથી કેશવની કુશળતાના સમાચાર પૂછયા, અને ભોજનને માટે આમંત્રણ કર્યું. પણ જ્યારે કેશવે તેના આમંત્રણને સ્વીકાર્યું નહીં, ત્યારે દુર્યોધન બોલ્યો, "હે કેશવ, તમારે માટે આ બધું મિષ્ટાન્ન વિગેરે તૈયાર છે. તમે તેનો સ્વીકાર

શા માટે કરતા નથી ? તમે બંને પક્ષને સરખા ગણો છો, અને બંને પક્ષને તમે સહાય આપી છે. તમે બંને પક્ષના હિતમાં રાજી છો, વળી બંનેના સંબંધી છો, તેમ છતાં અમારા આ સત્કારને તમે શા માટે સ્વીકારતા નથી ?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "દુર્યોધન, દૂતનો ધર્મ એ છે કે પોતાનું કાર્ય પાર ન પડે ત્યાં સુધી પ્રતિપક્ષ પાસેથી કાંઇ પણ ગ્રહણ ન કરવું. અત્યારે હું પાંડવોના દૂત તરિકે જ આંહી આવેલો હોવાથી કૌરવો પાસેથી મારાથી ધર્મ રીતે કાંઇ પણ સ્વીકારાય નહીં. પ્રીતિ કે આપત્તિ એ બેને લીધેજ ભોજનનો સ્વીકાર થાય છે. હું પ્રીતિથી આંહી આવેલો નથી, તેમજ અત્યારે હું આપત્તિમાં પણ નથી. પાંડવોમાં મારો ઐકાત્મ્ય-ભાવ થયેલો છે. દુષ્ટ લોકોનું અન્ન જમવું એ પાતક છે. તમે વિના કારણે જન્મથીજ પાંડવો સાથે દ્વૈષભાવ રાખો છો, તેથી તમારે ત્યાં અન્ન જમવું એ મારે માટે અત્યારે કેવળ અધર્મ છે. કાલે સ્હવારે સભામાં જે પરિણામ આવશે, તે જોયા પછી હું તમારે ત્યાં અન્નજળ લેવાની ઇચ્છા રાખીશ." આમ કહી શ્રીકૃષ્ણ ત્વરાથી દુર્યોધનના આવાસમાંથી ચાલ્યા ગયા. કેશવના આવા વર્તનથી દુર્યોધનને ઘણો રોષ ચઢયો, અને પોતાની નીચ યુક્તિને આચારમાં મૂકવા તેણે દૃઢ નિશ્ચય કર્યો. દુઃશાસન, કર્ણ અને શકુનિએ દુર્યોધનના આ નિશ્ચયને વધાવી લીધો, અને બીજા દિવસના પ્રાતઃકાળની તેઓ આતુરતાથી રાહ જોવા લાગ્યા.

દુર્યોધનના ભવનમાંથી પાછા ફરી શ્રીકૃષ્ણ વિદુરના આવાસમાં આવ્યા. સંધ્યાદિ કર્મ આટોપી વિદુરને ત્યાં તેમણે ભોજન લીધું, અને રાત્રે બંને જણા સુખેથી વાતો કરવા લાગ્યા.

"હે ગોવિંદ," વિદુરે કહ્યું, "તમે હસ્તિનાપુરમાં પધાર્યા એ ઠીક નથી થયું. દુર્યોધન અત્યંત દુષ્ટ માણસ છે. ગમે તેવા સારા માણસનું અપમાન કરવામાં તે લગારેય ઓસંગાતો નથી. સભામાં વૃદ્ધોનું પણ માન રાખતો નથી. સંપ કરાવવાની ઇચ્છાથી તમે ગમે તેમ કરશો, પણ તે બધું નિષ્ફળ જવાનું જ. પાંડવોને તસુભર પૃથ્વી ન આપવાનો તેણે નિશ્ચય કર્યો છે. દુર્યોધન તથા તેના મંત્રીઓ માને છે કે ભીષ્મ, કર્ણ, અને દ્રોણને જીતવા પાંડવો સમર્થ છે જ નહીં. તેમની વાણીમાં મર્યાદા નથી, તેથી તેમની પાસે ભાષણ કરવું એ કેવળ નિરર્થક છે. જ્યાં યોગ્ય અને અયોગ્ય વચનની તુલના ન થાય, ત્યાં વચન બોલવાં નકામાં છે. એ અધર્મીઓની મધ્યે તમે પધારશો તે પણ મને રૂચતું નથી. તમારો પ્રભાવ, પુરૂષાર્થ, અને બુદ્ધિ હું જાણું છું. પણ કેવળ ભક્તિભાવેજ હું તમને આ બધું કહું છું. તમારાં દર્શનથી મને આજે અનહદ આનંદ થાય છે! પ્રભુ, તમારો આટલો સહવાસ પણ મને અત્યંત પ્રિય થઈ પડયો છે!"

ભક્તિભાવથી ભરેલાં વિદુરનાં વચનો સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું, "વિદુર, તમારૂં કહેવું

સત્ય છે. દુર્યોધનની દુષ્ટતા હું સંપૂર્ણ જાણું છું, આમ છતાં શુદ્ધ ક્ષત્રિયો, અશ્વો, હસ્તીઓ, અને બીજી અનેક હિંસાઓ થતી અટકાવવાને હું મારો પ્રયત્ન કરૂં છું. મને લાગે છે કે ભારતવર્ષમાં અત્યારે ક્ષત્રિયો કાળના મુખમાં સપડાયા છે. મારા કહેવાથી જો દુર્યોધન સ્હમજે, તો આ બધી હિંસા થતી અટકે, અને હે વિદુર, આનું પુણ્ય ઘણું મોટું છે. દરેક કાર્યમાં મનુષ્યે પુરૂષાર્થ અંત સુધી કરવો જ જોઇએ. હું કોઇનું અહિત કરવા આવ્યો નથી. સર્વનું હિત થાય, એજ મારી દૃષ્ટિ છે. તેમ છતાં કૌરવો જો પોતાની દુષ્ટ વૃત્તિથી મને સંતાપશે, તો હું તેમની સામે એકલે હાથે ટક્કર ઝીલવા સમર્થ છું. હું જ્યારે ક્રોધ કરૂં, ત્યારે સમસ્ત બ્રહ્માંડ મારી સ્હામે ટકી શકે તેમ નથી.” આમ વાતો કરતે કરતે બંને વીર પુરૂષો નિદ્રાધીન થયા.

પ્રભાતનો સૂર્ય કુળાં કુળાં કિરણોથી પૃથ્વીને સ્પર્શ કરવા લાગ્યો, અને પૃથ્વીને રોમાંચ ઉદ્ભવતો હોય, તેમ વૃક્ષો એક પછી એક પ્રકાશમાં દેખાવા લાગ્યાં. સૂર્યની સાથે વિહાર કરતી ધરણી પ્રફુલ્લિત અને અનુરક્ત દેખાવા લાગી. શ્રીકૃષ્ણે ઉઠીને સંધ્યાદિ કર્મ આટોપી લીધું. એટલામાં ધૃતરાષ્ટ્રને ત્યાંથી તેમને તેડવા માટે મોટી ધામધૂમથી બંદીજનો, વાજાં, અને હાથીઓ સહિત રથો લઈ દુર્યોધન તથા શકુનિ આવ્યા. શ્રીકૃષ્ણ અને વિદુર બંને એક રથમાં બેઠા, અને પાછળ સાત્યકિ, સૈન્ય સાથે આવતો હતો. દુર્યોધન અને શકુનિ શ્રીકૃષ્ણની આગળ રથમાં બેસીને ચાલતા હતા. શ્રીકૃષ્ણે સભાના દ્વારમાં આવી રથમાંથી ઉતરી પોતાનો શંખ ફુંક્યો, અને વિદુર તથા સાત્યકિનો હાથ પકડી સઘળા કૌરવોની કાન્તિને ઝાંખી પાડતા ગૌરવથી સભામાં પધાર્યા. કર્ણ અને દુર્યોધન તેમની આગળ ચાલતા હતા. શ્રીકૃષ્ણ સભામાં પધાર્યા એટલે સભાજનોએ ઉભા થઈ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. તેમણે તે પ્રણામ મંદમંદ સ્મિતથી સ્વીકાર્યા પછી ધૃતરાષ્ટ્ર રાજાએ તૈયાર કરાવેલા આસન ઉપર તેઓ બિરાજમાન થયા. કર્ણ અને દુર્યોધન શ્રીકૃષ્ણની પાસેજ એક જુદા આસન ઉપર બેઠા. વિદુર તેમની અડોઅડ બીજા આસન ઉપર બેઠા. ભીષ્મ તથા દ્રોણ ધૃતરાષ્ટ્રના આસનની પાસે બેઠા, અને સાત્યકિ, કૃતવર્મા, શકુનિ વિગેરે પણ પોતપોતાને આસને ગોઠવાયા. આખી સભા શ્રીકૃષ્ણને જ જોઈ રહી; અને સભામાં એટલી બધી શાન્તિ પથરાઇ ગઇ, કે સ્હેજ અવાજ પણ સાંભળી શકાતો હતો.

આખી સભા શાન્ત થઇ ગઇ, એટલે શ્રીકૃષ્ણે ઉભા થઈ ગંભીર સ્વરે ધૃતરાષ્ટ્રને કહેવા માંડયું, “ કૌરવો અને પાંડવો વચ્ચે સંધિ થાય, વીર નરોનો નાશ ન થાય, અને પૃથ્વીમાં પુનઃ ધર્મનો પ્રચાર થાય, એટલી યાચના કરવા હું આંહી આવ્યો છું. હે રાજન્, શુભ અને સારાં વચનો મારા જેવો તમને શું કહી શકે ? તમે બધું સ્હમજો છો. આ ભરતકુળ અન્ય સર્વ રાજકુળ કરતાં શ્રેષ્ઠ છે. આવા મહાન

કુળમાં તમે પ્રત્યક્ષ હોવા છતાં આવો અધર્મ થાય, તે ઘણું અયોગ્ય થાય છે. તમારા પુત્રોએ મર્યાદા લોપી છે, અને લોભી થયા છે. જો આ સમયની ઉપેક્ષા કરવામાં આવશે, તો આખી પૃથ્વીના ક્ષત્રિયોના સંહારનું પાપ તમારે શિરે રહેશે. સલાહ કરવી લેશપણુ અશક્ય નથી. હું અને તમે આ બે ઉપરજ અત્યારે શાન્તિનો આધાર રહ્યો છે. તમે કૌરવોને સંભાળો. એટલે બાકીનું હું બરોબર કરી દઈશ. તમારી આજ્ઞા તમારા પુત્રોએ પાળવી જ જોઈએ. આ બધા રાજાઓ ભેગા થયા છે, તેમાં પારકું કોણુ છે! સઘળા એક બીજાના સંબંધીઓ છીએ. વૈર કરવામાં શોભા નથી. એમાં બંને કુળનો ક્ષય થશે. જો તમે યોગ્ય સમાધાન કરો તો પાંડવો તમારા સહાયક થઈને રહેશે. પાંડવો સાથે સંપ કરીને તમારા પુત્રો સમસ્ત ભારતવર્ષનું રાજ્ય ચલાવી શકશે. પણુ કુસંપથી તો તેમનો નાશ થશે. આ સઘળા રાજાઓ હળીમળી પાછા જાય તેમ કરો. બાપ વિનાના પાંડવોને તમેજ તેમના બાળપણાથી ઉછેરેલા છે. હવે તેમનું પાલન કરવું એ પણુ તમારો ધર્મ છે. હું બંને પક્ષનું શુભ ઇચ્છીને કહું છું કે તમે અનર્થને અર્થ રૂપ માની પ્રજાનો નાશ ન કરો. તમારા પુત્રોને સંયમમાં રાખો. પાંડવો તમારી સેવા કરવાને તૈયાર છે, અને જો યુદ્ધ કરવું હોય તો તેને માટે પણુ તૈયાર છે. તમને જેમ યોગ્ય લાગે તેમ કરો!" આટલું કહી શ્રીકૃષ્ણુ બેસી ગયા. સઘળા સભાસદો શાન્ત થઇ ગયા. વચનોનું સત્ય દરેકને સ્હમજાયું. હવે આગળ શું બને છે તે જોવા સઘળા સભાસદો આતુર થઇ જોવા લાગ્યા.

ધૃતરાષ્ટ્રે ધીમેથી શ્રીકૃષ્ણુને કહ્યું, "હે કેશવ, તારૂં કહેવું સત્ય છે. ભીષ્મ, દ્રોણુ, અને અન્ય પાર્થિવો પણુ એમજ ઇચ્છે છે. પણુ આ દુર્યોધન કોઈનું માનતો નથી, તેથી તમે તેને સ્હમજાવો તો સારૂં." ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે ફરીથી ઉભા થઈ દુર્યોધનને કહેવા માંડયું, "દુર્યોધન, મારૂં વચન માન. નીચ મનુષ્યોના જેવું કૃત્ય તને ન શોભે. પાંડવોની સાથે સમાધાન થાય, તેમાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણુ અને આ બધા પાર્થિવો સંમત છે. તારે પણુ આ વાત સંમત રાખવી જોઈએ. હિતેચ્છુઓનાં વચનો ન માનવાથી પરિણામે તારે પસ્તાવું પડશે. પાંડવો જેવા સબળ બન્ધુઓને ત્યજી દઇ અન્યની સહાયથી તું સબળ બનવાની આશા રાખે છે, એ તારી મોટી ભૂલ છે. દુર્જનોના સમાગમ કરતાં પાંડવોનો સમાગમતને વધારે શ્રેયસ્કર થઇ પડશે. કર્ણુ, દુઃશાસન અને શકુનિના સમાગમથી તારો ક્ષય થશે, એ તું ચોકકસ સ્હમજજે! પરાક્રમમાં પાંડવોને તું લગારેય ઊણા સ્હમજીશ નહીં. ક્રોધ પામેલા ભીમસેનની સામે જોવા પણુ આ બધા રાજાઓ સમર્થ નથી. જેના બળ ઉપર આધાર રાખી તું અર્જુનને જીતવા ઇચ્છે છે, તે તેને જીતવાને લગારેય શક્તિમાન નથી. અર્જુનને

જીતી શકે તેવો ત્રૈલોક્યમાં કોઇ હજુ ઉદ્દ્ભવ્યો નથી. દુર્યોધન, ક્ષત્રિયોનો ક્ષય કરાવવાથી તને શો લાભ થવાનો છે ? તારા ભાઈઓ તથા સ્નેહીઓનો ક્ષય કરાવી તું કેવી રીતે સુખમાં રહી શકીશ ? તું પાંડવો સાથે સંપ કરીશ, તો પાંડવો તને જ યુવરાજ રહેવા દેશે, અને ધૃતરાષ્ટ્રને રાજા તરિકે સ્વીકારશે. તું મારૂં માની પાંડવોને અર્ધું રાજ્ય પાછું આપ, અને જીવતો રહી રાજસુખો તથા વૈભવ ભોગવ."

આ વખતે ભીષ્મ તથા દ્રોણ પણ દુર્યોધનને કહેવા લાગ્યા, " ભાઇ, તું શ્રીકૃષ્ણનું કહ્યું માન. નહીં તો પ્રજાનો નાશ થઈ જશે. ધૃતરાષ્ટ્ર જીવતાં છતાં તું જ તેને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ કરનારો અને કુળઘાતક થઇશ, તેના કરતાં સંપ કરી શાન્તિથી તારૂં રાજ્ય ભોગવ. જેઓ તને યુદ્ધને વાસ્તે ઉત્તેજન આપે છે, તેઓ તને યુદ્ધમાં લગારેય કામમાં લાગવાના નથી. જે પક્ષમાં શ્રીકૃષ્ણ અને અર્જુન હોય તે પક્ષ કદીએ પરાજય પામે જ નહીં." વિદુરે પણ પોતાના સ્વભાવ પ્રમાણે દુર્યોધનને કહેવાય તેટલું કહ્યું. સલાહને માટે આ છેલ્લી તકનો લાભ લેવાને ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ઘણો સ્હમજાવ્યો, પણ દુષ્ટ દુર્યોધનના હૈયામાં જુદી જ હોળી સળગી રહી હતી. એક વાર જે પુરૂષના મનમાં વિચાર દૃઢ થયા, તેને મહાન પુરૂષોની પણ સલાહ રૂચતી નથી, એટલુંજ નહીં પણ એ સલાહનો તે હંમેશાં અવળો અર્થ કરે છે. શ્રીકૃષ્ણ જેવા પ્રતાપી પુરૂષ, ભીષ્મ જેવા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ, દ્રોણ જેવા અનુભવવૃદ્ધ, અને શાન્તિપ્રિય અન્ય પાર્થિવોની સલાહ દુર્યોધનને કડવી ઝેર જેવી લાગી. તેને તો એમજ લાગ્યું કે આ બધા વારે વારે પાંડવોના પક્ષમાંજ બોલે છે.

શ્રીકૃષ્ણના વાક્ચાતુર્યથી ન લોભાઈ જવાનો નિશ્ચય કરી આવેલો દુર્યોધન ગર્વ અને અપમાનયુકત વાણીથી બોલવા લાગ્યો, " સંપૂર્ણ વિચાર કર્યા વિના જેઓ બોલે છે, તેમનો શ્રમ મિથ્યા જાય છે. બંને પક્ષ વચ્ચે સંધિ કરવાની ઇચ્છા રાખનારે પક્ષપાત-વૃત્તિ ત્યજી દેવી જોઈએ. તેણે સારા-સારનો વિચાર કરવો જોઈએ. વિવેક-શૂન્ય વચનો ગમે તેટલાં મધુર હોય, તોપણ વિવકી મનુષ્યો તેવાં વચનોનો અનાદર કરે છે. પાંડવોની નિરાધાર દશાને લીધે ઉદ્ભવતી દયાના આવેશથી તમે બધા પાંડવો તરફ પક્ષપાત રાખીને જ મને સલાહ આપવા આવ્યા છો. પણ એવી દયાથી હું વિવેક ત્યજી દઇશ નહીં. પાંડવો સ્વેચ્છાથી દ્યૂત રમવા બેઠા, તે અમારો દોષ કે ? દ્યૂતમાં એકવાર સર્વસ્વ હાર્યા પછી અમે તેમને તેમનું સર્વસ્વ પાછું સોંપ્યું, એ અમારો ન્યાય તમે કોઈ સંભારો છો કે ? પુનરપિ દ્યૂત રમવા આવતાં તેમને વનવાસ સેવવો પડયો, તેમાં અધર્મ થયો કે ? ધર્મ પ્રમાણે વનવાસમાં તેમણે અસહ્ય દુઃખો વેઠયાં, તેમાં અમારો દોષ હતો કે ? હજુ તેમણે વનવાસનો નિયમ બરાબર પાળ્યો નથી તે વિષે તો તમે બધા

વિચાર કરતા નથી! તમને બધાને અમારો દોષ વારે વારે જણાય છે, એ તમારો પાંડવો પ્રતિ કેવળ પક્ષપાત જ દર્શાવે છે. વળી તમે બધા અમને પાંડવોના સબળ પક્ષની વાતો કરી અમારા યુદ્ધોત્સાહને મંદ કરવા યત્ન કરો છો, પણ તમારે સમજવું જોઇએ કે અમારો પક્ષ પાંડવપક્ષ કરતાં કોઈ પણ રીતે ઉતરતો નથી. જો ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યને અમારાં કૃત્યમાં અન્યાય દીસતો હોય, તો અમે કાંઈ તેમના બળને અવલંબીને યુદ્ધ માટે સજ્જ થયા નથી. કર્ણ અર્જુનને પૂરો પડે તેમ છે. હું ભીમસેનને સે'જ વારમાં હરાવીશ. દુઃશાસન અને જયદ્રથ આદિ અન્ય પાર્થિવો પાંડવોના બધા સૈન્યને પરાજિત કરવા સમર્થ છે. દંડનો ભય બતાવી પાંડવો અમારી પાસેથી તસુભર પૃથ્વી લઈ શકશે નહીં. જ્યાં સૂધી હું જીવતો છું, ત્યાં સૂધી હું તેમને સૂચિ-છિદ્ર જેટલીયે પૃથ્વી આપવાનો નથી. કેશવ, અમને યુદ્ધમાં દેવો પણ પરાજિત કરે તેમ નથી, તો પાંડવો તે કોણ માત્ર! કદાચ યુદ્ધમાં અમારો નાશ થશે, તોપણ કૃષ્ણ, એ નાશ અમને ઈષ્ટ છે. સમરાંગણમાં શુદ્ધ ક્ષત્રિયનો નાશ થતાં તે ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે. હવે અમારો એજ નિશ્ચય થઇ ગયો છે. પાંડવોને સંધિ કરવી હોય, તો- તેમણે પુનરપિ તેર વર્ષ વનવાસ ભોગવવો, અને પછીથી જો તેઓ નમ્રતાથી યાચના કરશે તો અમે તેમને રાજ્યભાગ આપવાની વ્યવસ્થા કરીશું. પાંડવો ધર્મથી વર્તશે, તો અમે પણ ધર્મવિમુખ થવાના નથી."

સત્યના આભાસરૂપ કપટ અને ગર્વયુક્ત દુર્યોધનનાં આ વચનો સાંભળી ધૃતરાષ્ટ્ર ખિન્ન થઈ ગયો. તેણે ગાંધારીને તેડવા વિદુરને મોકલ્યો. અંધ પતિની પાછળ અંધાપો વ્હોરી લેનાર ગાંધારી વિદુરની સાથે સભામાં આવી અને ધૃતરાષ્ટ્રની પાસે બેઠી. શ્રીકૃષ્ણે ઉભા થઈ સતી ગાંધારીનું સન્માન કર્યું. તેમણે બધી વાત ગાંધારીને કહી સંભળાવી. ધૃતરાષ્ટ્રે પણ દુર્યોધનના અન્યાયી વર્તનનો ગાંધારીને બધો વૃત્તાંત કહ્યો. દુર્યોધનના વચનનો પ્રત્યુત્તર આપવા શ્રીકૃષ્ણ ઉભા થઈ બોલવા લાગ્યા, " સુયોધન, ધર્માત્મા પાંડવોની રાજ્યલક્ષ્મીથી લોભાઇ તેં તથા શકુનિએ તેમની સાથે દ્યૂત રમવાનો સંકેત રચ્યો, એ તારો દોષ નહીં કે? દ્યૂતમાં શકુનિએ છળથી પાંડવોને હરાવ્યા, તે તમારો દોષ નહીં કે? પાંચાલીને ભરસભામાં લાવી તેનાં વસ્ત્રો ખેંચ્યાં, તે તમારો દોષ નહીં કે? રજસ્વલા દ્રૌપદીને પાદપ્રહાર કરી અસભ્ય વચનોથી સંબોધી, એ તમારો ન્યાય હતો કે શું? કુંતી સહિત પાંચે પાંડવોને વારણાવતમાં બાળી નાંખવાનો પ્રપંચ રચ્યો, એ શું તારો દોષ નહીં કે? પાંડવોએ ધર્મ પ્રમાણે વનવાસ પૂરો કર્યો છે, એની કોઈથી ના કહી શકાય તેમ છે જ નહીં. હવે તેઓ પોતાનો રાજ્યભાગ પાછો માગે છે, તે આપવાની તમે બધા ના કહો છો, તે શું તમારો અન્યાય નહીં કે? બોલ, દુર્યોધન, આમાં તેં એવું કિયું નિર્દોષ કૃત્ય

કર્યું છે? મને લાગે છે કે તારો મરણકાળ હવે સમીપ વર્તે છે.”

ધૃતરાષ્ટ્ર, ગાંધારી, તથા શ્રીકૃષ્ણ અને ભીષ્માદિ અન્ય વીરનરો દુર્યોધનના કૃત્યને જ્યારે નિંદવા લાગ્યા, ત્યારે દુર્યોધન ક્રોધ કરીને એકદમ રાજસભા ત્યજી બહાર ચાલ્યો ગયો. તેની પાછળ શકુનિ, કર્ણ અને દુઃશાસન પણ ગયા. એકાંતવાસમાં જઈ દુર્યોધને શકુનિ વિગેરે સાથે સંકેત રચતાં કહ્યું, “આ કૃષ્ણ આપણને પાશબદ્ધ કરાવવા તત્પર થશે, માટે તે પહેલાં આપણેજ તેમને પાશબદ્ધ કરી દઈએ.” આમ કહી કૃષ્ણને પાશબદ્ધ કરવાનું કામ શકુનિ તથા દુઃશાસનને તેણે સોંપ્યું. પોતે અને કર્ણ સભાને વશ રાખવાને સશસ્ત્ર થઈ સભામાં ગયા.

દુર્યોધનના ગુપ્ત સંકેતની વાત સાત્યકિના જાણવામાં આવી. તેણે પોતાના સૈન્યને તત્પર થવાની આજ્ઞા આપી, અને સભામાં આવી તેણે શ્રીકૃષ્ણને દુર્યોધનના દુષ્ટ સંકેતના સમાચાર કહ્યા. ધીમે ધીમે તેણે ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વિદુર વિગેરેને પણ આ વાત કહી. દુર્યોધનના દુષ્ટ સંકેતની વાત જાણ્યા પછી શ્રીકૃષ્ણ બોલ્યા, “રાજન્, દુર્યોધનનો દુષ્ટ વિચાર હવે તમે જાણ્યો છે. મને પાશબદ્ધ કરવા દુર્યોધન અશક્ત છે. કૌરવોમાં કેટલું બળ છે, તેનું ભાન દુર્યોધનને હવે થશે. કૌરવોનો વિનાશ હવે હું પ્રત્યક્ષ જોઉં છું. પાંડવોનું કાર્ય સિદ્ધ થયેલું જ હવે મને જણાય છે. ધૃતરાષ્ટ્રના સઘળા પુત્રો, કર્ણ ને શકુનિ મને પાશબદ્ધ ભલે કરે!” ધૃતરાષ્ટ્રે દુર્યોધનનો ઘણો તિરસ્કાર કર્યો. શ્રી કૃષ્ણે દુર્યોધનને કહ્યું, “સુયોધન, તું મને પાશબદ્ધ કરવાની ઈચ્છા રાખે છે, પણ તારાં અજ્ઞાન અને મૂર્ખતા જોઈ મને હસવું આવે છે.” આમ કહી શ્રીકૃષ્ણ ખડખડાટ હસી પડયા. તેમના નેત્રમાંથી ક્રોધની જ્વાળા નીકળવા લાગી. તેમના શરીરમાં વિશ્વરૂપ દેખાવા લાગ્યું. લલાટમાં બ્રહ્મા, વક્ષસ્થળમાં રૂદ્ર, મુખમાં અગ્નિ, દક્ષિણ હસ્તમાં અર્જુન, વામ હસ્તમાં બળભદ્ર, પીઠમાં પાંડવો, અંગોમાં યાદવો, અને રોમાંચનાં છિદ્રોમાં અનેક બ્રહ્માંડો સૂક્ષ્મ સ્વરૂપે દેખાવા લાગ્યાં. શ્રીકૃષ્ણનું વિશ્વરૂપ જોઈ ભીષ્મ, દ્રોણ, વિગેરે ઘણા આશ્ચર્ય પામ્યા. તેઓ હાથ જોડી મસ્તક નમાવી વિરાટ સ્વરૂપની સ્તુતિ કરવા લાગ્યા. દુર્યોધનને શ્રીકૃષ્ણના આવા સ્વરૂપમાં કાંઈ સમજાયું નહીં. તેને તો શ્રીકૃષ્ણ માયાવી પુરૂષ લાગતા હતા. પોતાની માયાથી બધાને વશ કરી લેવાનો પ્રપંચ કૃષ્ણે રચ્યો, એમ એને લાગ્યું. અલ્પ સમયમાંજ શ્રીકૃષ્ણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી લીધું; અને સાત્યકિ તથા કૃતવર્માનો હાથ પકડી તે સભામાંથી બહાર નીકળી ગયા, અને રથમાં બેસી વિદુરના ભવન તરફ સિધાવ્યા.

શ્રીકૃષ્ણના ગયા પછી બધા સભાસદોએ દુર્યોધનનો તિરસ્કાર કર્યો. ગાંધારી, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ વિગેરેએ દુર્યોધનને કહેવાય તેટલું કહ્યું; પણ ઐશ્વર્યનો લોભી દુર્યોધન સાપની

પેઠે ફુંફવાડા મારતો કોઈનાં વચનોને નહીં ગણકારી સભામાંથી ચાલ્યો ગયો.

કૌરવોની સભામાંથી ઉઠી શ્રીકૃષ્ણ કુંતીને ભવન પધાર્યા. કુંતી ચાતકની પેઠે રાજસભાનો વૃત્તાંત જાણવા ઉત્સુક હતી. કેશવે સભાનો બધો વૃત્તાંત કુંતીને કહી સંભળાવ્યો. તેમણે કહ્યું, "હવે કૌરવો અને પાંડવો વચ્ચે સંધિ થવાની નથી. યુદ્ધમાં પાંડવો અવશ્ય વિજય પ્રાપ્ત કરશે, અને કૌરવોનો સંહાર થઈ જશે. માટે હવે તમે નિશ્ચિંત રહેજો. પાંડવો અલ્પ સમયમાં રાજ્ય પ્રાપ્ત કરશે." આવાં વચનથી કુંતીને આશ્વાસન આપી શ્રીકૃષ્ણ રથમાં બેસીને વિદુરના ભવન પ્રતિ જતા હતા, એટલામાં તેમણે કર્ણને દીઠો. તેમણે કર્ણને પોતાની પાસે બોલાવ્યો, તેને પોતાના રથમાં બેસાડયો, અને કહ્યું,

"ભાઈ, તું સનાતન વેદને જાણું છું, સૂક્ષ્મ ધર્મશાસ્ત્રમાં પણ તું પ્રવીણ છું; કન્યા જે પુત્રને જન્મ આપે છે તે કાનીન કહેવાય છે; તે પિતાને ત્યાં આંગળીઆટ તરીકે રહી શકે છે. હે કર્ણ, તું તેવીજ રીતે પાંડુનો પુત્ર છું. ધર્મથી અને શાસ્ત્રની આજ્ઞાથી તારા પિતા પાંડુ રાજા છે. ચાલ, ચાલ, આ પક્ષનો ત્યાગ કરી પાંડવોને મળ! તું રાજા થઈશ. તારા પિતૃપક્ષમાં પાર્થ છે, અને માતૃપક્ષમાં વૃષ્ણિઓ છે. આ બંને પક્ષ ઘણા પ્રખ્યાત છે. રાધેય, તું મારી સાથે ચાલ, અને અત્યારેજ પાંડવો તને પોતાના મોટા ભાઈ તરીકે સ્વીકારશે. યુધિષ્ઠિરથીયે તું મોટો છું, એમ તેઓ તને ગણશે, તારા પાદને તેઓ પૂજશે, તારાં વચનોને તેઓ શિરસાવંદ્ય ગણશે. દ્રૌપદીના પાંચ પુત્રો તથા અભિમન્યુ તેમજ બીજા રાજાઓ તારો અભિષેક કરવામાં સહાય કરશે. વળી દ્રૌપદી પણ તને છઠ્ઠો ભર્તા ગણી તારો સ્વીકાર કરશે. ભાઈ, નકામો તું તારા ભાઈઓ સાથે વિરોધ કરે છું, અને તે યે તે કેવળ અજ્ઞાંત જન્મને લીધે જ! તમે છ ભાઈઓ સમસ્ત પૃથ્વીનું રાજ્ય ભોગવવા શક્તિમાન થશો. તારા જેવા બુદ્ધિશાળીને ઝાઝું કહેવું ઘટતું નથી." આટલું કહી શ્રીકૃષ્ણ કર્ણનો અભિપ્રાય જાણવાને આતુરતાથી તેના મુખ તરફ જોવા લાગ્યા.

કર્ણે ઉત્તર આપ્યો, "જનાર્દન, મને ભાસ્કરથી ખબર મળી હતી કે હું કન્યાનો પુત્ર છું, અને મારા પિતા આદિત્ય છે. હું જન્મ્યો ત્યારે જ મારો ત્યાગ કરવામાં આવ્યો હતો, અને હસ્તિનાપુરમાં અધિરથ અને રાધાએ મને ઉછેર્યો હતો. કૃષ્ણ, ધર્મથી હું પાંડુનો પુત્ર તો કહેવાઉં, તેમાં સંશય નથી. પણ કુંતીએ મારો ત્યાગ કર્યો, તે શું યોગ્ય હતું કે? જે દુર્યોધને મને બાળપણથી રાજવંશી વૈભવમાં ઉછેર્યો, તે દુર્યોધનને તેની આપત્તિને પ્રસંગે હું ત્યજી દઉં તે ઠીક કહેવાય કે? જેણે મારા બળ ઉપર વિશ્વાસ રાખી યુદ્ધનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો છે, તેને અંતિમ કાળે ત્યજી દેવો એ મારા જેવાને છાજે કે? દુર્યોધનનો પક્ષ ત્યજી દેવાનું નિંદ્ય કાર્ય કર્ણ નહીં કરે!" કર્ણનો દૃઢ નિશ્ચય જોઈ શ્રીકૃષ્ણે તેને વધારે સમજાવવો

મૂકી દીધો, અને કર્ણને ત્યજી તેમણે પાંડવોના શિબિર પ્રતિ રથને પ્રયાણ કરાવવા સારથિને આજ્ઞા આપી.

શ્રીકૃષ્ણ ગયા એટલે કુંતીએ કર્ણ સાથે વાત કરવાનો વિચાર કર્યો. કુંતીને લાગ્યું કે કર્ણ કદાચ પોતાનું માની દુર્યોધનનો પક્ષ ત્યજી દે. તેણે વિદુરની મારફતે કર્ણને બોલાવ્યો. કર્ણે આવીને પૃથાને પ્રણામ કર્યા, અને બોલ્યો, "હું અધિરથનો પુત્ર કર્ણ તમને નમસ્કાર કરૂં છું. બોલો, માતા, તમે મને કેમ બોલાવ્યો ?" કુંતી બોલી, "ભાઈ, તું કૌન્તેય છું, રાધેય નથી. અધિરથ તારા પિતા નથી. ભાઈ કર્ણ, તું સૂત કુળમાં જન્મ્યો નથી. મારૂં વચન માન. મારી કન્યકાવસ્થામાં તું મારે પેટ જન્મ્યો હતો. મારા પિતા કુંતિરાજના ભવનમાં તારો જન્મ થયો છે. આખા જગતને પ્રકાશમાન કરનાર સવિતા દેવે તને મારામાં ઉત્પન્ન કર્યો હતો. તું જન્મ્યો ત્યારે તારૂં સુંદર શરીર કવચ અને કુંડળથી આચ્છાદિત થયેલું હતું. કર્ણ, તું તારા ભાઈઓને ઓળખતો ન હોવાથી કેવળ મોહથી તેમનો તિરસ્કાર કરૂં છું, અને કૌરવોનું સેવન કરૂં છું. માતા અને પિતાને સંતોષવા એ પુત્રનો ધર્મ છે. તું પાંચે ભાઈઓ સાથે રહીશ તો મને સંતોષ થશે. દેવોથી વિંટળાયેલા બ્રહ્મા સમાન તું પાંચે ભાઈઓની મધ્યમાં શોભશે. બધા ભાઈઓમાં તું વયમાં અને ગુણમાં જ્યેષ્ઠ છું. તારે માટે 'સૂતપુત્ર' શબ્દ ન યોજીશ, તું તો 'પાર્થ' છું. પુત્ર, તારી માતાની આટલી વિનતિનો સ્વીકાર કર!" કુંતીનાં વચનોને પુષ્ટિ આપવાને સૂર્યમંડળમાંથી નીકળતી વાણી કર્ણે સાંભળી. આદિત્ય મંડળમાંથી દૂરથી આવતી વાણી સ્નેહથી ભરેલી અને મીઠી હતી: "કર્ણ, કુંતી સાચું કહે છે. તારી માતાનું વચન પાળ. તારૂં શ્રેયઃ થશે. તારી માતા તને જે કહે છે, તેમાંજ હે નરવ્યાઘ્ર, તારૂં હિત સમાયું છે." માતાનાં તથા ભાનુએ પોતે કહેલાં વચનો સાંભળ્યા છતાં કર્ણનો નિશ્ચય ચલાયમાન થયો નહીં. કર્ણ બોલ્યો, "તમારાં વચનોમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. પણ તમે મને જે ધર્મ માર્ગ બતાવો છો, તે મને યોગ્ય લાગતો નથી. તમે મારા પ્રતિ જે ક્રૂર વર્તન ચલાવ્યું છે, અને મને જે અન્યાય કર્યો છે, તેનો વિચાર કરતાં હું કંપું છું. માતા, મારી કીર્તિનો નાશ થયો છે. હું જો ક્ષત્રિય જન્મ્યો હોત, તો મને ક્ષત્રિયોને યોગ્ય સંસ્કાર થયા હોત. મારૂં જીવન નીચ કુળમાં વ્યતીત થયું. હે માતા, તમે મારી સાથે 'મા' પ્રમાણે વર્ત્યાં નથી. હવે માતા હોવાનો અધિકાર દર્શાવો છો, તે કેવળ તમારા સ્વાર્થને માટે જ છે. છતાંયે તમારો આ પ્રયત્ન નિષ્ફળ નહીં જાય. સંગ્રામમાં હણવા જેવા મહા પરાક્રમી તમારા પુત્રોને હું નહીં મારૂં. યુધિષ્ઠિર, ભીમ, અને બે માદ્રીપુત્રોનો હું નાશ નહીં કરૂં. અર્જુન તો મારો યુદ્ધમાં સમોવડીઓ છે. અર્જુનને મારવાનું ફળ પ્રાપ્ત કરવાનો મેં નિશ્ચય કર્યો છે. સવ્ય-સાચીનો નાશ કરીશ, તો મારી કીર્તિમાં વૃદ્ધિ થશે. હે યશસ્વિનિ, તમારે તો પાંચ પુત્રો રહેશે. અર્જુન મરશે તો

કર્ણ રહેશે, અને કર્ણ મરશે તો અર્જુન રહેશે."* આટલું કહી કુંતીને આંસુ સારતી મૂકીને કર્ણ ત્યાંથી ચાલ્યો ગયો.

* મહાભારતમાં કર્ણની વાણી વ્યાસે સચોટ શબ્દોમાં આપી છે. તે ભાગ સુંદર હોવાથી આંહી મૂક્યો છે:-

कर्ण उवाच।

न चैतत् श्रद्दधे वाक्यं
क्षत्रिये भाषितं त्वया।
धर्मद्वारं ममैतत्स्या-
न्नियोगकरणं तव ॥ ४ ॥
अकरोन्मयि यत्पापं
भवतीसुमहात्ययम् ।
अपाकीर्णोऽस्मि यन्मातः
तद्यशः कीर्तिनाशनम् ॥५॥
अहं चेत्क्षत्रियो जातो
न प्राप्तः क्षत्रसत्क्रियाम् ।
त्वत्कृते किं नु पापीयः
शत्रुः कुर्यान्ममाहितम् । ॥ ६ ॥
क्रियाकाले त्वनुक्रोश—
मकृत्वा त्वमिमं मम।
हीनसंस्कारसमय—
मद्यमां समचूचुदः ॥ ७ ॥
न वै मम हितं पूर्वं
मातृवच्चेष्टितं त्वया।
सा मां संबोधयस्यद्य
केवलात्महितैषिणी ॥ ८ ॥

* * *

न च तेऽयं समारंभो
मयि मोघो भविष्यति।
वध्यान् विषह्यान् संग्रामे
न हनिष्यामि ते सुतान् ॥२०॥
युधिष्ठिरं च भीमं च
यमौ चैवार्जुनादृते।
अर्जुनेन समं युद्धं
मम यौधिष्ठिरे बले ॥ २१ ॥
अर्जुनं हि निहत्याजौ
संप्राप्तं स्यात् फलं मया।
यशसा चापि युज्येयम्
निहतः सव्यसाचिना ॥२२॥
न ते जातु न शिष्यंति
पुत्राः पंच यशस्विनि।
निरर्जुना सकर्णा वा
सार्जुना वा हते मयि ॥२३॥

ઉદ્યોગ પર્વ: અધ્યાય. ૧૪૬

# પ્રકરણ ૩૮ મું.

## કુરૂક્ષેત્રમાં અર્જુનનો વિષાદ-શ્રીકૃષ્ણનું પ્રોત્સાહન.

શ્રીકૃષ્ણ સંધિને માટે હસ્તિનાપુરમાં ગયા, ત્યારથી પાંડવો તેમના પ્રત્યાગમનની આતુરતાથી રાહ જોવા લાગ્યા. યુધિષ્ઠિર, અર્જુન, અને બે માદ્રીપુત્રોને સંધિ થયેલી જોવાની તીવ્ર આકાંક્ષા હતી. ભીમસેનનું ચિત્ત સંધિ અને વિગ્રહ વચ્ચે દોલાયમાન થતું હતું. દ્રૌપદીની રગેરગમાં યુદ્ધોત્સાહ વ્યાપી રહ્યો હતો, અને જનાર્દનની વિષ્ટિ નિષ્ફળ નીવડવાની આતુરતાથી ત રાહ જોતી હતી. અન્ય પાર્થિવો પણ સંધિ અને વિગ્રહ વચ્ચે ઈષ્ટ શું, તેનો

નિર્ણય કરી શકયા નહોતા. પરંતુ એકંદરે પાંડવોના શિબિરમાં રણવાદ્યના ભયંકર નાદ સંભળાતા હતા. યોદ્ધાઓનાં હૈયાં યુદ્ધનો સંપૂર્ણ ઉત્સાહ ધરાવતાં હતાં; ભયંકર શસ્ત્રોનો પ્રકાશ, કાળજાં ફાડી નાંખે તેવો યોદ્ધાઓનો કિલકિલાટ, પાંડવ પક્ષની સબળ અને દૃઢ સૈન્ય વ્યવસ્થા, આ બધાંને લીધે વિગ્રહને માટેજ પાંડવપક્ષ ઉત્સુક હોય, તેમ અનુમાન થતું હતું.

વિષ્ટિને માટે ગયેલા શ્રીકૃષ્ણને કૌરવોનો વિચિત્ર અનુભવ થયો. દુષ્ટ દુર્યોધનની નીચ વૃત્તિઓને કેશવ પહેલેથી જાણતા હતા, તેથી જ્યારે તેમણે સુયોધનના દુષ્ટ સંકેતની વાત જાણી, ત્યારે તેમને આશ્ચર્ય ન થયું, એટલુંજ નહીં, પણ તેઓ તેવા પ્રસંગને માટે પણ સુસજ્જ હતા. હવે કૌરવ-રાજધાનીમાં ન રહેવું જોઈએ, એમ વિચાર કરી તેમણે હસ્તિનાપુરનો ત્યાગ કરવાનો વિચાર કર્યો. હસ્તિનાપુરનો ત્યાગ કરતા પહેલાં પ્રથમ જનાર્દન કુંતીને મળ્યા, અને તેને આશ્વાસન અને આશા આપ્યાં. કૌરવો જેના બળને આશ્રયે ગર્વ કરતા હતા, તે કર્ણને પાંડવપક્ષમાં લેવા તેમણે યુક્તિ કરી, પણ એકનિશ્ચયી, કૃતજ્ઞી, અને વીર કર્ણ કૌરવ પક્ષને ત્યજે તેવો નહોતો. આખરે શ્રીકૃષ્ણે હસ્તિનાપુર ત્યજ્યું, અને ત્વરાથી તેઓ પાંડવોના શિબિરમાં આવ્યા.

શ્રીકૃષ્ણને આવ્યા જાણી પાંડવો અને દ્રૌપદી તથા અન્ય પાર્થિવો તેમને વીંટળાઈને તેમની વિષ્ટિનું પરિણામ સાંભળવા એકત્ર થયા. યુધિષ્ઠિરે પુછયું, "જનાર્દન, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર વિગેરે કુશળ તો છે ને? સંધિને માટે હજુ પણ અવકાશ છે કે? સુયોધનને સન્મતિ પ્રાપ્ત થઈ કે? ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ પણ શું યુદ્ધને માટેજ ઈચ્છા દર્શાવે છે? શું અમારે અન્તે યુદ્ધ કરવું જ પડશે?"

"રાજન્," શ્રીયાદવેશ ધીમેથી બોલ્યા, "મારો પ્રયત્ન નિષ્ફળ ગયો છે. દુષ્ટ દુર્યોધનની મતિ વિપરીત થઈ છે. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા અન્ય પાર્થિવો યુદ્ધના મતના નથી, પણ સુયોધનનો યુદ્ધોત્સાહ એ બધાને યુદ્ધયજ્ઞમાં હોમશે. દુર્યોધન, કર્ણ, શકુનિ, અને દુઃશાસન યુદ્ધને માટે એટલા બધા ઉત્સાહી છે, કે તેઓ પોતાને વિજયીજ લેખે છે. ભીષ્મ દ્રોણ આદિ વૃદ્ધ પુરૂષોના આશ્રયે દુર્યોધને યુદ્ધનો આરંભ નથી કર્યો. તેના વિજયનો મુખ્ય આધાર કર્ણ છે, એમ તે માને છે. દુર્યોધનને નિર્બળ કરવાને મેં કર્ણને આપણા પક્ષમાં લેવા પ્રયત્ન કર્યો, પણ એનામાં પાંડુકુળના જેવો દૃઢાગ્રહ છે. પરશુરામ જેવા ગુરૂ પાસેથી અસ્ત્રવિદ્યા મેળવી તે અજય્ય નીવડયો છે; ઇંદ્રે આપેલી સાંગથી તે પોતાને વિજયી લેખે છે. તેનામાં અર્જુનના સઘળા ગુણો સંક્રાંત થયેલા છે, માત્ર અભિમાનનું વિષ તેની નસેનસમાં વહેતું હોવાથી યુદ્ધમાં તેને મારવો સહેલો છે. અર્જુન શિવાય બીજો કોઇ તેની સામે યુદ્ધ કરી શકે તેમ નથી. કૌન્તેય, હવે તમે પણ યુદ્ધની તૈયારી કરો. સૈન્યના

નાયકો, સેનાધિપતિઓ, અને રક્ષકોની વ્યવસ્થા કરો. યોદ્ધાઓને માટે શસ્ત્રો, તોમર, ખડ્ગ, કવચ, આદિ સાધનો તૈયાર કરાવી કુરૂક્ષેત્ર ઉપર મોકલો, અને સૈન્યને ત્વરાથી પ્રયાણ કરવાની આજ્ઞા આપો. આપણા કરતાં કૌરવો પ્રથમ કુરૂક્ષેત્ર ઉપર ન આવે, તેવી વ્યવસ્થા કરો. રણાંગણમાં જે પક્ષ પ્રથમ પોતાના સૈન્યને ગોઠવે છે, તેને વિજય પ્રાપ્ત થતાં વાર લાગતી નથી, એવો યુદ્ધની નીતિનો નિયમ છે. ”

શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સર્વે યોદ્ધાઓ ઉત્સાહમાં આવી ગયા, અને સાત્યકિ, ભીમસેન આદિ યોદ્ધાઓએ હર્ષનાદ કર્યો. જનાર્દનની સૂચના પ્રમાણે સૈન્યના વિભાગ કરવામાં આવ્યા, અને પ્રત્યેક વિભાગમાં એક સેનાધિપતિની વ્યવસ્થા કરવામાં આવી. દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, ચેકિતાન, અને ભીમસેન એ સાત જણને એક એક અક્ષૌહિણી સૈન્યના મુખ્ય નાયક ઠરાવ્યા. ભીષ્મની સ્હામે ટકી શકે તેવા યોદ્ધાની વ્યવસ્થા કરવા માટે શ્રીકૃષ્ણની સૂચનાનુસાર ધૃષ્ટદ્યુમ્નને સેનાધિપતિ પદે સ્થાપવામાં આવ્યો. હવે સૈન્યને પ્રયાણ કરવાની યુધિષ્ઠિરે આજ્ઞા આપી, એટલે યોદ્ધાઓએ ગગનભેદી ભયંકર ગર્જના કરી. સાગરનાં જળમાં ભરતિ આવતાં મહા ભયંકર ઘુઘવાટ સાથે આખો સાગર ડોલાયમાન થતો ભાસે છે, તેમ પાંડવ સૈન્યમાં રથ, હસ્તીઓ, અશ્વો, અને યોદ્ધાઓનો સમૂહ મહા ભયંકર કલકિલાટ સાથે પ્રયાણ કરવા લાગ્યાં. પૃથ્વી આકાશને ભેટવા જતી હોય, તેમ ધૂળના ગોટે ગોટા આકાશમાં ઉંચે ચઢવા લાગ્યા. સઘળી દિશાઓ અદ્દશ્ય થઈ ગઈ. પોતાના પુત્રનો પક્ષ આ યુદ્ધમાં નાશ પામશે, એમ ભવિષ્ય જાણનાર સહસ્રરશ્મિ સૂર્યે વસુંધરાની સુજનતાએ મોકલેલા ધૂલિપટલનું આચ્છાદન પોતાના બિંબ ઉપર કર્યું. બ્રાહ્મણોના સ્વસ્તિ વાચનના સ્વરો યોદ્ધાઓના કર્ણમાં પેસી તેમનામાં ઉત્સાહ રેડવા લાગ્યા. યોદ્ધાઓએ શંખનાદ કરી દિશાઓ ગજાવી મૂકી. સાત્યકિએ સૈન્યની બધી સગવડો સચવાય, તેવી વ્યવસ્થા કરી, અને શ્રીકૃષ્ણ તથા અર્જુન આખા સૈન્યમાં ફરી સર્વ વ્યવસ્થા ઉપર દૃષ્ટિ રાખતા હતા. રક્ષણને વાસ્તે સૈન્યનો અમુક ભાગ જુદો રાખવામાં આવ્યો; તાત્કાલિક યુદ્ધને માટે સૈન્યમાંથી અમુક ભાગ યુદ્ધ ભૂમિ ઉપર આગળ ગોઠવાયો, યુદ્ધ કરતા સૈનિકોને સહાય આપવાને કેટલાક યોદ્ધાઓને તેમની પછવાડે ગોઠવવામાં આવ્યા. રથ, હસ્તી અને પદાતિ વિગેરેની સશાસ્ત્ર વ્યવસ્થા કરવામાં આવી. સૈન્યને માટે અન્નજળનો પૂરતો જથ્થો રાખવામાં આવ્યો. હજારો મજુરોને ખાઈઓ ખોદવામાં રોકવામાં આવ્યા. દાસ તથા દાસીઓ, દ્રૌપદી, અને પાંડવોની અન્ય સ્ત્રીઓ ઉપપ્લવ્ય-માંજ રહી યુદ્ધના પરિણામની રાહ જોવા લાગ્યાં.

હસ્તિનાપુરમાંથી શ્રીકૃષ્ણ વિદાય થયા, એટલે દુર્યોધને ત્વરાથી સૈન્યની વ્યવસ્થા કરવા માંડી. કર્ણ અને શલ્ય

જેવા યુદ્ધવિશારદ વીરનરોએ યુદ્ધની સંપૂર્ણ વ્યવસ્થા કરી દીધી. સૈન્યમાં નાયકો નીમવામાં આવ્યા, પણ પ્રથમ સેનાધિપતિ કોને નીમવો, તેનો વિચાર કરવા દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુનિ ભેગા મળ્યા. આખરે બહુમતે ભીષ્મને સેનાધિપતિ પદે યોજવાની વ્યવસ્થા કરવામાં આવી. દુર્યોધન મસ્તક નમાવીને ભીષ્મ પિતામહને કહેવા લાગ્યો, "હે પિતામહ, સૈન્યની બધી વ્યવસ્થા થઇ ગઇ છે. તમે અમારા સેનાધિપતિ બનો, અને અમારા હિતને વાસ્તે દિલ રાખીને પાંડવો સ્હામે યુદ્ધ કરો. તમે યુદ્ધ કરશો એટલે અમારો જય થવાનો જ. તમે જો અમારૂં હિત વિચારી યુદ્ધ કરશો, તો તમારી સ્હામે ટકી રહેવા કોઇપણ શક્તિમાન નથી."

"દુર્યોધન," ભીષ્મે કહ્યું. "મારા મનથી તું અને પાંડવો સરખાજ છે. ઘણા દીર્ઘકાળ સુધી તારો આશ્રય અમે લીધેલો હોવાથી તારા જ પક્ષમાં રહી પાંડવો સાથે અમે યુદ્ધ કરીશું. પાંડવોના હિતમાં હું રાજી છું, છતાં તારે માટે હું તેમની સામે યુદ્ધ કરીશ. અર્જુન શિવાય અન્ય કોઇપણ મારી સામે ટકી શકશે નહીં. હું પાંડુ પુત્રોનો સંહાર કરવાનો નથી, એ હું તને પ્રથમ કહું છું; પણ તેમ છતાં તેમના પક્ષના અનેક યોદ્ધાઓનો નિત્ય સંહાર કર્યે જઇશ. સુયોધન, મારી પ્રતિજ્ઞા તું સાંભળ. જ્યાંસૂધી હું યુદ્ધ કરૂં ત્યાંસૂધી કર્ણે શસ્ત્ર ગ્રહણ કરવાં નહીં. એણે પણ એવી જ પ્રતિજ્ઞા લીધેલી છે. વળી શિખંડી જન્મથી સ્ત્રી હોવાથી હું તેની સાથે યુદ્ધ નહીં કરૂં. એને હાથે યુદ્ધમાં મારૂં મરણ થશે, છતાં પણ હું એના તરફ એક બાણ નહીં ફેંકું." ભીષ્મની પ્રતિજ્ઞાનું પાલન કરવાની ઇચ્છા દર્શાવી દુર્યોધન પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

પ્રતાપી ભૃગુનંદને જે ભૂમિ ઉપર એકવીસ વાર નિઃક્ષત્રિય પૃથ્વી કરી પિતૃતર્પણ કર્યું હતું, તે કુરૂક્ષેત્રની ભૂમિ ઉપર કૌરવ પાંડવોના સૈન્ય-સાગરની છોળો વાગવા લાગી. મહા ભયંકર ગર્જના કરતા યોદ્ધાઓ લોહીતરસી વિકાળ આંખોમાંથી વૈરના અંગારા વર્ષાવવા લાગ્યા. કૌરવો અને પાંડવો વચ્ચે વસેલું વૈરવિષ પ્રત્યેક યોદ્ધાની નસેનસમાં વ્યાપી ગયું. મગરૂથી અંધ બનેલા યોદ્ધાઓ મારવું કે મરવું એજ નિશ્ચયથી અત્યારે ઉછાળા મારતા હતા. વિધવિધ જાતનાં શસ્ત્રોને ભયંકર રીતે આમ તેમ ફેરવતા, અને 'મારો મારો' નો ભયંકર આર્તનાદ કરતા યોદ્ધાઓ પોતાના શરીરનું પણ ભાન ભૂલી ઉન્મત્ત બન્યા હતા. આમ બંને પક્ષનાં સૈન્યો કુરૂક્ષેત્રમાં ગોઠવાયાં.

આ સમયે વેદવ્યાસ ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા. ધૃતરાષ્ટ્રે દુર્યોધનના આવા કૃત્યને માટે ઘણો શોચ દર્શાવ્યો. પ્રારબ્ધ મિથ્યા થતું નથી, એમ કહી વેદવ્યાસે ધૃતરાષ્ટ્રના મનનું સાન્ત્વન કર્યું. પછી ધીમેથી વ્યાસ બોલ્યા, "ધૃતરાષ્ટ્ર, કૌરવ પાંડવોનું યુદ્ધ જોવાની તારી ઇચ્છા હોય, તો હું તને મારા યોગના પ્રભાવથી દૃષ્ટિ આપું." ધૃતરાષ્ટ્ર

બોલ્યો, "ભગવન્, કુળનો સંહાર જોવાને મને ચક્ષુ પ્રાપ્ત થતાં હોય, તો તેના કરતાં અંધત્વ મને ઘણું સારૂં લાગે છે. કુળક્ષય જોવાની મારી લેશપણ ઇચ્છા નથી." આમ કહી ધૃતરાષ્ટ્રે દીર્ઘ નિ:શ્વાસ મૂક્યો. અંબિકાસુતની દયાજનક સ્થિતિનો વિચાર કરી વેદવ્યાસે સંજયને બોલાવ્યો, અને ત્યાં બેઠે બેઠે કુરૂક્ષેત્રમાં બનનો વૃત્તાંત જોવાની અને ધૃતરાષ્ટ્રને તે નિવેદન કરવાની તેને શક્તિ આપી. ધૃતરાષ્ટ્રને ધીરજ રાખવાનું કહી વેદવ્યાસ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

ધૃતરાષ્ટ્ર—સંજય મારા પુત્રો તથા પાંડવોએ કુરૂક્ષેત્ર ઉપર કેવી રીતે યુદ્ધ કર્યું તે મને કહી સંભળાવ. દુર્યોધનની કુમતિને લીધે ઉપસ્થિત થયેલા યુદ્ધમાં મારા પુરૂષાર્થી પુત્રોએ વિજય મેળવ્યો કે નહીં, તે મને કહે.

સંજય—રાજન, જ્યાં ધર્મ છે, ત્યાં કૃષ્ણ છે, અને જ્યાં કૃષ્ણ છે ત્યાંજ વિજય સર્વદા રહે છે. તમારા પુત્રો અધર્મથીજ યુદ્ધનો આરંભ કરતા હોવાથી તેમનો વિજય થવો સહેલો નથી. વ્યાસના વરદાનથી મને જે શક્તિ મળેલી છે, તેને લીધે હું તમને યુદ્ધનો વૃત્તાંત કહું છું તે સાંભળો.

યુદ્ધના ઉત્સાહથી ભરેલાં કૌરવ પાંડવોનાં સૈન્ય કુરૂક્ષેત્ર ઉપર ગોઠવાયાં, તે સમયે દુર્યોધને દ્રોણાચાર્ય પાસે જઇને પાંડવના સૈન્યનું વર્ણન કર્યું. સાત અક્ષૌહિણી પાંડવોની સેના જોઇ દુર્યોધન નવાઇ પામ્યો. શૂરવીર, મહા ધનુર્ધારી અને યુદ્ધમાં અડગ રહેલા ભીમ અને અર્જુનને જોઈ દુર્યોધનને વિજય વિષે શંકા થવા લાગી. યુયુધાન, વિરાટ, દ્રુપદ વિગેરે મહારથીઓની સાથે તે પોતાના પક્ષના મહારથીઓની તુલના કરવા લાગ્યો પોતાના સૈન્યમાં પણ મુખ્ય નાયકોનાં નામો ગણાવી તેણે આચાર્ય પાસે બંને પક્ષના બળની તુલના કરી બતાવી પોતાનું સૈન્ય પ્રમાણમાં વધારે હોવાથી, અને ભીષ્મ જેવા અતિરથીની વ્યવસ્થાથી રચાયેલી સૈન્યની વ્યૂહરચના જોઇને, ભીમે વ્યવસ્થિત કરેલા પાંડવોના સૈન્યને અભિમાનને લીધે તેણે કશીયે કિંમતમાં લેખ્યું નહીં. ભીષ્મના રક્ષણને માટે દ્રોણાચાર્યને વિનંતિ કરી દુર્યોધન પોતાને સ્થાનકે વિદાય થયો. તે સમયે ભીષ્મે યોદ્ધાઓમાં ઉત્સાહ ઉત્પન્ન કરવાને સિંહના જેવી ગર્જના કરી, અને પોતાનો શંખ ફુંક્યો. ભીષ્મના શંખનો નાદ થતાંજ ચોપાસ શંખો, ભેરી, પણવ, આનક, અને ગોમુખ વિગેરે રણવાદ્યો વાગવાથી ઘોર નાદ ચારે દિશામાં પ્રસરી ગયો. કૌરવ પક્ષની તૈયારી જોઇને શ્વેત અશ્વોવાળા મોટા રથમાં બેસીને માધવ અને અર્જુન પોતાના શંખ ફુંકવા લાગ્યા. શ્રીકૃષ્ણને પાંચજન્ય, અર્જુને દેવદત્ત, વૃકોદરે પૈંડ્ર, એમ જુદા જુદા યોદ્ધાઓએ જુદા જુદા શંખો ફુંકી એવો તો તુમુલ નાદ ઉત્પન્ન કર્યો, કે કૌરવોના

હૃદયમાં તે નાદ સાંભળીને ફાળ પડી. કૌરવોને યુદ્ધમાં વ્યવસ્થિત રીતે ગોઠવાએલા જોઈને અર્જુને પોતાનું ધનુષ્ય ઉપાડયું, અને શ્રીકૃષ્ણને કહ્યું, "હે અચ્યુત, તમે મારો રથ બંને સૈન્યો વચ્ચે એવી રીતે ગોઠવો, કે જેથી હું યુદ્ધકામી રાજાઓને નિહાળી શકું. આ રણાંગણમાં દુર્યોધનનું હિત સાધનારા કોણ કોણ મારી સાથે લઢનાર છે, તેમને મારે જોવા છે." અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે રથને બંને સૈન્યની વચ્ચે સ્થાપ્યો. બંને સૈન્યની મધ્યે આવી, અર્જુને ચારે પાસ પોતાની દૃષ્ટિ ફેરવી. જ્યાં તેણે નજર નાંખી, ત્યાં પોતાના ભાઈઓ, વડીલો, દાદા ભીષ્મ, આચાર્ય દ્રોણ, મામા, ભાઈઓ, પુત્રો પૌત્રો, શ્વસુર, અને મિત્રોને બંને સૈન્યમાં તેણે જોયા. સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં અર્જુનને તેમાંથી કોઈ પારકો જણાયો નહીં. બધા પોતાના સગાસંબંધીઓ અને ભાઈઓ જ છે, એમ જાણી અર્જુનને ઊંડો વિષાદ થયો. તેણે શ્રીકૃષ્ણને ઉદ્વેગથી કહ્યું, "હે ગોવિંદ, યુદ્ધ માટે તૈયાર થયેલાં આ મારાં સ્વજનોને જોઈ મારાં ગાત્રો પાણી પાણી થઈ જાય છે, મારા મ્હોઢામાં શોષ પડે છે, મારૂં આખું શરીર ધ્રૂજે છે, મને રોમાંચ થાય છે, મારા હાથમાંથી ગાંડીવ સરી જતું હોય, તેમ લાગે છે, મારી ચામડી બળું બળું થઈ રહી છે; મારૂં મન ભમી જાય છે; મારાથી સીધા ઉભા રહેવાતું નથી. હે કેશવ, આ બધાં અવળાં નિમિત્તો મને થાય છે. મારાં ભાંડુઓને મારવામાં હું કાંઈ મારૂં ભલું જોતો નથી. અરેરે કૃષ્ણ, મારે તો વિજય નથી જોયતો, અને રાજ્ય પણ નથી જોયતું! જેને માટે અમે રાજ્ય, ભોગ, અને સુખ મેળવવાની આકાંક્ષા રાખીએ છીએ, તેઓ તો પોતાના પ્રાણ અને ધનની દરકાર કર્યાં વિના મારી સ્હામે યુદ્ધ કરવાને આ ઉભા રહ્યા! ગોવિંદ, મારાં ભાંડુને માર્યાથી મારૂં કલ્યાણ કેમ થશે? આમાં તો મને પાપજ લાગે. આ મારાં સગાંઓને મારીને હે માધવ, અમે કેવી રીતે સુખી થઈ શકીશું? આ આચાર્ય રહ્યા, અને આ અમારા વડીલ ભીષ્મ-પિતામહ! વળી પુત્રો, પૌત્રો મામાઓ, સસરાઓ, અને સાળાઓ આ બધા આંહી ઉભા રહ્યા છે. હે મધુસૂદન, હું હણાઈ જાઉં, તોપણ તેમને મારવાની મને ઇચ્છા થતી નથી. અરે, આખા ત્રિભુવનનું રાજ્ય મળતું હોય, તોપણ મારે એમને મારવા નથી, તો આટલી પૃથ્વીના રાજ્ય સારૂ તો એમનો સંહાર હું કરૂં જ કેમ? કૌરવોની તો બુદ્ધિ લોભથી ઘેરાઈ ગઈ છે, એટલે તેઓ તો ભલે લઢે, પણ અમે કુળક્ષયમાં પાપ જોનારા, આવો સંહાર શી રીતે આદરીયે? કુળક્ષય થવાથી સનાતન કુળધર્મો નાશ પામે છે. ધર્મનો નાશ થતાંજ આખા કુળમાં અધર્મ ઉભરાઈ જાય છે; અધર્મનો પ્રચાર થયો કે તરતજ કુળસ્ત્રિયો દૂષિત થાય છે; અને સ્ત્રીઓ દુષ્ટ થઈ એટલે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે; આ પ્રજા કુળઘાતક નીવડે છે, અને આખા કુળને નરકમાં ખેંચી જાય છે;




અર્જુનનો આવો વિષાદ જોઈ શ્રીકૃષ્ણે સ્મિત કરતા કહ્યું.

આને લીધે પિંડદાન તર્પણ વિગેરે ક્રિયાઓ લુપ્ત થવાથી પિતૃઓનું પતન થાય છે. જેના કુળધર્મો નષ્ટ થયા, તેને નરકવાસ કરવો પડે છે. અરેરે, અમે તો મોટું પાપ કરવાને બહાર પડ્યા છીએ. નહીં તો રાજ્ય અને સુખને લોભે સ્વજનોને હણવાને આમ ઉભા રહીએ જ નહીં! જો કૌરવો હાથમાં શસ્ત્ર લઈ, હું શસ્ત્ર વિનાનો હોઉં, ત્યારે મને હણે, તો મારું ચોક્કસ શ્રેયઃ થાય. જનાર્દન, મારે તો યુદ્ધ નથી કરવું." આમ કહીને અર્જુને પોતાનાં ધનુષ્ય-બાણ હેઠાં મૂકી દીધાં. તેનું મોઢું ઉતરી ગયું. તેના આખા મુખ ઉપર શોક અને દીનતાની છાયા પ્રસરી ગઈ અને આંખોમાં આંસુ ભરાયાં.

અર્જુનને આમ અણીને વખતે વિષાદ પામેલો જોઈ શ્રીકૃષ્ણને ઘણી નવાઈ લાગી. તેનો ખભો થાબડી શ્રીકૃષ્ણે તેને ધીરજ આપી ને કહ્યું, "અર્જુન, તું આ શું કરે છે? આવા કઢંગા વખતે તને આવો વિષાદ કેમ થાય છે? જાણતો નથી કે તું અનાર્ય, અને લાજ પમાડે તેવું કાર્ય આદરૂં છું? ઉઠ, ઉઠ, આમ નામર્દ થા માં! આમ કરવું તને નથી ઘટતું. હૃદયની તુચ્છ નિર્બળતા ત્યજી દે, અને યુદ્ધ માટે સજ્જ થા."

શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી અર્જુને પ્રશ્ન પૂછ્યો, "ભગવન્, પૂજ્ય ગુરૂ અને પિતામહને માર્યાનું શું પાપ નથી? એમની સ્હામે મારાથી ધનુષ્ય બાણ ઉપાડાયજ કેમ? એમને મારવા કરતાં તો ભીક્ષા માગીને પેટ ભરવું સારૂં! તેમનો સંહાર કરી રૂધિરથી ખરડાયેલા ભોગો મારે નથી ભોગવવા. એઓ મને જીતે કે હું તેમને જીતું, તેમાં શ્રેષ્ઠ શું, તે મને નથી સ્હમજાતું! કિંકર્તવ્યમૂઢ થઈને હું તમને પૂછું છું, કે મને ચોક્કસ કહો કે શ્રેયસ્કર શું છે? હું તમારો શિષ્ય છું, ને તમારે શરણે આવેલો છું, મને યોગ્ય બોધ આપો. હું યુદ્ધ કરવાનો નથી." આમ કહી અર્જુન ધનુષ્ય બાણ હેઠાં મૂકી દઈ ચૂપ થઈને ઉભો રહ્યો.

અર્જુનનો આવો વિષાદ જોઈ શ્રીકૃષ્ણે બંને સૈન્યની મધ્યમાં ઉભે ઉભે સ્મિત કરતાં કહ્યું, "તું શોચ ન કરવા જેવી વસ્તુઓનો શોચ કરે છે, અને ડાહી ડાહી પંડિતો જેવી વાતો કરે છે. મરેલાં કે જીવતાંનો પંડિતો શોચ કરતા જ નથી. અર્જુન, એટલું ચોક્કસ માનજે કે તું અને આ રાજાઓ પૂર્વે નહોતા એમ પણ નથી, અને ભવિષ્યમાં થવાના નથી, એમ પણ નથી. બાલ્ય, યૌવન, અને જરા અવસ્થા જેમ દેહધારીઓને ભોગવવી પડે છે, તેવીજ રીતે મરણ પછી બીજા દેહને એવી અવસ્થાઓ હોય છે. ધીર પુરૂષો આમાં મોહ પામતા જ નથી. બાહ્ય પદાર્થોનો ઇંદ્રિયો સાથે સંયોગ થાય છે, અને નાશ પામે છે. આ નાશવંત હોવાથી તું તેને સહન કરી લે. જે પુરૂષને સુખ કે દુઃખ વ્યથિત કરતાં નથી, તે પુરૂષ મરણથી મુક્ત થાય છે. નિત્ય, અવિનાશી, અને અચિંત્ય આત્માના દેહો તો નાશ પામે તે, માટે હે ભારત, યુદ્ધમાં તું લગારે ઓસંગાઈશ નહીં. દેહનો નાશ થવો

સ્વાભાવિક છે.* પણું જેઓ આત્માને મારનાર તરીકે ઓળખે છે, તેઓ જાણતા નથી કે આત્મા તો મરતો યે નથી, ને મારતોએ નથી. જેમ ફાટાં તૂટાં જૂનાં વસ્ત્રોને ત્યજી દઇ માણુસ બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ આત્મા જીર્ણ શરીરને ત્યજી દઇ અન્ય નવીન દેહ ધારણ કરે છે. આત્માને તો કોઈ છેદતું યે નથી, ભીંજવતું નથી, તેને દેવતા બાળી શક્તો પણ નથી. આત્માને આવો જાણ, અને શોક કરવો ત્યજી દે. જન્મે તે મરે એ ક્રમ ટાળી શકાય તેમ નથી, ત્યારે તેનો શોક પણ શામાટે કરે છે? તારો સ્વધર્મ ત્યજી દઇને તું આમ પાછી પાની કરે તે તને ઘટે કે? ક્ષાત્રયોને માટે ધર્મયુદ્ધ શિવાય બીજું શું શ્રેયસ્કર છે? આપો આપ આવી મળેલું અને સ્વર્ગ મેળવી આપનારૂં આ ધર્મયુદ્ધ તું નહીં કરે તો તારાં સ્વધર્મ અને કીર્તિ નાશ પામશે, અને તને પાપ લાગશે; લોકોમાં તારી અપકીર્તિ થશે; સંભાવિત પુરૂષને મરણ કરતાં પણ અપકીર્તિ અધિક દારૂણ થઈ પડે છે. ભયથી તું યુદ્ધ કરતાં પાછો હઠયો, એમ મહારથીઓ સ્હમજશે; અને જેઓને તારા માટે અપાર માન છે, તેમના મનથી તું હલકો પડી જઈશ. તારા શત્રુઓ તારા સામર્થ્યની નિંદા કરશે. યુદ્ધમાં જો તું મરી જઇશ તો તને સ્વર્ગ મળશે, અને જો તું વિજય પામીશ, તો તું આ ધરણીનો ભોક્તા થઈશ.

* સરખાવોઃ मरणं प्रकृतिः शरीरिणां विकृति जीवितमुच्यते बुधैः। રઘુવંશઃ ૮ : ૮૭.

માટે કૌન્તેય, ઉઠ અને યુદ્ધ કરવાનો નિશ્ચય કર. સુખ અને દુઃખ, લાભ અને ગેરલાભ, જય અને પરાજય એ બધાંને સરખાં ગણીને યુદ્ધ માટે તું સજ્જ થા. આમ કરવાથી તને પાપ લાગશે નહીં. અર્જુન, તું સુખદુઃખની પરવા ન કરતાં આત્મનિષ્ટ થા, અને યુદ્ધને માટે કમ્મર કસીને ઉભો થા. કર્મ કરવા પૂરતો જ તારો અધિકાર છે. કર્મનું ફળ શું આવશે, તે જાણવાનો તને અધિકાર નથી. ફળનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તું કર્મ ન કરીશ. કર્મ ન કરવાનો પણ આગ્રહ ન રાખીશ. ધનંજય, કર્મમાંથી આસક્તિ ત્યજી દે, અને કર્મ સિદ્ધ થાઓ વા નિષ્ફળ થાઓ, એ બંને સમાન ગણી તું કેવળ કર્મ આચર. ફળ તરફ દૃષ્ટિ રાખી કર્મ કરનારા લોકો હલકી બુદ્ધિવાળા હોય છે: જે મનુષ્યને દુઃખથી ખેદ થતો નથી, સુખની જે દરકાર રાખતો નથી, પ્રીતિ, ભય, અને ક્રોધથી જે મનુષ્ય મુક્ત છે, તેને સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવાય છે. જેને સારૂં નરસું પ્રાપ્ત થતાં આનંદ કે વિષાદ થતો નથી, તેની પ્રજ્ઞા સ્થિર થઈ એમ કહી શકાય. નિરાહારથી પુરૂષ વિષયોને સંયમમાં રાખી શકે છે, તો પણ વિષયોમાંથી લોલુપતા જતી નથી. તે તો પરબ્રહ્મનો અનુભવ થયા પછીથીજ જવાની. ઈંદ્રિયોને દમવાનો યત્ન કર્યા છતાં ડાહ્યા અને સુલક્ષણા પુરૂષના મનને તે તોફાની ઇંદ્રિયો વિષય તરફ બળાત્કારે ઘસડી જાય છે. માટે સઘળી ઈંદ્રિયોને વશ કરીને મારામાંજ તન્મય

થઈને રહે. વિષયનું ચિંતવન કરવાથી પ્રથમ તેમાં સંગ ઉત્પન્ન થાય છે, સંગબુદ્ધિથી કામનાનો ઉદય થાય છે, કામથી ક્રોધ, અને ક્રોધથી અવિવેક ઉદ્ભવે છે. સંમોહ થયો એટલે સ્મૃતિવિભ્રમ, અને પછીથી બુદ્ધિનો નાશ થાય છે. જેની બુદ્ધિ નાશ પામી, તેનો પોતાનો પણ નાશ થયો સમજજે. માટે સર્વ કામનાઓમાં નિસ્પૃહ થઈને રહેવાથી માણસને પરમ શાન્તિ મળે છે."

અર્જુનને આ પ્રમાણે શ્રીકૃષ્ણે બોધ કર્યો, છતાં અર્જુનના મનનું સમાધાન થયું નહીં. તેની આંખ આગળ સ્વ-કર્તવ્યનો ખ્યાલ આવતો જ નહોતો; પણ કેવળ મોહને વશ થઇ તે હજુ પણ પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ, આ મારા ભાઈઓ, એવીજ બુદ્ધિ રાખીને મૂઢ થઈને ઉભો રહ્યો.

# પ્રકરણ ૩૯ મું.

## ગીતા સાર.

ભાંડુઓની સ્મૃતિ જાગ્રત થતાં અર્જુનને જે મોહ રણાંગણમાં થયો હતો, તે મોહ દૂર કરવા શ્રીકૃષ્ણે તેને જ્ઞાન આપ્યું, પણ તેથી અર્જુનના મનનું સમાધાન થયું નહીં. શ્રીકૃષ્ણ પ્રતિ અનન્ય ભક્તિભાવ હોવાથી અર્જુનને તેમના વચન ઉપર શ્રદ્ધા બેઠી, પણ મનની શંકાઓનું સંપૂર્ણ સમાધાન થયેલું ન હોવાથી તેણે શ્રીકૃષ્ણને પુછયું, "કર્મ કરતાં બુદ્ધિ જો શ્રેષ્ઠ હોય, તો હે કેશવ, મને આવા ઘોર કર્મમાં શીદ નાંખો છો? તમારાં આવાં દ્વિઅર્થી વચનોથી મારી બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. મને એક વાત સ્પષ્ટ કહી નાંખો, કે જેથી મારૂં કલ્યાણ થાય."

અર્જુન પોતાનું કહેલું બરોબર સ્હમજ્યો નહોતો, અને કર્મ અને અકર્મ—કર્મસંન્યાસ—વચ્ચે ગુંચવાતો હતો, એમ જોઈ અચ્યુત બોલ્યા, "કર્મનો આરંભ ન કરવાથી કોઈ માણસ કર્મ—મુક્ત થતો નથી, તેમજ કર્મનો ત્યાગ કરવાથી તેને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. અર્જુન, એમ ચોક્કસ સ્હમજજે કે એક ક્ષણ પણ માણસ કર્મ કર્યા વિના રહી શકતો નથી. પ્રકૃતિને પરવશ થયેલા સર્વ જનો પ્રકૃતિના ગુણથી પ્રેરાઈ કર્મ કરે છે જ. ઇંદ્રિયોને સંયમમાં રાખી, કોઇ પણ કર્મમાં લપટાયા વિના, કર્મેન્દ્રિયોથી કર્મોનો આરંભ કરનારની યોગ્યતા વિશેષ હોય

છે. અર્જુન, તું પણ તારાં નિર્માયેલાં કર્મ કર્યે જા, કારણ કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ વધારે શ્રેયસ્કર છે. કર્મ ન કરવાથી તો શરીરનો નિર્વાહ પણ થશે નહીં. યજ્ઞને માટે કરવામાં આવતાં કર્મો શિવાય અન્ય કર્મો બંધનકારક હોય છે, માટે કર્મમાં આસક્તિ ન રાખતાં કર્મ કર્યે જ જા. શ્રેષ્ઠ પુરૂષો જે જે કહે છે, તેનું અનુકરણ ઈતર મનુષ્યો કરે છે; તેઓ જે વાતને પ્રમાણ કરીને માને છે, તેને તેઓ અનુસરે છે. પાર્થ, મારો પોતાનો જ દૃષ્ટાંત લે. ત્રણે લોકમાં મારે કાંઈ કરવાનું બાકી રહેતું નથી. મને અપ્રાપ્ય એવી એકે વસ્તુ નથી; છતાંયે હું કર્મ કર્યા જ કરૂં છું, કારણ જો હું એ પ્રમાણે ન વર્તું, તો સર્વ મનુષ્યો મને જ અનુસરે. હું કર્મ ન કરૂં તો આ લોક નાશ પામે, આખા જગતમાં સાંકર્ય ઉત્પન્ન થવાનો હું દોષી ઠરૂં, અને મારે હાથેજ પ્રજાનો નાશ થાય. કર્મમાં પ્રવૃત્ત થયેલા અજ્ઞાની લોકોમાં જ્ઞાની પુરૂષોએ બુદ્ધિભેદ ન કરવો જોઇએ. પ્રકૃતિના ( સત્વ, રજસ, ને તમસ ) ગુણોથી સર્વ કર્મો થયાં જ કરે છે, છતાં અહંકારથી ભાન ખોઇ માણસ એમ માને છે, કે આ બધું હું જ કરૂં છું. આવા પુરૂષોને સર્વજ્ઞ પુરૂષોએ અવળે માર્ગે ન દોરવા જોઇએ. મારામાં અધ્યાત્મબુદ્ધિ રાખી સર્વ ઈતર કર્મનો ત્યાગ કરી, નિ:શંક થઈ યુદ્ધ કર. ફળની આશા અને મમત્વ-બુદ્ધિ ત્યજી દે. જ્ઞાનવાન માણસ પણ પોતાની પ્રકૃતિને અનુસરીને કર્મ કરે છે. સર્વ ભૂતમાત્ર પ્રકૃતિથી પરવશ બની કર્મ કરે છે, ત્યાં નિગ્રહથી શું થવાનું છે ? ઇંદ્રિયો અને તેમના વિષયો-ની વચ્ચે રહેલા રાગદ્વેષ પ્રથમથીજ વ્યવસ્થિત થયેલા છે, તેમને વશ ન થઈ જતાં માણસે નિસ્પૃહ થઈ કર્મમાં પ્રવૃત્ત રહેવું જોઇએ. કારણ તે રાગદ્વેષ મનુષ્યના માર્ગમાં અંતરાય રૂપ રહેલા છે. પરાયો ધર્મ સુખથી આચરી શકાય તેવો હોય તેના કરતાં પણ પોતાનો ધર્મ સદોષ હોય, તોયે તે શ્રેય:સ્કર છે. સ્વધર્મમાં મૃત્યુ થાય તે કલ્યાણ-કર્તા છે, પણ પરાયો ધર્મ તો મહા-ભયંકર છે. ”

શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુને દીનતાથી કેશવને શંકા પૂછી, “ભગવન્, પોતાની ઇચ્છા ન હોય છતાં મનુષ્ય પાપ કરવા પ્રેરાય છે, તે શાથી ? ”

કેશવે ઉત્તર આપ્યો, “ અર્જુન, રજોગુણથી ઉત્પન્ન થયેલા કામ અને ક્રોધ એજ મોટા શત્રુઓ છે. આખું જગત આ બંનેથી ઘેરાઇ ગયેલું છે. તેમણે જ્ઞાનીનાં જ્ઞાન હરી લીધાં છે, અને તેઓ કદી તૃપ્ત થતા જ નથી. મન અને બુદ્ધિને ઇંદ્રિયો આશ્રિત રહીને જ્ઞાનને ઘેરી લે છે, અને દેહીને મોહમાં નાંખી દે છે. એથી કરીને ઈંદ્રિયોને સંયમમાં લાવવી એ પ્રથમ જરૂરનું છે. ઇંદ્રિયોને સંયમમાં લાવી જ્ઞાનનો નાશ કરનાર એ પાપીઓનો તું પ્રથમ સંહાર કર. ”

“ હે પરંતપ, ” શ્રીકૃષ્ણે અર્જુનને સ્હમજાવવા માંડયો, “ જો કે હું સર્વ ભુતોનો ઈશ્વર છું, અજન્મા છું, મારૂં

આત્મ–સ્વરૂપ કદાપિ વિકાર વશ થાય તેવું નથી, છતાં મારી પ્રકૃતિને વશ થઇ હું મારી માયાથી જન્મ લઉં છું. મારા અને તારા પૂર્વે ઘણા જન્મો વીતી ગયા, એ બધાની મને ખબર છે, તું એ સંબંધે અજ્ઞાત છું જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મનું પ્રાબલ્ય વધે છે, ત્યારે ત્યારે હું પોતે જ અવતાર લઉં છું. સાધુ પુરૂષોના રક્ષણને માટે, અધર્મીઓનું ઉચ્છેદન કરવાને માટે, અને ધર્મ ફરીથી સ્થાપવાને માટે મારે યુગે યુગે અવતાર લેવો પડે છે. જેઓ મને જે પ્રકારે ભજે છે, તેમને તેવાંજ ફળ આપું છું. મનુષ્યો મારા માર્ગ પ્રમાણે જ વર્તન ચલાવે છે. કર્મનાં ફળ વહેલાં મળે તેવી ઇચ્છા રાખનારા લોકો આ મનુષ્ય-લોકમાં વિધવિધ દેવતાઓનું યજન કરે છે. આવા યજનકર્મથી પણ આ લોકમાં સિદ્ધિ એકદમ પ્રાપ્ત થાય છે. ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે મેં ચારે વર્ણો સરજી છે. મને કર્મ બાધક થતાં નથી, અને મને કર્મના ફળમાં સ્પૃહા નથી, એમ મને જેઓ જાણે છે, તેઓ કર્મના બંધનમાં આવતા નથી. કર્મ શું, અને કર્મ ત્યાગ–અકર્મ શું, એ વિષયમાં તો ભલભલા ડાહ્યા પુરૂષો પણ મુંઝાઈ ગયા છે. અર્જુન, ધ્યાનથી સાંભળ. કર્મ એટલે આપણે કરવાનાં નિયત થયેલાં કર્મો, વિકર્મ એટલે વિપરિત કર્મ કરવાં તે, અને અકર્મ એટલે કર્મનો ત્યાગ કરી બેસી રહેવું તે. આ ત્રણેને દરેકે યોગ્ય અર્થમાં સ્હમજવાં જોઇએ. જેના સર્વ ઉદ્યોગો કામ ફળની ઇચ્છા વિનાના હોય છે, અને જેનાં કર્મો જ્ઞાનના અગ્નિથી બળી ગયેલાં હોય છે, તેને ડાહ્યા પુરૂષો પંડિત કહે છે. કર્મફળની આસક્તિ ત્યજીને જે સદા સંતોષ અને શાન્તિમાં રહે છે, તે કર્મમાં પ્રવૃત્ત થવા છતાં કાંઇ પણ કરતો જ નથી. આપોઆપ આવી મળે તેથી જે સંતુષ્ટ રહે છે, હર્ષ અને શોકથી જે મુક્ત રહે છે, કર્મની સિદ્ધિ થાઓ કે ન થાઓ એ બંનેને જે સમાન ગણે છે, તે માણસ કર્મ કરવા છતાં પાપ પુણ્યથી બંધાતો નથી. સ્વાર્થત્યાગની બુદ્ધિથી કરવામાં આવેલાં કર્મો આપો-આપ લય પામે છે. કેટલાક ઇંદ્રિયોને સંયમમાં રાખવાનો યજ્ઞ આદરે છે, કોઈ આત્મસંયમ રૂપ યોગના અગ્નિમાં પ્રાણ અને ઇંદ્રિયોનાં કર્મોનો હોમ કરે છે, પ્રાણ અને અપાનની ગતિનો નિરોધ કરી કેટલાક પ્રાણનો અપાનમાં, અને કેટલાક અપાનમાં પ્રાણનો હોમ આદરે છે. આવી રીતે અનેક યજ્ઞો ચાલુ રહ્યા જ કરે છે. તું મહા પાપીમાં પાપી હોઉં છતાં પણ જો તને આ જ્ઞાન પ્રાપ્ત થશે, તો તારાં બધાં કર્મો બળી જશે. શ્રદ્ધાથી જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે, અને તેને માટે સંયમન વૃત્તિની ઘણી જરૂર છે.” અર્જુને પ્રશ્ન પૂછયો, “હે કૃષ્ણ, એક વાર કર્મમાં પ્રવૃત્ત થવાની અને બીજી વાર કર્મ ત્યાગની વાત તમે કરો છો, આ બેમાંથી જે ખરેખર શ્રેયસ્કર હોય, તે એકજ મને કહો.”

“અર્જુન,” શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, “કર્મસંન્યાસ અને કર્મયોગ, એ બે

માર્ગ શ્રેયસ્કર છે, છતાં પણ કર્મ-સંન્યાસ કરતાં કર્મયોગ ચ્હડી જાય છે. જે મનુષ્ય કશાનો દ્વેષ કરતો નથી, અને જે કશાની ઇચ્છા કરતો નથી, તેને નિત્ય સંન્યાસી સ્હમજવો; કારણ પરંતપ, જે સુખ દુ:ખથી મુક્ત છે, તેના કર્મના બંધ અનાયાસે તુટી જાય છે. કર્મસંન્યાસ અને કર્મ-યોગ એ બંને જુદા છે, એમ કહેનાર માણસ અજ્ઞાની છે. ગમે તે એક માર્ગમાં સારી રીતે વર્તન થાય, તો બંનેનાં ફળ મળી શકે છે. 'હું કાંઈ જ કરતો નથી' એમ ધારીને તત્વવેત્તા પુરૂષે વર્તવું. 'હું કરૂં છું' એવી અહંકાર-બુદ્ધિ ન રાખતાં કર્મયોગીઓ શરીર, મન, બુદ્ધિ, અને કેવળ ઇંદ્રિયોથી આસક્તિ છોડી આત્મશુદ્ધિને માટે કર્મ કરે છે. વિદ્યા વિનયવાળો બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરાં અને ચંડાળ એ બધાં તરફ જ્ઞાની સમાન દૃષ્ટિ રાખે છે. સંસ્પર્શથી ઉત્પન્ન થતા ભોગ આદિ અને અંતવાળા હોવાથી ડાહ્યા પુરૂષો તેમાં મઝા માનતા નથી. શરીર-નો નાશ થતા સુધી કામ ક્રોધના આવેગને જેઓ સહન કરી શકે છે, તેઓ જ ખરા યોગી છે, અને તેઓજ ખરેખરા સુખી છે. યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વ લોકનો મહેશ્વર, અને સર્વ ભુતમાત્રનો મિત્ર એમ જે મને જાણે છે, તેજ શાન્તિ ભોગવે છે.

"અર્જુન, કર્મ ફળનો આશ્રય ન કરતાં જે શાસ્ત્ર વિહિત કર્મો કર્યા કરે છે, તેજ ખરો સંન્યાસી, અને તેજ ખરો કર્મયોગી છે. પાંડવ, જેને તું સંન્યાસ કહે છે, તેજ કર્મયોગ છે, એમ જાણજે, કારણ સંકલ્પ–ફલાશાનો ત્યાગ કર્યા શિવાય કોઈ પણ માણસ કર્મયોગી થઈ શકતો જ નથી. યોગા-ભ્યાસ ચાલુ રાખ્યાથી મન વશ થાય છે, અને આથી જ કર્મયોગીઓને મારામાં રહેલી અને અંતે મોક્ષપદની શાન્તિ પ્રાપ્ત થાય છે. અકરાંતીઆને, તેમજ સદા અપવાસીને, ઉંઘણસીને તેમજ અહોનિશ ઉજાગરા કરનારને કર્મયોગ સિદ્ધ થતો નથી. જેના આહાર વિહાર મધ્યમસર છે, જે નિયમસર કામો કર્યાં જ કરે છે, નિંદ્રામાં જે પરિમિત છે, તેને જ યોગ સુખાવહ થાય છે. જ્યારે સંયમમાં આણેલું મન આત્મામાં સ્થિર થાય છે, ત્યારે કોઇ પણ ઉપભોગ-ની ઇચ્છા રહેતી જ નથી. મારામાં બધું, અને બધામાં મને જે જુએ છે, તેવી દૃષ્ટિવાળાને હું કદી દૂર કરી શકતો નથી, અને તે પણ મને દૂર કરી શકતો નથી. હે પરંતપ, સુખમાં કે દુ:ખમાં બધાને પોતાના જેવા જ જે ગણે છે, તેજ પરમ અને ઉત્કૃષ્ટ યોગી ગણાય છે."

શ્રીકૃષ્ણની આ વાત અર્જુનને ગળે ન ઉતરી. તેણે પ્રશ્ન પૂછયો, "હે કૃષ્ણ, મન એટલું બધું ચંચળ, તોફાની, બલિષ્ઠ, અને વાળવું કઠણ છે કે વાયુને બંધમાં રાખવો એના જેટલું વિકટ કાર્ય મન નિગ્રહનું છે, એમ હું માનું છું."

"ખરી વાત છે." કેશવે ઉત્તર આપ્યો, "હું પણ એમ જ માનું છું. પણ સતત અભ્યાસ અને વૈરાગ્યથી તેનો નિગ્રહ કરી શકાય છે. જે પુરૂષનું

મન સંયમમાં નથી, તેને યોગ સાધ્ય થવો મુશ્કેલ છે, પણ ઇંદ્રિયોને નિયમમાં રાખી પ્રયત્ન કરતાં કરતાં આ યોગ સાધ્ય થઇ શકે છે."

વળી પાછો અર્જુને પ્રશ્ન પૂછયો, "હે કૃષ્ણ, તમે કહો છો તેમાં શ્રદ્ધા હોય તો પણ પ્રયત્ન અને સંયમ ન કરવા છતાં પણ પ્રકૃતિના સ્વભાવને લીધે જેનાથી ઇંદ્રિયનિગ્રહ સાધ્ય ન થઈ શકે તેની કેવી ગતિ થાય છે?"

કેશવે ઉત્તર આપ્યો, "હે પાર્થ, આ લોકમાં કે પરલોકમાં એવા પુરૂષનો કદી નાશ થતો નથી. કલ્યાણકારક કર્મ કરનાર પુરૂષની દુર્ગતિ થતી જ નથી. પુણ્યકર્મ આચરનારને જે લોકપ્રાપ્તી થાય છે, તે લોકમાં ચિરકાળ સુધી રહી તે યોગભ્રષ્ટ પુરૂષ પવિત્ર અને શ્રીમાન્ માતપિતાને પેટે જન્મ લે છે, અથવા બુદ્ધિવંત યોગીઓના કુળમાં જ તેનો જન્મ થાય છે. આવો જન્મ આ લોકમાં મળવો ઘણો જ મુશ્કેલ છે. ત્યાં આમ જન્મ લઈ પૂર્વજન્મના સસ્કારને લીધે તે યોગમાં વૃદ્ધિ કરવા પ્રયત્ન આદરે છે. પૂર્વજન્મના તેના તેજ અભ્યાસથી પોતાની ઇચ્છા હોય કે ન હોય, છતાં પણ તે યોગમાં ખેચાય છે. આ રીતે પ્રયત્ન કરવાથી અનેક જન્મો પછી પાપથી શુદ્ધ થઇ યોગી સિદ્ધિ પ્રાપ્ત કરી પરમગતિ પામે છે. તપસ્વીઓ અને જ્ઞાનીઓ કરતાં પણ કર્મયોગી શ્રેષ્ઠ છે. તેથી અર્જુન, તું પણ કર્મયોગી બની જા. વળી એ યાદ રાખજે કે સર્વ કર્મયોગીઓમાં જે મારામાં દિલ પરોવી શ્રદ્ધાથી મને ભજે છે, તેને જ હું સર્વથી ઉત્તમ અને સિદ્ધ કર્મયોગી સ્હમજું છું.

"હે પાર્થ, મારામાં ચિત્ત રાખી અને મારો આશ્રય લઇ યોગ આચરતાં તને જે રીતિથી પૂર્ણ જ્ઞાન થશે, તે સાંભળ. તે જાણ્યા પછી આ જગતમાં તારે બીજું કાંઈ જાણવાનું રહેશે નહીં. હજારો મનુષ્યોમાંથી એકાદ જ સિદ્ધિ મેળવવા પ્રયત્ન કરે છે, અને એવા અનેક સિદ્ધ પુરૂષોમાંના કોઈકને જ મારૂં સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે સર્વ જગત મારાથી જ ઉદ્ભવ પામેલું છે, અને તેનો નાશ પણ મારાથીજ થાય છે. દોરામાં મણકા પરોવ્યા હોય, તેમ આ બધું મારામાં પરોવાઇ ગયું છે. મારી માયા ત્રણ ગુણોથી ભરેલી હોવાથી એને તરવી ઘણી મુશ્કેલ છે. જે મારૂં શરણ લે છે, તે જ તેને તરી શકે છે. અર્જુન, ચાર પ્રકારના પુણ્યવાન લોક મારૂં સ્મરણ અને ભક્તિ કરે છે: રોગથી પીડાતો, જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો, દ્રવ્યાદિક મેળવવાની વાસનાવાળો, અને નિષ્કામ ભક્તિ કરનારો. આમાં નિષ્કામ ભક્તિ કરનારો એકાંતિક ભક્ત મને પ્રિય છે. પોતાની કામવાસનાને સંતોષવા કામ ક્રોધાદિથી મત્ત બનેલા લોકો જુદા જુદા દેવોની ભક્તિ કરે છે, પણ વસ્તુતઃ તેઓ મને જ ભજે છે. ઈતર દેવનું યજન કરનારા દેવ લોકમાં જાય છે, અને મારો ભક્ત મને આવી મળે છે.

"અંતકાળે મારૂં સ્મરણ કરતાં કરતાં જે પોતાનો દેહ ત્યજે છે, તે

મારા સ્વરૂપને પામે છે. જન્મ ભરના અભ્યાસને લીધે જે જે ભાવે મનુષ્ય મારૂં સ્મરણ કરે છે, તે તે ભાવને તે અંતે પામે છે. માટે કૌન્તેય, તું અહોરાત્ર મારૂં જ સ્મરણ કર, અને યુદ્ધનો આરંભ કર. મારામાં મન અને બુદ્ધિ અર્પણ કરી જો તું યુદ્ધ કરીશ, તો તું મને જ આવીને મળીશ. હે પાર્થ, ચિત્તને અન્ય વિષયો તરફ ઢળી જવા ન દેતાં સતત્ અભ્યાસથી સ્થિર કરી, દિવ્ય પરમ પુરુષનું ધ્યાન ધરતાં તેજ પદ તને પ્રાપ્ત થશે. શરીરનાં સર્વ દ્વારનો સંયમ કરી, મનને હૃદયમાં સ્થિર કરી, પોતાના પ્રાણને મસ્તકમાં ધારણ કરી, સમાધિ યોગમાં સ્થિર થઈ, ૐકાર એકાક્ષર મંત્રનો જપ કરતે કરતે, અને મારૂં સ્મરણ કરતે કરતે જે દેહ ત્યજી દે છે, તે પરમ ગતિ પામે છે. હરહમેંશ અને પ્રત્યેક પળે બીજા કશા વિષયમાં ચિત્ત નહીં રાખતાં એક ચિત્તે જે મનુષ્ય મને સ્મરે છે, તેવા યોગીને હું મળવો સુલભ થઈ પડું છું. મને પામનાર મહાત્માઓને પુનર્જન્મ લેવો પડતો નથી. બ્રહ્મલોક સુધી પહોંચનારને પુનર્જન્મ લેવો પડે છે, પણ મને આવી મળેલાઓ પુનર્જન્મથી મુકત થાય છે."

અર્જુનનામાં કાંઈક જ્ઞાનનો પ્રકાશ થતો લાગ્યો, એટલે શ્રીકૃષ્ણે આગળ ચલાવ્યું, "અર્જુન, હવે તું દોષ-દર્શી નથી, તેથી તને ગુહ્યમાં ગુહ્ય વાત કહું છું તે તું સાંભળ સર્વત્ર વહન કરનાર મહાન વાયુ જેમ સર્વદા આકાશમાં વ્યાપ્ત રહે છે, તેમ સર્વ જગત મારામાં વસેલું છે. જે પુરૂષો અનન્ય ભાવથી મારૂં ચિંતવન કરે છે, એવા નિત્ય યોગયુકત પુરૂષોના* યોગ-ક્ષેમનો ભાર હું ઉઠાવું છું. પત્ર, પુષ્પ, ફળ અને જળ પણ જે ભક્તિભાવથી મને અર્પણ કરે છે, તે નિયત ચિત્ત-વાળાની ભેટ હું ખુશીથી સ્વીકારૂં છું. જેઓ અનન્ય ચિત્તથી મને ભજે છે, તેઓ મારામાં અને હું તેમનામાં વાસ કરૂં છું. મહાન દુરાચારી હોય છતાં પણ અનન્ય ભક્તિભાવથી મારૂં ભજન કરનાર માણસને સાધુ જ જાણવો. તે થોડા સમયમાં ધર્માત્મા થશે, અને નિત્ય શાન્તિ પામશે. મારો ભકત કોઇ દિવસ નાશ પામતો નથી. પાર્થ, મારો આશ્રય કરનાર સ્ત્રીઓ, વૈશ્ય, અને શુદ્રો પણ પરમગતિને પામે છે, તો પછી મારા ભકત પુણ્યવાન

* યોગક્ષેમ એટલે સંસારનો નિત્ય નિર્વાહ. ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનનો દૃષ્ટાંત શ્રીકૃષ્ણના આ સિદ્ધાંતને સમર્થન આપે છે. પુત્રીના સીમંતનું મામેરૂં, પિતાનું શ્રાદ્ધ, હુંડી, વિગેરે પ્રસંગોએ શ્રીકૃષ્ણેજ પોતાના પરમ ભક્ત નરસિંહ મહેતાને સહાય કરી હતી. નરસિંહ મહેતા અનન્ય ભાવથી શ્રીકૃષ્ણના ચિંતવનમાં પોતાનાં સાંસારિક કાર્યોને વિસારી સમય વ્યતીત કરતા હતા. સંસાર તેમને ગાંડામાં ગણી કાઢતો, પણ તેમના યોગ ક્ષેમની ચિંતા રાખનાર સર્વ શક્તિમાન શ્રીહરિએ તેમના સાંસારિકપ્રસંગોને રાજવંશી રીતભાતથી સાચવી લીધા અને પોતાના ભક્તની લાજ રાખી. નરસિંહ મહેતાના જીવનના આવા પ્રસંગોથી ગીતાના આ સિદ્ધાંતનો મર્મ સમજાય છે.

:—લેખક.

બ્રાહ્મણો અને ક્ષાત્રિયોની તો વાત જ શી? અર્જુન, તું મારામાં ચિત્ત રાખ, મારો ભક્ત થા, મારૂં ભજન કર, મને નમસ્કાર કર.આ પ્રમાણે સત્યપરાયણ થઇને તું અંતે મનેજ આવી મળીશ.

"હે મહાબાહો, મારાં વચનોથી સંતુષ્ટ થતો જોઈ તારા હિતની ખાતર તને બીજી ઉત્તમ વાત કહું છું, તે તું સાંભળ. મારી ઉત્પત્તિ દેવોના ગણો અને મહર્ષિઓ પણ જાણતા નથી. કારણ દેવોનો અને મહાર્ષિઓનો પણ આદિ કારણ હું છું. સાત મહર્ષિઓ, ચાર મનુ, જેમનાથી પૂર્વે આ જગતની ઉત્પત્તિ થઈ,તેમને મેં મનથી ઉત્પન્ન કરેલા છે. 'હું સર્વનું ઉત્પત્તિ સ્થાન છું, અને મારાથી સર્વ વસ્તુની પ્રવૃત્તિ થાય છે,' એમ જાણીને મારા ભક્તો મારૂં યજન કરે છે. મારામાં ચિત્ત લગાડી, અને પોતાના પ્રાણને મારામાં તલ્લીન કરી, તેઓ એકમેકને મારી કથા કહેતાં સંતોષમાં રહે છે, અને આનંદ માણે છે. આ પ્રમાણે અહોનિશ મત્પરાયણ રહેનારને અને પ્રીતિથી મને ભજનારાઓને સમત્વ બુદ્ધિનો યોગ હું આપું છું. તેમનામાં સમત્વ બુદ્ધિ થાય છે, અને અંતે અનુગ્રહ કરવાને માટે તેમના અંતઃકરણમાં પ્રવેશ કરીને હું તેમનામાં આત્મભાવ જગાડું છું. આત્મભાવના આ પ્રકાશિત દીપ વડે તેમનો અજ્ઞાન-અંધકાર નાશ પામે છે."

અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું; "હે ભગવન્, તમે જ પરબ્રહ્મ, પરમ તત્વ છો, તમે દિવ્ય અને શાશ્વત પુરૂષ, અજન્મા અને સર્વવ્યાપી છો. આપને સર્વ ઋષિઓ તેમજ દેવર્ષિ નારદ અને વ્યાસ પણ એમજ કહે છે. કેશવ, તમે મને જે કહો છો, તે બધું હું સત્ય માનું છું. તમારી વ્યક્તિને નથી દેવો જાણતા કે નથી દાનવો ઓળખતા. હે ભૂતેશ, દેવના દેવ, જગત્પતિ, હે પુરૂષોત્તમ, તું જ તારા સ્વરૂપને ઓળખે છે. તારી કઈ કઈ દિવ્ય આત્મવિભૂતિઓથી તું આ જગતમાં વ્યાપી રહેલો છે, તે મને કૃપા કરીને કહે. અહોનિશ ચિંતવન કરૂં, તોપણ હું તને શી રીતે જાણી શકું? કિયા કિયા પદાર્થમાં હું તારૂં ચિંતન કરૂં? હે જનાર્દન, તારો યોગ અને તારી વિભૂતિ મને ફરીથી વિસ્તારથી સંભળાવ. અમૃત જેવું તારૂં વચન સાંભળતાં મને તૃપ્તિ થતી જ નથી."

શ્રીકૃષ્ણે કહ્યું, "ભલે અર્જુન, મારી દિવ્ય વિભૂતિઓમાંની મુખ્ય મુખ્ય કહું છું તે સાંભળ, કારણ મારા વિસ્તારનો પાર ન હોવાથી બધીયે વિભૂતિઓ અત્યારે તને વર્ણવી શકું તેમ નથી. સર્વ ભૂતમાં રહેનારો જે આત્મા તે હું જ છું. સર્વ ભૂતનો આદિ અને અંત પણ હું જ છું. બાર આદિત્યોમાં વિષ્ણુ, તેજસ્વીમાં અંશુમાલી સૂર્ય, નક્ષત્રમાં ચંદ્ર, વેદોમાં સામવેદ, દેવોમાં ઇંદ્ર, ઇન્દ્રિયોમાં મન, અગિયાર રૂદ્રોમાં શંકર, પર્વતમાં મેરૂ, જલાશયોમાં સમુદ્ર, વાણીમાં ૐકાર, યજ્ઞોમાં જપયજ્ઞ, સ્થાવર પદાર્થોમાં હિમાલય, સર્વ વૃક્ષોમાં અશ્વત્થ (પીપળો), દેવર્ષિઓમાં નારદ,

આયુધોમાં વજ્ર અને ગાયોમાં કામધેનુ હું જ છું. હે પાર્થ, સર્વ ભૂતોમાં ચૈતન્ય તે પણ હું પોતે જ છું. પ્રજોત્પાદન કરનાર કંદર્પ તે મારૂં જ સ્વરૂપ છે. સૃષ્ટિ માત્રનો આદિ મધ્ય અને અંત, આખલ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ અને લય મારે લીધે જ થાય છે. સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી અને વાણી એ મારૂંજ સ્વરૂપ છે. છંદોમાં ગાયત્રી છંદ, મહિનામાં માર્ગશીર્ષ, છ ઋતુઓમાં વસંતઋતુ એ મારૂં સ્વરૂપ છે. યાદવોમાં વાસુદેવ, અને પાંડવોમાં હે ધનંજય તું પોતે, તે પણ હું જ છું. તેજસ્વીઓનું તેજ, જ્ઞાનીઓનું જ્ઞાન, એ બધી મારી વિભૂતિઓ છે. અથવા અર્જુન, તને વધારે શું કહું? જે જે વસ્તુ વૈભવ લક્ષ્મી અથવા પ્રભાવયુક્ત હોય, તે તે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલાં છે, એમ સમજજે. અથવા તારે આ બધું જાણીને યે શું કામ છે? ટુંકમાં એટલું જ કહું છું કે મારા એક અંશમાંથી આ બધા જગતમાં વ્યાપીને હું જ રહેલો છું."

અર્જુને કહ્યું, "યાદવેશ, મારા ઉપર કૃપા કરીને તેં અધ્યાત્મની જે પરમ ગુહ્ય વાત કહી, તેથી મારો મોહ ઉડી ગયો છે. હવે જે પ્રમાણે તેં તારૂં સ્વરૂપ કહી બતાવ્યું, તે પ્રમાણે તારૂં ઇશ્વરી સ્વરૂપ હું નજરે જોવાને ઇચ્છું છું. પ્રભો, તેવા પ્રકારનું તારૂં સ્વરૂપ મારાથી જોવાય તેમ હોય, અને તેને માટે તું મને અધિકારી માનતો હોઉં, તો તારા અવ્યય સ્વરૂપનું મને દર્શન કરાવ."

શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "અર્જુન, આ અહીં એકઠું થયેલું સર્વ ચરાચર જગત્ અને બીજું પણ જે કાંઈ જોવાની તને ઇચ્છા હોય, તે મારા આ દેહમાં તું જોઈ લે. પરંતુ તારાં આ ચક્ષુથી મારા એવા સ્વરૂપને તું જોઈ શકીશ નહીં, તેથી હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું, તે વડે તું મારો ઇશ્વરી યોગ જોઇ શકીશ."

આ પ્રમાણે બોલ્યા પછી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનું શ્રેષ્ઠ વિશ્વરૂપ બતાવ્યું. તે વિશ્વરૂપને અનેક મુખ અને અનેક આંખો હતાં. તેમાં અનેક અદ્‌ભૂત દેખાવો દેખાતા હતા, વિવિધ જાતના દિવ્ય અલંકારોથી તે સ્વરૂપ શણગારાયેલું હતું. વિવિધ જાતનાં ઉગામેલાં આયુધો ચમકારા મારી રહ્યાં હતાં. તે અનંત, સર્વતોમુખ, અને સર્વ આશ્ચર્યથી ભરપુર વિરાટ સ્વરૂપને દિવ્ય ગંધનું લેપન કર્યું હતું. તેણે દિવ્ય માલ્ય, અને વસ્ત્રો ધારણ કર્યાં હતાં. આકાશમાં હજાર સૂર્ય એક સામટા પ્રકાશે, અને જેવા તેજના ઓઘ ફુટી નીકળે, તેવી તે મહાત્માની કાન્તિ પ્રકાશતી હતી. તે દેવેશ્વરના શરીરમાં નાના સ્વરૂપમાં વિભક્ત થયેલું આખું જગત્ એકત્ર થયેલું અર્જુને જોયું, અને તેથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે વિશ્વરૂપને મસ્તક નમાવી પ્રણામ કર્યા, અને હાથ જોડી આમ તેની સ્તુતિ કરવા લાગ્યોઃ—

"હે દેવ, તારા દેહમાં સર્વ દેવોને અને અનેક પ્રકારના ભૂતોના સમુદાયને હું જોઉં છું. કમળના આસન ઉપર

બેઠેલા બ્રહ્મદેવને, સર્વ ઋષિઓને, તેમજ વાસુકિ આદિ સર્વ દિવ્ય સર્પોને હું જોઉં છું. હે વિશ્વરૂપ, તારાં અનેક બાહુ, અનેક ઉદર, અનેક મુખ, તથા અનેક નેત્રો હું ચારે પાસ નિહાળું છું. તારૂં અંત મધ્ય કે આદિ સ્થાન હું જોઇ શકતો નથી. વળી મુકુટ, ગદા અને ચક્રને તેં ધારણ કર્યાં છે, ચારે પાસ ઝળઝળાટ કરી નાંખતો તેજ તેજનો અંબાર, આંખ આંજી નાંખે તેવા ચોપાસથી સળગેલા અગ્નિ અને સૂર્યના અપરંપાર પ્રકાશવાળો તને હું જ્યાં ત્યાં નિહાળું છું. તું જ અક્ષર, અંતનું જ્ઞાન અને આ વિશ્વનો છેલ્લો આધાર છું. અવ્યય અને શાશ્વત ધર્મનું રક્ષણ કરનાર, અને સનાતન પુરૂષ પણ તું જ છું, એમ હું માનું છું. તું તારા પોતાના તેજથી આ વિશ્વને તપાવે છે. આકાશ અને પૃથ્વી એ વચ્ચેનું આ આખું અંતર અને સર્વ દિશાઓ એ બધું તારા એકલાથી વ્યાપ્ત છે; અને તારૂં આ અભૂદ્દત અને ઉગ્ર રૂપ જોઇને મહાત્મન્ આ ત્રણે લોક ભયથી કંપી ઉઠયા છે. અહીંઆં તો જો! દેવોના સંઘો તારામાં પ્રવેશ કરે છે! કેટલાક તો કંપતા કંપતા હાથ જોડી પ્રાર્થના કરી રહ્યા છે! મહર્ષિ અને સિદ્ધગણો 'સ્વસ્તિ' એમ ઉચ્ચારતા પુષ્કળ સ્તોત્રોથી તારી પ્રાર્થના કરે છે! વળી રૂદ્ર, આદિત્ય અને વસુ એ બધા વિશ્વેદેવો, બે અશ્વિનીકુમારો, મરૂદ્ગણ અને ઉષ્મપાઓ,* ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને સિદ્ધોના ગણો વિસ્મય પામી તારા સામું જોઈ રહ્યા છે. તારૂં આવું ઘોર રૂપ જોઇને આ તમામ લોકો વ્યથિત થાય છે, તેમજ મારૂં હૈયું પણ ગભરાઈ જાય છે. તારૂં આ રૂપ જોઇને મારો અંતરાત્મા આકુળ વ્યાકુળ થાય છે. હે વિષ્ણુ, મારી ધીરજ જતી રહી છે, હું સ્વસ્થ રહી શકતો નથી. વિકાળ દાઢોને લીધે પ્રલયકાળના અગ્નિ જેવાં દેખાતાં આ તારાં મુખ જોતાં જ હું દિશાઓનું ભાન ભૂલી ગયો છું. મને કાંઈ ચેન પડતું નથી. દેવેશ, જગત્‌ના નિવાસ, મારા ઉપર કૃપા કર. આ: કૌરવો, ભીષ્મ, દ્રોણ, કર્ણ, તેમજ અન્ય આ રાજાઓ અને આપણામાંના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ પણ તારી ભયંકર દાઢોને લીધે વિકાળ દેખાતા મુખમાં પડાપડી કરી રહ્યા છે. કેટલાકના માથાના ચુરેચુરા થઈ ગયેલા છે, નદીનાં પાણી જેમ સાગર ભણી દોડે છે, તેમ આ નરલોકના વીરપુરૂષો તારાં ધગધગતાં મુખોમાં પ્રવેશ કરે છે. હે ઉગ્રરૂપ ધારણ કરનાર, તું કોણ છે તે મને કહે. હું તને નમસ્કાર કરૂં છું. તું મારા ઉપર પ્રસન્ન થા. આ તારી કૃતિ મારાથી કાંઇ સ્હમજાતી નથી."

વિરાટસ્વરૂપ ભગવાન બોલ્યા, "હું લોકોનો ક્ષય કરવાને વૃદ્ધિ પામેલો કાળ છું, અને આ લોકનો

* ઉષ્મપાઓ એટલે પિતૃઓ. કહેવાય છે કે શ્રાદ્ધ કાળે પિતૃઓને અર્પણ કરેલું અન્ન જ્યાં સુધી ઉન્હું હોય ત્યાં સુધીજ પિતૃઓ ગ્રહણ કરે છે, તેથી તેઓ ઉષ્મપા કહેવાય છે.

સંહાર કરવાને પ્રવૃત્ત થયેલો છું. આ યુદ્ધભૂમિ ઉપર જે યોદ્ધાઓ ઉભેલા છે, તે બધા–માત્ર તારા વિના–મરવાના છે, માટે તું યશ મેળવ, અને શત્રુને જીતીને રાજ્ય સમૃદ્ધિ ભોગવ. આ બધાને તો મેં પહેલેથી જ મારેલા છે, માત્ર તું નિમિત્ત થઈ આગળ થા. દ્રોણુ અને ભીષ્મ, જયદ્રથ અને કર્ણું તેમજ આ બીજા મોટા વીર યોદ્ધાઓ એ બધાને મેં પ્રથમથીજ મારી નાંખ્યા છે, તેમને તું માર, અને નકામો ઉદ્વેગ ન કરતાં યુદ્ધમાં પ્રવૃત્ત થા, અને શત્રુઓ ઉપર વિજય મેળવ. ”

કેશવનું આ વચન સાંભળીને અત્યંત ભયથી ગદ્ ગદ્ કંઠે હાથ જોડી કંપતો કંપતો અર્જુન નમસ્કાર કરી ફરીથી બોલ્યો, “ હે હૃષીકેશ, તારા કીર્તનથી આખું જગત્ હર્ષ પામે છે, અને તારામાં અનુરક્ત થાય છે. રાક્ષસો તારાથી ભય પામી દસે દીશાઓમાં ન્હાસી જાય છે. સિદ્ધના સંઘો તને જ નમસ્કાર કરે છે. બ્રહ્મદેવના પણુ આદિ કારણુ અને તેના કરતાં પણુ તું શ્રેષ્ઠ છું, તો તને તેઓ શા માટે નમન ન કરે ? હે દેવેશ, હે અનંત, હે જગદાધાર, તું જ સત્ અને અસત્ છું અને અક્ષર પણુ તુંજ છું. તું જ આદિ દેવ, પુરાતન પુરૂષ, આ વિશ્વનો પરમ આધાર, જ્ઞાતા અને જ્ઞેય, તેમ જ શ્રેષ્ઠ સ્થાન છું. તારાથી આ વિશ્વ ઉભરાઈ ગયું છે. તને હજાર વાર મારા નમસ્કાર હુજો ! વળી વારંવાર ફરી ફરી તને મારા નમોનમ: હો ! તારી શક્તિ અનંત છે, તારૂં પરાક્રમ અતુલ છે, અને તું સર્વને પૂરો પડું તેવો છું. તું જ ‘ સર્વ ’ છું, તારો આ મહિમા ન જાણુવાથી તને મિત્ર સમજી ‘ હે કૃષ્ણુ, હે યાદવ, હે સખા, ’ આમ ભૂલમાં મેં તારી મશ્કરી કરી મર્યાદા ઓળંગી હોય અને આહાર વિહારમાં સુવા બેસવામાં, એક બીજાની સમક્ષ મેં તારૂં કાંઈ અપમાન કર્યું હોય, તો હે મહાત્મન્ મને ક્ષમા આપજે. સર્વ ત્રૈલોકમાં તારા જેવો બીજો કોઈ નથી, તોપછી તારા જેવા અપ્રતિમ પ્રભાવશાળી કરતાં અધિક તો કોણુ જ હોઈ શકે ? માટે તારા જેવા સ્તુત્ય અને સમર્થને પગે પડીને ‘પ્રસન્ન થાઓ’ એમ પ્રાર્થના કરૂં છું. પિતા જેમ પુત્રનો, મિત્ર મિત્રનો અપરાધ ક્ષમા કરે છે, તેમ હે દેવ, હું તને પ્રિય હોવાથી, તું મારા સર્વ અપરાધ ક્ષમા કર. તારૂં આ રૂપ જોઈને હર્ષ ને ભયથી મારૂં મન વ્યાકુળ થઈ ગયું છે, માટે હે દેવ, તારૂં મૂળ રૂપ મને દેખાડ. હે સહસ્રબાહો, હે વિશ્વમૂર્તિ, હવે ચતુર્ભુજ રૂપમાં પ્રકટ થાઓ. ”

વિરાટ રૂપથી અર્જુનને ભય પામેલો જોઇ શ્રી વિરાટસ્વરૂપ ભગવાને કહ્યું, “ તારા શિવાય બીજા કોઈને પૂર્વે મેં મારૂં આ તેજોમય રૂપ દેખાડયું નથી. હે કુરૂકુલમાં શ્રેષ્ઠ, વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, કર્મ, અને ઉગ્ર તપથી પણુ મારૂં આ રૂપ તારા શિવાય બીજા કોઈને પણુ આ મૃત્યુ લોકમાં જોવાને મળવું શકય નથી. મારા આવા ઘોર રૂપથી તને વ્યથા થાઓ માં ! તું વિમૂઢ ન

મન! ભય ત્યજી દઈ, મન પ્રસન્ન કરી, મારૂં પૂર્વ રૂપ તું પુનરપિ નિહાળ." આમ કહી શ્રી ભગવાને પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું, અને ભય પામેલા અર્જુનને આશ્વાસન આપ્યું.

અર્જુને કહ્યું, "હે જનાર્દન, તારૂં આ સૌમ્ય અને મનુષ્યદેહધારી રૂપ જોઇ હવે મારૂં મન ઠેકાણે આવ્યું છે, અને હું પ્રથમની પેઠે જ સાવધાન થયો છું." શ્રીકૃષ્ણ બોલ્યા, "તેં મને આજે જે રૂપમાં જોયો, ત રૂપ દેવોને પણ જોવા મળવું અશક્ય છે. કેવળ અનન્ય ભક્તિથી આ પ્રમાણે મારૂં જ્ઞાન થવું, મને જોવો, અને મારામા તત્ત્વથી પ્રવેશ કરવો, એ શક્ય છે. સર્વ કર્મો પરમેશ્વરનાં છે, એવી બુદ્ધિથી કર્મ કરનાર મારામાં તન્મય થનાર, સંગનો ત્યાગ કરનાર, અને સર્વ ભૂત માત્ર પ્રતિ નિર્વૈર વૃત્તિ રાખનાર મારો ભક્ત એ જ હે પાંડવ, મને આવી મળે છે."

# પ્રકરણ ૪૦ મું.

## ગીતા સાર (ચાલુ).

## ભકિતની મહત્તા અને ત્રણે ગુણોનું દિગ્દર્શન.

સુદ્ધ કર્મમાંથી અર્જુનનું મન પાછું હઠયું હતું, તે શ્રીકૃષ્ણની અર્થ-યુક્ત વાણીથી પાછું સચેત થયું, વિરાટ-સ્વરૂપના દર્શનથી અર્જુનના મનનો નિશ્ચય વધારે પ્રબળ થયો, પણ હજુ જ્ઞાનને માટે થોડી ઘણી આવશ્યકતા તેને જણાઇ. પરમાત્મસ્વરૂપ શ્રી કૃષ્ણની પાસેથી શું શું જાણી લઉં, એવી જીજ્ઞાસા અર્જુનને થવા લાગી. તેથી તેણે પૂછ્યું, "હે ભગવન્, તારા કેટલાક ભકતો યોગયુક્ત રહી તારી વ્યકત ઉપાસના કરે છે, અને કેટલાક અવ્યકત અક્ષરની ઉપાસના કરે છે, તો આ બેમાંથી શ્રેષ્ઠ કોણ ?"*

શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "મારામાં મન રાખી નિત્ય યુક્તચિત્ત થઇ જેઓ પરમ શ્રદ્ધાથી મારી ઉપાસના કરે છે, તેઓ મારા મત પ્રમાણે ઉત્તમ યોગી

* અર્જુનનો આ પ્રશ્ન ઘણો અગત્યનો હતો. મૂર્તિપૂજા દ્વારા શ્રી ભગવાનનું પૂજન, અથવા કેવળ ધ્યાનથીજ અવ્યક્તની ઉપાસના, આ બેમાં કોનું શ્રેષ્ઠત્વ વધારે, એ પ્રશ્ન અત્યારે પણ આપણને સુઝવે છે. શ્રીકૃષ્ણે આનો સચોટ અને અર્થમય ઉત્તર આપ્યો છે. મૂર્તિપૂજા તદ્દન કાઢી નાંખવી, એ ઇષ્ટ નથી; તેમજ માત્ર મૂર્તિપૂજા શ્રેષ્ઠ છે, એમ માની આગળ પ્રવૃત્ત ન જ કરવી એ પણ ઇષ્ટ નથી. મૂર્તિપૂજાને પ્રથમ પગથીયુ ગણી જો ભગવદ્ભક્ત અવ્યક્તની ઉપાસના ખીલવે, તો તે જ ઉપાસનાની શ્રેષ્ઠ અને યોગ્ય રીતિ છે.
—લેખક.

છે. સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી, સર્વત્ર સમબુદ્ધિ રાખી, જે મારી ઉપાસના કરે છે, તે આ સંસારના વ્યવહારમાં લપટાયેલો ભક્ત પણ મને પ્રાપ્ત થાય છે. દેહધારીને અવ્યક્તની ઉપાસનાનો માર્ગ બહુ કષ્ટથી સિદ્ધ થાય છે. પણ જે મને સર્વ કર્મો અર્પીને મત્પરાયણ થઈ અનન્ય યોગથી મારૂં ધ્યાન કરતે કરતે મને ભજે છે, મારામાં જેણે પોતાનું ચિત્ત પરોવ્યું છે, તેવા લોકોનો હે પાર્થ, વિના વિલંબે હું આ મૃત્યુ-યુક્ત સંસારસાગરમાંથી ઉદ્ધાર કરૂં છું. માટે તું મારામાંજ મન રાખ. મારામાં તારી બુદ્ધિને સ્થિર કર, એટલે આજથી તું મારામાં નિવાસ કરીશ એમાં લેશ પણ સંશય નથી.

"જો તું ચિત્તને સ્થિર કરી મારામાં અર્પણ ન કરી શકતો હોઉં, તો હે ધનંજય, ફરી ફરી યત્ન કરી મને પ્રાપ્ત કરવાની તું ઉમેદ રાખ, યત્ન કરવાને પણ જો તું અસમર્થ હોઉં, તો સર્વ કર્મો મારે માટે જ કરતો જા. જો એમ પણ તારાથી ન બને, તો સર્વ કર્મને મારામાં યોજી આત્મસંયમથી સર્વ કર્મનાં ફળનો ત્યાગ કર, કારણ અભ્યાસ કરતાં જ્ઞાન, જ્ઞાન કરતાં ધ્યાન, અને ધ્યાન કરતાં પણ સર્વ કર્મનાં ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે, અને તેથીજ શાન્તિ મળે છે.*

"કોઇનો દ્વેષ ન કરનાર, સર્વની સાથે મિત્રભાવથી અને દયાથી વર્તનાર, સુખદુઃખને સમાન ગણનાર, મમત્વ અને અહંકાર વિનાનો, ક્ષમાવાન, હંમેશાં સંતોષી, સંયમી, દૃઢ નિશ્ચયવાળો, અને મત્પરાયણ મારો યોગી ભક્ત મને પ્રિય છે. જેનાથી લોકો કંટાળતા નથી, હર્ષ, શોક, ક્રોધ, ભય અને વિષાદથી જે અલિપ્ત રહે છે, તે જ ભક્ત મને વ્હાલો છે. શત્રુ અને મિત્ર, માન અને અપમાન, એ જેને સરખાં છે, અને જેને કશામાં આસક્તિ નથી, જે સ્તુતિ અને નિંદાને સમાન લેખે છે, થોડું બોલનાર, જે મળે તેટલાથી સંતોષ માનનાર, અને કર્મ ફલાશાનો ત્યાગ કરનાર ભક્ત મને વ્હાલો લાગે છે."

ભક્તની સ્પષ્ટ વાત કહી શ્રીકૃષ્ણે તેને જ્ઞાન અને પ્રકૃતિના ગુણો વિષે વધારે સ્પષ્ટતાથી કહેવા માંડ્યું:—

"પ્રકૃતિ તે મારી જ યોનિ હોઈ હું તેમાં સમસ્ત જગત ઉત્પન્ન કરૂં છું. હે કૌંતેય મહદ્ બ્રહ્મ એ યોનિ છે, ને હું બીજપ્રદ પિતા છું. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણો આત્માને દેહમાં બાંધી રાખે છે, સત્ત્વગુણ સુખમાં અને રજોગુણ કર્મમાં આસક્તિ ઉત્પન્ન કરે છે, પણ હે ભારત, તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇ પ્રમાદમાં આસક્તિ ઉત્પન્ન કરે છે. સત્ત્વગુણથી નિર્મળ જ્ઞાનનો ઉદય થાય છે, રજોગુણથી લોભ, કર્મ પ્રવૃત્તિ, અતૃપ્તિ, અને ઇચ્છાનો ઉદય થાય છે, પણ તમોગુણથી અંધકાર, પ્રમાદ, આળસ અને મોહ ઉત્પન્ન થાય છે. સાત્ત્વિકગુણવાળો દેવ-

* શ્રીકૃષ્ણે મનુષ્ય દિલની નિર્બળતાને ધ્યાનમાં રાખી ઘણોજ વ્યવહારૂ માર્ગ દર્શાવ્યો છે. —લેખક,

લોકમાં, રજોગુણવાળો મૃત્યુ લોકમાં, અને તમોગુણવાળો પશુ, પક્ષી, વિગેરે મૂઢ યોનિમાં જન્મ ધારણ કરે છે.આ ત્રણે ગુણોથી અતીત થયેલાને મોક્ષ મળે છે."

અર્જુને પ્રશ્ન પૂછયો, "હે પ્રભો, મનુષ્ય આ ત્રણ ગુણોથી અતીત દશાને પહોંચ્યો છે, એમ ક્યારે સ્હમજાય? તેનું આચરણ કેવું હોય?"

"હે પાંડવ!" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "ગુણ પોતપોતાનું કામ કરે છે, એટલુંજ માની જે સ્થિર રહે છે, વિકાર પામતો નથી, જેને સુખ સમાન છે, જેને સોનું અને ધૂળમાં ભિન્નભાવ નથી, નિંદા અને સ્તુતિ, પ્રિય અને અપ્રિય, જેને સમાન છે, જેને માન અપમાન, મિત્ર શત્રુ એવો ભેદભાવ છે જ નહિં, તે પુરૂષને ગુણાતીત કહે છે.

"કામ, ક્રોધ, લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે, અને તે આત્માનો નાશ કરનારાં છે. માટે તું એ ત્રણેનો ત્યાગ કર. હે કૌન્તેય, આ ત્રણ તમોદ્વારથી મનુષ્ય છૂટે એટલે પોતાને કલ્યાણ કરવું છે, તે સ્હમજી તે પ્રમાણે આચરણ કરવા તે માંડે છે, અને પછી ઉત્તમ ગતિને પામે છે."

વળી પાછું અર્જુને પૂછયું, "હે કૃષ્ણ, શાસ્ત્રમાં શ્રદ્ધા હોવા છતાં તેને ત્યજીને જેઓ કર્મ આદરેછે, તેમના મનની સ્થિતિ સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી સમજવી?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "પ્રાણી માત્રની આ શ્રદ્ધા સ્વભાવથી ત્રણ પ્રકારની હોય છે. સર્વ પ્રાણી માત્રની શ્રદ્ધા પોતપોતાના પ્રકૃતિના સ્વભાવ અનુસાર હોય છે. જેમાં જેની શ્રદ્ધા, તેવોજ તે બને છે.

"સાત્વિક સ્વભાવના પુરૂષો દેવોનું યજન કરે છે, રાજસિક સ્વભાવવાળા યક્ષ રાક્ષસો, અને તામસિક સ્વભાવવાળા ભૂત પ્રેતાદિકનું યજન કરે છે. આસુરી બુદ્ધિના અવિવેકી તમોગુણવાળા પુરૂષો શરીરના પંચમહાભૂતાદિક સમુદાયને કષ્ટ આપીને શરીરની અંદર રહેલી મારી વ્યક્તિને પણ કષ્ટ આપે છે. સાત્વિકનો આહાર આયુષ્ય, આરોગ્ય, બળ, સુખ અને પ્રીતિ વધારનારો હોય છે. રાજસિક પુરૂષને તીખો, ખાટો, ખારો, અતિશય ઉષ્ણ અને તીક્ષ્ણ આહાર પ્રિય હોય છે. તામસિક પુરૂષને ટાઢું સૂકું, વાશી અને અપવિત્ર અન્ન ભાવે છે.

"દેવ, બ્રાહ્મણ, ગુરૂ વિદ્વાન એમનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શરીરનું તપ કહેવાય છે; મનને ઉદ્વેગ ન કરે, સત્ય, પ્રિય અને હિતકર ભાષણ, અને સ્વકર્મનો અભ્યાસ એને વાઙ્મય તપ કહે છે. મનને પ્રસન્ન રાખવું, સૌમ્યતા, મૌન, મનોનિગ્રહ, અને શુદ્ધ ભાવના એને માનસ તપ કહે છે.

"સ્વકર્તવ્યની બુદ્ધિથી યોગ્ય સ્થળે, કાળે અને સુપાત્રે જે દાન આપવામાં આવે છે તે સાત્વિક દાન કહેવાય છે. ઉપકારના બદલા તરીકે, ભવિષ્યમાં ફળની આશા રાખીને કે સંકટમાં આવી પડવાથી જે દાન કરવામાં આવે છે તે રાજસિક દાન

કહેવાય છે. અયોગ્ય સ્થળે, અયોગ્ય કાળે, અને અયોગ્ય પાત્રને અવજ્ઞા સાથે દાન કરવામાં આવે છે, તે તામસિક દાન કહેવાય છે.”

“હે મહાબાહો,સંન્યાસનું તત્ત્વ મને કહો,” અર્જુને શ્રીકૃષ્ણને પ્રશ્ન પૂછ્યો, “સંન્યાસ અને ત્યાગ એ બંનેને તેમના યથાર્થ સ્વરૂપમાં જાણવા ઈચ્છું છું. હે ભગવન, એ બંને પર્યાય શબ્દોને સ્પષ્ટતાથી મને સમજાવો.” શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, “ કામ્ય (ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાને માટે કરવામાં આવતાં) કર્મોનો સંન્યાસ (ત્યાગ) કરવો, તેને ડાહ્યા પુરૂષો સંન્યાસ કહે છે, અને સર્વ કર્મફળનો ત્યાગ કરવો તેને વિચક્ષણ પુરૂષો ત્યાગ કહે છે.* દોષયુકત જે કર્મ હોય, તેનો ત્યાગ કરવો, એવું કેટલાક બુદ્ધિશાળી પુરૂષો કહે છે. યજ્ઞ દાન, તપ, અને કર્મ પ્રજ્ઞ પુરૂષોએ કદીયે ત્યજવાં નહીં,એમ કેટલાક કહે છે, ત્યારે હે ભરતશ્રેષ્ઠ, ત્યાગના સંબંધમાં મારો શો નિશ્ચય છે, તે તું સાંભળ. ત્યાગ ત્રણ પ્રકારનો છે. યજ્ઞ,દાન, તપ, કર્મ એનો તો ત્યાગ કરવોજ નહીં, કારણ એ બધાં શાણા પુરૂષોની પણ ચિત્તશુદ્ધિ કરનારાં છે; એટલે તે કર્મો આસકિત ન રાખતાં, અને ફળની આશા ન રાખતાં કરવાં જ જોઇએ, એવો મારો મત છે, અને એજ માર્ગ ઉત્તમ છે. (એટલે કર્મસંન્યાસ કરતાં ત્યાગ ઉત્તમ છે.) હે અર્જુન, ત્યાગના ત્રણ પ્રકાર સાંભળ. સ્વધર્મ પ્રમાણે નિર્માયેલાં કર્મનો ત્યાગ કરવો, એ કોઇને પણ ઘટે નહીં. તેથી મોહથી જ્યારે એવાં કર્મોનો ત્યાગ કરવામાં આવે છે, ત્યારે તે તામસ પરિત્યાગ કહેવાય છે. કર્મ માત્ર દુઃખ છે, અને કર્મ કરવાથી શરીરને કલેશ થશે, એમ ધારીને કરવામાં આવતો કર્મ ત્યાગ, એ રાજસ પરિત્યાગ કહેવાય છે. આવા પરિત્યાગનું કાંઈ ફળ મળતું નથી. અર્જુન, મારો ધર્મ છે, એમ સ્હમજીને નિયત કર્મો કરવામાં આવે છે, અને તેમની ફલાશા રાખવામાં આવતી નથી, તેમજ જે કર્મોમાં આસકિત પણ રાખવામાં આવતી નથી, તે કર્મોનો પરિત્યાગ સાત્ત્વિક મનાય છે. જેને દેહ છે, તે કદી પણ કર્મનો નિઃશેષ ત્યાગ કરી શકતો નથી, એટલે જે કર્મ ફળનો ત્યાગ કરે છે, તેજ ખરો ત્યાગી એટલે સંન્યાસી છે. હે અર્જુન, સર્વ કર્મો થવામાં પાંચ કારણો હોય છે. (૧) અધિષ્ઠાન (સ્થળ), (૨) કર્તા–કામ કરનાર, (૩) સાધન–કર્મો કરવાનાં સાધનો, (૪) કર્તાની જુદી જુદી ચેષ્ટા–વ્યાપાર, પ્રવૃત્તિ, (૫) દૈવ.

મનુષ્ય શરીર, વાણી અને મનથી જે કર્મો કરે છે, તે બધાં કર્મોનાં આ પાંચ કારણો હોય છે. વસ્તુસ્થિતિ

*વ્યાવહારિક દૃષ્ટાંતથી આ વાત વધારે સ્પષ્ટતાથી સમજાશે. ધન પ્રાપ્તિને માટે મનુષ્ય જે પ્રયત્નો કરે છે, તે કામ્ય કહેવાય. એ પ્રયત્નોને લીધે ધનપ્રાપ્તિ થાય, એ કર્મફળ કહેવાય. ધનપ્રાપ્તિને માટે પ્રયત્નો ન કરવા એ કર્મસંન્યાસ થયો, અને ધનપ્રાપ્તિ થાઓ, કે ન થાઓ એવી બુદ્ધિ રાખીને કર્મ કર્યે જ જવાં, એને ત્યાગ કહેવામાં આવે છે.
—લેખક.

આમ હોવા છતાં સંસ્કારી બુદ્ધિ ન હોવાને લીધે 'હું એકલો જ કર્તા છું' એવું જે મનુષ્ય માને છે, તે દુર્મતિ કાંઇ સ્હમજતો નથી. 'હું કરૂં છું', એવી જેને ભાવના જ નથી, તે મનુષ્ય આ સમસ્ત લોકનો નાશ કરે છતાં પણ તે કર્મ તેને બંધનકર્તા થતું નથી.

"કર્મ કરવાની પ્રથમ પ્રેરણા જ્ઞાન જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણથી થાય છે, અને કરણ કર્મ અને કર્તા એ કર્મ-સંગ્રહના ત્રણ પ્રકાર છે.* અર્જુન, કર્મના ત્રણ ભેદ સાંભળ. કર્મફળની ઇચ્છા ન રાખતાં પ્રીતિ કે દ્વેષ વિના કર્મમાં આસક્ત થયા વિના, સ્વધર્મ પ્રમાણે નિયત થયેલાં જે કર્મો કરવામાં આવે છે, તે સાત્ત્વિક કર્મો કહેવાય છે, પણ ફળની આશા રાખી અહંકાર બુદ્ધિથી પુષ્કળ શ્રમ લઇને જે કાર્ય કરવામાં આવે છે, તે રાજસ કર્મ કહેવાય છે. ભવિષ્યનો વિચાર કર્યા વિના, પોતાના સામર્થ્યની તુલના કર્યા વિના અને નાશ અથવા હિંસાની દરકાર કર્યા વિના કેવળ મોહાંધ થઇ જે કર્મ કરવામાં આવે છે, તે તામસ કર્મ કહેવાય છે. હે કુરૂશ્રેષ્ઠ, હવે કર્તાના ત્રણ ભેદ ધ્યાન દઇને શ્રવણ કર. જે આસક્તિ તજી દે છે, જેને 'હું' 'મારૂં' એવી બુદ્ધિ નથી, જેનામાં હિંમત અને ઉત્સાહ ભરપૂર હોય છે, કાર્યની સિદ્ધિ થાય, વા ન થાય, એ તરફ જે નિસ્પૃહ રહે છે તેને સાત્ત્વિક કર્તા જાણવો. વિષયમાં આસક્તિવાળો, કર્મફળનો લોભી, હર્ષને શોકના રંગથી રંગાયેલો, હિંસાત્મક, અને અપવિત્ર એવો જે કર્તા તે રાજસ કર્તા કહેવાય છે. અસ્થિર બુદ્ધિવાળો, પામર, શઠ, પારકાના હિતનો નાશ કરવામાં તત્પર, આળસુ, ન્હીઢીયા સ્વભાવવાળો, અને કામો કરવાં મુલતવી રાખનાર કર્તા તામસકર્તા કહેવાય છે. હે ધનંજય, બુદ્ધિ અને ધૃતિ તેના પણ ગુણને લીધે ત્રણ જુદા પ્રકાર હોય છે, સાવધાન થઇને તે પણ સાંભળી લે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કાર્ય અને અકાર્ય, ભય અને અભય, બંધ અને મોક્ષ એ જે વડે સ્હમજાય છે, તે બુદ્ધિ સાત્ત્વિક છે. હે પાર્થ, જે બુદ્ધિથી ધર્મ કે અધર્મ, કાર્ય કે અકાર્ય એનો નિશ્ચય થઈ શકતો નથી, તે બુદ્ધિ રાજસ જાણવી. જે બુદ્ધિ અંધકારથી વ્યાપી રહી છે, અધર્મ ને ધર્મ માને છે એમ સર્વ બાબતોમાં ઉલટી જ સ્હમજણ આપે છે, તે બુદ્ધિ હે પાર્થ, તામસી જાણજે. જે ધૃતિ ચળે નહીં તેવી છે, જેનાથી મન, પ્રાણ અને ઇંદ્રિયોની પ્રવૃત્તિ ચાલ્યાં જ કરે છે, તે ધૃતિ સાત્ત્વિક છે.

* લોકમાન્ય ટિળક મહારાજની ગીતામાં સ્વ. ઉત્તમલાલભાઇએ સ્પષ્ટ ગુજરાતીમાં આ પ્રશ્ન દૃષ્ટાંત આપીને સ્હમજાવ્યો છે. તેઓ લખે છે કે-ઉદાહરણ તરીકે કુંભાર પ્રત્યક્ષ મટકાં કરવા માંડે, તે પહેલાં મારે અમુક કરવાનું છે (જ્ઞેય) તે અમુક રીતે થશે (જ્ઞાન) એમ તે કુંભાર (જ્ઞાતા) પોતાના મનથી ઠરાવે છે. મનનો એ પ્રમાણે નિશ્ચય થયા પછી કુંભાર (કર્તા) માટી ચાક વિગેરે સાધન (કરણ) એકઠાં કરી પ્રત્યક્ષ માટલાં તૈયાર કરે છે. આ કર્મ સંગ્રહ થયો.

અર્જુન, જે ધૃતિથી ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરૂષાર્થો ચલાવાય છે, અને પ્રસંગાનુસાર ધર્મ, અર્થ કામની જે ઇચ્છા કરે છે, તે રાજસી ધૃતિ કહેવાય છે. જે ધૃતિથી મનુષ્ય મંદમતિ થઈ ઉંઘ, ભય, શોક, વિષાદ, અને મદથી મુક્ત થતો નથી, તે ધૃતિ તામસી કહેવાય છે.

હવે સુખના ત્રણ પ્રકારનું તું ધ્યાનથી શ્રવણ કર. જે આરંભમાં વિષ જેવું, પણ પરિણામે અમૃતના જેવું છે, તે આત્મ બુદ્ધિની પ્રસન્નતાથી ઉદ્ભવ થયેલું સુખ સાત્વક કહેવાય છે. ઇંદ્રિયો અને તેના વિષયો એ એના સંયોગથી ઉત્પન્ન થતું સુખ જે પ્રથમ અમૃત સરખું, પણ પરિણામે વિષના જેવું હોય છે, તે રાજસ સુખ કહેવાય છે, અને જે આરંભમાં તેમજ અંતમાં આત્માને મોહમાં નાંખે છે, નિદ્રા, આલસ્ય, અને પ્રમાદથી જે ઉત્પન્ન થાય છે, તે સુખ તામસ કહેવાય છે. સમસ્ત વિશ્વમાં પ્રકૃતિથી ઉત્પન્ન થતા આ ત્રણે ગુણોથી કોઈપણ મુકત નથી. હે પરંતપ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના વિભાગ તેમને તેમની પ્રકૃતિથી સિદ્ધ થયેલા સ્વભાવજન્ય ગુણો પ્રમાણે પૃથક્ પૃથક્ પાડેલા છે. શમ, દમ, તપ, પવિત્રતા, શાન્તિ, સરળતા, જ્ઞાન, અને આસ્તિક્ય બુદ્ધિ એ બ્રાહ્મણનું સ્વભાવજન્ય કર્મ છે. શૌર્ય, તેજસ્વિતા, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાંથી પલાયન ન કરવું, દાતાપણું, પ્રજા ઉપર સત્તા ચલાવવી, એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે. કૃષિ, ગોરક્ષા વાણિજ્ય, એ વૈશ્યનું સ્વભાવજન્ય કર્મ છે, અને તે જ પ્રમાણે સેવા કરવી, એ શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે. પોતપોતાના કર્મમાં નિત્ય પ્રવૃત્ત રહેવાથી જ માણસને સિદ્ધિ મળે છે. જન્મથીજ જે કર્મ નિયત થયેલું છે, તે દોષવાળું હોવા છતાં પણ ત્યજવું નહીં. જો તું મારામાં ચિત્ત રાખી મારૂં કહ્યું કરીશ, તો સર્વ કર્મનાં શુભાશુભ કર્મનાં ફળને તરી જઇશ. પણ અહંકારથી મારૂં નહીં સાંભળે, તો તું નાશ પામીશ. ' હું યુદ્ધ નથી કરવાનો, એમ જે તું અહંકારથી માને છે, તે તારો નિશ્ચય નકામો છે. તારો સ્વભાવ તારી પાસે તે જ કરાવશે. પરંતપ, તારા સ્વભાવજન્ય કર્મથી બંધાયેલો હોવા છતાં તું મોહથી જે કરવા ઇચ્છતો નથી, તે જ કર્મ પ્રકૃતિને વશ થઇને તારે કરવું જ પડશે. અર્જુન, ઈશ્વર સર્વ ભૂતમાત્રના હૃદયમાં રહ્યો છે, અને ચાકે ચ્હઢાવ્યા હોય તે પ્રમાણે પોતાની માયાથી સર્વ ભૂતને ભમાવે છે. સર્વભાવથી તું તેને જ શરણે જા. તેની કૃપાથી પરમ શાન્તિ, અને શાશ્વત સ્થાન તને પ્રાપ્ત થશે. આ પ્રમાણે ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન મેં તને કહી સંભળાવ્યું. આ સંબંધે પૂર્ણ વિચાર કરીને તારી ઇચ્છામાં આવે તે કર. હજુએ તને એક છેવટની અત્યંત છાની વાત કહું છું, તે તું સાંભળ. તું મને અત્યંત વ્હાલો છું, તેથી તારા હિતની એક વાત મારે તને કહેવી છે. મારામાં મન રાખ, મારો ભકત થા, મારૂં

યજન કર, મને નમસ્કાર કર, એટલે તું મને જ પ્રાપ્ત થઈશ. આ બધું હું તને સાચું જ કહું છું. હું તને બધાં પાપોમાંથી મુક્ત કરીશ. જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જેને આ સાંભળવાની ઇચ્છા નથી,તેમજ જે મારી નિંદા કરે છે, તેને તું આ મારૂં ગુહ્ય જ્ઞાન કદી પણ કહીશ નહીં. આ પરમ ગુહ્ય જ્ઞાન મારા ભક્તને કહીશ, તો મારામાં તેની ભક્તિ વધશે, અને મને જ તે પ્રાપ્ત કરશે. મારા ભક્તની ભક્તિ વધારનાર બીજો કોઇ મનુષ્ય મને વધારે પ્રિય છે. આ ભૂમિમાં તેના કરતાં મને વધારે વ્હાલો બીજો કોઈ નથી. હે પાર્થ, તેં આ બધું એકાગ્ર ચિત્તથી સાંભળ્યું ને ? તારો અજ્ઞાનરૂપી મોહ દૂર થયો કે નહીં ? ”

અર્જુને હાથ જોડીને કહ્યું, “ હે અચ્યુત, તમારી કૃપાથી મારો મોહ દૂર થયો છે: મને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે, હું નિઃસંદેહ થઇને ઉભો છું. હું તમારૂં કહ્યું કરીશ. ”

કૃષ્ણ અને અર્જુનનો સંવાદ સંજયે ધૃતરાષ્ટ્રને કહી સંભળાવ્યો. તેણે કહ્યું, “ હે રાજન્, શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ હું જેમ જેમ યાદ લાવું છું, તેમ તેમ મને વારંવાર હર્ષ થાય છે. વળી શ્રીહરિના અદ્ભુત રૂપનો હું જેમ જેમ વિચાર કરૂં છું, તેમ તેમ મને વધારે હર્ષ થાય છે. મારો તો એવો જ મત થાય છે કે જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે, અને ધનુર્ધર અર્જુન છે, ત્યાં જ શ્રી, વિજય, શાશ્વત ઐશ્વર્ય, અને નીતિ છે.” સંજયનાં તીક્ષ્ણ વચનો સાંભળી ધૃતરાષ્ટ્રને પણ કૌરવો માટે ચિંતા વધવા લાગી.



## પ્રકરણ ૪૧ મું.

### વિનયનો પ્રભાવ.

દુષ્ટ, અનાચારી અને અન્યાયી મનુષ્યોના દિલમાં યોગ્યાયોગ્ય કાર્યનો લેશ પણ વિચાર આવતો નથી. ધૈર્ય અને સાહસથીજ આવા મનુષ્યો પોતાનાં કાર્યમાં આગળ વધ્યે જાય છે. સારાં કે નરસાં સાધનોનો ઉપયોગ કરી, તેઓ કાર્ય સિદ્ધિ ઉપર જ દૃષ્ટિ રાખે છે. સંભાવિત મનુષ્યોને તેમનો અંતરાત્મા વારે વારે ચેતાવે છે, અને સારાં કાર્યમાં સેંજ નરસું જણાતાં, એવાં કાર્યો આદરતાં તેઓ અચકાય છે.

ધૃતરાષ્ટ્ર-સંજય, અર્જુનને થયેલો મોહ નષ્ટ થયા પછી તેણે શું કર્યું ? પાંડવો પોતાના પિતામહની સાથે યુદ્ધ કરવા કેવી રીતે તત્પર થયા ?

પિતામહ ભીષ્મ ઉપર બાણો નાંખતાં તેમને લગારે ક્ષોભ ન થયો ? સંજય, આ બધું મને વિસ્તારથી કહે.

**સંજય**–રાજન્, યુદ્ધના આરંભમાં પાંડવોએ દર્શાવેલી સુજનતા એજ તેમનો વિજય સૂચવે છે. અર્જુનને થયેલો વ્યામોહ શ્રીકૃષ્ણે ગીતામૃતનું પાન કરાવી નષ્ટ કર્યો અને યુદ્ધકર્મમાં પ્રવૃત્ત થવાને અર્જુન હવે તૈયાર થયો.

બંને સૈન્યોના અજેય દુરાધર્ષ યોદ્ધાઓને પંક્તિમાં ગોઠવાઈ ગયેલા જોઈને યુધિષ્ઠિરને મહાન ભય વ્યાપી ગયો. 'ભીષ્મ, અને દ્રોણ જેવાની સ્હામે અમે કેમ ટકી શકીશું,' એ વિચારથી તેમનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. તેમને આમ હતાશ થયેલા જોઇને નારદજી યાં આવી પહોંચ્યા, અને ઉત્સાહ અને ધૈર્યનાં વચનોથી યુધિષ્ઠિરના મનનું સમાધાન કર્યું. તેમણે કહ્યું, "હે યુધિષ્ઠિર, જ્યાં ધર્મ છે ત્યાં જય હંમેશાં છે. તમે ધર્મમાં રહ્યા છો, તો તમને દેવો પણ મારવા સમર્થ નથી. માટે નિશ્ચિંત થઈ તમે યુદ્ધ આદરો."

નારદનાં વચનથી શાન્ત થઇ યુધિષ્ઠિર પોતાના રથમાં બેઠા. ચારે પાસ દુંદુભિ, શંખ વિગેરેના નાદો થવા લાગ્યા. પણ જ્યાં યુદ્ધનો આરંભ થવાની તૈયારી થઇ કે તુરત કવચ બાણ ત્યજી દઇને યુધિષ્ઠિર રથમાંથી નીચે ઉતરી પડયા, અને પગે પાળા થઇ ભીષ્મ તરફ તેમણે ચાલવા માંડયું. એમને આમ જતા જોઇ પાંડવ સૈન્યમાં 'હાહાકાર' થઇ ગયો. અર્જુન ભીમસેન વિગેરે આશ્ચર્ય પામી યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યા. શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરનો અભિપ્રાય સમજ્યા, અને હસીને બોલ્યા, "સત્ય છે. હું તેમનો વિચાર જાણી ગયો છું. ચાલો, આપણે પણ તેમની પાછળ જઇએ." આમ કહી પોતાની સાથે ચારે પાંડવ ભાઈઓને લઈ શ્રીકૃષ્ણ કૌરવસૈન્ય તરફ ચાલ્યા.

કૃષ્ણ સહિત પાંચે પાંડવોને ભીષ્મ તરફ જતા જોઈ કૌરવ સૈન્યના યોદ્ધાઓ વિસ્મય પામી માંહોમાંહે વિચાર કરવા લાગ્યા: "જુઓ જુઓ આ પાંડવો ! યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થતાં કેવા વિકળ થઈ ગયા છે ? તેઓ કેવા નિર્વીર્ય જેવા જણાય છે ? ભીષ્મને સમજાવીને તેઓ સંધિની યાચના કરવા આવે છે. પણ હવે દુર્યોધન રાજા માનશે જ કેમ ? ધિક્કાર છે યુધિષ્ઠિરના નપુંસકપણાને ! અર્જુનનું બળ ક્યાં ગયું ? અભિમાની ભીમસેનનો ગર્વ ક્યાં ગળી ગયો ! ભીષ્મ અને કૌરવસૈન્યને જોતાંજ આમ તેઓ હતાશ થયા, તો હવે યુદ્ધમાં તેઓ કેમ વિજય મેળવશે ? હાથે કરીને તેઓ પોતાનો નાશ શાને કરતા હશે ! દ્રૌપદીને થયેલા અપમાનનો વેર લેવાનો ભીમસેનનો નિશ્ચય કેમ અદૃશ્ય થઈ ગયો ! ધિક્કાર છે ! ધિક્કાર છે !" આવા ઉદ્ગારો કૌરવ-સૈન્યમાંથી સંભળાવા લાગ્યા.

શ્રીકૃષ્ણ સહિત ચારે ભાઇઓ સાથે યુધિષ્ઠિર ભીષ્મ પાસે ગયા, અને તેમને નમસ્કાર કરી યુદ્ધ આરંભ કરવાની આજ્ઞા માગી. યુધિષ્ઠિરનો આવો

વિનય જોઈ ભીષ્મ ઘણા પ્રસન્ન થયા, અને કહ્યું, "ધર્મરાજ, જો તું આંહી મારી આજ્ઞા લેવા ન આવ્યો હોત, તો હું તને ઉદ્ધત જાણી જરૂર શાપ આપત. તારા આ કૃત્યથી હું ઘણો પ્રસન્ન થયો છું. પાર્થ, યુદ્ધ શિવાય અન્ય તારે જે જોઇએ તે માગી લે. પુરૂષ અર્થનો દાસ છે, પણ અર્થ કોઈનો દાસ નથી. આ સત્ય હોવાને લીધે કૌરવોએ અમને અર્થથી બાંધી લીધા છે. તેથીજ અન્ય વસ્તુની યાચના કરવાનું હું તને વચન આપું છુ, અર્થથી હું દુર્યોધનને વેચાયો છું, માટે યુદ્ધ શિવાય બીજી તને જે ઇચ્છા હોય તે કહે." યુધિષ્ઠિરે હાથ જોડી ભીષ્મને કહ્યું, "મહાબાહો, તમે સર્વદા અમારા હિતમાંજ રાજી છો, તમે સુખેથી કૌરવોને માટે યુદ્ધ કરો, પણ જો તમે અમારા હિતની ખરેખરી વાંછના રાખતા હો, તો માત્ર અમને અમારા હિતની વાત કહો" ભીષ્મે પૂછયું, "હે, યુધિષ્ઠિર, કહે, હું તારૂં શું હિત કરૂં? હું તને કેવી રીતે સાહ્ય કરૂં?" યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો, "આ સંગ્રામમાં અમે તમને કેવી રીતે જીતી શકીશું? તમે તો અપરાજિત છો. જો અમારૂં શ્રેયઃ કરવા ઇચ્છા હો તો આપને પરાજિત કરીએ તેવો માર્ગ અમને બતાવો." ભીષ્મ બોલ્યા, "કૌન્તેય, સંગ્રામમાં હું જ્યારે યુદ્ધ કરતા હોઉં ત્યારે કોઇપણ માણસ–અરે ઇન્દ્ર પોતે પણ–મને જીતી શકે તમ નથી."

"અને તેથી જ હું પૂછું છું કે હે પિતામહ, મને તમારો મરણોપાય બતાવો. હું તમને પ્રણામ કરૂં છું. મારૂં આટલું પ્રિય કરો." યુધિષ્ઠિરે તક સાધીને કહ્યું.

ભીષ્મે ઉત્તર આપ્યો, "સમરાંગણમાં યુદ્ધ કરવા મારી સ્હામે તમારામાંથી કોઈ ઉભો રહેવા શક્તિમાન નથી. વળી મારો મરણ કાળ હજુ સમીપ આવ્યો નથી, તેથી જ્યારે યોગ્ય સમય પ્રાપ્ત થાય ત્યારે તું પુનરપિ આંહી આવજે."

ભીષ્મનાં વચનો માથે ચઢાવી યુધિષ્ઠિરાદિ ભાઈઓએ તેમને ફરીથી પ્રણામ કર્યા, અને ત્યાંથી તેઓ આચાર્ય દ્રોણ પાસે ગયા. યુધિષ્ઠિરને ભાઇઓ સાથે કૌરવ સૈન્યમાં ફરતા જોઇ બધા સૈનિકો ઘણા આશ્ચર્ય પામ્યા. પાંચે ભાઇઓએ દ્રોણની પ્રદક્ષિણા કરી, તેમને પ્રણામ કર્યા અને યુધિષ્ઠિરે કહ્યું, "હે દ્રોણાચાર્ય, અમો આપને નમસ્કાર કરીએ છીએ, અને યુદ્ધને માટે આપની આજ્ઞા માગીએ છીએ. બધા શત્રુને હું કેવી રીતે હણી શકીશ, તે મને કહો."

દ્રોણે યુધિષ્ઠિરનો આવો વિનય જોઈ રાજી થઇને કહ્યું, "હે ભાઇ, હું તમારા આ વિનયથી ઘણો જ રાજી થયો છું. જો તું આંહી ન આવ્યો હોત, તો તું મારા શાપનો ભોગ થઈ પડત. હે યુધિષ્ઠિર, હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું નિરાંતે યુદ્ધ કર, અને વિજય મેળવ. તારે જે અન્ય અભિકાંક્ષા હોય તે મને જણાવી દે. યુદ્ધ શિવાય બીજું જે જોઈએ, તે માગી લે. અર્થથી કૌરવોએ મને પોતાનો કરી લીધો છે, એટલે

મારાથી દુર્યોધનને છોડીને તમારા પક્ષમાં અવાશે નહીં."

યુધિષ્ઠિરે કહ્યું, "બ્રહ્મન્, તમે અમને માત્ર જયનો આશિર્વાદ આપો. ભલે તમે કૌરવોનો પક્ષ લઈ અમારી સ્હામે યુદ્ધ કરો."

"રાજન્," દ્રોણે કહ્યું, "અંતે તારો વિજય થશે, કારણ તારા મંત્રી હરિ પોતે છે. હું તને કહું છું કે તું શત્રુઓને હરાવશે. જ્યાં ધર્મ ત્યાં કૃષ્ણ અને જ્યાં કૃષ્ણ ત્યાં વિજય હંમેશાં વર્તે છે. હે કૌન્તેય, જા, યુદ્ધ કર! બોલ, તારે બીજું શું જોઈએ છે?"

યુધિષ્ઠિરે ધીરેથી કહ્યું, "હે દ્વિજ શ્રેષ્ઠ, મારી અભિકાંક્ષા સાંભળો. હું પૂછું છું કે તમને યુદ્ધમાં લઢતા અમે કેમ જીતી શકીશું?"

"હે રાજન્, જ્યાં સુધી હું રણમાં યુદ્ધ કરીશ, ત્યાં સુધી તારો વિજય નહીં થાય. તેમજ યુદ્ધમાં મારો વધ થવો સ્હેલો પણ નથી." દ્રોણ બોલ્યા.

"અને તેથીજ હે મહાબાહો, હું તમને પૂછું છું, કે તમારા વધનો ઉપાય મને બતાવો. આચાર્ય, તમને પ્રણામ કરીને પૂછું છું કે મારા હિતનો માર્ગ મને દર્શાવો." યુધિષ્ઠિરે ધીમે અવાજે કહ્યું. દ્રોણ સત્યવાદી હોવાથી, તેમજ કૌરવ પાંડવો તરફ અભેદ વૃત્તિવાળા હોવાથી બોલ્યા, "હે કૌંતેય, જ્યાંસુધી રથમાં બેસીને હું યુદ્ધ કરીશ, ત્યાં સુધી શક્રાદિ દેવતાઓ પણ મને જીતી શકે તેમ નથી. પણ જ્યારે મારૂં મરણ પાસે આવશે, અને જ્યારે મારી અતિ પ્રિય વસ્તુની અપ્રિય વાત સાંભળ્યા પછી કોઈ સત્યવાદીના સમર્થનથી હું તે વાત સત્ય માનીશ, ત્યારે રથમાંથી બહાર આવીશ. તે સમયે તમે મને હણી શકશો". દ્રોણનાં આવાં વચન સાંભળી, તેમને પ્રણામ કરી પાંડવો કૃપાચાર્ય પાસે ગયા, અને તેમને પણ વિધિવત્ નમસ્કાર કર્યા. પાંડવોને અવિનયી ધારી કૃપાચાર્ય શાપ આપવાના હતા, ત્યાં તો યુધિષ્ઠિરને ભાઈઓ સમેત પોતાને પ્રણામ કરતા જોઇ તથા યુદ્ધને માટે આજ્ઞા માગતા જોઈ પ્રસન્ન થઈ ગયા. તેમણે કહ્યું, "યુધિષ્ઠિર, કૌરવોનું લુણ ખાધેલું હોવાથી અમે તેમના બંધાયેલા છીએ. અમારે તેમને માટે યુદ્ધ કરવું જ પડશે; પણ તારે યુદ્ધ શિવાય બીજું જે જોઈએ તે માગી લે."

યુધિષ્ઠિર બોલ્યા, "હે આચાર્ય, મારે જે જોઇએ છે તે સાંભળો." આટલું કહેતાં યુધિષ્ઠિર ગળગળા થઇ ગયા. કૃપાચાર્યે તેમને હિંમત આપી, અને અભયદાન આપી યુધિષ્ઠિરને સ્વસ્થ કર્યા. યુધિષ્ઠિર સ્વસ્થ થયા, એટલે કૃપાચાર્ય બોલ્યા, "યુધિષ્ઠિર, તું ગભરાઇશ નહીં. જો કે હું યુદ્ધમાં અવધ્ય છું, છતાં તું જા, યુદ્ધ કર, અને વિજય પ્રાપ્ત કર. હું તને આશિર્વાદ આપું છું. તારા વિનયથી હું ઘણો ખુશી થયો છું. તારૂં શુભ થશે, તેવા યત્ન હું કરીશ. ઉઠ."

કૃપાચાર્ય તરફથી આશ્વાસન મળતાં તેમને પ્રણામ કરી પાંડવો શલ્યની પાસે ગયા. શલ્યને પ્રણામ કર્યા, અને યુદ્ધ

માટે આજ્ઞા માગી. શલ્યે કહ્યું, "યુધિષ્ઠિર, તું મારી પાસે આવ્યો તે ઠીક કર્યું. નહીં તો હું તારૂં ભલું ન ઈચ્છત. તારા વિનયથી હું પ્રસન્ન થયો છું. તારી ઈચ્છા હોય તે તું માગી લે. તું જાણું છું કે દુર્યોધને મને છેતરીને પોતાના પક્ષમાં લીધો છે, હવે હું તેનો પક્ષ કેમ બદલું ? યુદ્ધ શિવાય તારે જે જોઈએ તે માગ."

યુધિષ્ઠિર બોલ્યા, "મહારાજ, માત્ર એકજ વસ્તુ તમારી પાસે યાચું છું. સૂતપુત્રને સંગ્રામમાં તેજહીન કરી નાંખજો."

"કુંતીપુત્ર," શલ્યે કહ્યું, "જા, તારૂં કામ થયું જ સ્હમજજે. હવે નિશ્ચંત થઈ યુદ્ધ કરજે."

શલ્યને પ્રણામ કરી પાંડવો પોતાના સૈન્યમાં પાછા ફર્યા. ભેદનીતિનો છેલ્લો પ્રયત્ન કરી કાંઈપણ ફળ મેળવવા શ્રીકૃષ્ણ પાંડવોથી વિખૂટા પડી કર્ણ પાસે ગયા.કર્ણે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા,એટલે કેશવ બોલ્યા, "રાધેય, જ્યાં સુધી ભીષ્મ સેનાધિપતિ છે, ત્યાં સુધી તું યુદ્ધ કરવાનો નથી,એમ મેં સાંભળ્યું છે એ વાત સત્ય છે?" કર્ણે ઉત્તર આપ્યો, "કેશવ, સત્ય છે. ભીષ્મ હંમેશાં મને દુર્યોધન તેમજ શકુનિ, અને દુઃશાસનને નિંદે છે. તે એમજ જાણે છે કે મારા વિના કૌરવો જીતવાના નથી.આથી અમે બંને યે પ્રતિજ્ઞા કરી છે કે ભીષ્મ જ્યાં સૂધી યુદ્ધ કરશે, ત્યાંસૂધી હું શસ્ત્ર ધારણ કરવાનો નથી." શ્રીકૃષ્ણ મંદ સ્મિત કરી બોલ્યા, "કર્ણ, તું જાણું છું જ કે તું પાંડવોનો ભાઈછું, વળી ભીષ્મને અને તારે બેને એકબીજા માટે ઇષ્યા છે. ભીષ્મ સેનાધિપતિછે,ત્યાંસુધી તું કૌરવ સેનામાં રહીને યુદ્ધ કરવાનો નથી. આમ છે તો તારે ભીષ્મની સામે પાંડવ પક્ષમાં રહીને યુદ્ધ કરવું ઘટે છે. માટે જ્યાંસૂધી ભીષ્મ છે, ત્યાંસૂધી તું તેમની સામે યુદ્ધ કર."

કર્ણ બોલ્યો, "કેશવ, તમે જાણો છો જ કે દુર્યોધનનું અપ્રિય મારાથી થશે જ નહીં. નિઃશસ્ત્ર રહીને કૌરવ પક્ષમાં જ હું મારો વાસ રાખીશ. મેં મારા પ્રાણ દુર્યોધનને સોંપી દીધા છે, તેથી મારાથી પાંડવો સાથે તો નહીં જ રહેવાય." કર્ણનો નિશ્ચય જોઇ શ્રીકૃષ્ણ સૈન્ય તરફ વિદાય થયા.

જ્યારે પાંડવો પોતાને સ્થાનકે ગયા, ત્યારે યુધિષ્ઠિર બંને સૈન્ય વચ્ચે આવીને બોલ્યા, "જેઓ અમને ચહાતા હોય, તે અમારા પક્ષમાં ભલે આવે."યુધિષ્ઠિરનું આ વચન સાંભળી ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ પાંડવપક્ષમાં ચાલ્યો ગયો, એટલે પાંડવોએ ભયંકર નાદ કર્યો, અન્ય પાર્થિવોએ સિંહનાદ કર્યો, અને અંતે સંગ્રામનો આરંભ થયો.

**ધૃતરાષ્ટ્ર**—પાંડવોનો આવો વિનય જોઈ મારૂં હૈયું મોહ પામે છે. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય ને શલ્ય જેવાની મનોવૃત્તિ જાણ્યા પછી હે સંજય, કૌરવોના વિજયની હવે મને શંકા થાય છે. હાય,હાય, મારા પુત્રોનું હવે શું થશે?

**સંજય**—કુરૂરાજ, હવે શોચ કરવો નકામો છે. ધર્મનો વિજય સર્વદા થયાંજ કરે છે. તમેં આમ જાણતા હોવા છતાં કેવળ પુત્રપ્રેમમાં અંધ બની ન જોયો ધર્મ, કે ન વિચાર્યો ન્યાય ! હવે તો જે થાય તે જોવું એજ આપણો ધર્મ છે.

# પ્રકરણ ૪૨ મું.

## સેનાપતિ ભીષ્મ—દસ દિવસનો ભયંકર સંગ્રામ.

**સંજય**—યુદ્ધનો આરંભ થતાં જ બંને પક્ષના યોદ્ધાઓ ભયંકર નાદ કરી એક બીજા ઉપર તૂટી પડયા. બન્ને સૈન્યનો સંગમ થતાં આકાશ ધૂલિપટલથી છવાઈ ગયું, સૂર્યનો પ્રકાશ ઝાંખો થઇ ગયો, અને યોદ્ધાઓ પણ એક બીજાને જોઇ શકયા નહીં. ભીમસેને ભયંકર નાદ કર્યો, તેથી ઘણા યોદ્ધાઓના મળમૂત્રના બંધ છૂટી ગયા. ઘોડાઓ ધ્રૂજવા લાગ્યા, હાથીઓ પાછા હઠવા લાગ્યા, અને નબળા યોદ્ધાઓનો યુદ્ધોત્સાહ નષ્ટ થયો. આરંભના ઉત્સાહને લીધે બન્ને સૈન્ય વચ્ચે એવું તો તુમુલ યુદ્ધ જામ્યું, કે સૈન્યમાં પોતાનું કે પારકું જોવા જેટલોયે સમય યોદ્ધાઓને ન મળ્યો.

જેમ જેમ દિનકર મધ્યાકાશે આવતો ગયો,તેમ તેમ યુદ્ધે ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડયું. આયુધોના ખડખડાટ, બાણોના સુસવાટ, મરતા ઘોડાઓ અને યોદ્ધાઓની ભયંકર ચીસો, “મારો, કાપો ” ની ત્રાસદાયક ચીસો આ બધાથી રણભૂમિ જોતજોતામાં ભયંકર થઇ ગઈ.

કાળદંડ સમું ઘોર ધનુષ્ય લઈ ભીષ્મ અર્જુન ઉપર ધસ્યા; અર્જુને પણ વિખ્યાત ગાંડીવ ધનુષ્ય લઈ ભીષ્મ ઉપર આક્રમણ કર્યું. બંને કુરૂશાર્દૂલો એકમેકને હણવાની ઇચ્છાથી યુદ્ધ કરી, એકમેકને કંપાવતા હતા. ભીષ્મે અર્જુનને અનેક બાણો મારી જોતજોતામાં ગભરાવી નાંખ્યો. અર્જુન ભીષ્મનાં બાણોને પાછાં વાળી તેમને પણ અકળાવવા લાગ્યો. એક પાસ આ બે અતિરથીઓનું યુદ્ધ જામ્યું હતું, ત્યારે બીજી પાસ સાત્યકિ અને કૃતવર્માનું યુદ્ધ જામ્યું, અભિમન્યુ બૃહદ્બલ સાથે, ભીમસેન દુર્યોધન સાથે, નકુલ દુઃશાસન સાથે, સહદેવ સાથે દુર્મુખ, આમ દ્વંદ્વ યુદ્ધ ચાલવા લાગ્યાં. ધૃષ્ટદ્યુમ્ને દ્રોણને હંફાવવાનો પ્રયત્ન કર્યો, અને બીજી પાસ ઘટોત્કચ અલંબુષ રાક્ષસ સાથે યુદ્ધમાં રોકાયો. શિખંડી અને અશ્વત્થામા, વિરાટ રાજા અને ભગદત્ત, દ્રુપદ અને જયદ્રથ આમ દ્વંદ્વ યુધ્ધો આરંભાયાં. રથીઓનાં યુદ્ધ વધારે ઘોર થયે જતાં હતાં.

પદાતિમાં પણ યુદ્ધ ચાલી રહ્યું; પુત્ર પિતાને, પિતા પુત્રને, ભાઈ ભાઇને સાળા અનેવીને અને મામા ભાણેજને યુદ્ધમાં પ્રહાર કરવા લાગ્યા. સંબંધ કે સ્નેહ બધો વિસરાઈ ગયો, અને યુદ્ધમાં એક બીજાનો સંહાર કરવાની ન મચી રહી. રથે બેસનારાઓ રથમાંથી, ઘોડેસ્વારો ઘોડા ઉપરથી, અને હાથી ઉપર બેસનારા હાથી ઉપરથી ધરણી ઉપર

ઢળી પડવા લાગ્યા. વાહનો ઉપરથી પડી ગયેલા પાછા ઉભા થઇ 'મારો મારો' એમ બોલતા યુદ્ધ કરવા લાગ્યા. બંને પક્ષમાંથી કોઈ પાછું હઠયું નહીં. હાથીઓના ગજદંતથી વક્ષસ્થળ ચીરાઈ જતાં કેટલાક ચીસ પાડીને ધરણી ઉપર ઢળી પડતા, હાથીના પગ તળે કચડાઈ જતાં કેટલાક ભયંકર ચીસો પાડવા લાગ્યા. ગદા, મુસળ, ભિંદિપાલ, તોમર, લોઢાનાં પરિઘ, અને તલવારથી એક બીજાનાં અંગ કાપવા લાગ્યા, અને ધડ ઉપરથી શિર જુદાં કરવા લાગ્યા. આ સમયે મરી જતા અને ઘવાતા યોદ્ધાઓના આર્તનાદથી છાતી ફાટી જતી હતી. ઘાયલ થઈને પડેલા યોદ્ધાઓ 'પાણી પાણી' ની બુમો પાડવા લાગ્યા. તેમાંના કેટલાક તો યોદ્ધાઓના પગ તળે કચડાવા લાગ્યા; કેટલાક 'પાણી પાણી' કરતા ભૂમિ ઉપર પડયે પડયે ઉંચું જોતા, ત્યાં તો તેમના મુખમાં ઘવાયેલા યોદ્ધાઓના રૂધિરની ધારા વરસતી. કોઇ હાથીના પગ તળે અને કોઈ મરતા યોદ્ધાઓના શરીર તળે કચડાઈ મરી જતા હતા. કેટલાક ઘાયલ થયેલા યોદ્ધાઓ ખસવાને અશક્ત હોવાથી લોહી અને માંસના કાદવમાં લપટાઇ પડયા પડયા બુમો પાડવા લાગ્યા.

અર્જુને જ્યારે ભીષ્મને ઘણા અકળાવ્યા ત્યારે દુર્યોધને દુર્મુખ કૃપાચાર્ય, કૃતવર્મા અને શલ્યને ભીષ્મના રક્ષણ માટે મોકલ્યા. પાંચ અતિરથીઓથી રક્ષાતા ભીષ્મે પાંડવ સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો. પાંચ અતિરથી અને છઠ્ઠા ભીષ્મની સ્હામે અર્જુનને એકલો જોઈ અભિમન્યુ પિતાની ભ્હારે ધાયો. તેણે કૃતવર્માને એક બાણથી, અને શલ્યને પાંચ બાણથી મૂર્છિત કરી નાંખ્યા, અને દસ બાણથી કૃપાચાર્યને પણ મુંઝવી દીધા. જાણે બીજો સાક્ષાત્ ધનંજય હોય, તેમ અભિમન્યુ શૌર્ય દાખવવા લાગ્યો.

જ્યારે વિરાટ રાજાના સેનાપતિ શ્વેતે ભીષ્મના રથની ધજા ઉડાવી દીધી, ત્યારે પાંડવ સૈન્યે ભયંકર શંખનાદ કર્યો. આથી પાંડવ સૈન્ય ઉત્સાહમાં આવી ગયું, અને ભીષ્મ કોપે ભરાયા. શ્વેતે ભીષ્મના સારથિને ઉડાવી દીધો, અને જ્વલંત કાલદંડ સમી શક્તિ ભીષ્મ ઉપર ફેંકી. બધા સૈન્યમાં 'હાહાકાર' થવા લાગ્યો. શક્તિને આવતી જોઇ લગારે ગભરાયા વિના ભીષ્મે અનેક બાણોથી તેના કડકા કરી નાંખ્યા. શક્તિ નકામી જતાં શ્વેતે ગદા લઇ ભીષ્મના રથ ઉપર ફેંકી. ગદાના પડવાથી ભીષ્મના રથના ચુરેચુરા થઈ ગયા, ત્યારે ભીષ્મ બીજા રથમાં બેઠા. એટલામાં દેવવાણી થઇ, કે "હે ભીષ્મ, શ્વેતને મારવાનો આ ખરેખરો સમય છે." દેવવાણી સાંભળી ભીષ્મે કોપથી શ્વેતના રથના ચુરેચુરા કરી નાંખ્યા, અને બ્રહ્માસ્ત્રથી શ્વેતના પ્રાણ લીધા. પ્રભા ખુટવાથી આદિત્ય જેમ અસ્ત પામે, તેમ પ્રાણ જવાથી શ્વેત રથમાંથી નીચે ધરણી ઉપર ઢળી પડયો.

આખા દિવસના સંકુલ યુદ્ધ પછી સાયંકાળે જ્યારે સવિતા અસ્તાચળ

ઉપર ગયો, ત્યારે યુદ્ધ બંધ કરી બંને સૈન્યો પોતપોતાને સ્થાનકે વિદાય થયાં. આજે ભીષ્મનો વિજય થયેલો હોવાથી દુર્યોધનને ઘણો હર્ષ થયો હતો, અને પાંડવો સહેલાઇથી જીતાશે એમ તેને લાગવા માંડયું. યુધિષ્ઠિર ભીષ્મનું પરાક્રમ જોઇને અને પ્રથમ દિવસે જ પોતાની હાર થતી જોઇને બહુ શોચ કરતા જનાર્દન પાસે ગયા, અને તેમને કહેવા લાગ્યા, "હે જનાર્દન, ભીષ્મનું પરાક્રમ જોયું કે? જેમ ગ્રીષ્મનો તાપ માણસને દુઃખ દે, તેમ ભીષ્મનાં શરથી મારૂં સૈન્ય પીડા પામે છે. એ મહાત્માને અમે કેવી રીતે પાછા હઠાવી શકીશું? એક દિવસમાં જ મારૂં આખું સૈન્ય જાણે નીચોવાઈ ગયું હોય, તેમ નિર્વીર્ય જણાય છે. હવે તો એ મહાપુરૂષને જોઇને મારૂં સૈન્ય યુદ્ધમાંથી પલાયન કરી જશે. મારી બુદ્ધિ બહેર મારી જાય છે. હું વનમાં જઈ ત્યાં જ મારૂં જીવન વ્યતીત કરીશ, તેમાં જ મારૂં શ્રેયઃ છે. આ સઘળા રાજાઓને મરણ માટે ભીષ્મ સન્મુખ ઉભા કરવા મને યોગ્ય નથી લાગતું." આમ કહી યુધિષ્ઠિર ઊંડા શોકમાં ગરક થઈ ગયા, અને નીચું મુખ કરી દીન થઈ ઉભા રહ્યા.

ગોવિંદ સર્વ પાંડવોને ઉત્સાહ આપતા બોલવા લાગ્યા, "હે ભરત–શ્રેષ્ઠ, આમ શોચ માં કરો. સાત્યકિ વિરાટ, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, અને અમારા સહિત અન્ય રાજાઓ તમારા હિતમાં જ રાજી છે. શિખંડી ભીષ્મના મરણનું કારણ થશે, પણ હમણાં ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિ નીમો. ભીષ્મની સ્હામે તે બરાબર ટકી શકશે."

યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનાં વચનને અનુસરી ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિ નીમ્યો. બીજે દિવસે યુદ્ધનો આરંભ થતાં જ યુધિષ્ઠિરની સૂચનાથી ધૃષ્ટદ્યુમ્ને ક્રૌંચ વ્યૂહ રચ્યો. ક્રૌંચના શિરભાગમાં દ્રુપદ રાજા મહાન સેના સાથે ઉભા રહ્યા; કુંતીભોજ અને ચેદિ રાજાને ચક્ષુ સ્થાને રાખ્યા. કિરાતો અને બીજું દશાર્ણ સૈન્ય ગ્રીવા ભાગમાં ગોઠવ્યું. પૃષ્ઠ ભાગ પાસે યુધિષ્ઠિર પોતે અને બે પાંખો ઉપર ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન ઉભા રહ્યા. અગ્રભાગમાં ધનંજય અને ગોવિંદ ગોઠવાયા. આમ ગોઠવણ થતાં જ પાંડવોએ શંખનાદ કરી પોતાની યુદ્ધ તત્પરતા દર્શાવી.

પાંડવોનો ક્રૌંચ વ્યૂહ જોઈ ભીષ્મે મહાવ્યૂહ રચ્યો. ભૂરિશ્રવા, ભગદત્ત, શલ્ય, સુશર્મા, અને કાંબોજ. રાજા દક્ષિણ પાસે રહ્યા. અશ્વત્થામા, કૃપાચાર્ય, કૃતવર્મા, મહાન સેના સાથે પાછળ ગોઠવાયા. જ્યારે કૌરવો વ્યૂહ ગોઠવીને તૈયાર થયા, ત્યારે તેમણે પણ શંખનાદ કર્યો. જુદાં જુદાં રણવાદ્યોના અવાજો થવા લાગ્યા અને યોદ્ધાઓમાં ઉત્સાહ અને ભય જણાવા લાગ્યો. આ અવાજથી પૃથ્વી અને આકાશ ફાટી પડતાં હોય તેવો આભાસ થવા લાગ્યો આજ્ઞા થતાં જ આખું કૌરવ સૈન્ય પાંડવ સૈન્ય ઉપર તુટી પડયું. અર્જુન પિતામહની સ્હામો સીધો ધસી ગયો, અને શ્રીકૃષ્ણને કહ્યું, "હે જનાર્દન, આજે ભીષ્મને હું કેવા

હઠાવું છું તે જુઓ." વાસુદેવે કહ્યું, "અર્જુન, હવે તું યત્ન કર, અને ભીષ્મને હઠાવ. પિતામહ સ્હામે જ હું તને લઇ જાઉં છું." "કુરૂપિતામહ આગળ અર્જુનના તે શા ભાર છે." આમ કહી ભીષ્મે અર્જુન ઉપર અસંખ્ય બાણોનો વરસાદ વરસાવ્યો. અર્જુને દ્રોણ, ભીષ્મ, શલ્ય, કૃપાચાર્ય અને દુર્યોધન એ બધાને અનેક બાણોથી ગુંગળાવી નાંખ્યા, અને કૌરવ સૈન્યના મધ્ય ભાગમાં પ્રવેશ કર્યો. તેની જ પાછળ અભિમન્યુ અને દ્રૌપદીના પુત્રો પણ આવ્યા. અર્જુન આમ કૌરવ સૈન્યમાં પેઠો, એટલે કૌરવ સૈન્યના યોદ્ધાઓએ ન્હાસવા માંડયું. અર્જુને સૈન્યના ઘણા ભાગનો નાશ કરી નાંખ્યો, તે જોઇને દુર્યોધન ભીષ્મ પાસે જઈ કહેવા લાગ્યો, "પિતામહ, આ અર્જુન તો આપણા સૈન્યનો મૂળમાંથી નાશ કરે છે. એને કૃષ્ણની સહાય હોવાથી તમારા દેખતાં જ સૈન્યને આ હઠાવે છે તે જુઓ. તમારે લીધે તો કર્ણ યુદ્ધમાં આવતો નથી, નહીં તો અર્જુનના શા ભાર છે કે તે તમારા દેખતાં જ આમ સૈન્યમાં પેસે. તેથી હવે તમે ફાલ્ગુનને આપણા સૈન્યની બહાર કાઢવાનો યત્ન કરો."

દુર્યોધનનાં વચનોથી ખ્હીઢાઈ, "ધિક્કાર છે ક્ષત્રિયોના ધર્મને" એમ કહી પિતામહે અર્જુનને અટકાવવા પ્રયત્ન કર્યો. બંને મહાવીરોએ એક બીજાને જોઈને શંખનાદ કર્યો. ભીષ્મનાં બાણોને અર્જુન નિષ્ફળ કરવા લાગ્યો. પછી તો સમરશ્લાઘી અર્જુને ભીષ્મને મુંઝવી દીધા. તેણે શરજાલ એવી રીતે રચી દીધી કે ભીષ્મને છૂટવાનો માર્ગ ન જડયો. શરજાલને લીધે ભીષ્મનું એકકે બાણ અર્જુનને વાગતું નહોતું. સ્વપરાક્રમથી શરજાલમાંથી છૂટી ભીષ્મે વાસુદેવને ત્રણ બાણથી ઘાયલ કર્યા. કિંશુક વૃક્ષ જેમ પુષ્પથી ખીલે, તેમ ઘવાયેલા કૃષ્ણ દીપવા લાગ્યા. માધવને ઘવાયેલા જોઇ અર્જુને કોપ કરી ભીષ્મના સારથિને ઉડાવી દીધો. ભીષ્મઅર્જુનના યુદ્ધમાં બંને સમાન લાગતા હતા, આસપાસના સૈનિકો સ્થિર થઈ બંનેનું યુદ્ધ જોવા લાગ્યા.

બીજી પાસ ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણનું યુદ્ધ ચાલ્યું. દ્રોણે ધૃષ્ટદ્યુમ્નને એવો તો વ્યથિત કરી દીધો કે તેથી સૈન્યમાં 'હાહાકાર' થઈ ગયો. ધૃષ્ટદ્યુમ્ન હિંમતથી દ્રોણને બાણો મારવા લાગ્યો અને દ્રોણ સ્હામે જ્વલંત શક્તિ ફેંકી. શક્તિ જોઈ આખા સૈન્યને દ્રોણના જીવન વિષે શંકા થવા લાગી. કનકકાન્તિવાળી શક્તિને આવતી જોઇ દ્રોણે તે શક્તિના ત્રણ કડકા કરી નાંખ્યા, અને ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ્ય ભાગી નાંખ્યું. ધનુષ્ય જતાં ધૃષ્ટદ્યુમ્ને ગદા લઈ દ્રોણની સ્હામે ફેંકી. વેગથી પોતાના તરફ ધસી આવતી ગદાને જોઈ દારૂણ બાણોથી દ્રોણે તે ગદાને ભેદી નાંખી,અને બીજાં બાણો મારી દ્રુપદપુત્રનું કવચ ભેદી નાંખ્યું, અને તેના સારથિને મારી નાંખ્યો. ધૃષ્ટદ્યુમ્ન બીજું ધનુષ્ય લઇ દ્રોણ સામે ધાયો, ત્યારે દ્રોણે તેનુ બીજું ધનુષ્ય પણ કાપી નાંખ્યું. સારથિ મરી જતાં ધૃષ્ટદ્યુમ્ન હાથમાં ખડ્ગ લઈ

દ્રોણુનો શિરચ્છેદ કરવા દોડયો, પણ દ્રોણે તેને શરજાલથી એવો અકળાવી દીધો કે ધૃષ્ટદ્યુમ્નથી દ્રોણુની પાસે જઈ શકાયું જ નહીં. ધૃષ્ટદ્યુમ્નને ભયંકર સ્થિતિમાં જોઇ ભીમસેન તેની વ્હારે ધાયો. મહાન સૈન્યથી ઘેરાયેલા ભીમસેનના સૈન્યે સાગરના ઘુઘવાટ જેવો અવાજ કર્યો. ભીમસેને એકે સપાટે કલિંગરાજાના પુત્રને મારી નાંખ્યો, એટલે કલિંગ રાજાએ ભીમસેન ઉપર ધસારો કર્યો. કલિંગોનો કાળ હોય, તેમ ભીમસેન વિકાળ થઈ તેમનો સંહાર કરવા લાગ્યો. સૈન્યનો સંહાર થોડી વાર ચાલ્યા પછી ભીમસેન રથમાંથી ઉતરી કલિંગ રાજના રથ ઉપર ચ્હડી બેઠો, અને તેનું ગળું પકડી તલવારથી તેનું શિર ઉડાવી દીધું. કલિંગરાજનું મરણ થતાંજ આખું સૈન્ય ત્રાય ત્રાય કરતું ન્હાસવા લાગ્યું. સૂર્યાસ્ત થતાં યુદ્ધ બંધ પડયું.

મહાયુદ્ધના ત્રીજા દિવસનું પ્રભાત થયું. ભીષ્મે આજે ગરૂડવ્યૂહની રચના કરી. ગરૂડની ચાંચના ભાગ આગળ ભીષ્મ પોતે ઉભા રહ્યા, આંખને સ્થળે ભારદ્વાજ અને કૃતવર્મા, અશ્વત્થામા અને કૃપાચાર્ય શિર્ષના ભાગે ઉભા, ભૂરિશ્રવા, શલ્ય, ભગદત્ત, અને જયદ્રથ બધા ગ્રીવા સ્થાને ગોઠવાયા. પૃષ્ઠ-ભાગ ઉપર દુર્યોધન કાંબોજરાજ વિગેરે રહ્યા, અને પુચ્છ ભાગે માગધરાજ ઉભા.

કૌરવોનો ગરૂડવ્યૂહ જોઈ ધૃષ્ટદ્યુમ્ને અર્જુનની સંમતિથી અર્ધચંદ્ર વ્યૂહ રચ્યો. આ વ્યૂહ ઘણો ભયંકર હતો, દક્ષિણ શૃંગ ઉપર ભીમસેન, અને ઉત્તર શૃંગ ઉપર વિરાટ, દ્રુપદ, નીલ આદિ યોદ્ધાઓ ઉભા.મધ્યમાં ધૃષ્ટદ્યુમ્ન,શિખંડી, અને પાંચાલ સૈન્ય ગોઠવાયું. પૃષ્ઠ ભાગમાં ધર્મરાજ, સાત્યકિ, વિગેરે રહ્યા, અને અગ્ર ભાગે અભિમન્યુ અને ઘટોત્કચ રહ્યા. આ બંનેનું રક્ષણ કરવાને અર્જુન ગોવિંદ સાથે તેમની પાસે જ રહ્યો.

વ્યૂહ રચના થઇ રહ્યા પછી રણવાદ્ય વાગતાં જ યુદ્ધનો આરંભ થયો. યોદ્ધાઓ નામ અને ગોત્રથી એક બીજાને સંબોધવા લાગ્યા. પાંડવોએ ઘણો યત્ન કર્યો, છતાં કૌરવોના વ્યૂહને તેઓ ભેદી શક્યા નહીં. આ સમયે બન્ને સૈન્યના મધ્ય ભાગમાં ઘણું તુમુલ યુદ્ધ ચાલ્યું. યુદ્ધ એટલું બધું દારૂણ થતું હતું કે ધર્મયુદ્ધના નિયમોનું પણ જાણ્યે કે અજાણ્યે ઉલ્લંઘન થવા લાગ્યું ગજ, હય અને મનુષ્યોના આર્ત સ્વરોથી હૃદય ફાટી પડતું હતું.

કૌરવપક્ષના બધા રાજાઓ એક સામટા અર્જુન ઉપર ધસ્યા, પણ ફાલ્ગુને શરજાલથી બધા રાજાઓને વીખેરી નાંખ્યા, અર્જુનના આ કૌશલ્યથી સર્વ સૈનિકો 'વાહ વાહ' બોલવા લાગ્યા. ભીમસેન અને ઘટોત્કચ દુર્યોધનની સ્હામે યુદ્ધ કરવા લાગ્યા. આ યુદ્ધમાં પિતા કરતાં પુત્ર વધારે બળવાન જણાતો હતો. ભીમસેને ભયંકર બાણો મારી દુર્યોધનને મૂર્છિત કરી દીધો. દુર્યોધનને વિચેતન જોઈ તેનો સારથિ રથને યુદ્ધ બહાર લઇ ગયો, એટલે કૌરવસેના ન્હાસવા લાગી. તે સમયે ભીમસેને અને ઘટોત્કચે પાછળ પડી સેનાનો

સંહાર કરી નાંખ્યો. ભીમસેન અને ઘટોત્કચના મારથી 'તોબા તોબા' પોકારતી સેના આમ તેમ વીખરાઇ જવા લાગી. અર્જુનની સતત્ શરધારાથી સૈન્ય ભયભીત થઈ અસ્તવ્યસ્ત થવા લાગ્યું. દુર્યોધનને સંજ્ઞા પ્રાપ્ત થતાં સૈન્યની દુર્દશા જોઇ તેને પાછું વાળવા તેણે ઘણો પ્રયત્ન કર્યો. ચંદ્રના ઉદય પછી સાગરમાં જેમ ભરતિ આવે, તેમ કૌરવ-સૈન્ય દુર્યોધનની ઉશ્કેરણથી પાછું વળ્યું, અને તેણે પાંડવ સૈન્ય ઉપર બમણા વેગથી આક્રમણ કર્યું. દુર્યોધન આ સમયે ભીષ્મ પાસે ગયો, અને કહેવા લાગ્યો, "હે પિતામહ, તમે મન મૂકીને યુદ્ધ કરતા નથી. તમારે બદલે જો કર્ણ હોત, તો અત્યાર સુધી અર્જુન અને ભીમસેન જીવતા જ નહોત. તમે ધારો તો ક્ષણમાંજ એમનો સંહાર કરી શકો તેવા છો, છતાં તમે તમારૂં બળ બતાવતા નથી." દુર્યોધનનાં આવાં નીચ વચનો સાંભળી ભીષ્મને ઘણો ક્રોધ ચ્હડયો. ક્રોધથી તેમનાં નેત્ર લાલ થઇ ગયાં, તો'યે હસીને કહેવા લાગ્યા, "હે મૂર્ખ, દેવો અને ઇંદ્રથી પણ પાંડવો જીતાય તેવા નથી. હું મારૂં બનતું કરૂં છું. મારી વૃદ્ધાવસ્થા હોવાથી શક્તિ અનુસાર હું યુદ્ધ કરૂં છું." ભીષ્મનું આવું વચન સાંભળી દુર્યોધન પોતાને સ્થાનકે ગયો.

દુર્યોધનનાં વચનશલ્ય ખુંચવાથી અપરાહ્ન થતાં ભીષ્મે કોપ કરીને યુદ્ધ કરવા માંડયું. ત્વરિત ગતિને લીધે ભીષ્મ પાંડવોને સ્થળે સ્થળે ભાસવા લાગ્યા. અનાજના ક્ષેત્રમાં તીડો પડે તેમ પાંડવપક્ષમાં રાજાઓ ભીષ્મના બાણથી મૃત્યુ પામી એક પછી એક મરવા લાગ્યા. જે ભીષ્મની સ્હામે આવતો, તે ક્ષણમાંજ ભૂમિ ઉપર પડી તરફડતો હતો. ભીષ્મના અતુલ વીર્યથી પાંડવ સેના ત્રાસ પામી ગઈ, અને ન્હાસવા લાગી. પાંડવોએ ઘણો યત્ન કર્યો, છતાં જ્વલંત અગ્નિ જેવા ભીષ્મની સ્હામે જોવાની પણ કોઇની હિંમત ચાલી નહીં. સૈન્યને પીગળી જતું જોઇ કેશવે પાર્થને કહ્યું, "હે પાર્થ, હવે તારો સમય આવ્યો છે, તું તારૂં શૌર્ય દર્શાવ. તેં પ્રથમ રાજસભામાં જે ઉદ્ગારો કાઢયા હતા તેને અનુસરીને યુદ્ધ કર. 'ભીષ્મ, દ્રોણ, અને કૌરવોને હું યુદ્ધમાં હણી નાંખીશ,' એ તારી પ્રતિજ્ઞાનું તું યથાર્થ પાલન કર. તારૂં સૈન્ય ચારે પાસથી વીખરાઈ જાય છે તે તું જો. ભીષ્મ અત્યારે તારા સૈન્યના અંતક બન્યા છે." વાસુદેવનાં વચન સાંભળી અર્જુને પોતાનો રથ ભીષ્મ તરફ હંકાવ્યો, અને પિતામહને બાણોથી ઢાંકી દીધા. વાસુદેવને ભીષ્મે બાણોથી ઘણા અકળાવી દીધા, પણ તેઓ ધૈર્ય રાખી પોતાને સ્થાનકેથી ચલિત થયા જ નહીં. પાર્થે ગંભીર ધનુષ્ય લઈ ક્રોધથી ભીષ્મ ઉપર આક્રમણ કર્યું, અને ગાંગેયનું ધનુષ્ય તોડી નાંખ્યું. ભીષ્મે બીજું ધનુષ્ય લીધું, અને તે પણ અર્જુને ક્ષણમાત્રમાં તોડી નાખ્યું. આ સમયે ભીષ્મે અર્જુનનાં મુક્તકંઠે વખાણ કર્યાં. તેમણે બીજું મહાન ધનુષ્ય લીધું, અને અર્જુનને અનેક બાણોથી વ્યથિત કરવા લાગ્યા. અર્જુને

ભીષ્મનાં એકે એક બાણુને નિષ્ફળ કરી દીધાં. મેઘની વૃષ્ટિ કરતાં પણ ભીષ્મ અને અર્જુનનાં બાણોની વૃષ્ટિ વધારે ગાઢ થતી હતી. ભીષ્મ કયાં છે અને અર્જુન વાસુદેવ કયાં છે, તેની કોઇને સમજ પડતી નહોતી.

હજુ ભીષ્મના ઉપર અર્જુન બાણો ન ફેંકતાં માત્ર તેમનાં બાણોને નિષ્ફળ કર્યે જતો હતો, તે જોઈ કૃષ્ણે અર્જુનને કહ્યું, “ અર્જુન, તું મન મૂકીને યુદ્ધ કેમ કરતો નથી ? જોતો નથી કે ભીષ્મે તારા સૈન્યનો નાશ કરી નાખ્યો છે ! હજુયે તું મૃદુતાથી યુદ્ધ કેમ કરે છું ! તારી મતિ આમ કેમ થાય છે ! ભીષ્મના સામર્થ્યનું તને શું પૂરેપૂરૂં ભાન નથી ? ભીષ્મનું બળ જાણ્યા છતાં હજુ તું છોકરવાદી કેમ છોડતો નથી ? ” કૃષ્ણનાં વચનોની અર્જુન ઉપર કશીએ અસર ન થઈ. તે તો ભીષ્મનાં બાણોને અફળ કર્યે જતો હતો. આમ જોઇ શ્રીકૃષ્ણને અત્યંત કોપ ચ્હઢયો, અને હાથમાં ચક્ર લઈ રથમાંથી ઉતરી ભીષ્મને મારવા દોડયા. કેશવને ચક્ર સાથે પોતાની સ્હામે આવતા જોઇ હર્ષથી ભીષ્મ બોલી ઉઠયા, “ આવો આવો, હે કેશવ, હે ચક્રપાણી, તમને મારા નમસ્કાર છે. મને પકડીને રથ-માંથી નીચે નાંખી દ્યો. તમે મને મારી નાંખશો, તો આ લોકમાં અને પરલોકમાં મારી કીર્તિ વધશે. ”

શ્રીકૃષ્ણને રથ ઉપરથી ઉતરી ભીષ્મ તરફ ધસતા જોઈ અર્જુન તેમની પછવાડે દોડયો, અને તેમને દસમે પગલે પકડી પાડયા. શ્રીકૃષ્ણે ક્રોધથી અર્જુનની સ્હામે જોઈને કહ્યું, “ છોડ, છોડ, તારાથી કાંઇ થવાનું નથી. ” કૃષ્ણને આમ ક્રોધથી બોલતા જોઇ અર્જુને તેમને નમસ્કાર કર્યા, અને બોલ્યો, “ ભગવન્ તમે તો પાંડવોના પ્રાણ છો, મારા પુત્રના સોગનથી કહું છું કે હે કેશવ, હવે હું હાસ્ય નહીં કરૂં. કૌરવોનો જેમ અંત થશે, તેમજ હું હવે યુદ્ધ કરીશ. તમે પાછા વળો. ” અર્જુનની આ પ્રતિજ્ઞા સાંભળી શાંત થઈ શ્રીકૃષ્ણ રથ ઉપર બેઠા, અને પોતાનો પાંચજન્ય શંખ ફુંકયો. ગાંડીવનો ટંકારવ કરી અર્જુને હવે દારૂણ યુદ્ધ કરવા માંડયું. અર્જુનનાં એકે એક બાણ વીરોનો નાશ કરવા લાગ્યાં. જાણે પ્રલય કાળનો ધુમકેતુ હોય, તેમ અર્જુન હવે બાણોથી યોદ્ધાઓનો નાશ કરવા લાગ્યો. અર્જુનની આ ગતિને ભીષ્મ પણ રોકી શક્યા નહીં. ભૂરિશ્રવા, દુર્યોધન, ભીષ્મ, શલ્ય, વિગેરે અર્જુનના બાણથી પીડાવા લાગ્યા. ભીષ્મે એક ભયંકર શક્તિ અર્જુન ઉપર મૂકી, અને મદ્રરાજાએ મહા ભયંકર ગદા અર્જુન ઉપર ફેંકી. આમ બે ભયંકર અસ્ત્રો પોતાના ઉપર એક સામટાં આવતાં જોયા છતાં અર્જુન ડગ્યો નહીં. તેણે માહેન્દ્રાસ્ત્રથી શક્તિ તેમ જ ગદાનો નાશ કરી દીધો, અને ગાંડીવ શબ્દથી કિરીટમાલીએ રાજાઓને સ્તબ્ધ કરી દીધા. એટલામાં તો સાયંકાળ થવાથી બંને સૈન્ય વિરામ લેવા પાછાં વળ્યાં.

ચોથા દિવસનાં વ્હાણાં વાયાં,

અને સર્વે સૈનિકો યુદ્ધને માટે પાછા ઉત્સાહમાં આવી ગયા. યુદ્ધનો આરંભ થતાં જ ભૂરિશ્રવા, શલ્ય, અને અશ્વત્થામાએ ભેગા મળીને અર્જુન ઉપર આક્રમણ કર્યું, અને અર્જુનને ઘેરી લીધો. પણ અર્જુન એવી રીતે યુદ્ધ કરવા લાગ્યો કે પોતે ઘેરાયેલો હોવા છતાં પાછળથી કોઇનું બાણ તેને વાગતું નહોતું. જ્યાં જુએ ત્યાં અર્જુન દેખાતો હોવાથી ભૂરિશ્રવા કે અશ્વત્થામાનું કાંઇ ચાલ્યું નહીં, અને તેઓ અર્જુનની સાથે યુદ્ધ કરવું પડતું મૂકી પાછા વળ્યા. શલ્ય અર્જુનને ત્યજી દઈ ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા લાગ્યો. બંનેના રથ પાસે પાસે આવી ગયા, અને વાદળાંઓ વૃષ્ટિથી જેમ પર્વતને ઢાંકી દે, તેમ શલ્યે ધૃષ્ટદ્યુમ્નને બાણોથી ઢાંકી દીધો. ધૃષ્ટદ્યુમ્નને શલ્યના હાથમાં સપડાયેલો જોઈ અભિમન્યુ તેની વ્હારે ધાયો, અને એક મોટી ગદા મારી મદ્રરાજના રથનો નાશ કરી નાંખ્યો. દુર્યોધન, વિકર્ણ, દુઃશાસન, અને દુર્મુખ એ બધા મોટું સૈન્ય લઈ શલ્યના રક્ષણ માટે ધાયા; બીજી પાસ ભીમસેન દ્રૌપદીના પુત્રો અને નકુળ સહદેવ અભિમન્યુની વારે ચ્હઢયા. તે સમયે દસ રથીઓનું ત્યાં ભયંકર યુદ્ધ ચાલ્યું. અનેક પ્રકારનાં ભયંકર અસ્ત્રો ફેંકાવા લાગ્યાં. એક બીજાને બળ બતાવવાને તેઓ માંહોમાંહે સ્પર્ધા કરતે કરતે બધા એકમેક થઈ યુદ્ધ કરવા લાગ્યા. દુર્યોધને બાણોથી ધૃષ્ટદ્યુમ્નને અકળાવી દીધો, અને તેને ઘાયલ કરી નંખ્યો. પણ ભીમસેને જેવો દુર્યોધનને જોયો કે તુરત તે છલંગ મારી તેના તરફ કૂદ્યો. ભીમસેનને જોઇને જ અન્ય કૌરવો ત્યાંથી ભાગી ગયા. ભીમસેનને આમ અપ્રતિહત પોતાના તરફ ધસ્યો આવતો જોઇને દુર્યોધને ક્રોધ કરી મદ્રરાજને ભીમની સ્હામે મોકલ્યો. પણ ભીમસેન મદ્રરાજને વટાવી દુર્યોધન તરફજ ત્વરાથી દોડયો. દુર્યોધને ભીમસેનને અનેક બાણો માર્યાં, પણ તે બાણો ભીમસેનના ખરબચડા શરીર ઉપર અથડાઇને પાછાં પડવા લાગ્યાં. તેણે મોટી ગદા લઈ દુર્યોધનના તરફ ફેંકી, અને તેનો રથ, સારથિ, અને અશ્વોનો ઘાણ કાઢી નાંખ્યો. દ્રોણની સૂચનાથી અશ્વત્થામા દુર્યોધનને ભીમસેનની સ્હામેથી દૂર લઇ ગયા, એટલે ભીષ્મે તેને કહ્યું, "દુર્યોધન, તું ભીમસેનના સપાટામાં ન આવીશ, નહીં તો આટલા દિવસના ક્રોધથી બળી રહેલો ભીમસેન તારો અવશ્ય વધ કરશે. તારે તો કેવળ યુધિષ્ઠિરની સાથે જ યુદ્ધ કરવું." આ દિવસે પાંડવ સૈન્યના એક હજાર યોદ્ધાઓને ભીષ્મે મારી નાંખ્યા હતા. કૌરવ પક્ષમાં પણ ઘણો જ સંહાર થયો હતો. સાયંકાળ થતાં યુદ્ધ સંકેલી બંને પક્ષનાં સૈન્યો વિરામ લેવા પોતપોતાને સ્થાનકે સીધાવ્યાં.

પાંચમે દિવસે ભીષ્મે મકરવ્યૂહ રચ્યો, ત્યારે પાંડવોએ શ્યેન વ્યૂહ રચ્યો. યુદ્ધ આરંભ થતાં જ ભીષ્મે સંમોહનાસ્ત્રથી પાંડવ સૈન્યને મોહમાં નાંખી દીધું. આ જોઈ અર્જુને હજાર બાણોથી ભીષ્મને મુંઝવી દીધા, અને

તેમને ઘાયલ કર્યા. ભીષ્મને સહાય કરવાને દ્રોણ આવતા હતા, તેમને સાત્યકિએ વચમાં જ અટકાવી રાખ્યા. પોતાની સ્હામે સાત્યકિને આવેલો જોઈ દ્રોણ ક્રોધે ભરાયા, અને તે બંને મહાવીરો વચ્ચે ભયંકર સંગ્રામ ચાલ્યો. એ બેમાંથી કોણ અધિક બળવાન છે, તેની તુલના કરવી મુશ્કેલ હતી. સાત્યકિની પાછળ ભીમસેન પણ દોડી આવ્યો. ભીષ્મ, દ્રોણ, શલ્ય, એ બધાએ ભેગા મળીને ભીમસેનને બાણોથી ઢાંકી દીધો. ભીમસેનને ઘેરાયેલો જોઇને અભિમન્યુ અને દ્રૌપદીના પુત્રો ધાયા. દ્રોણ અને ભીષ્મને કોપાયમાન થયેલા જોઇને શિખંડી મહાન ધનુષ્ય લઇને ભીષ્મ ઉપર આક્રમણ કરવા લાગ્યો. શિખંડીનું સ્ત્રીત્વ સંભારી પિતામહ યુદ્ધમાં તેની સામે ઉભા રહ્યા જ નહીં, એટલે દ્રોણે શિખંડીને પોતાના સપાટામાં લીધો. પાંડવો ધનંજયને અગ્ર ભાગે રાખીને ભીષ્મ ઉપર ધસ્યા. આ દિવસે ઘણું ઘોર યુદ્ધ થયું, અને બંને પક્ષમાં મહાન સંહાર થઇ ગયો.

છઠ્ઠે દિવસે યુધિષ્ઠિરના કહેવાથી ધૃષ્ટદ્યુમ્ને મકરવ્યૂહ રચ્યો, અને પિતામહે ક્રૌંચ વ્યૂહ રચ્યો. આજના યુદ્ધમાં ભીમસેને અપૂર્વ પરાક્રમ બતાવ્યું. કોઈ ન જાણે તેમ રથમાંથી ઉતરી કૌરવોના દળમાં ઘૂસી જઈ જે હાથમાં આવ્યો તે યોદ્ધાને ભીમસેન મારી નાંખવા લાગ્યો. ભીમસેનના રથને ખાલી જોઈ ધૃષ્ટદ્યુમ્ને સારથિને પૂછ્યું, “ અરેરે ભીમસેન ક્યાં ? ” સારથિએ કહ્યું, “ એ તો મને આંહી ઉભા રહેવાનું કહીને કૌરવોના દળમાં ગયા છે.” એમ કહેતાં કહેતાં સારથિની આંખમાં આંસુ આવી ગયાં. આ વખતે ક્રૌંચ વ્યૂહને ભેદીને ભીમસેન કૌરવોના સૈન્યની મધ્યમાં પેસી ગયો હતો. જો ભીમસેન આમ અસહાય એકલો યુદ્ધ કરે, તો થોડાજ વખતમાં તેનો નાશ થવા સંભવ હતો.તેથી ધૃષ્ટદ્યુમ્ન ભીમસેનની પાછળ જવા યત્ન કરવા લાગ્યો.અભિમન્યુ પણ તેની સાથે આવ્યો. ગદાના પ્રહારથી યોદ્ધાઓ પડેલા હતા, તે રસ્તે તેઓ કૌરવ સૈન્યમાં પેઠા, અને આઘેથી ભીમસેનને એકલે હાથે યુદ્ધ કરતાં જોયો. પ્રથમ તો ભીમસેને ગદાની ઝડપથી બધાને નિ:શસ્ત્ર કરી દીધા, પણ બધા પાછા શસ્ત્ર સજીને ભીમસેનને ઘેરી વળ્યા. ધૃષ્ટદ્યુમ્ન અને અભિમન્યુને આવેલા જોઇ ભીમસેને બમણા વેગથી યુદ્ધ કરવા માંડ્યું, અને પોતાની આસપાસ તે મૃતદેહોનો સંચય કરવા લાગ્યો.

દ્રોણ દ્રુપદરાજાને ઘાયલ કરી પાછા વળ્યા, તે સમયે તેમણે ભીમસેને કરેલો અદ્ભૂત સંહાર જોયો, અને તેને મારવાનો વિચાર કર્યો. દ્રોણે મોહનાસ્ત્રથી ધૃષ્ટદ્યુમ્નને મોહિત કરી દીધો. અભિમન્યુએ સૂચિવ્યૂહ રચી કૌરવ સૈન્યને ભેદીને પોતાનો માર્ગ કરી લીધો. ધૃષ્ટદ્યુમ્ન સ્વસ્થ થયો, ત્યારે ભીમસેન તથા અભિમન્યુ તેને લઈને પાછા પોતાને સ્થાનકે આવી ગયા હતા.

જ્યારે નમતો પહોર થયો, ત્યારે દુર્યોધન ભીમસેનને મારી નાંખવાની ઇચ્છાથી તેની સ્હામે ધસી આવ્યો.

તેને આવતો જોઇ ભીમસેને કહ્યું, "હાશ! ઠીક થયું કે તું આજે લાગમાં આવ્યો છું. ઘણા દિવસની દાઝ હું આજે નિર્ભયપણે કાઢીશ. અમારો વનવાસ અને દ્રૌપદીના અપમાનનો બદલો આજે પૂરેપૂરો લેવાશે. તેં પાંડવોને અવગણ્યા છે, તેનું પાપ, હે દુષ્ટ! હવે તું ભોગવ. તારા હિતેચ્છુઓ કર્ણ, શકુનિ વિગેરેને આંહી બોલાવ." એમ કહી ભીમસેન ભયંકર ધનુષ્ય હાથમાં લઇ મહા તેજસ્વી બાણો ચઢાવવા લાગ્યો. દુર્યોધનના કાર્મુકને અને સારથિને તેણે કંપાવી દીધા, તેના ચારે અશ્વોને મૃત્યુવશ કરી દીધા, તેના રથના છત્રને ઉડાવી દીધું, ફરફરતી ધજા કપાઈને દૂર પડી. દુર્યોધન તો આભો બની ભીમસેનના બળને જોઈ જ રહ્યો. 'દુર્યોધનનો હવે નાશ થશે' એમ જાણી સિંધુરાજા તેને સહાય કરવા દોડયો, અને ત્વરાથી દુર્યોધનનું કાંડું ઝાલી કૃપાચાર્યના રથમાં નાંખી યુદ્ધભૂમિ ઉપરથી તેને દૂર લઈ ગયો. આવા સંકુલ યુદ્ધથી ખેદ પામી સવિતા રક્તવર્ણો થઈ અસ્તાચળ ઉપર સીધાવ્યો. સૂર્યાસ્ત થયો, એટલે યુદ્ધ બંધ કરી બંને પક્ષનાં સૈન્યો પોતપોતાના શિબિર તરફ પાછાં વળ્યાં.

ધૃતરાષ્ટ્ર–સંજય, છઠ્ઠા દિવસના યુદ્ધનું પરિણામ જોતાં કૌરવોના વિજયની મને ઝાઝી આશા પડતી નથી. ભીષ્મ જેવા અજેય સેનાધિપતિ હોવા છતાં મારા પુત્રને યુદ્ધવિમુખ થવું પડયું. મારા પુત્રનો પુરુષાર્થ નિષ્ફળ થતો હોય તેમ મને જણાય છે. ભીષ્મ-પિતામહ, દ્રોણ, અશ્વત્થામા, સિંધુરાજા અને કર્ણ જેવા દુરાધર્ષ યોદ્ધાઓ મારા પુત્રના પક્ષમાં હોવા છતાં પાંડવ-પક્ષ વધારે વિજયવંત થતો જાય છે, એમાં હું સર્વથા દૈવનેજ કારણભૂત ગણું છું.

સંજય–રાજન્, પુરુષાર્થમાં દોષ જોવો હવે નિરર્થક છે. તમારા પુત્રોની અનીતિજ યુદ્ધમાં તેમનો વિનાશ કરાવશે. પુરુષાર્થથીજ દૈવની ઉત્પત્તિ છે. અનીતિ આચરનારા તમારા પુત્રોને તમે અટકાવી શક્યા નહીં, હવે દૈવ અને પુરુષાર્થની વાતો કરવી નિરર્થક છે.

ધૃતરાષ્ટ્ર—સંજય, સાયંકાળે દુર્યોધને પાંડવોને હરાવવાને બીજી યુક્તિ રચી કે નહીં? તેણે પિતામહને ઉત્તેજિત કરી પાંડવોને મારવા વિનવ્યા કે નહીં? તે બધું મને વિસ્તારથી કહે.

સંજય–મહારાજ, આજે દુર્યોધનને ભીમસેનના બળનો સાચો અનુભવ થયો હતો. છ છ દિવસ થયાં પાંડવોમાંથી હજુ કોઈનો નાશ થયો નહોતો. ભીષ્મ પક્ષપાતથી યુદ્ધ કરે છે, એમ દુર્યોધનને શંકા થવા લાગી. પાંડવો સ્વપરાક્રમથી જ યુદ્ધમાં ફાવે છે, એવો સાત્ત્વિક વિચાર કરવા કરતા તેણે આવા પરિણામનો અવળો જ અર્થ લીધો. યુદ્ધમાં થયેલા પ્રત્યાઘાતોથી અકળાઇ દુર્યોધન એકદમ ભીષ્મ પાસે આવ્યો, અને મર્મભેદક વચનોથી પિતામહને કહેવા લાગ્યો, "પિતામહ, હજુ તમે પાંડવેનો વિનાશ કરી શક્યા નથી. ભીમસેને મારી કેવી દશા કરી તે તમે જુઓ. તમે ઇચ્છો, તો પાંડવોનો સંહાર ક્ષણમાં કરી શકો તેવા છો, છતાં આજે છ દિવસ થયા તોપણ પાંડવોમાંથી કોઇને

તમે હણી શક્યા નથી. ખરેખર, તમે પાંડવો પ્રતિ પક્ષપાતથી જ સંગ્રામ કરો છો. તમે યુદ્ધ કરો, ત્યાંસુધી કર્ણે શસ્ત્ર ગ્રહણ ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. નહીં તો અત્યારે અર્જુન અને ભીમસેનનો ક્યારનોયે વિનાશ થયો હોત. તમારા સામર્થ્યમાં વિશ્વાસ રાખીને મેં કર્ણને યુદ્ધમાં આવવા દીધો નથી. કોઈ પણ પ્રકારે હવે ભીમસેનઅર્જુનનો વિનાશ થવો જ ઘટે છે."

દુર્યોધનનાં આવાં અસહ્ય,મર્મસ્પર્શી એકદેશીય વચનો સાંભળી ભીષ્મને તીવ્ર આઘાત થયો. તેમણે નિરાશ થઈ દુર્યોધનને કહ્યું, "ભાઈ, મારી ઉત્તરાવસ્થાનો કાંઈ વિચાર કર. પાંડવો તરફ પક્ષપાતથી હું યુદ્ધ કરતો જ નથી. મારી શક્તિ અનુસાર હું પૂર્ણ ઉત્સાહથી લઢું છું, છતાં તું મને આવાં અઘટિત વચનોના પ્રહાર કરે છે તે યોગ્ય નથી. તને મારા પ્રતિ શંકા ઉદ્ભવી છે, પણ તે અસ્થાને છે. હશે! હવે આવતી કાલે તું મારૂં સામર્થ્ય જોજે." ભીષ્મનાં આ વચનોથી સંતોષ પામી દુર્યોધન પોતાના શિબિરમાં પાછો આવ્યો.

**ધૃતરાષ્ટ્ર**—ભાઈ, સાતમે દિવસે ભીષ્મે પોતાનું વચન પાળ્યું કે નહીં? પાંડવોમાંથી કોઇનો પણ વિનાશ થયો કે નહીં? તું મને યથાસ્થિત વૃત્તાંત કહે! મારૂં મન અધીરૂં બન્યું છે.

**સંજય**—રાજન્, જ્યાં શ્રીકૃષ્ણ છે, અને જ્યાં ધર્મ છે, ત્યાં જ વિજય વર્તે છે. તમારા પુત્રો અધર્મમાં હોવાથી તેમનો વિજય થવો સર્વથા અશક્ય છે. પાંડવોના વિનાશની વાંછના રાખવી, એ આકાશકુસુમ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખવા સમાન છે.

ગઈ રાત્રે દુર્યોધનનાં મર્મભેદી વચનો સાંભળી સાતમે દિવસે ભીષ્મે મંડલવ્યૂહ રચ્યો, એટલે યુધિષ્ઠિરે વજ્રવ્યૂહ રચવાની ધૃષ્ટદ્યુમ્નને આજ્ઞા આપી. વ્યૂહ રચાઇ રહ્યા પછી યુદ્ધનો આરંભ થયો. શત્રુઓને જોઇ ક્રોધે ભરાઈ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, "કૃષ્ણ, હું આપના દેખતાંજ આ સઘળા રાજાઓને વ્યથિત કરૂં છું તે જુઓ." આમ કહી અર્જુને ઈંદ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો. આને લીધે અર્જુનની સ્હામે જેટલા રાજાઓ આવ્યા, તે બધા વ્યથિત થઈ મહાપીડા પામવા લાગ્યા. અર્જુનનાં બબ્બે અને ત્રણ ત્રણ બાણોથી વિંધાઈ ગયેલા રાજાઓ, ઘોડાઓ, અને હાથીઓ એવા તો ગભરાઇ ગયા કે તે સર્વને ભીષ્મને શરણે જવાની ફરજ પડી. હવે ભીષ્મ અને અર્જુન એક બીજાની સ્હામે થયા. ભીષ્મે કોપ કરીને અર્જુન તેમજ વાસુદેવને બાણોથી ચલિત કરી દીધા. અર્જુને પણ ભીષ્મને ભયંકર બાણધારાથી અકળાવી દીધા. અર્જુનનાં બાણોથી ભીષ્મનો સારથિ મરાયો, અશ્વો હણાઇ ગયા, તેમના રથની ધજા તુટી ગઈ અને તેમનું ધનુષ્ય પણ કપાઇ ગયું. રથ ભાગી જવાને લીધે ભીષ્મ બીજા રથમાં બેઠા, અને બીજું મહા ભયંકર ધનુષ્ય હાથમાં લઈ બાણ ચ્હઢાવી અર્જુનને વિંધી નાંખવા જેવા તત્પર થયા કે તુરતજ અર્જુને તે ધનુષ્ય ઉપરથી જ કાપી નાંખ્યું. ભીષ્મે

બીજું ધનુષ્ય લીધું, તેની પણ એજ દશા થઇ. અર્જુનના કૌશલ્યની પ્રશંસા કરતે કરતે ભીષ્મે એના બાલભાવને ન ગણકારી હવે ક્રોધથી મહા ભયંકર ગર્જના કરી અને વેગથી યુદ્ધ કરવા લાગ્યા.

ઘટોત્કચ ઘણા રાક્ષસોને લઈને ભગદત્ત સાથે મહા ભયંકર સંગ્રામ કરી રહ્યો હતો. તેણે કૃતવર્માને ઘાયલ કરી નાંખ્યો. ભગદત્ત પણ ઘણી જ વિચક્ષણતાથી યુદ્ધ કરવા લાગ્યો, અને ઘટોત્કચના સઘળા રાક્ષસોને તેણે ન્હસાડી મૂક્યા. ઘટોત્કચનાં સઘળાં શસ્ત્રો ખુટી પડયાં, એટલે તે રણભૂમિ ઉપરથી ન્હાસી ગયો. ભીષ્મના મારથી પણ પાંડવ સૈન્ય ત્રાસ પામીને ન્હાસવા લાગ્યું. શરીરમાં વાત, પિત્ત ને કફનું જેવું યુદ્ધ જામે તેવું જ યુદ્ધ અર્જુન અભિમન્યુ સાથે મળી અલંબુષ, અને વિકર્ણ સાથે કરતા હતા.

પાંડવપક્ષના દસ હજાર સૈનિકોનો સંહાર કરી ભીષ્મ સાતમે દિવસે સાયંકાળે સમરાંગણમાંથી નિવૃત્ત થઇ પોતાના શિબિરમાં આવ્યા.

કુરૂક્ષેત્ર ઉપર પાંડવ કૌરવોના યુદ્ધનો આઠમો દિવસ ઘણોજ ભયંકર નિવડયો. ભીષ્મે સાગર જેવો મહાવ્યૂહ રચ્યો. આ વ્યૂહ સાગર જેવો જ ઘોર હતો, અને સાગરમાં જળનાં તરંગો થાય, તેમ આ વ્યૂહમાં વાહનો તરંગો જેવાં જ દેખાતાં હતાં. અગ્ર ભાગે ભીષ્મ પોતે, અને સહાય અર્થે માલવરાજ અને દક્ષિણ દિશાનો રાજા હતા. તેમની પછવાડે પ્રતાપી ભારદ્વાજ અને શૂરવીર ભગદત્ત ગોઠવાયા. યુધિષ્ઠિરે એવો ભયંકર વ્યૂહ જોઈ દારૂણ શૃંગાટક વ્યૂહ રચવાની ધૃષ્ટદ્યુમ્નને આજ્ઞા કરી. બે શૃંગો તરીકે ભીમસેન અને સાત્યકિ બળવાન સૈન્ય લઇને ઉભા રહ્યા, મધ્યમાં યુધિષ્ઠિર, માદ્રીપુત્રો, અને અભિમન્યુ સબળ સૈન્ય સાથે ગોઠવાયા. વિરાટ રાજા અને દ્રુપદ રાજા એક પાસ ગોઠવાયા અને તેમની સ્હામી પાસ રાક્ષસોને લઈ ઘટોત્કચ ઉભો. સૈન્ય બરોબર ગોઠવાઇ રહ્યા પછી શંખનાદ થયો, એટલે યુદ્ધનો આરંભ થયો. બંને સૈન્યના પહેલા આક્રમણ સમયેજ યોદ્ધાઓ દેખાતા બંધ થઈ ગયા.

ક્રોધાયમાન ભીષ્મ તપેલા સૂર્ય જેવા આજે દેખાતા હતા. ઝળહળતા સૂર્ય જેવા ભીષ્મ તરફ પાંડવો પણ આજે જોઇ શક્યા નહીં. ભીષ્મની બાણવૃષ્ટિ અને તેમના યુદ્ધકૌશલ્ય સ્હામે કોઇ ટકી શક્યું નહીં. માત્ર આ વખતે ભીમસેન સ્હામો થયો. ભીમસેને ઉછળીને ભીષ્મના સારથીને મારી નાંખ્યો, તે સમયે ભીષ્મના રથના અશ્વો નિરંકુશ બની આમ તેમ ન્હાસવા લાગ્યા. વળી ભીમસેનને જોઈને જ બીજા યોદ્ધાઓ પણ ન્હાસવા લાગ્યા. ગાંગેયે પ્રથમ તો પોતાનો રથ સુવ્યવસ્થિત કરી દીધો, અને અશ્વોને અંકુશમાં આણ્યા, પણ એટલામાં તો ભીમસેને દસ કૌરવ ભાઇઓને મારી નાંખ્યા. પોતાના દસ ભાઇઓને મરેલા જોઈ દુર્યોધન ગળગળો થઈ ગયો, અને પિતામહને કહેવા લાગ્યો, "પિતામહ, મારા ભાઇઓને આ ભીમસેને મારી નાંખ્યા તે જુઓ !

હવે અમે નિરાધાર થઈ જઇશું." ભીષ્મે કહ્યું, "ભાઇ, મેં, દ્રોણે અને વિદુરે તને એમજ કહ્યું હતું. હું મારી પ્રતિજ્ઞા પાળીને યુદ્ધ કરૂં છું. હું હજુ કહું છું કે જે જે કૌરવો ભીમસેનની દૃષ્ટિએ આવશે તેમને તે મારી નાંખશે, તેથી રાજન્, તું ભીમસેનની દૃષ્ટિએ ન આવીશ. પાંડવો ઇંદ્રથી પણ જીતાય તેવા નથી. માટે તું રણાંગણમાં પાછળ રહીને યુદ્ધ કરજે." ભીષ્મનાં વચન સાભળી દુર્યોધન દીનવદને સૈન્ય પાછળ ઉભો રહ્યો. ક્રોધ અને અવિચારી સ્વભાવને લીધે ભીમસેન હાથીઓના સૈન્યમાં પેઠો, અને હાથીઓને પકડી પકડીને પછાડવા લાગ્યો. કોઇના દંતુશળ ખેંચી લેવા લાગ્યો, કોઇની સૂંઢો પકડીને ઘસડવા લાગ્યો. કેટલાક હાથીઓના પગ વચ્ચે પેસી જઈ તેમને ઘુમરડીએ ફેરવવા લાગ્યો. કેટલાક હાથીને ઉંચે ઉછાળી કૌરવ સૈન્યમાં પછાડવા લાગ્યો. આને લીધે સૈન્યમાંના ઘણા યોદ્ધાઓ હાથીઓ તળે કચડાઈ જવા લાગ્યા.

અર્જુનનો નાગકન્યાથી ઉત્પન્ન થયેલો પુત્ર ઇરાવાન દ્રોણ સાથે યુદ્ધ કરતો હતો, તેને દ્રોણે બાણો મારી વ્યથિત કરી દીધો, અને એક ભયંકર શક્તિ મારી તેનો પ્રાણ લીધો. ઇરાવાનને મરણ પામેલો જોઈ ઘટોત્કચે એવી તો ભયંકર ચીસ પાડી કે આખું સૈન્ય ખળભળી ઉઠયું. આ ચીસ સાંભળી સૈનિકોને મરણસ્વેદ થયો. ઘોડા અને હાથીઓ થર થર ધ્રુજવા લાગ્યા. ઘટોત્કચે ભયંકર રૂપ ધારણ કર્યું, અને હાથમાં તેજસ્વી શૂળ લઇ પોતાના રાક્ષસો સાથે કૌરવના સૈન્ય ઉપર તુટી પડયો. ઘટોત્કચને કૌરવસૈન્યનો સંહાર કરતો જોઇ દુર્યોધન હાથમાં ભયંકર ધનુષ્ય લઈ તેની સ્હામે યુદ્ધ કરવા આવ્યો. દુર્યોધનને પોતાની સામે આવતો જોઈ ઘટોત્કચ બોલ્યો, "હમણાં જ હું મારા પિતાનું ઋણ પૂર્ણ કરીશ. તેં દીર્ઘ કાળથી મારા પિતા અને પિતૃવ્યોને ત્રાસ આપ્યો છે. માતા દ્રૌપદીને એકવસ્ત્રા અને રજસ્વલા દશામાં ભરસભામાં આણી તેમને ન કહેવાનાં વચનો તેં સંભળાવ્યાં છે, પાંડવોને તેં વિના કારણે અસહ્ય દુઃખ દીધું છે. જો તું રણાંગણ ત્યજી નહીં દઉં, તો તું આજે મરણ શરણ થયો જ સમજજે." આટલું કહી ઘટોત્કચ મોટા મોટા પથરાઓનો વરસાદ વરસાવવા લાગ્યો. દુર્યોધન આથી ઘણો મુંઝાયો. રાક્ષસ જેમ જેમ યોદ્ધાઓનો સંહાર કરતો ગયો તેમ તેમ તે ભયંકર ચીસો પાડતો હતો. આ ચીસો સાંભળી ભીષ્મે દ્રોણને કહ્યું, "આ ઘોર ચીસોથી મને લાગે છે કે દુર્યોધન ઘટોત્કચ સાથે યુદ્ધ કરે છે. એ ભીમસેનનો પુત્ર રણમાં જીતાય તેવો નથી, માટે તમે જઇ દુર્યોધનને બચાવો."

પિતામહનાં વચન સાંભળી દ્રોણ દુર્યોધનની મ્હારે ધાયા. આ વખતે ઘટોત્કચ ખૂબ મ્હીહાઈ ગયો હતો. ઘટોત્કચનો માર ન સહેવાયાથી દુર્યોધનને ન્હાસવા માંડયું, એટલામાં દ્રોણ તેને સહાય કરવા આવી પહોંચ્યા. દ્રોણને આવતા જોઇ અંતરિક્ષમાં રહ્યે રહ્યે ઘટોત્કચે અસંખ્ય બાણોની વૃષ્ટિ વરસાવી, અને દ્રોણાચાર્યનું કાર્મુક છેદી નાંખ્યું, સોમદત્તના રથની

ધજા તોડી પાડી, અને કૃપાચાર્યને એક બાણે વીંધી નાંખ્યા. ભીમપુત્ર અંતરિક્ષમાં રહી મહા ભયંકર ગર્જના કરવા લાગ્યો. હૈયું ફાટી પડે તેમ ચીસો સાંભળી યુધિષ્ઠિરે ભીમસેનને ઘટોત્કચની વ્હારે જવાની આજ્ઞા કરી. ભાઈની આજ્ઞા શિરસાવંદ્ય ગણી વૃકોદર સિંહનાદ કરી પુત્રની વ્હારે ધાયો. ભીમસેને હાથીઓને પછાડી પછાડી મારવા માંડયા. મરેલા હાથીઓનાં શરીરો સૈન્ય ઉપર ફેંકવા માંડયાં, એટલે સૈન્યે પલાયન કરવા માંડયું. ભીમસેનનું શરીર આ વખતે લોહીથી ખરડાઈ ગયેલું હતું. માંસ અને મેદથી તેનું શરીર છંટાયું હતું. કાદવથી તે આખો રગદોળાયો હતો. તેનો આવો ભયંકર વેશ જોઈ ભીમસેનને કાળરૂપ ગણી સૈનિકો ન્હાસવા લાગ્યા. ભીમસેનને જોતાં જ દુર્યોધન ક્રોધ કરી તેના તરફ દોડયો; પણ દ્રોણે ભીમસેનનું ધ્યાન ચૂકવી બાણો મારીને તેને પોતાના તરફ આકર્ષ્યો. આ સમયે જો દુર્યોધન ભીમસેનની દૃષ્ટિએ પડયો હોત તો દુર્યોધનનો નાશ અવશ્ય થાત, અને યુદ્ધમાં ઘણા યોદ્ધાઓનો નાશ થતો બચી જાત. પણ આર્યાવર્તનાં સદ્ભાગ્ય એવાં સારાં નહોતાં. ઉત્તમ ક્ષત્રિયબીજ નાશ પામવાનું નિર્માણ થયેલું હતું તેથી ભીમસેને દુર્યોધનને દીઠો જ નહીં, અને તેણે દ્રોણ તરફ પોતાનું બળ વાપર્યું. સોમદત્તિએ દુર્યોધનને સ્હમજાવી પાછો ફેરવ્યો. દિવસ આમ પૂરો થયે યુદ્ધ બંધ રાખવામાં આવ્યું.

# પ્રકરણ ૪૩ મું.



## ભીષ્મ પડયા.



ધૃતરાષ્ટ્ર–સંજય, પાંડવોનો ઉત્તરોત્તર વિજય થતો જ હું જોઉં છું. મારા દસ પુત્રોના તો ભીમસેને પ્રાણ લીધા. હાય, હાય! શું મારા બધા પુત્રો આમ મરણશરણ થશે! કહે, કહે, સંજય, પછીથી શું બન્યું?

સંજય—રાજન્, હવે ધીરજ ધર્યા શિવાય બીજો ઉપાય નથી. પ્રથમ તમને સારી હિતની વાતો કહેવામાં આવી હતી, તેનો તમે વિચાર કર્યા વિના કેવળ પુત્રપ્રેમમાં અંધ બની અવગણના કરી હતી, હવે શોચ કરવો નકામો છે.

ભીમસેન અને ઘટોત્કચને હાથે પરાજિત થયેલો દુર્યોધન શરમનો માર્યો પોતાના સ્થાનમાં આવ્યો. તેને રૂવે રૂવે ક્રોધ વ્યાપ્યો હતો. પોતાના કરતાં બાપ દીકરો વધારે બળવાન હોવાથી તેનાથી યુદ્ધમાં તો કાંઈ કરી શકાતું નહોતું. તેને લાગ્યું કે ભીષ્મ હજુ પાંડવોનો પક્ષપાત

કરે છે. તેણે તે રાત્રે સલાહને માટે કર્ણ, શકુનિ અને દુઃશાસનને બોલાવ્યા. કર્ણે કહ્યું, "ભીષ્મ પાંડવો પ્રતિના હેતને લીધે તેમને મારતા નથી. જ્યારે ભીષ્મ યુદ્ધભૂમિ ઉપરથી નિવૃત્ત થશે, ત્યારે દુર્યોધન, તું મારૂં પરાક્રમ જોજે! પાંડવોને તું સુવેલા જ જોઇશ! ભીષ્મ પાંડવો તરફ નિત્ય દયા બતાવે છે માટે ભીષ્મના શિબિરમાં જઇ તેમને આયુધ મૂકી દેવાને સમજાવ, એટલે હું પાંડવોનો જોતજોતામાં સંહાર કરી નાંખીશ."

કર્ણનાં આપવડાઇનાં વચનમાં સત્યાસત્યનો કેટલો અંશ છે તેનો લેશ પણ વિચાર કર્યા વિના દુર્યોધન ભીષ્મની પાસે ગયો, અને પિતામહના સામર્થ્ય અને સ્થિતિનો અનાદર કરી તેમને કહેવા લાગ્યો:—

" પાંડવો અને પાંચાલોને હું હણી નાંખીશ, એ તમારી પ્રતિજ્ઞા શું તમે વિસરી ગયા કે? તમારી એ પ્રતિજ્ઞાને હવે સત્ય કરોને? તમારા આશ્રયથી અમે આ યુદ્ધ આરંભ્યું છે. તમે સમસ્ત વિશ્વને સંહારવા શક્તિમાન છો. દેવો પણ તમારી સામે યુદ્ધ કરી શકે તેમ નથી. આમ છતાંયે પાંડવો આજ આઠ આઠ દિવસથી અમને હંફાવ્યે જાય છે. નક્કી તમે પાંડવો તરફ પક્ષપાત રાખો છો, મારાં મંદભાગ્યને લીધે જ તમે પાંડવોનું રક્ષણ કરો છો. હવે તમે યુદ્ધમાંથી નિવૃત્ત થાઓ તો કર્ણ પાંડવોને મારવા યત્ન કરશે. અર્જુન સાથે સર્વ ભાઇઓનો વિનાશ કર્ણ સહેજમાં કરી શકશે." દુર્યોધનનાં આવાં નીચ વચનો સાંભળી ભીષ્મ સ્તબ્ધ થઈ ગયા. તેઓ એકદમ તો કંઈ બોલી શક્યા નહીં. અપમાનકારક વાગ્બાણથી તેમનું હૃદય વીંધાઈ ગયું. થોડા સમય સુધી તો તે નીચું જ જોઇ રહ્યા!

તેમના હૈયામાં કોપ અને દુઃખનો અગ્નિ ધીકતો હતો. આખરે આંખને સહેજ ઉંચી કરી તેમણે દુર્યોધનને કહ્યું, "દુર્યોધન, તું મને આવાં વાગ્બાણ વારે વારે મારે છે, તે યોગ્ય નથી. આવાં અપ્રિય વચનો બોલી તું મને શા માટે સંતાપે છે? તારૂં પ્રિય કરવાને મારા પ્રાણની પણ દરકાર કર્યા વિના હું હંમેશાં યુદ્ધ કરૂં છું. પાંડવોએ પૂર્વે જે પરાક્રમો કર્યા હતાં તે તું જાણે છે. છતાં અત્યારે શા માટે મને આવા વાગ્બાણથી દુઃખ આપે છે? તારી અપમાનકારક વાણી અર્જુનનાં બાણો કરતાં મને વધારે પીડા આપે છે. તને કર્ણ ઉપર આટલો બધો વિશ્વાસ છે, પણ કર્ણ શું કરશે, તેની મને ખબર છે. અત્યાર સુધીમાં પાંડવોને કર્ણે કેટલી વાર જીત્યા છે તેનો તું વિચાર કર. એની આત્મપ્રશંસામાં મુગ્ધ બની તું મને ન કહેવાનાં વચનો કહે છે, અને મારા આટલા દિવસના શ્રમની તું અવગણના કરે છે. પાંડવોને રણમાં જીતવા કોઇ સમર્થ નથી. દુર્યોધન, એટલું યાદ રાખજે કે જગતનું રક્ષણ કરનાર ચક્રધર શ્રીકૃષ્ણ પાંડવોના સહાયક છે, એટલે એમનો નાશ થવો અશક્ય છે. છત જા, હું આવતી કાલે સોમકો અને પાંચાલોનો મહાન સંહાર કરી નાંખીશ. માત્ર શિખંડી સાથે મારાથી યુદ્ધ નહીં થાય, કારણ જન્મે એ આ

હતો, ને પછીથી તેણે પુરુષપદ પ્રાપ્ત કર્યું છે. ' ભીષ્મે સ્ત્રી સાથે યુદ્ધ કર્યું ' એમ જગતમાં કદી પણ કહેવાશે નહીં." ભીષ્મનાં વચનો સાંભળી દુર્યોધન શાન્ત થઇ સ્વસ્થાને પાછો ફર્યો.

દુર્યોધનના ગયા પછી આખી રાત્રી ભીષ્મે વિચારમાં વ્યતીત કરી. દુર્યોધનનાં વચનો અર્જુનનાં બાણો કરતાં તેમને અધિક દુઃખદાયી થઇ પડયાં હતાં. પ્રાતઃકાળે એક નિશ્ચયથી ભીષ્મ ઉઠયા, તેમનું અ તઃકરણ દુર્યોધનનાં વચનોથી ઘવાયું હતું. પોતાનાં વચનોથી અપમાનિત થયેલા ભીષ્મ હવે શું કરશે, એ દુર્યોધન કળી ગયો હતો, તેથી બીજે દિવસે તેમના રક્ષણ માટે તેણે બધી વ્યવસ્થા કરી. આજે હતા ન હતા થઇ જવાનો નિશ્ચય કરી ભીષ્મ રણાંગણમાં આવ્યા.

તેમણે સર્વતોભદ્ર વ્યૂહ રચ્યો. આ અભેદ્ય વ્યૂહની સ્હામે ટક્કર ઝીલવાને ધૃષ્ટદ્યુમ્ને મહાવ્યૂહ રચ્યો. દારૂણ સંગ્રામ આરંભાયો. અર્જુને આરંભમાં ઘણું શૌર્ય બતાવ્યું. તેણે કૌરવસૈન્યમાં હાહાકાર વર્તાવો દીધો. કાળ રાત્રિ જેવો ભયંકર દેખાતો અર્જુન જાણે અનેકરૂપ ધરીને કૌરવોના સૈન્યને સંહારતો હોય એમ લાગતું હતું. ગાંડીવના ટંકારવથી જ ઘણા યોદ્ધાઓનું ધૈર્ય ગળી ગયું. ભીષ્મને તેણે અનેક બાણોથી આચ્છાદિત કરી દીધા. ભીષ્મના રક્ષણ માટે દુર્યોધને દુઃશાસનને મોકલ્યો, પણ એકે સપાટે અર્જુને તેને ન્હસાડી મૂકયો, અને કૌરવ સૈન્યને પરાજિત કરી દીધું. શલ્ય રાજાએ યુધિષ્ઠિર ઉપર આક્રમણ કર્યું. તેથી ભીમસેને યુધિષ્ઠિરને સહાય આપવા શલ્ય સામે પ્રયાણ કર્યું. શલ્યના કૌશલ્યને લીધે ઘેરાઈ ગયેલા ભીષ્મ હવે છુટા થયા, એટલે બંધનમાંથી સિંહ છુટે તેમ ભીષ્મે સિંહનાદ કરી પોતાનું બળ દર્શાવવા માંડયું. અર્જુન શિવાય બધા પાંડવોને તેમણે વીંધી નાંખ્યા. સાત્યકિને તેમણે લોહીલુહાણ કરી નાંખ્યો. આ સમયે અર્જુન ભીષ્મને સપડાવવાનો પ્રયત્ન કરતો હતો. સદ્દભાગ્યે ભીષ્મને જ્યાં ખરોબર મારવાનો સમય આવ્યો તેજ વખતે 'પિતામહને કેમ મરાય' એવા વિચારથી અર્જુન પ્રસંગ ચુકયો. તે કર્તવ્યમૂઢ થયો. આ વખતે શ્રીકૃષ્ણે અર્જુન સ્હામે જોયું, અને તેના સંક્ષોભ પામેલા હૃદયને ઉત્તેજન આપ્યું. વાસુદેવનાં વચનથી ઉત્તેજીત થઈ ભીષ્મને બીજીવાર મારવાનો અર્જુને નિશ્ચય કર્યો. પણ અર્જુનની વૃત્તિ હજુ શિથિલ હતી. 'પિતામહને માર્યાથી મારૂં શું શ્રેયઃ થશે, એવો વિચાર આવતાં તેના હાથ શિથિલ થયા, ને તેના હાથમાંથી ગાંડીવ શિથિલ થવા લાગ્યું. બાણોની ગતિ મંદ થવા લાગી. અર્જુનની આવી વિકૃતિ થયેલી જોઇ શ્રીકૃષ્ણને ઘણો ક્રોધ ચઢયો.

ભીષ્મને મારવાનો અલભ્ય અવસર અર્જુન ચુકયો, તેથી તેમનાં અંગો કોપથી ધ્રુજવા લાગ્યાં. ભયંકર અટ્ટહાસ્ય કરી તેમણે સિંહગર્જના કરી. રણમાં નિઃશસ્ત્ર રહેવાની પ્રતિજ્ઞા લીધેલી હોવા છતાં પોતાના સખા અર્જુનનું પ્રિય કરવાની ઇચ્છાથી હાથમાં રથચક્ર લીધું. કાળ જેવું વિકાળ રૂપ ધારણ કરી આખા

જગતને બાળવાને તત્પર થયેલા દાવાનળ જેવા તેજસ્વી દેખાતા શ્રીકૃષ્ણ રથમાંથી નીચે ઉતર્યા, અને ત્વરાથી ભીષ્મ તરફ ધાયા. સૈનિકોએ જાણ્યું કે ભીષ્મ મરાયા. શ્રીકૃષ્ણને વેગથી પોતાના તરફ આવતા જોઇને ભીષ્મ જરાયે ભીતિ રાખ્યા વિના પ્રસન્ન ચિત્તે બોલવા લાગ્યા, "આવો, આવો, પુંડરીકાક્ષ, તમને મારા નમસ્કાર છે. માધવ, મને હમણાંજ મારી નાંખો, અને રથમાંથી નીચે નાંખી દ્યો. સંગ્રામમાં તમારે હાથે મૃત્યુ પામવાથી મારી તો સદ્ગતિજ થશે. ગોવિંદ, તમે મને ખરેખરૂં માન આપ્યું છે. મારો સંહાર કરી નાંખો, હું તમારો દાસ છું." આમ કહી ભીષ્મે મહાન્ ધનુષ્ય ખેંચ્યું. કેશવને વેગથી ભીષ્મ તરફ જતા જોઈને અર્જુન તેમની પાછળ દોડયો, અને તેમને આગળ જતા અટકાવી બાથમાં લઈ લીધા. "માધવ," અર્જુને ગદગદ સ્વરે કહ્યું. "પાછા વળો. શસ્ત્ર નહીં ધારણ કરવાની તમારી પ્રતિજ્ઞાનું તમે સ્મરણ કરો. તમે જો ભીષ્મને મારશો તો તમને લોકો મિથ્યાવાદી માનશે. પિતામહને હું હમણાંજ હણી નાંખું છું. શપથ લઈને હું કહું છું કે પિતામહનો હું નાશ કરીશ." અર્જુનનાં આવાં વચન સાંભળી શ્રીકૃષ્ણ શાન્ત થયા, અને પાછા રથ ઉપર બેઠા. તે દિવસે બંને પક્ષનો ઘણો સંહાર થઇ ગયો.

શ્રીકૃષ્ણની પાસે પ્રતિજ્ઞા કરી અર્જુને બીજે દિવસે ભીષ્મને પાડવાનો નિશ્ચય કર્યો. ભીષ્મે પાંડવ સૈન્યનો ઘણો સંહાર કરી નાંખ્યો હતો, અને જો ભીષ્મ હવે ત્રણેક દિવસ વધારે યુદ્ધ કરે, તો પાંડવ સૈન્યમાં એક પણ સૈનિક રહે તેમ નહોતું. રાત્રે બધાએ રાજાઓને એકત્ર કરી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું, "વાસુદેવ, તમે આજ ભીષ્મનું પરાક્રમ જોયું કે ? અમે તેમને જોવાને પણ શક્તિમાન નહોતા. અમારાથી તેમના તરફ હવે જોવાતું પણ નથી. મારા સૈન્યનો ઘણો મોટો સંહાર તેમણે કર્યો છે. બધા સૈન્યનો ઉત્સાહ નષ્ટ થયો છે. મને લાગે છે કે દેવરાટ્, યમ, વરૂણ એ બધા જીતાવા સહેલા છે, પણ આ ભીષ્મ તો નહીં જ જીતાય ! હે કૃષ્ણ, મને શોક એટલા જ માટે થાય છે કે અમારા સામર્થ્યનો વિચાર કર્યા વિના મેં આ યુદ્ધ ક્યાં આરંભ્યું ! મારા અવિવેકથી ઘણા વીર ક્ષત્રિયોનો સંહાર થઈ ગયો. આ રાજ્ય ખાતર અમે કેટલું પાપ વ્હોરીએ છીએ. જો તમે ને મારા ભાઈઓ મને અનુજ્ઞા આપો, તો હું વનમાં જઈ ધર્મનું પાલન કરી મારા જીવનનો અવશેષ ભાગ વ્યતીત કરૂં. હવે આમ જીવવું એ સુલભ નથી. માટે કેશવ, ધર્મયુક્ત જે હિત હોય તે અમને કહો."

યુધિષ્ઠિરનાં નિરાશાભર્યાં વચનો સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા, "હે ધર્મપુત્ર, તમે વિષાદ માં કરો. તમારા ભાઈઓ ભીષ્મને પૂરા પડે તેવા છે. તમે આજ્ઞા આપશો, એટલે ભીષ્મ યુદ્ધમાં હણાયા જ સમજજો. આવતી કાલે જો ફાલ્ગુન ભીષ્મને હણવા ઇચ્છા નહીં કરે, તો હું કૌરવોના દેખતાં જ

ભીષ્મને રણમાં મારી નાંખીશ. જે પાંડુપુત્રોનો શત્રુ છે, તેજ મારો શત્રુ છે. જે મારો સ્વાર્થ તે તમારો, અને તમારો સ્વાર્થ તે મારો જ છે, એમ સ્હમજજો. તમારા ભ્રાતા અને મારા સખા અર્જુનને માટે હું મારા દેહનો પણ ભોગ આપવા તૈયાર છું, અને એ મારે ખાતર જીવન ત્યજી દે તેવો છે. અમારી પ્રતિજ્ઞા એવી છે, કે 'અમારે એક બીજાનું રક્ષણ કરવું.' પાર્થે પ્રથમ જે વચન લીધું હતું કે 'હું ગાંગેયને હણીશ' તે વચન તે નહીં પાળે તો હું પાળીશ. અસંખ્ય દેવતાઓને મારવાને અર્જુન સમર્થ છે તો ભીષ્મ તે કોણ માત્ર!"

યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનો ઉપકાર માનતાં કહ્યું, "હે ગોવિંદ, તમારી સ્હામે આખું જગત પણ ટકી શકે તેમ નથી. તમારા વડે અમે સનાથ છીએ, તો ભીષ્મથી તો અમે ડરીએ જ શાને? પણ રણમાં શસ્ત્ર ન ઉપાડવાની તમારી પ્રતિજ્ઞાને તમે વળગી રહેજો. હું તમને યુદ્ધ કરવાની આજ્ઞા કદી આપીશ નહીં. મધુસૂદન, ચાલો આપણે ભીષ્મ પાસે જઈએ. તે આપણને હિતની જ વાત કહેશે. એ જ આપણને જય અપાવશે." યુધિષ્ઠિરનું વચન માન્ય રાખી શ્રીકૃષ્ણ પાંડવો સાથે ભીષ્મ પાસે ગયા, અને પાંચે પાંડવોએ ભીષ્મને પ્રણામ કર્યા. પૃથક્ પૃથક્ દરેક ભાઇને ભીષ્મે આવકાર આપ્યો, અને પ્રીતિથી તેમને પોતાની પાસે બેસાડયા. યુધિષ્ઠિર દીન થઈ ભીષ્મને પૂછવા લાગ્યા, "હે પિતામહ, અમે તમારે શરણે આવ્યા છીએ. અમે હવે કેવી રીતે જીતીશું? અમને રાજ્ય કેવી રીતે મળશે? તમારા વધનો ઉપાય અમને કહો. તમારા જેવા વીરને અમે રણમાં કેવી રીતે હણી શકીએ! તમારી યુદ્ધ પદ્ધતિમાં લેશ પણ છિદ્ર જણાતું નથી. તમે રથમાં સૂર્ય જેવા વિરાજો છો, ત્યારે અમે અંજાઈ જઈએ છીએ. હે પિતામહ, અમારૂં અને અમારા સૈન્યનું શ્રેય: કેમ થાય તે કહો." ભીષ્મે ઉત્તર આપ્યો, "કૌન્તેય, મારા જીવતાં સંગ્રામમાં તમને જય મળવાનો નથી. તેથી તમે મને મારવાનો પ્રયત્ન પ્રથમ કરો. હું હણાઈશ, એટલે આખું કૌરવ સૈન્ય હણાયું સ્હમજજો. માટે મને હણવાનો ઉપાય પ્રથમ રચો."

યુધિષ્ઠિરે તુરત પૂછયું, "એનો ઉપાય અમે તમારી પાસેથી જાણવા ઇચ્છીએ છીએ. ઇંદ્ર પણ તમને જીતે તેમ નથી, તો અમે તો કોણ માત્ર!"

ભીષ્મે કહ્યું, "ધર્મરાજ, તેં સત્ય કહ્યું છે. દેવો પણ મને જીતે તેમ નથી. હવે સાંભળ. જેણે શસ્ત્ર ત્યજી દીધાં હોય, જેનું કવચ ઢીલું થઈ ગયું હોય, જે યુદ્ધ-વિમુખ થતો હોય, જે શરણે આવ્યો હોય, જે વિકલ થયો હોય, જે સ્ત્રી હોય, અથવા સ્ત્રીનામધારી હોય, જે પિતાનો એકનો એક પુત્ર હોય, અને જેનો ધ્વજ અમંગળ થયો હોય, તેની સાથે હું કદાપિ યુદ્ધ કરતો નથી. રાજેન્દ્ર, આ મારો પ્રથમથીજ સંકલ્પ છે. શિખંડી તમારા સૈન્યમાં મહા બળવાન છે, તે સ્ત્રીનામધારી છે. અર્જુન શિખંડીને આગળ કરીને તીક્ષ્ણ બાણોથી લડશે,

તે સમયે અર્જુનનો ધ્વજ અમંગળ થશે, અને તેની આગળ સ્ત્રી હશે, તેથી હું તે સમયે તેની સાથે યુદ્ધ કરીશ નહીં. તે સમયનો લાભ લઇ, હે પાંડવો, ધનંજય મને હણી શકશે. કૃષ્ણ કે ધનંજય શિવાય મને હણનાર અન્ય કોઈ નથી, એ ચોકકસ સ્હમજજો. જાઓ, પાંડવો, મેં કહ્યું તેમ કરજો એટલે તમારો વિજય થશે."

ભીષ્મની ઋજુતાની પ્રશંસા કરતા પાંડવો સ્વસ્થાને પાછા ફર્યા. ભીષ્મને આમ અન્યાયથી મારવા પડશે, એ વિચારથી અર્જુનના દિલમાં તીવ્ર આઘાત થયો. તેનું અંતઃકરણ કંપવા લાગ્યું, અને તેનું મન ખિન્ન થઈ ગયું. રાત્રે શ્રી કૃષ્ણને અર્જુને કહ્યું, "વાસુદેવ, જેના ખોળામાં અમે ઉછરેલા છીએ, અમારા પિતા પાંડુ જેને 'તાત' કહીને સંબોધતા હતા, જે મને બાળપણમાં 'લાડકા, હું તારા બાપનો બાપ છું એટલુંજ નહીં, પણ તારો બાપ છું,' એમ જે કહેતા, અને મને લાડ લડાવતા, એવા મહાત્મા ભીષ્મને મારાથી કાલે કેમ હણાશે? હે કૃષ્ણ, એમને જીતવા કે મારવા એ શું યોગ્ય છે? વળી વિશેષ્ય કરીને જ્યારે એ શસ્ત્ર ફેંકી દેશે, ત્યારે એમની વૃદ્ધાવસ્થામાં અને નિરાધાર દશામાં મારાથી એમને કેમ હણાશે?"

પિતામહના અમાંગલ્યનો વિચાર આવતાં જ અર્જુન ગળગળો થઇ ગયો. વાસુદેવે તેને હિંમત આપતાં કહ્યું "હે પાર્થ, તેં ભીષ્મની આગળ પ્રતિજ્ઞા કરી છે, છતાંયે તું આવી નિર્બળતા કેમ દર્શાવે છે? તું એમ ધારતો હોઉં કે ગાંગેયને માર્યાથી તને વિજય મળી જવાનો છે, તો એ તારી ધારણા મિથ્યા છે. અર્જુન, સ્થિર થા, સ્વસ્થ થા, અને ભીષ્મને હણવા કઠણ મન કર. ધનંજય, ક્ષત્રિયોનો શાશ્વત ધર્મ એ જ છે." શ્રીકૃષ્ણનાં વચનથી અર્જુનની વિકળતા નષ્ટ થઈ, પણ 'આવતી કાલે ભીષ્મને કેમ હણાશે' એ શિથિલતા તેના મનમાંથી ન ગઈ.

પ્રાતઃકાળ થયો. સૂર્યનારાયણ આકાશમાં ભીષ્મનાં પરાક્રમનો આજે છેલ્લો દિવસ નિહાળવા તેજસ્વા થઇ પ્રકાશવા લાગ્યા. બંને સૈન્યમાં વ્યૂહ રચના ગોઠવાઇ ગઈ, એટલે યુદ્ધનો આરંભ થયો. ચોર જેમ ધણીથી છુપાતો હોય, કોઇ કુળવધૂના સતીત્વનો ભંગ કરનાર પુરૂષ તેના પતિને જોતાં જ લજ્જાવશ થઇ જાય, તેમ અઘટિત કાર્ય કરવાનો વિચાર આવતાં જ અર્જુન શરમિંદો થઈ ગયો. તેણે શિખંડીને આગળ કર્યો, અને શિખંડીના રક્ષણને માટે પોતે તેની પાછળ રહ્યો. શિખંડીએ ભીષ્મ ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો. અર્જુને કૌરવ સૈન્યને હઠાવી પાછું વાળ્યું. સૈન્યને પલાયન કરતું જોઇ દુર્યોધન ભીષ્મ પાસે આવી કહેવા લાગ્યો, "જુઓ, જુઓ પિતામહ, આપણું સૈન્ય પલાયન કરે છે તેને બચાવો." ભીષ્મે કહ્યું, "દુર્યોધન, સાંભળ. મેં તારી આગળ પ્રતિજ્ઞા કરી હતી કે હું દસ હજાર ક્ષત્રિયોનો સંહાર કરી નાંખીશ. મેં આજ સુધીમાં મારી પ્રતિજ્ઞા પાળી છે. આજે મારો છેલ્લો પ્રયાસ છે."

આમ કહીને ભીષ્મે યુદ્ધમાં દારૂણુ સંહાર કરવા માંડયો.

અર્જુને ભીષ્મનું બળ જોઇ શિખંડીને હિંમત આપી તેને આગળ કર્યો, અને પોતે પાછળ રહી ભીષ્મને બાણો મારવા લાગ્યો. ભીષ્મને બચાવવાને ઘણા રાજાઓ દોડી આવ્યા, પણુ અભિમન્યુ, સાત્યકિ, એ બધાએ તેમને રોકી રાખ્યા. આથી ભીષ્મ એકલા પડી ગયા. તેમના શરીરમાં શિખંડીનાં બાણો ખુંપ્યે જતાં હતાં, અને લોહીથી તેમનું શરીર ખરડાઇ જતું હતું. તેમની ત્વચા ચીરાતી હતી, તેમના શરીરમાંથી લોહી અને માંસની પીશીઓ નીકળી પડતી હતી, અને શરીર રૂવે રૂવે ભેદાઈ જતું હતું. તેમ છતાં હિંમત રાખી ભીષ્મ પાંડવ સૈન્યનો સંહાર કર્યે જતા હતા. હજુ સુધી શિખંડીને તેમણે એક પણુ બાણુ માર્યું નહોતું, તેમ તેનું બાણુ તેમણે પાછું વાળ્યું નહોતું. પૃથ્વી વૃષ્ટિને ઝીલી લે, તેમ ભીષ્મ પોતાના દેહ ઉપર શિખંડીનાં બાણો ઝીલતા હતા. ભીષ્મને બચાવવાને કૌરવોએ ઘણો યત્ન કર્યો, પણુ તેમનો બધો શ્રમ નિરર્થક ગયો. અર્જુન શિખંડીની પાછળ રહી બાણો મૂકયે જતો હતો. ભીષ્મને જેમ જેમ ઘવાતા તેણે જોયા, તેમ તેમ તેનું હૃદય ચીરાઈ જવા લાગ્યું. ભીષ્મનો સંહાર થતો જોવાની તેનામાં શક્તિ ન રહી. તેણે આડું જોઈ આંખ મીચીને યંત્રવત્ બાણો ફેંકવા માંડયાં. તેના શ્વાસોચ્છ્વાસમાંથી "ધિક્કાર છે ક્ષત્રિયના ધર્મને !" આમ શબ્દ નીકળતા હતા. તેના હૃદયમાં વિકળતા વ્યાપી ગઈ હતી, પણુ હજુ તે યંત્રવત્ બાણો મૂકયે જતો હતો. આ વખતે પોતાની પાસે ઉભેલા દુઃશાસનને ભીષ્મે કહ્યું, "દુઃશાસન, મને દુઃખ આપનારાં આ બાણો શિખંડીનાં ન હોય. મારાં મર્મ ભેદવાની શક્તિ શિખંડીનાં બાણુમાં છે જ નહીં. આ બાણુ તો ગાંડીવધન્વા અર્જુનનાં જ છે. અરેરે, આ અર્જુનનાં બાણો મારાં ગાત્રો છેદી નાંખે છે, મારૂં શરીર ચીરાઇ જાય છે, અને મારાં મર્મસ્થળો કપાઈ જાય છે." આમ બોલતાંમાં તો ભીષ્મનું આખું શરીર બાણોથી ઢંકાઇ ગયું. કેટલાંક બાણો શરીરની આરપાર નીકળી ગયાં, કેટલાંક શરીરના મધ્ય ભાગમાં ખુંપી રહ્યાં, અને કેટલાંક શરીરમાં ભરાઇ રહી બહાર લટકવા લાગ્યાં. ભીષ્મના શરીરની ત્વચા રૂવે રૂવે છેદાઈ ગઇ હતી. હવે ભીષ્મ ટકી શકયા નહીં, અને મોટા ધબાકા સાથે રથમાંથી નીચે ઢળી પડયા. ભીષ્મના પડવાથી કૌરવ સૈન્યમાં 'હાહાકાર' થઈ ગયો. ભીષ્મની સાથે કૌરવોના વિજયની આશા પણુ પડી ગઇ.

ભીષ્મ પડતાં જ અર્જુન પોતાના રથમાં ઢળી પડયો, પણુ શ્રીકૃષ્ણે તેની આસનાવાસના કરી તેને શાન્ત કર્યો. આખરે આંસુભરી આંખે અર્જુન શ્રીકૃષ્ણુ સાથે ભીષ્મ પડયા હતા ત્યાં ગયો. અસંખ્ય બાણો ખુંપી ગયેલાં હોવાથી ભીષ્મનું આખું શરીર ભૂમિ ઉપર ન પડતાં બાણો ઉપરજ ટેકાઇ રહ્યું. આથી

શરતલ્પ–બાણશય્યા–ઉપર ભીષ્મ પડયા હોય, તેમ લાગતું હતું. ગંગાજીએ પોતાના પુત્ર ભીષ્મને પડેલા જાણી ઋષિઓને તેમની પાસે મોકલ્યા; ઋષિઓએ આવી ભીષ્મને પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યા, અને ભીષ્મનો સંદેશો લઇ ગંગામાતા પાસે ગયા. ઉત્તરાયણના સૂર્ય થયા વિના ન મરવું, એમ નિશ્ચય કરી ભીષ્મે કાળને પાછો કાઢયો. ભીષ્મને પોતાના પિતાનું વરદાન હતું કે સ્વેચ્છાથીજ મરણ થશે, એ વરદાન પ્રમાણે કાળ પણ ભીષ્મની સ્વેચ્છાની રાહ જોતો રહ્યો.

સર્વે કૌરવો અને પાંડવો ભીષ્મને વીંટળાઇને બેઠા, એટલે ભીષ્મે કૌરવો તથા અન્ય પાર્થિવોને કહ્યું, "મારૂં શિર લથડી પડે છે, તેથી મને આ સ્થિતિને યોગ્ય ઉપધાન (ઓશીકું) આપો." દુર્યોધન અને બીજા નરેન્દ્રો ભાત ભાતનાં કુમળાં ઉપધાનો લઇ આવ્યા, પણ ભીષ્મે હસીને તે બધાનાં ઉપધાન પાછાં વાળ્યાં. આખરે તેમણે અર્જુન તરફ દૃષ્ટિ કરી, અને તેને કહ્યું, "અર્જુન વીરશય્યાને છાજે તેવું ઉપધાન મને આપ. તારા શિવાય અન્ય કોઈ મારી ઇચ્છા પૂર્ણ કરે તેમ નથી." આંસુથી ઉભરાઇ જતી આંખે, અને ગદ્ગદ થઇ ગયેલા કંઠથી કાંઇ ઉચ્ચાર ન કરતાં કેવળ મૌનપણે શિરવડે પ્રણામ કરી પાર્થે હાથમાં ગાંડીવ લીધું; અને ત્રણ બાણથી શરતલ્પને યોગ્ય ઉપધાન બનાવી આપ્યું. ભીષ્મ ઘણાજ પ્રસન્ન થયા, અને બધાના દેખતાં અર્જુનને માથે હાથ મૂકી આશિર્વાદ આપ્યો. પછી ભીષ્મે કૌરવોને કહ્યું, "કૌરવો, મારા નિવાસ સ્થાનમાં પરિરક્ષકો મૂકી હવે તમે વિદાય થાઓ. ઉત્તરાયણના સૂર્ય થયા પછી હું દેહ ત્યાગીશ." ભીષ્મનું દુઃખ દૂર કરવા દુર્યોધને વૈદ્યોને બોલાવ્યા, પણ ભીષ્મે દુર્યોધનને કહ્યું, "દુર્યોધન, મારે વૈદ્યોની જરૂર નથી. મને હવે જીવવાની આકાંક્ષા નથી. હું ધારૂં તો વૈદ્યોની સહાય શિવાય પણ જાતે સારો થઇ શકું, તેટલી વિદ્યા મને આવડે છે. પણ મારે હવે એ પ્રયોગ અજમાવવો નથી. તું વૈદ્યોને પાછા જવાની આજ્ઞા આપ." ભીષ્મની આજ્ઞા થતાં વૈદ્યોને વિદાય કરવામાં આવ્યા.

રાત્રીએ પાંડવો અને કૌરવો ભીષ્મની પાસે આવ્યા. ભીષ્મને મળવાને ઘણા રાજાઓ આવવા લાગ્યા. ભીષ્મ અસહ્ય વેદનાને ધીરજથી સ્હેતા હતા. અંગમાંથી લોહી નીકળી જઇ શરીર ઉપરથી વહેતું હતું. કેટલાંક વ્રણોમાં બાણો સજ્જડ ખુંપી જવાથી તેની આસપાસ લોહી જામી ગયું હતું. શરીર ઉપર માંસની પીશીઓ થીજી ગઇ હતી. અર્જુને ભીષ્મની આ અસહ્ય વેદના જોઈ ગદ્ગદ કંઠે હાથ જોડીને પૂછયું, "હે પિતામહ, કહો, હું તમારૂં શું પ્રિય કરૂં ?" એટલું બોલતાં બોલતાં તો અર્જુનથી રડી જવાયું. ભીષ્મે અર્જુનને ધીરજ આપી, અને કહ્યું, "અર્જુન, મારૂં શરીર તારાં બાણોથી ચણચણે છે. બાણોના વ્રણોમાં બળતરા થાય છે, મારૂં મુખ શોષાઈ જાય છે. શરીરની વેદના મને અસહ્ય લાગે છે. ભાઇ, તું મને શીતળ જળ આપ, અને

મને શાંત કર. મને પાણી આપવાને તું જ લાયક છું."

ભીષ્મની આ ઇચ્છા પૂર્ણ કરવાને અર્જુન પવિત્ર થઇ રથમાં બેઠો, અને શ્રીકૃષ્ણનું ધ્યાન ધરી હાથમાં ગાંડીવ લઇ પર્જન્યાસ્ત્રનો મંત્ર ભણી બાણ ચ્હડાવી પૃથ્વીના તળમાં મૂક્યું. બાણથી પૃથ્વીનું પડ ચીરાઇ ગયું, અને તે બાણ ઠેઠ રસાતળ પહોંચી ગયું. ત્યાંથી વિમળ, મિષ્ટ, જળની ધારા ઉત્પન્ન થઈ. શીતળ, અમૃત જેવું મધુર, અને દિવ્ય સુગંધી વાળું જળ ધારા રૂપે ભીષ્મના મુખમાં પડવા લાગ્યું ! ભીષ્મ આ જળથી પરમ શાન્તિ પામ્યા, અને તૃપ્ત થઇ તેમણે અર્જુનને ધન્યવાદ આપ્યો.

ભીષ્મની આજ્ઞા લઈ પાંડવો વિદાય થયા, ત્યારેદુર્યોધન ભીષ્મની પાસે આવ્યો. ભીષ્મે તેને સંધિને માટે ઘણો સ્હમજાવ્યો, તથા આટલા સંહારથી સંતોષ માની અન્ય પાર્થિવોને બચાવવાની વિનંતિ કરી, પણ કર્ણ ઉપર વિજયની ચોક્કસ આશા રાખતો દુર્યોધન સમજ્યો નહી. ભીષ્મે કહ્યું, "અલ્યા યોધન, કૃષ્ણ અને ધનંજય હશે ત્યાં સુધી તારો જય થવાનો નથી. તું મારૂં માન અને આ બચેલા વીર યોદ્ધાઓનો સંહાર ન થવા દઇશ."

દુર્યોધન બોલ્યો, "પિતામહ, ભાવિ મિથ્યા થતું નથી. જે થવાનું હોય તે થવા જ દ્યો. હવે તો કર્ણ પાંડવોને જરૂર મારશે !"

ભષ્મે દુર્યોધનનું મોત ભમતું જોયું. હવે દુર્યોધનને સલાહ આપવાનો વિચાર પણ ન કર્યો. અખંડ બ્રહ્મચારી પ્રતાપી ભીષ્મ કુરૂક્ષેત્રમાં આમ હારી ગયા, અને પોતાનીજ સાથે કૌરવોના વિજયને સદાને માટે શરશય્યાએ સ્થાપ્યો !

# પ્રકરણ ૪૪ મું.

## સેનાપતિ દ્રોણ—અભિમન્યુ મરાયો.

ધૃતરાષ્ટ્ર—સંજય, ભીષ્મના યતનનો વૃત્તાંત રોમાંચ ઉત્પન્ન કરે તેવો છે. અત્યાર સૂધી અજેય ગણાતા ભીષ્મને જીતવાને પાંડવો જ્યારે સમર્થ થયા, ત્યારે હું સર્વથા દૈવનેજ બળવત્તર ગણું છું. જે પક્ષમાં ભીષ્મ હોય, તેનો પરાજય થાય જ નહીં, એવી અત્યાર સૂધી ચાલતી માન્યતાને પાંડવોએ - મિથ્યા કરી છે, તેથી સર્વથા દૈવ શ્રેષ્ઠ છે. મારા પુત્રોએ પુરુષાર્થ કરવામાં કાંઇ બાકી રાખી નહોતી.

સંજય—રાજન્, જ્યાં ધર્મ છે, ત્યાં હંમેશાં જય થાય છે. પાંડવો અંત સૂધી ધર્મમાં રહ્યા છે, અને તમારા પુત્રોએ કેવળ અધર્મ આદર્યો હતો. વળી સર્વ જગતના આધાર રૂપ

શ્રીકૃષ્ણ પણ પાંડવોના સહાયક છે. તેથી હે રાજન્, તમે ચોક્કસ માનજો કે પાંડવોનો આ યુદ્ધમાં વિજય થશે. તમે વિદુરનાં હિત વચનોનો અનાદર કર્યો હતો, તેનાં પરિણામ હવે તમારે ભોગવવાનો સમય આવ્યો છે.

ધૃતરાષ્ટ્ર—ભાઈ, ભીષ્મ ગયા પછી મારા પુત્ર દુર્યોધને શું કર્યું તે મને વિસ્તારથી કહે.

સંજય—રાજન્, ભીષ્મ ગયા એટલે કૌરવસૈન્ય ઉજ્જડ જણાવા લાગ્યું. જાણે પાણી વિનાનું સરોવર હોય, અથવા પતિ વિનાની ફીક્કી સુંદરી સ્ત્રી હોય, શૌર્ય વિનાનું યૌવન હોય, અન્ન વિના કરમાઇ ગયેલું શરીર હોય, તેમ કૌરવ સૈન્ય નિસ્તેજ અને નિર્બળ લાગવા માંડ્યું. પિતામહને પડ્યા સાંભળ્યા એટલે કર્ણનાં ગાત્રો ઢીલાં થઇ ગયાં. તેણે નહોતું ધાર્યું કે પાંડવો ભીષ્મને પાડી શકશે, કારણ ભીષ્મના બળની તેને સંપૂર્ણ ખાત્રી હતી. અભિમાનને લીધે કર્ણે સ્વાથ્ય મેળવ્યું, અને પિતામહને મળવા એકલો રાત્રે શિબિરમાંથી નીકળ્યો. પિતામહને જોતાંજ તેની આંખમાં આંસુ આવ્યાં. તેણે ભીષ્મને પ્રણામ કર્યા, અને કહ્યું, "હે પિતામહ, હું કર્ણ આપને વંદન કરૂં છું. તમારાં દર્શન કરીને હું ખરેખરો પાવન થયો છું. આ ભૂમિનાં પણ અહોભાગ્ય છે કે એના ઉપર આપ જેવા મહાત્મા પુરૂષ શયન કરો છો! મને હવે સ્હમજાય છે કે પાંડવો કૌરવોને હણી નાંખશે. અર્જુનનાં બાણો કૌરવોને શોષી નાંખશે. વાયુની સહાયથી અગ્નિ જેમ વનને બાળે છે, તેમ શ્રીકૃષ્ણની સહાયથી પાર્થ કૌરવસૈન્યનો સંહાર કરી નાંખશે. અર્જુન સ્હામે ઉભો રહેનાર તમારા શિવાય હવે કૌરવ સૈન્યમાં કોઈ નથી. હે તાત, મને આશિષ આપો, તો તમારાં આદરેલાં કાર્ય હું યથાશક્તિ પૂર્ણ કરૂં." પિતામહે દેશકાળ વિચારી કર્ણને કહ્યું, "ભાઇ કર્ણ, કૌરવોમાં તું ખરેખરો શૂરવીર છું. તારા ઉપરજ કૌરવોની આશા ટકી છે. તેં દુર્યોધનને માટે ઘણા દેશો જીત્યા છે. દુર્યોધન તારે વશ રહીને બધાં કાર્યો કરે છે, તેથી દુર્યોધનના હિતમાં રહીને તું તેનું સદાયે કલ્યાણ સાધજે. તું મારા પાત્ર જેવો છું. તારામાં અને દુર્યોધનમાં મારે લેશપણ ભેદભાવ નથી. તને જે ધર્મ લાગે છે, તે ધર્મ્ય કાર્ય તું સુખેથી આદર." ભીષ્મનાં વચનો સાંભળી સંતુષ્ટ થઈ કર્ણે તેમને પ્રણામ કર્યા, અને પછી તે પોતાના શિબિરમાં પાછો ફર્યો.

કર્ણને શિબિરમાં આવેલો જોઇ દુર્યોધને કહ્યું, "કર્ણ, હવે અમે તારે શરણે છીએ. તું જ તારૂં બળ પ્રકટ કરીને અમને વિજય અપાવ. હવે ભીષ્મને સ્થાને સેનાપતિ કોને નીમવો તેની પણ અમને સૂચના કર." દુર્યોધનનાં વચનો સાંભળી કર્ણ બોલ્યો, "રાજન્, બધા યોદ્ધાઓમાં આચાર્ય પ્રથમ ગુરૂ છે, માટે શસ્ત્રધારી દ્રોણને સેનાપતિ બનાવો. દ્રોણ જેવા દુર્ધર્ષ સેનાપતિની સ્હામે કોણ ઉભો રહી શકે તેમ છે?"

કર્ણની સંમતિ લઈ દુર્યોધન દ્રોણ-

ચાર્યના શિબિરમાં આવ્યો, અને તેમને પ્રણામ કરીને કહ્યું, "આચાર્ય, આપ વર્ણમાં શ્રેષ્ઠ છો, અભિજાત કુળમાં જન્મ્યા છો, વયમાં અને જ્ઞાનમાં અમારાથી અધિક છો, બળમાં તમારી સ્હામે કોઇ ટકે તેમ નથી, તેથી આપ સેનાપતિપણું સ્વીકારી અમારૂં રક્ષણ કરો."

દુર્યોધનનાં વચનો માથે ચ્હડાવી દ્રોણે ખુશીથી કૌરવોનું સેનાપતિપણું સ્વીકાર્યું, અને દુર્યોધનને કહ્યું, "રાજન્, પાંડવો જો કે કોઇથી જીતાય તેવા નથી. વળી તેમને શ્રીકૃષ્ણની સહાય છે, છતાં પણ હું તારૂં ધાર્યું કરીશ. બોલ તારી શી ઇચ્છા છે?"

દુર્યોધન બોલ્યો, "આચાર્ય, એક વખત યુધિષ્ઠિરને પકડી મારા હાથમાં સોંપો." દ્રોણ બોલ્યા, "જો તું યુધિષ્ઠિરનો વધ કરવાની ઇચ્છા રાખતો હોઉં, તો મારાથી તે નહીં બને. કારણ યુધિષ્ઠિરનો જો વધ થશે તો અર્જુન એક પલક માત્રમાં આખા કૌરવ સૈન્યનો સંહાર કરી નાખશે. ધર્મરાજા પાંડવોના પ્રાણરૂપ છે, માટે એમના વિના અર્જુન જીવશે જ નહીં." દુર્યોધને કહ્યું, "આચાર્ય, મારે યુધિષ્ઠિરને મારવા નથી. યુધિષ્ઠિર હણાય, તો શું પરિણામ આવે તેની મને સંપૂર્ણ ખબર છે, પણ મારે ફરીથી દ્યૂત રમી એમને વનવાસ મોકલવા છે. જો તેમ થાય, તો યુદ્ધ પણ શાન્ત પડશે, અને પાંડવોને કાંઇ પણ આપવા લેવાનું રહેશે નહીં." દ્રોણે વિચાર કરીને દુર્યોધનને કહ્યુ, "રાજન્, તું જો અર્જુનને વેગળો રાખે, તો હું યુધિષ્ઠિરને એક મુહૂર્તમાં પકડી આપું. કારણ અર્જુનના દેખતાં યુધિષ્ઠિર પકડાશે જ નહીં. પાર્થને દૂર કરવાની ગોઠવણ કરો, પછી હું યુધિષ્ઠિરને તારા હાથમાં સોંપી દેવા પ્રયત્ન કરીશ. પણ તારે તેમના જીવનનું રક્ષણ કરવું પડશે. જો યુધિષ્ઠિર યુદ્ધમાં મારી સ્હામે આવશે, અને જો તે રણમાંથી વિમુખ નહીં થાય, તો હું તેમને તુરત પકડી લઇશ."

દ્રોણનાં વચનથી ગર્વિત થઈ દુર્યોધને અર્જુનને ખસેડવાનું કાર્ય સંશપ્તકોને સોંપ્યું. સંશપ્તકોના સેનાપતિ ત્રિગર્ત દેશના રાજા સુશર્માની સેનાનાયક તરીકે સ્થાપના કરી. કૌરવસૈન્યમાં હર્ષનાદ થયો, અને રણવાદ્યો વાગવા માંડયાં. સૈનિકોએ ભયંકર ગર્જના કરી ચારે દિશાઓ ગજાવી મૂકી.

કૌરવસૈન્યમાં અણચિંતવ્યો ઉત્સાહ ફેલાયેલો જોઇ પાંડવો વિસ્મય પામ્યા. દ્રોણની પ્રતિજ્ઞાના સમાચાર જ્યારે તેમને મળ્યા, ત્યારે યુધિષ્ઠિરે બધા પાર્થિવોને પોતાની સમક્ષ બોલાવ્યા અને કહ્યું, "તમે બધાએ દ્રોણની પ્રતિજ્ઞા સાંભળી, હવે દુર્યોધનનુ ધાર્યું ન થાય તેમ તમે બધા યુદ્ધ કરજો." અર્જુન બોલ્યો, "આચાર્યનો વધ કરવાની મારી ઇચ્છા નથી, તેમ તેમની સાથે યુદ્ધ ન કરવું, એ પણ હું ઇચ્છતો નથી. યુદ્ધમાં મારા પ્રાણ જતા રહે તો ભલે, પરંતુ આચાર્ય ઉપર હું એક પણ બાણ છોડનાર નથી. વળી હું જ્યાં સુધી જીવું છું, ત્યાં સુધી યુધિષ્ઠિરને પકડાવા દેવાનો પણ નથી." પાંડવસૈન્યમાં પણ

દ્રોણુની યુક્તિઓને અફળ કરવાના ઘાટ ઘડાવા લાગ્યા.

મહાભારતના યુદ્ધનો અગિયારમો દિવસ ઉગ્યો. યુદ્ધને માટે કૌરવો નવા ઉત્સાહથી તૈયાર થયા. પાંડવો પણ ભીષ્મ જેવાને જીત્યા પછી કૌરવ સૈન્યની અવગણના કરી યુદ્ધને માટે રણભૂમિ ઉપર ગોઠવાયા. રણવાદ્યો વાગ્યાં, અને બંને પક્ષનાં સૈન્ય એક-મેકનો ભેટતાં હોય તેમ અન્યોન્ય ઉપર તૂટી પડયાં. એકપાસ અભિમન્યુ અને દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ, અલંબુષ અને ઘટોત્કચ, શલ્ય અને ભીમસેન પ્રાણની પરવા ન રાખતાં દ્વંદ્વ યુદ્ધમાં ઉતરી પડયા હતા. અભિમન્યુએ લક્ષ્મણને જોતજોતામાં ન્હસાડી મૂક્યો. અને તેની સાથે રહેલા કૌરવ સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો. અલંબુષ અને ઘટોત્કચ બંને રાક્ષસો રાક્ષસી બળથી યુદ્ધ કરતા હતા. કવચિત્ અંતરિક્ષમાં ઉભા રહીને, કવચિત્ ભૂમિ ઉપર રહીને એક બીજા ઉપર પથ્થરો, વૃક્ષો, હસ્તીઓનાં મૃતશરીરો, અને મરેલાં માણુસો-ની માંસની પીંડીઓ લઈ એકમેક સાથે ભયંકર યુદ્ધ કરતા હતા. આ બન્ને યોદ્ધાઓ કવચિત સમાન બળવાળા જણાતા, પણ ઘટોત્કચે અલંબુષને બે ત્રણ વાર એવો પછાડ્યો કે અલંબુષથી એકલે હાથે ઘટોત્કચ સ્હામે ટકી શકાયું નહીં.

શલ્ય અને ભીમસેનનું યુદ્ધ વિસ્મય-જનક થઈ પડયું. શલ્ય ગદા લઇને પાંડવ સૈન્ય ઉપર ધસી આવ્યો, એટલે ભીમસેન મોટી ફાળ ભરીને ગદા ઉપાડી શલ્યના ઉપર ધસ્યો. બંને વીર નરો ગદાઓ સાથે એકમેક ઉપર ધસી આવતા હતા, તે જાણે બંને મેઘ એકબીજા સાથે અથડાતા હોય, તેવો આભાસ થતો હતો. વ્રકોદરની ગદાનો પ્રહાર શલ્ય શિવાય બીજો કોઇ સહી શકે તેમ નહોતું. બંનેની ગદાઓ અથડાઇ, એટલે તેમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, અને મહા ભયંકર નાદ થયો. આ વખતે શલ્યની ગદાના ચુરેચુરા થઇ ગયા, અને તેની કણીઓ વરસાદની માફક વરસવા લાગી. ગદાઓના અવાજથી બંને સૈન્ય કંપિત થઈ સ્થંભી ગયું. શલ્યની ગદાના ચુરેચુરા થઇ ગયા, ત્યારે બંને વીરો મલ્લ-યુદ્ધ કરવા લાગ્યા. નખ અને દાંતથી એક બીજાને લોહીલુહાણ કરતા શ્વાસથી બંને પુષ્કળ હાંફતા એક બીજાને ઉપર નીચે કરતા હતા. એટલામાં દાવ આવવાથી ભીમસેને શલ્યને બેભાન કરી દીધો, એટલે કૃતવર્મા તેને પોતાના રથમાં નાંખીને દૂર લઇ ગયો.

દ્રોણે યુધિષ્ઠિરને પકડવાને ઘણો યત્ન કર્યો, પણ અર્જુન દ્રોણુને ફાવવા દેતો નહોતો. પાર્થે દ્રોણુને બાણુજાળમાં એવા સપડાવી દીધા, કે તેમને યુદ્ધ કરતાં જ બરોબર ફાવી શક્યું નહીં. દ્રોણુને આમ મુંઝાએલા જોઈ અર્જુને કૌરવ સૈન્યના મોટા ભાગનો નાશ કરી નાંખ્યો. આમ ઠામઠામ સંકુલ યુદ્ધ થયા પછી દિવસ અસ્ત થતાં બંને પક્ષે યુદ્ધ બંધ રાખ્યું.

રાત્રે દ્રોણે દુર્યોધનને બોલાવ્યો, અને તેને કહ્યું, "મેં તને કહ્યું છે

કે જ્યાં સુધી અર્જુન છે ત્યાં સુધી મારાથી યુધિષ્ઠિરને પકડાશે નહીં, માટે તું આવતી કાલે અર્જુનને ખસેડવાનો પ્રયત્ન કરજે. પાંડવ સૈન્ય એક વખત અર્જુન વિનાનું થશે, એટલે તુરત હું યુધિષ્ઠિરને આંહી પકડી લાવીશ. જો યુધિષ્ઠિર યુદ્ધમાંથી પલાયન કરશે તો તારો વિજય થયોજ સમજજે." દ્રોણનાં આ વચનો સાંભળી દુર્યોધને સુશર્માને બોલાવ્યો, અને તેને દ્રોણનો નિશ્ચય કહી સંભળાવ્યો, એટલે સુશર્મા બોલ્યો, " અમને અર્જુને વારંવાર અપમાન આપેલાં છે. અમારા સૈન્યને તેણે વારંવાર વિખેરી નાંખ્યું છે, માટે રાજન, તમારૂં પ્રિય થાય, અને અમારૂં વેર વળે એવો ઉપાય હું ચોક્કસ કરીશ. તમે અમને આજ્ઞા આપો, એટલે અમે અર્જુનને યુદ્ધમાં રોકી રાખીએ. આવતી કાલે ભૂમિ કાં તો નિરર્જુના કે અત્રિગર્તા થશે, એ ચોક્કસ માનજો." આમ કહી દુર્યોધનની આજ્ઞા લઈ ત્રિગર્તાધિપતિ સુશર્મા અર્જુનની સ્હામે બાથ ભીડવા તત્પર થયો.

બીજા દિવસનું પ્રભાત થયું, એટલે સંકેત પ્રમાણે સુશર્માએ અર્જુનને યુદ્ધ માટે આવ્હાન કર્યું. અર્જુન કૌરવ પક્ષનો સંકેત સ્હમજી ગયો હતો, વળી ક્ષત્રિયવટને અનુસરી યુદ્ધના આવ્હાનનો અસ્વીકાર કરવાની હિંમત તે કરી શકયો નહીં. તેણે યુધિષ્ઠિરને કહ્યું, "રાજન્, મને આ લોકો યુદ્ધને માટે બોલાવે છે, તેથી મારે ત્યાં ગયા શિવાય છૂટકો નથી. મારી પ્રતિજ્ઞા છે કે બોલાવનારની સાથે યુદ્ધ કરવું; તેથી જ્યાસુધી તેમની સાથે મારૂં યુદ્ધ પૂરૂં નહીં થાય, ત્યાંસુધી હું પાછો ફરીશ નહીં. સંશપ્તકોનો નાશ થયા વિના મારાથી અન્ય સ્થળે યુદ્ધમાં ભાગ નહીં લેવાય, માટે મને ત્યાં જવાની આજ્ઞા આપો." યુધિષ્ઠિર બોલ્યા, " અર્જુન, દ્રોણે લીધેલી પ્રતિજ્ઞા તું જાણે છે. તેથી દ્રોણનું ધાર્યું ન થાય, તેવી વ્યવસ્થા કરીને તું જા. દ્રોણ ઘણા બળવાન છે, અને પોતાનું ધાર્યું કરે તેવા છે." અર્જુને કહ્યું, " રાજન્, આ સત્યજિત્ અને પાંચાલ સૈન્ય છે, વળી ધૃષ્ટદ્યુમ્ન છે, ત્યાં સુધી તમારો સ્પર્શ કોઈ કરે તેમનથી. પણ જો દૈવયોગે તેઓ હણાઈ જાય તો તમે રણભૂમિ ઉપરથી પલાયન કરી જજો." આટલું કહી અર્જુને યુધિષ્ઠિરને પ્રણામ કર્યા. યુધિષ્ઠિરે તેને છાતી સરસો ચાંપ્યો, અને તેને જવાની આજ્ઞા આપી. અર્જુનને આવતો જોઈ સંશપ્તકોના સૈન્યે હર્ષની ગર્જના કરી મૂકી.

કુરૂક્ષેત્રમાં પાંડવ સૈન્ય પૂર્વાભિમુખે, અને કૌરવસૈન્ય પશ્ચિમાભિમુખે ગોઠવાયાં હતાં. સંશપ્તકોના સૈન્યે અર્જુનને ઉત્તર દિશા તરફ આકર્ષ્યો. તેમણે વ્યૂહની રચના એવી રીતે કરી, કે અર્જુનને આગળ વધ્યા શિવાય છુટકો જ નહોતો. પણ દુર્યોધનની ધારણા સ્હમજી ગયેલો હોવાથી પાંડવ સૈન્ય ઉપર દૃષ્ટિ રહે તેમ અર્જુન ઉભો રહીને યુદ્ધ કરવા લાગ્યો. સંશપ્તકોના સૈન્યે એક સામટો અર્જુન ઉપર ધસારો કર્યો, પણ અર્જુન પ્રવીણ યોદ્ધા હોવાથી તેણે શરજાળથી સંશપ્તકોને પોતાના ઉપર

ધસી આવતા અટકાવ્યા. સુશર્મા મરણીઆ થઈ પોતાના ભાઈઓ સાથે અર્જુન ઉપર ધસ્યો, પણ અર્જુને તેમના રથની ધજા છેદી નાંખી, અશ્વોને તથા સારથિઓને મારી નાંખ્યા. વળી અર્જુને સૈન્ય ઉપર પણ બાણોનો એવો તો કારમો વરસાદ વરસાવ્યો, કે સંશપ્તકોનું સૈન્ય પલાયન કરવા લાગ્યું. અગ્નિમાં ઘી પીગળે તેમ સૈન્યને ઓગળી જતું જોઈને સુશર્માએ શપથ આપીને યોદ્ધાઓને ન્હાસી જતા અટકાવ્યા, પણ એટલામાં તો અર્જુને સુશર્માના ભાઈ સુધનનો નાશ કરી નાંખ્યો.

સંશપ્તકોના સૈન્ય ઉપર ધસારો કરવાનો યોગ્ય અવસર આવેલો જોઈ અર્જુને વાસુદેવને કહ્યું, "વાસુદેવ, તમે સંશપ્તકોના સૈન્ય તરફ સીધો રથ હાંકી જાઓ. આજે એમનો નાશ કર્યા વિના હું પાછો ફરનાર નથી. મારૂં શસ્ત્રબળ હું તેમને આજે બતાવીશ." અર્જુનની સૂચના પ્રમાણે વાસુદેવે રથને સંશપ્તકોની સ્હામેજ હાંક્યો. આ સમયે અર્જુને ગાંડીવ ધનુષ્યને કર્ણ પર્યંત ખેંચવા માંડ્યું, અને બમણા વેગથી બાણો મૂકવા માંડ્યાં. ગાંડીવના ટંકારવથી જ સંશપ્તકોનાં કાળજાં કપાઈ જવા લાગ્યાં. શરવૃષ્ટિ એવી તો ગાઢ થઈ કે ધ્વજ, ગજ, અશ્વ, કેશવ કે અર્જુન કોઈ દેખાતું નહોતું. બધાને એમજ લાગ્યું કે અર્જુન અને કેશવ બંને હણાઈ ગયા. પોતાના સૈનિકોમાં પણ આવી માન્યતા ફેલાતી જોઈ અર્જુને વાયવ્યાસ્ત્રથી શરજાળને છેદી નાંખી.

અર્જુન અને સંશપ્તકો વચ્ચે આમ તુમુલ યુદ્ધ ચાલતું હતું, તે સમયે દ્રોણે યુધિષ્ઠિરને પકડવાનો નિશ્ચય કરી પાંડવ સૈન્ય ઉપર આક્રમણ કર્યું. બધા સૈનિકો યુધિષ્ઠિરને વીંટળાઈને યુદ્ધ કરવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્ન દ્રોણની સ્હામો આવ્યો. પણ દ્રોણે તેને ત્યજી દઈ યુધિષ્ઠિર સાથે જ યુદ્ધ કરવા માંડ્યું. બંને વચ્ચે ચાલતા તુમુલ યુદ્ધને લીધે શરવૃષ્ટિ એવી તો થઈ કે પાંડવ સૈન્યમાં હાહાકાર થવા લાગ્યો. યુધિષ્ઠિરે દ્રોણના રથનો ધ્વજ છેદી નાંખ્યો, ત્યારે આચાર્યે યુધિષ્ઠિરનું ધનુષ્ય છેદી નાંખ્યું. યુધિષ્ઠિરે તુરત બીજું ધનુષ્ય લીધું, તે પણ દ્રોણે છેદી નાંખ્યું; યુધિષ્ઠિરને આમ મુંઝાએલા જોઈ તમની બ્હારે પાંચાલ સૈન્ય ચઢી આવ્યું, પણ દ્રોણે અનેક બાણો મારી તે સૈન્યને વિખેરી નાંખ્યું. પાંચાલ સૈન્ય વીખરાતાં જ પાંડવ સૈન્યમાં ભંગાણ પડયું, અને સૈનિકો દ્રોણનાં બાણોથી ત્રાય ત્રાય પોકારતા ન્હાસવા લાગ્યા. પાંડવ સૈન્યને ન્હાસતું જોઈ દુર્યોધને કર્ણને કહ્યું "કર્ણ, જો! જો! પેલું પાંડવ સૈન્ય ન્હાસવા લાગ્યું. દ્રોણ ચોકક્સ આજે પાંડવોનો સંહાર કરશે." કર્ણે કહ્યું, "રાજન્, પાંડવો એમ સ્હેલાઈથી જીતાય તેવા નથી. સાત્યકિ જેવા યોદ્ધાઓ દુર્જય છે. જુઓ જુઓ, પેલો ભીમસેન સૈન્ય લઈ દ્રોણ ઉપર ધસ્યો આવે છે. જાઓ, જાઓ, જઈને દ્રોણને ચેતાવો, નહીં તો, તેમના ઉપર અણચિંતવ્યો ધસારો આવશે." દુર્યોધને દ્રોણને ભીમસેનના આગમનની ખબર આપી.

આ સમયે પ્રાગ્જ્યોતિષ રાજાએ હાથીસેના લઇ ભીમસેન ઉપર હલ્લો કર્યો. આ હાથીઓ ભીમસેનને કચરી નાંખત, પણ ચાલાકી વાપરી ભીમસેન રથમાંથી બહાર કૂદી પડયો, એટલે તેના રથના સહસ્ર કકડા થઈ ગયા. ભીમસેન હવે હાથીના સૈન્યની મધ્યમાં પેઠો. તેણે અનેક હાથીઓને ચકડોળે ચઢાવ્યા, અનેકના દંતૂશળો ખેંચી કાઢયા, અનેકને ભૂમિ ઉપર પછાડી નાંખ્યા. આ સમયે પ્રાગ્જ્યોતિષ રાજાના સૈન્યે ભયંકર કોલાહલ મચાવી મૂકયો.

અર્જુને દૂર રહ્યે રહ્યે પ્રાગ્જ્યોતિષના સૈન્યની ગર્જના સાંભળી, એટલે એણે શ્રીકૃષ્ણને કહ્યું, “ મધુસૂદન, આ પ્રાગ્જ્યોતિષ રાજા ગજ સાથે સૈન્યની ઉપર ચઢયો લાગે છે. તે જીતાય તેવો નથી, અને કદાચ તે એકલોજ પાંડવ સૈન્યનો નાશ કરી નાંખશે. આપણા બેના વિના તેને હઠાવે એવો બીજો કોઇ યોદ્ધો નથી. ” અર્જુનનાં વચન સાંભળી વાસુદેવે રથને એ તરફ હંકાર્યો, એટલે સંશપ્તકોએ અર્જુનને ફરીથી હાંક મારીને બોલાવ્યો. અર્જુનને હવે કયાં જવું તે ન સૂઝયું. આખરે સંશપ્તકોનો વધ કરવા તરફ તેની વૃત્તિ વળી. અર્જુને હવે ક્રોધ કરીને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. આ બ્રહ્માસ્ત્રને લીધે સંશપ્તકો એક પછી એક મરવા લાગ્યા. સંશપ્તકોને આમ મુંઝવણમાં નાંખીને અર્જુન હવે પ્રાગ્જ્યોતિષ રાજા તરફ ફર્યો.

પ્રાગ્જ્યોતિષ રાજાની સ્હામે જ્યારે અર્જુન આવ્યો, ત્યારે યોદ્ધાઓ અર્જુન અને કેશવને મરેલા જ માનવા લાગ્યા અર્જુનને જોતાંજ પ્રાગ્જ્યોતિષ રાજાએ શક્તિ ફેંકી, પણ અર્જુને તે શક્તિને વિફળ કરી નાંખી. પછી ભગદત્તે વૈષ્ણવાસ્ત્ર ધનંજય ઉપર ફેંક્યું, એટલે શ્રીકૃષ્ણે વચમાંજ ઉભા થઇને તે અસ્ત્રને પોતાના વક્ષસ્થળ ઉપર ઝીલી લીધું, અને અર્જુનને ઢાંકી દીધો. કેશવની છાતીમાં તે અસ્ત્ર શોભવા લાગ્યું, તે વખતે અર્જુન બોલ્યો, “ તમે તો માત્ર સારથિ તરીકે રહેવાનું વચન આપ્યું હતું, તો હે પુંડરાકાક્ષ તમે પ્રતિજ્ઞા કેમ પાળતા નથી ? જો હું સંકટમાં પડયો હોઉં, અથવા એ શસ્ત્ર નિવારવાની મારામાં શકિત ન હોય તો તમે એવું કાર્ય કરો તે યોગ્ય છે. ” વાસુદેવ બોલ્યા, “ પાર્થ, ગુપ્ત વાત સાંભળ. પ્રાગ્જ્યોતિષ રાજા ભગદત્તને આ અસ્ત્ર વરદાનથી મળ્યું હતું. એ અસ્ત્ર એના હાથમાંથી જતું રહેવાથી હવે તે મરશે, નહીં તો તે તારાથી મરવાનો નહોતો. એ અસ્ત્ર મારી પાસેથી પહેલાં તેણે મેળવેલું હોવાથી હવે તે અસ્ત્ર પાછું મારી પાસે જ આવી ગયું છે. ”

કેશવનાં વચનો સાંભળી અર્જુને તીવ્ર બાણો મારી ભગદત્તને અકળાવી નાંખ્યો, પણ હજુ ભગદત્ત મરતો ન હોવાથી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, “ અર્જુન, ભગદત્તની આંખો ઉપર પાટો છે તે તું જુએ છે? એ પાટો પ્રથમ અસ્ત્રવડે તોડી નાંખ, પછી ભગદત્ત તુરત મરશે. ” હૃષીકેશનાં વચનો ધ્યાનમાં લઇ અર્જુને પાટો તોડી નાંખ્યો, અને પછી ભગદત્તની

છાતીમાં ભયંકર તીક્ષ્ણ બાણ મારી તેને ભૂમિ ઉપર ગબડાવી દીધો.

ભગદત્તને માર્યા પછી અર્જુને બીજી પાસ પોતાનો રથ ફેરવ્યો. આ સમયે અર્જુન સાક્ષાત યમ હોય તેવો વિકાળ દેખાવા લાગ્યો. તેને જોતાંજ યોદ્ધાઓ મૃત્યુ આવ્યું સમજતા હતા. શકુનિ અર્જુન સ્હામે આવ્યો. તેને તો અર્જુને એવો ગભરાવી દીધો કે તે યુદ્ધ મૂકીને ન્હાસી ગયો. હવે અર્જુને નિરંકુશ થઇ કૌરવ સૈન્યનો સંહાર કરવા માંડયો. વૃકોદર અશ્વત્થામાની સ્હામે આવ્યો. આ વખતે યુદ્ધ નિર્મર્યાદ રીતે ચાલતું હતું. "ઓ ભાઇ, ઓ બાપ, ઓ દિકરા, ક્યાં નાઠો!" આવી કારમી ચીસો સંભળાવા લાગી. 'મારો મારો! કાપો! કાપો!' વિગેરે મિશ્ર અવાજો સંભળાવા લાગ્યા. કોઇના કેશ ખેંચાઇ ગયા, કોઇના દાંત પડી ગયા; કોઇની ખોપરી ઉડવા લાગી; કોઇના હાથ કપાઇને ઉછળવા લાગ્યા; મોઢાં ઘવાઇ જવાથી કોઇ ભયંકર દેખાવા લાગ્યા, કોઈ ભયંકર ચીસો પાડવા લાગ્યા, વેદનાથી કોઈ વિકાળ હાસ્ય કરવા લાગ્યા, અને કોઇ કરુણાજનક રૂદન કરવા લાગ્યા. રણાંગણ અત્યારે લોહી, માંસ અને મેદથી લદબદ થઇ ગયું હતું. ત્યાં વિચિત્ર પ્રકારની ગંધ મારતી હતી, અને ભૂમિ ઉપર પગ મૂકતાં પણ કમકમાં આવી જાય તેવી સ્થિતિ થઇ ગઇ હતી. ઘવાયલા અને મરેલા યોદ્ધાઓના શરીરો યુદ્ધ કરતા યોદ્ધાઓના પગ તળે છુંદાતાં હતાં. સૂર્યનારાયણને પણ આ સંકુલ યુદ્ધ જોઇ કમકમાં આવ્યાં હોય, તેમ રક્તવર્ણા થઇ અસ્તાચળ ઉપર ચાલ્યા ગયા.

રાત્રે યુદ્ધ બંધ પડયું, તે સમયે દુર્યોધન દ્રોણ પાસે જઇને કહેવા લાગ્યો, "આચાર્ય, તમે મને વચન આપ્યું હતું કે યુધિષ્ઠિરને હું પકડી આપીશ. તમારા જેવા સત્પુરૂષ પ્રતિજ્ઞા ન પાળે તે યોગ્ય ન કહેવાય." દ્રોણ બોલ્યા, "અલ્યા, જ્યાં સુધી અર્જુન યુધિષ્ઠિરની રક્ષા કરે છે, ત્યાં સુધી યુધિષ્ઠિર પકડાય એ આશા તું ત્યજી દેજે. કિરિટી અને ગોવિંદ સમક્ષ સાક્ષાત્ ત્ર્યંબક શિવાય અન્ય કોઇ અધિક બળવાન નથી. પણ ભાઇ, કાલે હું એક મહારથીનો નાશ અવશ્ય કરીશ. હું એવો વ્યૂહ રચીશ કે દેવોથી પણ તે ભેદાશે નહીં. તું હવે અર્જુનને બીજે સ્થળે લઇ જવાની યુક્તિ રચજે. એવો એક પણ વ્યૂહ નથી કે જે અર્જુનથી અસાધ્ય અને અભેદ્ય હોય. તે મારૂં બધું જ્ઞાન જાણે છે, તેથી હું જે વ્યૂહ રચવાની ઇચ્છા રાખું છું તેની વિદ્યા પણ તેને આવડે છે માટે જો ગાંડીવધારી અર્જુન મારી સ્હામે હશે, તો મહારથીનો નાશ થવો પણ અશકય છે." દ્રોણનું કહેવું સાંભળી દુર્યોધને સંશપ્તક ગણોને આજ્ઞા કરી, અને સંશપ્તક ગણોએ અર્જુનને દક્ષિણ દિશા તરફ એક યોજન દૂર લઇ જવાનું માથે લીધું.

બીજે દિવસે ભયંકર યુદ્ધ થવાનું છે એમ સ્હમજી બંને પક્ષના યોદ્ધાઓએ પોતપોતાનાં વસ્ત્રો સાફ કર્યા. કવચના ઢીલા પડલો બંધો સખત કર્યા.

આયુધો સંભાળથી રથોમાં ગોઠવ્યાં, અશ્વોને જળપાનથી તાજા કર્યા, અને પૂર્ણ ઉત્સાહમાં આવી જયઘોષ કરવા લાગ્યા. ઘવાયેલાઓના ઘા ઔષધોપચારથી સારા કરી નાંખ્યા, અને દરેક યોદ્ધો પૂર્ણ ઉમંગમાં આવી ગયો. મરેલા કે મરવા પડેલાની દરકાર કર્યા વિના સર્વે કૌરવો સૈન્યના યોદ્ધાઓ અર્જુનને મારવાના શપથ લેવા લાગ્યા.

મહાભારત યુદ્ધના તેરમા દિવસનો સૂર્ય આકાશમાં ઝળહળવા લાગ્યો. સ્હવારથી આજે દિશાઓ ભયંકર જણાતી હતી. આકાશમાં વાદળાં વિના ગડગડાટ સંભળાવા લાગ્યા, અને કાગડા આદિ અપશુકનીઆળ પક્ષીઓ બંને સૈન્ય ઉપર ઉડતાં હતાં. દ્રોણે કહ્યા પ્રમાણે સંશપ્તક ગણો અર્જુનને દક્ષિણ દિશાએ યુદ્ધ કરવાને નિમંત્રણ કરવા લાગ્યા. આ વખતે અર્જુન બે યોજન જેટલે દૂર નીકળી પડયો, અને ત્યાંજ તેણે સંશપ્તકોની સાથે યુદ્ધ આરંભ્યું. સંશપ્તકોનું બળ એટલું હતું કે અર્જુનનો આખો દિવસ એમનો સંહાર કરવામાં વ્યતીત થયો.

પાંડવ સૈન્યથી અર્જુન છૂટો પડયો, એટલે દ્રોણે ચક્રવ્યૂહની રચના કરી. ચક્રવ્યૂહની રચના જોઇ પાંડવો નિરાશ થઇ ગયા. કારણ ચક્રવ્યૂહની રચનાથી બધાએ અજ્ઞાત હતા. યુધિષ્ઠિરે સુભદ્રાપુત્ર અભિમન્યુને બોલાવ્યો, અને તેને કહ્યું, "ભાઈ, આજે દ્રોણે ચક્રવ્યૂહ રચ્યો છે. આ વ્યૂહને ભેદવાનું જ્ઞાન અમારા કોઇનામાં નથી. તું, અર્જુન, દ્રોણ, કૃષ્ણ, અને પ્રદ્યુમ્ન આ પાંચ જણ આ વ્યૂહને ભેદવાનું જાણો છો. તારા પિતાનું બિરુદ સાચવજે, અને આપણા સૈન્યની માનહાનિ ન થાય તેમ વર્તજે." અભિમન્યુ યુધિષ્ઠિરને પ્રણામ કરીને બોલ્યો; "હું ગર્ભમાં હતો, ત્યારે મને વાસુદેવે ગર્ભમાં આ વ્યૂહનો ઉપદેશ આપ્યો હતો. તેથી આવા આપત્તિને સમયે હું પાછી પાની નહીં કરૂં." યુધિષ્ઠિરે કહ્યું, "અમે બધા તારી પાછળ આવીશું. એટલે તું તે સંબંધે ચિંતા ન કરીશ." ભીમસેન બોલ્યો, "તું બ્હીતો નહીં. હું તારાથી ક્ષણ પણ અળગો નહીં રહું, અને તારૂં રક્ષણ કરીશ." અન્ય પાર્થિવોએ પણ એજ પ્રમાણે અભિમન્યુને ધીરજ આપી. બધા બોલી રહ્યા, એટલે અભિમન્યુ બોલ્યો, "હું દ્રોણના સૈન્યને ભેદીને આગળ વધીશ, અને આપણા બંનેના વંશનું હિત સાધીશ. જો હું પાર્થનો સાચો પુત્ર હોઉં, જો હું સુભદ્રાની કુખે જન્મ્યો હોઉં, તો જરૂર હું આ કાર્ય પાર પાડીશ." આમ કહી તેણે યુધિષ્ઠિરને પ્રણામ કરી યુદ્ધમાં જવાને આશિર્વાદ માગ્યો. યુધિષ્ઠિરે સજળ નયને તેને છાતી સરસો ચાંપ્યો, અને શુભ આશિર્વાદ આપ્યો. પછી અભિમન્યુ પાંડવોને પાછળ રાખી દ્રોણની સ્હામે યુદ્ધમાં આવ્યો.

કુમાર અભિમન્યુએ ઘણું દારૂણ યુદ્ધ કરીને દ્રોણના સૈન્યને ભેદી નાંખ્યું, અને ચક્રવ્યૂહમાં આગળ ધસ્યો. ચક્રવ્યૂહમાં કુમાર અભિમન્યુએ જેવો પ્રવેશ કર્યો, કે તરતજ હસ્તિ, અશ્વ, રથ અને યોદ્ધાઓ તેને ઘેરી વળ્યા. વિચિત્ર

વાજીંત્રો વાગવા લાગ્યાં, હુંકાર શબ્દો થવા લાગ્યા, સિંહનાદથી આકાશ ગાજી ઉઠયું, ‘ ઉભો રહે, ઉભો રહે ’ એમ બૂમો સંભળાવા લાગી. આ બધાથી વીર અભિમન્યુ જરા પણ ડગ્યો નહીં. તેણે બાણોથી અને ભીમસેને ગદાથી કૌરવ સૈન્યને વિખેરી નાંખ્યું. અભિમન્યુની યુદ્ધકળાથી પ્રસન્ન થઇ દ્રોણ દુર્યોધનને કહેવા લાગ્યા, “ રાજન્, આ અર્જુન, પુત્રનું પરાક્રમ જો. તેની બાણ છોડવાની ઝડપ, અને યુદ્ધમાં ચારે પાસ પહોંચી વળવાનું બળ જોઇ મને આ સાક્ષાત્ અર્જુન હોય તેવો લાગે છે. એની ન્હાની ન્હાની કોમળ આંગળીઓમાંથી કેવાં તીવ્ર બાણો છૂટે છે ! ક્રોધથી તેના મુખ ઉપર કેવી સુંદરતા છવાઇ ગઇ છે ! ધન્ય છે સુભદ્રાને કે એના ઉદરમાં આવું રત્ન પાકયું છે ! ” અભિમન્યુનાં વખાણ સાંભળી દુર્યોધન કાંઇપણ બોલ્યા વિના કર્ણ અને દુઃશાસન પાસે ગયો, અને તેમને કહ્યું, વાત્સલ્યને લીધે અર્જુનપુત્રને “ આચાર્ય મારતા નથી. ” એટલે દુઃશાસને અભિમન્યુને મારવાનું કાર્ય માથે લીધું, અને અભિમન્યુના સ્હામે આવ્યો. તેને જોતાંજ અભિમન્યુનો ક્રોધ વધી ગયો, અને તે બોલ્યો, “ ઠીક થયું કે તું આજે મારી સ્હામે આવ્યો ! નિત્ય અધર્મમાં રહેનાર તેં જ મારા પિતૃઓને પજવ્યા હતા; ભરસભામાં એમને ઠગીને દ્યૂતમાં હરાવ્યા હતા, અને તેમને અપમાનકારક વચનો કહ્યાં હતાં. જો તું રણમાંથી ન્હાસી નહીં જાઉં, તો આજે તારો પ્રાણ લીધા વિના છોડનાર હું આજ નથી. પાંચાલીનું વૈર લઇશ ત્યારેજ મને શાન્તિ વળશે. ” આમ બોલી અભિમન્યુ બાળક હોવા છતાં મ્હોટા યોદ્ધાઓને શરમાવે તેવું યુદ્ધ કરવા લાગ્યો, અને દુઃશાસનને અચેત કરી દીધો. દુઃશાસનને અચેત થયેલો જોઈને સારથિ તેને યુદ્ધમાંથી દૂર લઈ ગયો. દુઃશાસન રણ વિમુખ થયો એટલે દુર્યોધને કર્ણને ઉશ્કેર્યો. હવે કર્ણ અભિમન્યુની સ્હામે આવ્યો. કર્ણે અભિમન્યુને બાણોથી ઢાંકી દીધો, પણ અભિમન્યુએ તેનાં બાણોને ન ગણકારી કર્ણના રથનાં છત્ર, ધ્વજ, અશ્વ વિગેરેનો નાશ કરી નાંખ્યો, અને કર્ણનો રથ છિન્નભિન્ન કરી નાંખ્યો. રથ ભાગી જતાંજ કર્ણ ભૂમિ ઉપર પડી ગયો. કર્ણ વળી પાછો બીજા રથ ઉપર બેઠો, અને અભિમન્યુ ઉપર તેણે બાણોની વૃષ્ટિ કરી. પણ અભિમન્યુએ એને એવો તો અકળાવી દીધો કે તેને યુદ્ધવિમુખ થવું પડયું.

સિંધુરાજા જયદ્રથ દ્રૌપદી હરણ કર્યા પછી પાંડવોની સાથે યુદ્ધ કરતાં હારી ગયો, અને પાંડવોએ તેને અપમાન કરી કાઢી મૂકયો હતો. આ અપમાનના અગ્નિથી બળતો બળતો જયદ્રથ પાંડવો ઉપર વેર લેવાને માટે શંકરને પ્રસન્ન કરવાને તપશ્ચર્યા કરવા લાગ્યો. થોડેકાળે શંકર પ્રસન્ન થયા, અને તેને વરદાન માગવા કહ્યું. જયદ્રથે માગી લીધું કે “ ભગવાન્, પાંડવ કૌરવોના યુદ્ધ પ્રસંગે યુદ્ધમાં હું પાંડવોને અટકાવું તેવું વરદાન મને આપો. ” આ ઉપરથી શંકર બોલ્યા, “ એકલા પાર્થ વિના તું યુદ્ધમાં પાંડવોને અટકાવી શકીશ. ” આ વરદાનથી મત્ત થયેલો જયદ્રથ



અભિમન્યુ નિરાધાર દશામાં આવી પડ્યો.........બધી તરફથી તે ઘેરાઈ ગયો હતો.

અત્યારે ચક્રવ્યૂહમાં પાંડવો સ્હામે આવ્યો. જયદ્રથને અભિમન્યુએ તીવ્ર બાણો મારી પાછો હઠાવ્યો, એટલે જયદ્રથ પાછો વળી બીજી દિશાએથી પાંડવો સ્હામે આવ્યો. આ વખતે અભિમન્યુ દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે યુદ્ધમાં રોકાયો હતો, તેથી જયદ્રથ ક્યાં છે તે એ જાણી શક્યો નહીં. લક્ષ્મણ સાથેના યુદ્ધમાં અભિમન્યુએ તેને રથમાંથી ઢાળી પાડ્યો. અત્યંત ઘવાઇ જવાથી લક્ષ્મણ ભૂમિ ઉપર પડતાં જ મરણ પામ્યો. પોતાના પુત્રનું મરણ થયેલું જોઇ દુર્યોધન બોલી ઉઠ્યો, "પાર્થિવો શું જોઇ રહ્યા છો? અભિમન્યુને મારી નાંખો, મારી નાંખો!"

આ સમયે પાંડવોને જયદ્રથે યુદ્ધમાં રોકી રાખ્યા હતા. પાંડવોએ અભિમન્યુને સહાય આપવાને ઘણો યત્ન કર્યો, પણ વરદાનને લીધે જયદ્રથને તેઓ હઠાવી શક્યા નહીં. અભિમન્યુને એકલો પડેલો જોઈ દુર્યોધન, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા, શલ્ય, અને કૃપાચાર્ય આ છએ મહારથીઓ તેને વીંટળાઈ વળ્યા.

અભિમન્યુ એકલો પડી ગયો. પાંડવો અભિમન્યુને અસહાય જોઈને ઘણું બળ અજમાવવા લાગ્યા. અભિમન્યુ આમ છતાં બિલકુલ ગભરાયો નહીં. તેણે બાણોથી છ મહારથીઓને દૂર રાખ્યા. આથી કર્ણે આચાર્યને પૂછ્યું, "આચાર્ય, આ અર્જુનપુત્રનું પરાક્રમ અસહ્ય થતું જાય છે. આ કુમારનાં દારૂણ બાણોથી અમારાં કાળજાં કપાઇ જાય છે, અને સૈન્યનો સંહાર થતો જાય છે, માટે એના વધનો ઉપાય અમને બતાવો." અભિમન્યુના પરાક્રમથી મુગ્ધ બની દ્રોણ એનાં વખાણ કરવા લાગ્યા, અને કર્ણને કહ્યું, "કર્ણ, જોયું અભિમન્યુનું પરાક્રમ! મેં એના પિતાને કવચ સજવાની રીત બતાવી હતી, અને તે રીતિ તે જાણે છે. એના ધનુષ્યના કડકા કરી નાંખો, એનાં બાણો કાપી નાંખો, એનો રથ ભાગી નાંખો, એને સારથિ વિનાનો કરી દ્યો, આમ નિરાધાર થયા પછી તમે એને મારી શકશો. જ્યાં સુધી એના હાથમાં ધનુષ્ય હશે, ત્યાં સુધી એ કોઈથી પણ જીતાવાનો નથી." આચાર્યનાં વચનો સાંભળી કર્ણે અથાગ બળ વાપરી અભિમન્યુને નિરાધાર સ્થિતિમાં લાવી મૂક્યો. તેનો સારથિ મરી ગયો, રથ ભાગી ગયો, બાણો તૂટી ગયાં, અને ધનુષ્યના પણ કડકા થઈ ગયા.

અભિમન્યુ નિરાધાર દશામાં આવી પડ્યો. તેણે ચારે દિશાએ દૃષ્ટિ નાંખી, તો બધી તરફથી તે ઘેરાઇ ગયો હતો. હવે મરણ શરણ થયા શિવાય અન્ય માર્ગ નહોતો. ધૈર્ય ન ખોતાં અભિમન્યુ હાથમાં ચક્ર લઈ દ્રોણને મારવા ધસ્યો. આ સમયે અભિમન્યુ ચક્રપાણિ વિષ્ણુના જેવો દેખાતો હતો. દ્રોણે બાણો મારી તેના ચક્રના સહસ્ર કડકા કરી નાંખ્યા. હવે અભિમન્યુ મ્હોટી ગદા લઇ ધાયો. તેના માથાના કેશ ભયંકર રીતે વીખરાયા હતા, ક્રોધથી તે લાલચુંમ થઈ ગયો હતો. તેણે દાંત પીસીને ગદા અશ્વત્થામા ઉપર ફેંકી. પણ અશ્વત્થામા રથમાંથી ઉતરી પડ્યા, એટલે ગદા અશ્વત્થામાના રથ ઉપર પડી, અને તેના ચૂરેચૂરા કરી નાંખ્યા. પણ તે જ સમયે દુઃશાસનના પુત્રે અભિમન્યુના મસ્તકમાં

ભયંકર ગદા મારી. ગદા વાગતાં જ અભિમન્યુની આંખે અંધારાં આવ્યાં. તેને તમ્મર ચઢયા, અને ધબ દઈને ભૂમિ ઉપર પડી ગયો. અભિમન્યુ પડયો એટલે બધા મહારથીઓ તેને ઘેરી વળ્યા અને ભયંકર નાદ કર્યો.

ભીમસેને અભિમન્યુને પડતાં જોયો, એટલે ક્રોધથી ઉછળી જયદ્રથની પાર નીકળી ગયો, અને અભિમન્યુને વીંટળાઈને જ્યાં મહારથીઓ ઉભા હતા, ત્યાં જઈ ગદાથી બધાને વિખેરી નાંખ્યા અને અભિમન્યુને ઉઠાડવા પ્રયત્ન કર્યો. પણ હવે અભિમન્યુ ગતપ્રાણ થઇ ગયો હતો. તેથી તેણે ક્રોધ કરીને યોદ્ધાઓનો સંહાર કરવા માંડયો. જયદ્રથને હઠાવીને યુધિષ્ઠિર પણ આવી પહોંચ્યા. પણ હવે તેમનાથી કાંઈ થઈ શકે એમ નહોતું.

# પ્રકરણ ૪૫ મું.

## અર્જુનનું પરાક્રમ.

ધૃતરાષ્ટ્ર–સંજય, અભિમન્યુના વધનો અદ્ભુત વૃત્તાંત સાંભળી મને હર્ષ અને શોક ઉભય થાય છે. પાંડવોમાંથી અર્જુનનો પુત્ર પાંડુનો વંશજ હોવાથી એના વધ સાથે પાંડુના વંશનો નાશ થશે એ વિચારથી મને ખિન્નતા થાય છે. પાંડવ પક્ષનો સમર્થ યોદ્ધો નાશ પામ્યાથી કૌરવ પક્ષ ઉત્સાહમાં આવી યુદ્ધ કરશે, અને કદાચ આમ પાંડવોનો સંહાર થતાં મારા પુત્રો રાજ્ય ભોગવવા સમર્થ થશે, એ વિચારથી મને હર્ષ થાય છે.

સંજય–રાજન્ એકલા અભિમન્યુના વધથી કાંઇ પાંડવો જીતાવાના નથી. કેવળ આટલો જ વધ થયો જાણી હર્ષાન્વિત થવાનું કશું કારણ નથી. કારણ રાજન્, જ્યાં ગાંડીવધારી અર્જુન છે,અને જ્યાં ચક્રપાણી કૃષ્ણ છે, ત્યાંજ વિજયશ્રીનો વાસો છે, એ ચોક્કસ માનજો.

ધૃતરાષ્ટ્ર–સંજય, તારાં વચનો મારૂં કાળજું ચીરી નાંખે છે. કહે અભિમન્યુના વધ પછી પાંડવો નિસ્તેજ થયા કે નહીં ?

સંજય–રાજન ,અભિમન્યુનો વધ થયો જાણીપાંડવોનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. તેમનો ઉત્સાહ મંદ પડી ગયો. ચંદ્ર વિનાની રાત્રી નિસ્તેજ; ભયાનક અને શૂન્યકાર જણાય, તેમ પાંડવ સૈન્ય અભિમન્યુ જતાં જણાવા લાગ્યું. પાંડવો વીલે મોંઢે પોતાના શિબિરમાં પાછા આવ્યા. શોકગ્રસ્થ પાંડવોની આંખમાંથી અશ્રુઓ વહેતાં હતાં. યુધિષ્ઠિરે વિલાપ કરતે કરતે કહેવા માંડયું, “ અરેરે ! આમ કુળનો ક્ષય થયા પછી રાજ્યસુખો મળે તે શા કામનાં ? દોહલા ભયંકર

વ્યૂહમાં સુકુમાર અભિમન્યુને મોકલવાની બુદ્ધિ મને ક્યાંથી સૂઝી? અભિમન્યુ વિના હવે અર્જુન કેમ જીવન ધારણ કરી શકશે? અર્જુન જ્યારે અભિમન્યુના સમાચાર પૂછશે, ત્યારે તેને શો ઉત્તર આપીશ? હું એને મારૂં મુખ કેવી રીતે બતાવીશ? સુભદ્રા પોતાના લાડકા પુત્રને માટે મારી પાસે માગણી કરશે, ત્યારે હું તેને અભિમન્યુ ક્યાંથી લાવી આપીશ? હૃષીકેશ અને ધનજયની સમીપ હું કેવી રીતે ઉભો રહીશ? મારૂં પ્રિય કરવાને માટેજ મેં સુભદ્રા અને અર્જુનનું અપ્રિય કર્યું. લોભ અને મોહમાં લુબ્ધ બની સૂર્ય જેવા તેજસ્વી બાળકનો મેં વધ કરાવ્યો. પરિણામનો વિચાર કર્યા વિના એક ન્હાના શિશુને યુદ્ધ કરવાને મેં મોકલ્યો. હજુ તો એની મુછો પણ ફુટી નથી,ત્યાં તો એણે અદ્ભુત પરાક્રમ કરી બતાવ્યું. બાળ-શશાંક જેવા કુમારને યુદ્ધવિશારદોની સ્હામે મોકલતાં મારા જીવને લેશ પણ ઓસંગણ ન આવી? અમે ન મરી ગયા, અને આ કુમાર ક્યાંથી મરાયો? ભૂમિ ઉપર પડયો પડયો પણ તે કેવો શોભતો હતો? અરેરે! એનું કર્યું કોઇથી થવાનું નથી.એકલે હાથે મોટા મોટા મહારથીઓને પણ એણે હઠાવ્યા. પુત્રને મરેલો સાંભળી અર્જુન શું નહીં કરે?"

આમ શોકમાં ગરક થઇ વિલાપ કરતા યુધિષ્ઠિરની પાસે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ આવી પહોંચ્યા. તેમણે યુધિષ્ઠિરને શાન્ત રાખવા યત્ન કર્યો, પણ યુધિષ્ઠિરે વ્યાસને કહ્યું, "હે વ્યાસ, મને શાન્તિ વળતી નથી. કૌરવોએ તેને એકલાને ઘેરીને અધર્મથી માર્યો છે, તે મને બહુ સાલે છે. અભિમન્યુ બાળક હતો, તેની બુદ્ધિ હજી કાચી હતી, આવા બાળકને નિરાધાર કરીને કૌરવોએ તેનો પ્રાણ લીધો છે. અભિમન્યુના મરણના વિચાર મને વારેવારે આવે છે, સાલે છે." વ્યાસે યુધિષ્ઠિરને શાન્ત કર્યા, અને બોલ્યા, "રાજન્, દુ:ખમાં તમારા જેવાએ વિશેષ ધૈર્ય રાખવું જોઇએ. એ શૂરવીર તો સ્વર્ગમાં ગયો છે. યુધિષ્ઠિર, વિધિનાં કાર્યો તો સર્વથા થયાં જ કરે છે, તેમાં કોઈનું કાંઈ ચાલતું નથી. દેવ, દાનવ, ગંધર્વ બધાને મરવું પડે છે, તો પછી અભિમન્યુનો શોક કરવો ઉચિત નથી. ધૈર્ય ધરો, અને તમારૂં શ્રેય: સાધવા પ્રયત્નશીલ થાઓ." આમ કહી પાંડવ ભાઈઓને આશ્વાસન દઈ વ્યાસ ત્યાંથી ચાલ્યા ગયા.

સાયંકાળે સંશપ્તકોનો સંપૂર્ણ સંહાર કરી અર્જુન શ્રીકૃષ્ણ સાથે પોતાના સ્થાનક તરફ પાછો ફર્યો. માર્ગમાં તેને અપશુકનો થવા લાગ્યાં, એટલે તેણે વાસુદેવને કહ્યું, "ભગવન્, મારી આંખમાં વિના કારણે આંસુ આવી જાય છે. મારૂં હૃદય વિવશ બને છે. મારી વાણી થડકાય છે, ગાત્રો ગળી પડે છે, આવાં દુ:ચિન્હોથી મને લાગે છે કે આપણા સૈન્યમાં કાંઇ અનિષ્ટ થયું હશે." વાસુદેવ બોલ્યા, "પ્રિય અર્જુન, તું શોચ ન કર. તારા ભાઇઓ કુશળ જ હશે." આમ યુદ્ધ સંબંધે આડી અવળી વાતો કરતા કરતા બંને પ્રાણપ્રિય સખાઓ પોતાના નિવાસસ્થાન તરફ આવવા લાગ્યા. આજે અર્જુનનું દિલ

પોતાના ભાઈઓને જોવાને ઉત્કંઠિત થઈ ગયું હતું. તેને શ્રીકૃષ્ણની વાણીમાં રસ ન પડયો, એટલે તેઓ ઝપાટાબંધ પોતાને સ્થાનકે આવવા લાગ્યા. જેમ જેમ તેઓ પાસે આવતા ગયા, તેમ તેમ તેમને પાંડવ સૈન્યમાં શૂન્યકાર લાગવા માંડયો, એટલે અર્જુને પૂછયું, "હે વાસુદેવ, આજે સૈન્યમાં શૂન્યકાર કેમ લાગે છે? શંખના નાદ કેમ સંભળાતા નથી? મંગળ ગીતો કેમ બંધ રહ્યાં છે? બંદીજનોની સ્તુતિ પણ કેમ થતી નથી? માધવ, મારા ભાઈઓ કુશળ તો હશે ને? મારા મનમાં અત્યારે અશુભ વિચારો આવે છે. મારૂં સ્વજન મંડળ ગ્લાનિમાં હોય એમ જણાય છે. વળી આજે અભિમન્યુ પણ સ્હામો આવીને મારો સત્કાર કરતો નથી. તેના હસવાથી અને યુદ્ધનાં વખાણથી તે મારો શ્રમ સ્હેજમાં કેવો ઉતારી નાંખતો હતો!" આમ અધીરો થઈ અર્જુન શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યો.

જ્યારે તેઓ પોતાના શિબિરમાં આવ્યા, ત્યારે પાંડવો નીચું મોં કરીને ભૂમિ ખોતરતા બેસી રહ્યા હતા. તેમની આંખો આંસુથી ભરેલી હતી. કોઇ પણ ભાઈ અર્જુન અને શ્રીકૃષ્ણ સ્હામે જોઈ શકયું નહીં. બીજા રાજાઓ પણ નીચી દૃષ્ટિએ બેસી રહ્યા હતા. બધા રાજાઓમાંથી અને ખાસ કરીને પોતાના ભાઇઓમાંથી કોઈ જ્યારે ન બોલ્યું, ત્યારે અર્જુન બોલ્યો, "યુધિષ્ઠિર, તમે બધા આજે કેમ ઉદાસ દેખાઓ છો? અભિમન્યુ કેમ જણાતો નથી? આજે દ્રોણે ચક્રવ્યૂહ રચ્યો હતો તેની મને ખબર મળી હતી. સૌભદ્ર અને મારા વિના તે વ્યૂહ કોઇથી ભેદાય તેમ નહોતો. ત્યારે શું તમે તેને તો મોકલ્યો નથી ને? એવા ભયંકર વ્યૂહમાં શું મારો પુત્ર હણાયો તો નથી? બોલો, બોલો, ત્વરાથી કહી દો, કે તમે બધા કેમ ઉદાસ જણાઓછો? તમારી આંખમાં આંસુ કેમ ઉભરાય છે?"

યુધિષ્ઠરે માત્ર મસ્તક નમાવી અભિમન્યુના મરણ વિષે સૂચવ્યું એટલે અર્જુન બ્હીઢાઈને બોલવા લાગ્યો, "વાસવના કુમારના કુમારને રોળી નાંખવા કિયો સમર્થ થયો? સુભદ્રાના પ્રિય પુત્રને કોણે મારી નાંખ્યો? દ્રૌપદી અને કૃષ્ણને હાથે લાડેલા બાળકનો વધ કોણે કર્યો? જો હું મારા પુત્રને નહીં જોઉં, તો હું યમસદનમાં જઈશ. બોલો, ઝટ બોલો, મૃદુ કેશવાળો, હસમુખો, અને ચંચળ વીર ક્યાં ગયો? કેમ તમે બોલતા નથી?" આટલું બોલતાં અર્જુન પળે પળે ઉશ્કેરાતો હતો. તેનાં ગાત્રો શિથિલ થતાં હતાં, તેનો કંઠ રૂંધાઇ જતો હતો, ને તેની આંખે અંધારાં વળતાં હતાં. તેની આંખમાંથી ચોધાર આંસુ વ્હેતાં હતાં, આખરે તે ભૂમિ ઉપર બેસી ગયો, અને યુધિષ્ઠિરની પાસે જઈ કહેવા લાગ્યો, "ઓ ભાઇ, કહો એ કેવી રીતે હણાયો!" યુધિષ્ઠિરે કહ્યું, "ભાઇ ધનંજય, જ્યારે તું સંશપ્તકોને હણવા માટે ગયો, ત્યારે દ્રોણે મને પકડવાને ચક્રવ્યૂહની યોજના કરી. મારી પ્રેરણાથી અભિમન્યુ એ વ્યૂહ ભેદવા તૈયાર થયો. અમે તેને સહાય આપવાને પાછળ

ચાલ્યા. યુદ્ધમાં તેણે અપૂર્વ પરાક્રમથી બધા વીરોને હઠાવ્યા. પણ સિંધુ દેશના રાજા જયદ્રથે અમને બધા પાંડવોને અને રાજાઓને રોકી રાખ્યા, અને અભિમન્યુ એકલો પડી ગયો. તે સમયે દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, કોસલ દેશનો રાજા, અને કૃતવર્મા એ છ રથીઓએ મળીને અભિમન્યુને ઘેરી લીધો. એ બાળક હતો, અસહાય હતો, છતાં પણ એકલે હાથે તેણે પ્રથમ તો બધાને હઠાવ્યા. પણ જ્યારે તે શ્રમથી શિથિલ થયો, ત્યારે દુઃશાસનના પુત્રે તેના મસ્તકમાં ગદા મારી, અને અભિમન્યુનો પ્રાણ લીધો." યુધિષ્ઠિરનો વૃત્તાંત સાંભળતાં અર્જુનની આંખમાંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યાં, નીચી દૃષ્ટિએ તેણે બધું સાંભળ્યાં કર્યું. આખરે જ્યારે અભિમન્યુના મરણની વાત આવી, એટલે કાને હાથ દઇ "બસ, બસ, હવે મારે નથી સાંભળવું." આમ કહી અર્જુન ઉશ્કેરાઈ ગયો, અને "હા, પુત્ર!" કહી પૃથ્વી ઉપર ઢળી પડયો. બધાંનાં મુખ ફીક્કાં પડી ગયાં, અને સૌ અર્જુનની આસનાવાસના કરવા લાગ્યાં. અર્જુન જ્યારે સચેત થયો ત્યારે તેને રૂવે રૂવે ક્રોધ વ્યાપી ગયો હતો. તેનું પ્રત્યેક અંગ થર થર કંપતું હતું. તે વારે વારે નિઃશ્વાસ મૂકતો હતો, હાથમાંહાથ મસળતો હતો, અંતે ઉન્મત્ત સ્વરે તે બોલ્યો, "હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે આવતી કાલે હું જયદ્રથને હણી નાંખીશ. જો તે ભયથી મારે કે શ્રીકૃષ્ણને શરણે નહીં આવે, અથવા રણભૂમિ ત્યજી ચાલ્યો નહીં જાય, તો આવતી કાલે હું જયદ્રથનો નાશ જરૂર કરી નાંખીશ. દુર્યોધનનું પ્રિય કરવામાં મારી સાથેની મિત્રતા તે ભૂલ્યો. બાળવધનું આદિ કારણ તે જ હતો. જો તેનું રક્ષણ કરવાને દ્રોણ કે કૃપાચાર્ય આવશે તો તેમનું પણ અનિષ્ટ થશે. જો હું એને કાલે ન મારૂં તો મને પુણ્યલોક પ્રાપ્ત ન થજો. પિતૃઘાતીના જેવી જ મારી ગતિ થજો, ગુરૂદારાભિગામીના જેવું જ દુઃખ મને પ્રાપ્ત થજો. મને બ્રહ્મ-હત્યા લાગજો. જયદ્રથ સ્વર્ગમાં હશે કે પાતાળમાં જશે, તોપણ હું તેને માર્યા વિના છોડનાર નથી."

અર્જુનની આ પ્રતિજ્ઞાને પાણી ચ્હઢાવવાને શ્રીકૃષ્ણે પોતાના પાંચજન્ય શંખનો નાદ કર્યો, અને ફાલ્ગુને દેવદત્ત શંખ વગાડયો. તે સમયે વાદિંત્રોના નાદ થવા લાગ્યા, પાંડવો સિંહનાદ કરવા લાગ્યા, અને અર્જુન વારે વારે હાથમાં ધનુષ્ય લઈ વેગમાં આવવા લાગ્યો.

ગુપ્તચરોની પાસેથી જયદ્રથે અર્જુનની પ્રતિજ્ઞાનો વૃત્તાંત સાંભળ્યો, ત્યારે તેના હોશકોશ ઉડી ગયા. પાંડવ સૈન્યમાંથી આવતા શંખનાદ સાંભળી તેનો મરણ-ઘંટ વાગતો હોય, તેવો આભાસ તેને થવા લાગ્યો. પરસેવાથી તેનું બધું અંગ પાણી પાણી થઈ ગયું. મહા ભયમાં આવી પડવાથી તે રાજાઓની સમિતિમાં ગયો, અને ત્યાં લજ્જાથી, બોલ્યો, "હે રાજાઓ, અર્જુને કાલે મને મારવાની પ્રતિજ્ઞા કરી છે. તેથી હવે યુદ્ધનો ત્યાગ કરીને હું મારે દેશ જતો રહું છું, અથવા તમે મારૂં રક્ષણ કરવાનું

વચન આપો. દ્રોણ, દુઃશાસન, કર્ણ વિગેરે મહા બળવાન વીરો બેઠા છતાં શું ફાલ્ગુન મને મારી શકશે ? મારાં અંગો શિથિલ થાય છે. આ પાર્થની પ્રતિજ્ઞાથી બચવાને મારી એકલાની શક્તિ નથી. અર્જુનની પ્રતિજ્ઞામાંથી મને બચાવી લેવા ગંધર્વો, દેવો, કે રાક્ષસો પણ શક્તિમાન નથી, એમ મને લાગે છે." દુર્યોધને જયદ્રથને હિંમત આપતાં કહ્યું, "જયદ્રથ, તું સિંધુ દેશનો રાજા થઈ ભય પામે છે, તે યોગ્ય નથી. હું, કર્ણ, ભૂરિશ્રવા, દ્રોણ, એ બધાની મધ્યમાંથી તને કોણ મારવાનું હતું ? તું પણ ક્યાં ઓછો બળવાન છે ? માટે ચિંતા ન કરીશ, અને કાલે તારૂં રક્ષણ થશે. પણ ચાલો, આપણે આ વાત દ્રોણને કહીએ." આમ કહી કૌરવરાજ અને સિંધુરાજ બંને જણા દ્રોણની પાસે ગયા. તેમણે પ્રણામ કરી અર્જુનની પ્રતિજ્ઞા વિષે બધી વાત કહી. દ્રોણે આશ્વાસન આપતાં કહ્યું, "તું ગભરાઈશ નહીં. હું કાલે એવો વ્યૂહ રચીશ કે પાર્થથી તે તરી શકાશે નહીં. તું નિર્ભય થઈને યુદ્ધ કરજે." દ્રોણનાં વચનોથી આશ્વાસન પામતો જયદ્રથ મનમાં ડરતો છતાં બહારથી બહાદુર દેખાતો પોતાને સ્થાનકે ગયો.

જ્યારે અર્જુન પ્રતિજ્ઞા લઈને સ્હેજ શાન્ત થયો, ત્યારે વાસુદેવે તેને કહ્યું, "પાર્થ, તેં ઘણું સાહસ કર્યું છે. ભાઈઓની સંમતિ લીધા વિના 'સૈન્ધવને કાલે મારીશ' એવી વાણી તેં કેમ ઉચ્ચારી ? મને તો પૂછવું હતું ? આવું સાહસિક વચન બોલ્યો ? હવે તે કેમ પળાશે તેનો વિચાર કર્યો ? તારી પ્રતિજ્ઞાની વાત જયદ્રથને કાને પહોંચી ગઈ લાગે છે, અને મારા અનુચરો પાસેથી મને એવી ખબર હમણાંજ મળી છે કે તેણે દ્રોણની સહાય માગી છે, અને દ્રોણે તેને અભય વચન આપ્યું છે. જયદ્રથના રક્ષણને માટે દ્રોણે શકટ વ્યૂહ, પદ્મ વ્યૂહ, અર્ધચંદ્ર વ્યૂહ, અને સૂચી વ્યૂહ રચી છ મહારથીઓની મધ્યમાં જયદ્રથને રાખ્યો છે. આ બધા વ્યૂહો ભેદ્યા વિના અને છ મહારથીઓને મ્હાત કર્યા વિના તારાથી જયદ્રથને પહોંચી શકાવાનું નથી. આમાંના એક એકને પૃથક્ પૃથક્ જીતવા કઠણ છે, તો એ છએને એક સામટા કેવી રીતે જીતી શકીશ ? આમ અવિચારી વચનો બોલતાં પહેલાં તેં તારા બળનો વિચાર કેમ ન કર્યો ?"

કૃષ્ણનાં વચનો સાંભળી અર્જુન બોલ્યો, "છ મહારથીઓ અને કૌરવો મારા બળના અર્ધ ભાગ જેટલા નથી. દ્રોણ એ દુષ્ટની રક્ષા કરનાર છે, તો દ્રોણનુંજ સૈન્ય હું પ્રથમ ભેદી નાંખીશ. હવે જયદ્રથનું રક્ષણ કરનાર જગતમાં કોઈ નથી. જ્યાં ગાંડીવ જેવું દિવ્ય ધનુષ્ય છે, મારા જેવો યોદ્ધો અને તમારા જેવો હૃષીકેશ મારો સારથિ છે, ત્યાં તમે મને હારવાનું કેમ કહો છો ? તમારા પ્રસાદથી હે ભગવન, હું વિજય મેળવીશ. ચંદ્રમાં જેમ શીતળતા, અને સાગરમાં જળ, તેમ મારી પ્રતિજ્ઞામાં સત્ય છે. જનાર્દન, મારૂં બળ કાલે તમે જરૂર જોશો. જ્યાં નારાયણ છે ત્યાં સર્વદા જય છે."

તે રાત્રે પાંડવ સૈન્યમાં સર્વ યોદ્ધાઓએ નિદ્રાનો ત્યાગ કરી દીધો. સર્વને અર્જુનની પ્રતિજ્ઞાની અસાધ્યતા પ્રત્યક્ષ થવા લાગી. પાર્થની પ્રતિજ્ઞા ન પળાય તો આવતી કાલે અર્જુનનું શું થશે, એ વિચારથી મોટા મોટા યોદ્ધાઓ અસ્વસ્થ થવા લાગ્યા. આવતી કાલના ભીષણ યુદ્ધની કલ્પનાઓ થવા લાગી. યોદ્ધાઓ માંહોમાંહે અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. આખા પાંડવ સૈન્યમાં જયાં ત્યાં પાર્થની પ્રતિજ્ઞાની જ વાતો થવા લાગી.

એટલામાં પુત્ર વિયોગે કલ્પાંત કરતી સુભદ્રાના સમાચાર અર્જુનને મળ્યા. અર્જુને શ્રીકૃષ્ણને સુભદ્રા પાસે મોકલ્યા, અને તેને શાન્ત કરવા સૂચના કરી. જ્યારે કેશવ સુભદ્રા પાસે ગયા, ત્યારે સુભદ્રા અભિમન્યુને સંભારી કરુણ કલ્પાંત કરતી હતી. તેના માથાના વાળ ભયંકર રીતે વિખરાઈ ગયા હતા, તેની આંખમાંથી આંસુનાં પુર ઉભરાતાં હતાં. જળથી ભીંજાતા કમળવન જેવો તેનો કપોલ પ્રદેશ રક્તવર્ણો થઈ ગયો હતો. વારે વારે "ઓ ભાઈ, પ્રિય અભિમન્યુ, હાય પુત્ર!" આવા સ્વરો દીર્ઘ નિઃશ્વાસ સાથે તેના મુખમાંથી નીકળતા હતા. શ્રીકૃષ્ણે સુભદ્રાનો વિલાપ સાંભળ્યો, અને તેને શાન્ત કરવા બોલ્યા, "બહેન, તું અર્જુનની પત્ની, મારી ભગિની, અને વીર અભિમન્યુની માતા થઈ આવો વિલાપ કરે તે યોગ્ય નથી. પ્રાણી માત્રનો વિનાશ નિર્માયો છે, માટે અભિમન્યુના વિનાશને લીધે તને આટલો બધો શોચ થાય તે નિરર્થક છે. તેનું મરણ તેને છાજે તેવીજ રીતે થયું છે. પરાક્રમી પિતાનો પુત્ર પણ પરાક્રમી નીવડયો છે. શુદ્ધ ક્ષત્રિય તરીકે તેનો વધ થવાથી તે સ્વર્ગ લોકમાં ગયો છે. તું વીર પુત્રની માતા છું, વીરની પત્ની છું; અને વીરભાઈની બહેન છું, એટલે આમ શોચ કરવો તારે ન ઘટે. બાલઘાતી સિંધુરાજાને કાલે પાર્થ છોડવાનો નથી. તારા પુત્રના નાશના કારણભૂત જયદ્રથનું કાલે તું મરણ થયું જ સાંભળીશ. માટે શાન્ત થા!" શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સુભદ્રાએ છાતીફાટ રડવા માંડયું. તે સમયે વિરાટ રાજાની પુત્રી અભિમન્યુની નવોઢા પત્ની ઉત્તરાકુમારીને લઈને દ્રૌપદી સુભદ્રાને આશ્વાસન આપવાને આવ્યાં. ઉત્તરાકુમારીને જોઇને સુભદ્રા મૂર્છા ખાઈ ધરણી ઉપર ઢળી પડી. શ્રીકૃષ્ણે ઘણા ઉપચારો કર્યા છતાં શાન્ત ન થતાં તે ઉન્મત્ત થઇને અર્થ રહિત બોલવા લાગી. તે સમયે પુંડરીકાક્ષ સુભદ્રાને કહેવા લાગ્યા, "સુભદ્રા, તારૂં આ કૃત્ય તદ્દન અયોગ્ય છે. ઉત્તરાકુમારીને આશ્વાસન આપવાને બદલે તુંજ આમ ધૈર્ય ખોઇશ, તો ઉત્તરાની શી દશા થશે તેનો વિચાર કર." દ્રૌપદીએ પણ સુભદ્રાને ઘણી સમજાવી ત્યારે ઉત્તરાને પોતાની છાતીસરસી ચાંપીને સુભદ્રા ઝીણું રૂદન કરવા લાગી. આખરે બંનેને આશ્વાસન આપી શ્રીકૃષ્ણ પોતાના શિબિરમાં આવ્યા.

કુરૂક્ષેત્ર ઉપર આજે રાત્રીએ ભીષણ સ્વરૂપ ધારણ કર્યું હતું. કાળરાત્રીનું પ્રત્યક્ષ સ્વરૂપ હોય તેમ સર્વત્ર

ભયંકરતા પ્રસરાવતી રાત્રી સમસમાટ કરતી વહી જતી હતી. સ્થળે સ્થળે ઘવાયેલાની દયામણી ચીસો સંભળાતી હતી. હિંસક પશુઓ, અને નિશાચરો યુદ્ધભૂમિ ઉપર આહાર અર્થે આવી કોલાહલ મચાવી મૂકતાં હતાં. અંગો કપાઈ જવાને લીધે નિરાધાર થયેલા આ હિંસક પશુઓથી બચવા આર્તનાદ કર્યાં કરતા હતા. સ્થળે સ્થળે લોહી, મેદ, માંસ, અને હાડકાંથી પૃથ્વી ઢંકાઇ ગઇ હતી. કોઇનાં શિર, કોઈના હાથ, કોઈના પગ, કોઈનાં ધડ એમ પૃથગ્ પૃથગ્ અંગો ધરણી ઉપર દૃષ્ટિગોચર થતાં હતાં. પાંડવસૈન્યે અસ્વસ્થતાથી રાત્રી વ્યતીત કરી. જ્યારે રાત્રીનો પાછલો પહોર થયો ત્યારે શ્રીકૃષ્ણ શય્યાનો ત્યાગ કરી ઉભા થયા, અને પોતાના સારથિ દારૂકને પોતાની પાસે બોલાવ્યો. દારૂક આવ્યો એટલે શ્રીકૃષ્ણે કહ્યું, "દારૂક, આજે ભયંકર યુદ્ધ થવાનું છે. પ્રિયસખા અર્જુન માટે કદાચ મારે પણ આજે યુદ્ધમાં ભાગ લેવો પડશે, માટે તું મારો રથ તૈયાર રાખજે. કૌમોદકી નામની દિવ્ય ગદા, શક્તિ, ચક્ર, ધનુષ્ય, અસંખ્ય શરો રથમાં તૈયાર રાખજે. રથ ઉપર વૈનતેયની ધ્વજાનું આરોપણ કરજે યુદ્ધ સમયે તું અમારા રથ પાછળ ધીરે ધીરે સંભાળીને આવતો રહેજે." શ્રીકૃષ્ણની સૂચના શિરે ચઢાવી, આજના ભયંકર યુદ્ધની આગાહી કલ્પતો દારૂક સ્વસ્થાને ચાલ્યો ગયો.

શ્રીકૃષ્ણે દારૂકને સૂચના આપી, અને તે ત્યાંથી ચાલ્યો ગયો, ત્યાર પછી અર્જુન અર્ધ નિદ્રામાંથી જાગૃત થયો. તેનું વદન શોકથી આચ્છાદિત થયું હતું. અભિમન્યુના વિચાર આવતાં વારે વારે તે અકળાતો હતો. આજે તેને અભિમન્યુના વધનું વેર લેવાનું હતું.

વેરનો વિચાર આવતાં તેને પોતાની પ્રતિજ્ઞા સાંભરી. પ્રતિજ્ઞાની પાછળ રહેલી અશક્યતા હવે તેને સ્પષ્ટ જણાવા લાગી. તેનું હૃદય કંપવા લાગ્યું. તેનાં અંગો વિકળ થવા લાગ્યાં. શ્રીકૃષ્ણને જાગૃત જોઇ તે બોલ્યો, "કેશવ, જયદ્રથને આજે મારવાની મારી પ્રતિજ્ઞાનું પાલન થશે કે? પ્રતિજ્ઞાનું પાલન ન થાય તોપછી જીવ્યું પણ શા કામનું? સવિતા તો જોત જોતામાં અસ્ત થશે, એટલા અલ્પ સમયમાં હું કોને કોને જીતી શકીશ?" અર્જુનને આમ નાહિંમત થતો જોઈ શ્રીકૃષ્ણ બોલ્યા, "પાર્થ, આવા વિચાર ન કરીશ. દિલને નિર્બળ થવા દઇશ નહીં! ગભરાઈશ નહીં! તું અત્યારે પવિત્ર થઇ મહાદેવનું સ્મરણ કર, અને તેમની પાસેથી પાશુપત અસ્ત્ર મેળવી લે. મહાદેવનું તને વરદાન છે કે તું જ્યારે તેમનું સ્મરણ કરીશ, ત્યારે તેઓ તને પાશુપત અસ્ત્ર આપશે." શ્રીકૃષ્ણનાં ઉત્સાહ-પ્રેરક વચનો સાંભળી અર્જુને સ્નાન કર્યું, અને પવિત્ર થઈ આસન ઉપર દૃઢ થઇ મહાદેવનું સ્મરણ તેણે કરવા માંડયું. અલ્પ સમય વ્યતીત થયો, એટલે ચંદ્રચૂડ શંકર વૃષભ વાહન ઉપર બેઠેલા પ્રત્યક્ષ થયા. વૃષભનાં શૃંગ જાણે સુવર્ણનાં હોય તેમ દેદીપ્યમાન

જણાતાં હતાં. આછા રાતા રંગના વૃષભ ઉપર ક્ષીર જેવા શ્વેતરંગી મહાદેવ વિરાજમાન થયેલા હોવાથી સંધ્યાના આછા રાતા રંગમાં જણાતી શુભ્ર શશિલેખા જેવો આભાસ થતો હતો. શૂલપાણિ ભગવાન શંકરે શરીર ઉપર કૃષ્ણમૃગચર્મનું વસ્ત્ર ધારણ કર્યું હતું. મસ્તકે કાળા જટાજુથમાંથી ગંગાજીનો મંદ પ્રવાહ વહેતો હતો, લલાટમાં અગ્નિકુંડ જેવું ત્રીજું લોચન અને શીતળ અમૃતકૂપ સમાન શ્વેત ચંદ્રલેખા શંકરની રમણીયતા અને ભવ્યતામાં અભિવૃદ્ધિ કરતાં હતાં. શરીર ઉપર કૃષ્ણ મૃગનાં ચર્મ, અને મસ્તકે કાળો કેશકલાપ, આ બેની મધ્યમાં ઝળહળી રહેલી તેજસ્વી મુખાકૃતિને લીધે બે કાળા મેઘની મધ્યમાં પ્રકાશતા પૂર્ણચંદ્ર જેવો આભાસ થતો હતો. શરીર ભસ્માચ્છાદિત હોવા છતાં ગૌર કાન્તિ ઝાંખી ઝાંખીયે પ્રત્યક્ષ થતી હતી. અર્ધાંગે ઉમિયાની સંપૂર્ણ છાયા જણાતી હતી. મહેશને પ્રત્યક્ષ થયા જોઈ શ્રીકૃષ્ણે શિશ નમાવ્યું, અને તેમનાં સહસ્ર નામોનું* સ્મરણ કરી તેમની સ્તુતિ કરી. મહાદેવ કેશવની સ્તુતિથી ઘણા પ્રસન્ન થયા, અને બોલ્યા, “હે કૃષ્ણ, હે અર્જુન, તમે બંને નરનારાયણ મુનિ છો. તમે સર્વવ્યાપક અને સર્વ શક્તિમાન હોવા છતાં તમને મારી શી જરૂર પડી ? સમસ્ત બ્રહ્માંડને તમે તપાવી શકો તેવા પ્રભાવવાળા હોવા છતાં તમને મારી સહાયની આવશ્યકતા કેમ જણાઈ? બોલો, બોલો, હું તમારૂં શું પ્રિય કરૂં ?”

અર્જુને ઉમાપતિને પ્રણામ કર્યા, અને કહ્યું, “હે શંભો, આપ સર્વ વ્યાપક અને સર્વજ્ઞ છો. આપનાથી શું અજાણ્યું છે? મારા પુત્ર અભિમન્યુને મારનાર જયદ્રથનો નાશ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. એ પ્રતિજ્ઞાનું પાલન કરવાને આપના પાશુપતાસ્ત્રની મને જરૂર છે.” મહાદેવ બોલ્યા, “અર્જુન, પાશુપતાસ્ત્ર ગ્રહણ કરવાનો અધિકાર તને પ્રાપ્ત થયો છે એટલે હું તને તે આપું છું તે લે, પણ ન છુટકે તેનો ઉપયોગ કરજે. નહીં તો આખા વિશ્વને આ અસ્ત્ર બાળી નાંખશે. આ અસ્ત્ર તારી પાસે હોવાથી તું ધારીશ તે સ્થળે સ્હેલાઇથી પહોંચી જઇશ, અને તારો વિજય થશે.” આટલું કહી મહાદેવ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

પ્રાત:કાળ થયો. પાંડવ પક્ષના યોદ્ધાઓ ચિંતાગ્રસ્ત ચિત્તે આજના યુદ્ધનો વિચાર કરવા લાગ્યા. બંને પક્ષમાં રણવાદ્યો વાગવા માંડયાં, યોદ્ધાઓના હુંકારવ સંભળાવા લાગ્યા, અને શસ્ત્રોના ખડખડાટ અને રથોના હાલનચાલનને લીધે ઘંટારવોથી આખી યુદ્ધભૂમિ ગાજી રહી. દ્રોણે સૌથી આગળ શકટવ્યૂહ રચ્યો. તેના મુખદ્વાર આગળ પોતે અડગ થઇને ઉભા. સૈન્યના અંત ભાગમાં સૂચીવ્યૂહ હતો, અને ત્યાં આગળ જયદ્રથની વ્યવસ્થા કરી હતી. સૈન્યના મધ્ય

* ‘શિવ સહસ્રનામ’ નામનું સ્તોત્ર આમ અસ્તિત્વમાં આવ્યું છે.
લેખક.

ભાગમાં મોટા મોટા મહારથીઓને ગોઠવ્યા હતા, અને જયદ્રથની રક્ષાને માટે છ મહારથીઓને તેની આસપાસ જ રાખ્યા હતા.

અર્જુને કૌરવ સૈન્યની વ્યવસ્થા જોઈ. દ્રોણને હરાવ્યા વિના કૌરવ સૈન્યમાં માર્ગ થાય તેમ નહોતો. અર્જુન સંગ્રામભૂમિ ઉપર આવ્યો, એટલે યોદ્ધાઓ કંપવા લાગ્યા. કૌરવસેના જ્યાં ત્યાં પાર્થનેજ જોવા લાગી. દ્રોણે ક્રોધ કરીને ધનુષ્ય ખેંચ્યું, એટલે અર્જુને આરંભમાંજ દ્રોણના ધનુષ્યને છેદી નાંખ્યું. બીજું ધનુષ્ય દ્રોણ ઉપાડે છે ત્યાં તો તેના પણ જોત જોતામાં કડકા થઇ ગયા. હવે પાર્થે પોતાનું બળ બતાવવા માંડ્યું. પ્રથમ તો તેણે દ્રોણને એવા મુંઝવી દીધા કે તે મુંઝવણમાંથી છુટે તે પહેલાં તો કૌરવસૈન્યને અર્જુને ન્હસાડવા માંડ્યું. કૌરવસૈન્યમાં ભંગાણ પડતાંજ શ્રીકૃષ્ણે રથને કૌરવ સૈન્યમાં હાંક્યો. તે જોઇ દુઃશાસન સ્હામો ધાયો. આ સમયે જો દુઃશાસને દ્રોણની સૂચનાનુસાર કવચ ધારણ ન કર્યું હોત, તો તે ચોક્કસ મરણ શરણ થાત. અર્જુનનાં બાણોથી અકળાઈ દુઃશાસન રણભૂમિ ઉપરથી પલાયન કરી ગયો. એટલામાં દ્રોણ પાછા અર્જુન સ્હામે આવ્યા. તે સમયે અર્જુને આચાર્યને વિનંતિ કરીને કહ્યું, “આચાર્ય, તમે મારા પિતા સમાન છો. તમે પુત્ર તુલ્ય મારૂં પાલન કર્યું છે. અશ્વત્થામા અને હું એ બેમાં તમે લેશપણ ભેદ ગણતા નથી, તો અત્યારે મારી ગતિને શામાટે અટકાવો છો? જયદ્રથનો વિનાશ કરવા મને અવકાશ આપો. આચાર્ય, આપને નમન કરીને હું આટલી યાચના કરૂં છું.”

આચાર્ય બોલ્યા, “પાર્થ, યાચના કર્યે શું વળવાનું હતું? જયદ્રથની રક્ષાને કાજે મેં રચેલો વ્યૂહ ભેદીને તારે આગળ જવું હોય તો જા.”

અર્જુને વ્યૂહ ભેદવાને ઘણો યત્ન કર્યો. પણ સૂર્ય મધ્યાહ્ને આવ્યા છતાં વ્યૂહભેદ થઈ શક્યો નહીં, તેથી શ્રીકૃષ્ણની યુક્તિ પ્રમાણે અર્જુને આચાર્યની પ્રદક્ષિણા કરી રથને કૌરવ-સૈન્યમાં આગળ ધપાવ્યો. અર્જુનને આમ પોતાની અવગણના કરીને ન્હાસી જતો જોઇ આચાર્ય બૂમ પાડી કહેવા લાગ્યા, “અર્જુન, મારી સાથે યુદ્ધ કર્યા શિવાય આમ કેમ ચાલ્યો જાય છે? ઉભો રહે, ઉભો રહે!” આચાર્યનાં વચનોની અવગણના કરી અર્જુને કૌરવસૈન્યને ભેદવા માંડ્યું. આચાર્ય દ્રોણ આ સમયે અર્જુનની પાછળ બાણો મૂકવા લાગ્યા. પાંચાલ રાજા અને યુધામન્યુ પાર્થના ચક્રરક્ષક હતા. તેમણે દ્રોણનાં બાણોને અફળ કરવા માંડ્યાં. અર્જુન ભારદ્વાજને ત્યજી દ્રોણ સૈન્યમાં આગળ ચાલ્યો, એટલે એની સામે કૃતવર્મા આવ્યો. આ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને સમયનો વ્યય ન કરવા સૂચના કરી. મધ્યાહ્ન થઇ ગયો હતો, અને હવે અર્જુનને સમયનો નિરર્થક વ્યય કર્યો પાલવે તેમ નહોતું. હજુ કૌરવ-સૈન્યમાં અર્જુને પ્રવેશ જ કર્યો હતો, અને આમ યુદ્ધ થાય તો અર્જુનની

પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો સંભવ નહોતો. કૃતવર્માને બે જ બાણોથી વ્યથિત કરી ધનંજય પૂર્ણ વેગથી કૌરવસૈન્યમાં આગળ વધવા લાગ્યો. શ્રુતાયુધે ભયંકર ગદા ફેંકી પાર્થના માર્ગમાં અવરોધ કર્યો. અર્જુને ગદાનો નાશ કરી એક મહા ભયંકર ગદા મારી શ્રુતાયુધના પ્રાણ લીધા. શ્રુતાયુધ મરાયો, એટલે કૌરવ સૈન્યે પલાયન કરવા માંડ્યું, અને પાર્થનો માર્ગ ધીરે ધીરે સરળ બનવા લાગ્યો.

શ્રુતાયુધ મરાયો, એટલે કાંબોજ-રાજ ભયંકર સૈન્ય સાથે અર્જુન ઉપર ધસી આવ્યો. પણ અર્જુને દસ બાણો મારી તેનો સંહાર કરી નાંખ્યો. અગ્નિની ભયંકર જ્વાળા સમાન અર્જુન જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાંથી કૌરવસૈન્યની ઘનતા પીગળી જવા લાગી. ઘનઘોર મેઘાડંબરને પરાણે પરાણે સૂર્યરશ્મિ ભેદી પૃથ્વીને પ્રકાશિત કરે તેમ કૌરવ-સૈન્યની ઘનતાને ભેદી નાંખી નિરંકુશ બની અર્જુન જયદ્રથના પ્રાણ લેવા અને પોતાની પ્રતિજ્ઞા સફળ કરવા આગળ વધ્યે જતો હતો. ધનંજયને આમ અપ્રતિહત આગળ વધતો જોઈ દુર્યોધન આચાર્ય પાસે આવ્યો, અને કહેવા લાગ્યો, "આચાર્ય, અર્જુન તમારી પાસેથી શી રીતે સૈન્યને ભેદી શક્યો? પાંડવો પ્રતિના પક્ષપાતને લીધે જ તમે પાર્થને અટકાવી શકતા નથી. તમારા સામર્થ્યનો સંપૂર્ણ વિશ્વાસ રાખીને મેં જયદ્રથને અભયદાન આપ્યું હતું." આચાર્ય બોલ્યા, "રાજન્, અર્જુનની સામે કોઇથી ઉભા રહી શકાતું નથી. તેને કેશવની સહાય છે. આમ છતાંયે મારી વિદ્યાના પ્રતાપથી તને એવું કવચ ધારણ કરાવીશ કે તને એક પણ બાણ વાગશે નહીં. આ કવચ ધારણ કરી તું અર્જુન સાથે યુદ્ધ કર." આમ કહી દ્રોણે દુર્યોધનને દિવ્ય કવચ ધારણ કરાવ્યું.

વિંદ અને અનુવિંદ નામના બે રાક્ષસોએ, અર્જુન ઉપર આક્રમણ કર્યું. પણ અર્જુને એક શક્તિ મારી તે બંનેનો નાશ કરી નાંખ્યો. સાયંકાળ થવાને હવે દસ ઘડીની વાર હતી, તેથી પાર્થે કેશવને કહ્યું, "ગોવિંદ, આપણે આવી ગતિથી જયદ્રથને સાયંકાળ પહેલાં મારી શકીશું નહીં. તેથી હું રથમાંથી ઉતરીને દોડું છું, ને તમે રથ લઈને પાછળ દોડતા આવો." શ્રીકૃષ્ણને અર્જુનનું કહેવું રૂચ્યું, અને તેઓ બંને રથમાંથી ઉતરી દોડવા લાગ્યા. આ બંને યોદ્ધાઓને આમ દોડતા જોઇ કૌરવસૈન્ય આશ્ચર્ય પામી જોવા લાગ્યું. આ બે વીર ક્ષત્રિયો ઉપર યોદ્ધાઓએ અનેક બાણોનો વરસાદ વરસાવ્યો, પણ યુદ્ધકુશળ અર્જુને તેમનાં બાણોને એવી રીતે અટકાવ્યાં કે તેમનાં બાણો એક બીજાનાં બાણો સાથે અથડાઈને ભાગી જવા લાગ્યાં.

કૌરવસૈન્યના અંત ભાગમાં જયદ્રથને રાખી તેનું રક્ષણ કરવામાં આવ્યું હતું. જો પાર્થ આખું કૌરવસૈન્ય ભેદી જયદ્રથને હણવાનો પ્રયાસ કરે, તો તેનો બધો શ્રમ નિરર્થક થાય તેમ હતું, અને પ્રતિજ્ઞા પ્રમાણે જયદ્રથ એક દિવસમાં મરે, એ અસંભવિત હતું; તેથી શ્રીકૃષ્ણની સૂચનાનુસાર સૈન્યના

વામ ભાગેથી અર્જુને પ્રયાણ કર્યું હતું. દોડતે દોડતે તેમણે પોણા ભાગના કૌરવસૈન્યને વટાવી દીધું હતું. તેઓ બંને ઘણા શ્રમિત થઈ ગયા હતા, તેથી એક મિષ્ટ સરોવર પાસે તેઓ સ્તંભ્યા. અર્જુને બાણજાળ રચી પોતાનો અને કેશવનો બચાવ કરવા માંડયો. એટલામાં શ્રીકૃષ્ણે ઘોડાઓને જળ પાઈ તૃપ્ત કર્યા, તેમના વ્રણો સાફ કર્યા, તથા તેમને સ્વસ્થ કરી પાછા રથમાં જોડયા. આ બધો સમય અર્જુન રક્ષા કર્યે જતો હતો. જ્યારે અશ્વો સ્વસ્થ થયા, ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને રથમાં બેસાડી ત્વરાથી પ્રયાણ આરંભ્યું. પણ માર્ગમાં જ તેમને દ્રોણનો પ્રેર્યો દુર્યોધન સહામો મળ્યો.

દુર્યોધનને જોઇ શ્રીકૃષ્ણે વિચારીને અર્જુનને કહ્યું, "પાર્થ, અત્યારે દુર્યોધનનું વેર વાળવાનો વિચાર ન કરીશ. હવે અલ્પ સમય જ અવશેષ રહેલ છે. આજે આ દુષ્ટ દુર્યોધનનો ક્ષણમાં પરાજય કરી તું આગળ વધવાનો પ્રયાસ કર. વધુ વિલંબ ન કરીશ." યાદવેશની ચેતવણી ધ્યાનમાં લઈ અર્જુને દુર્યોધનનો નાશ કરવા પ્રયાસ કરવા માંડયો. જ્યારે અર્જુનનાં બાણોની અસર દુર્યોધન ઉપર ન થઈ, ત્યારે અર્જુન બોલ્યો, "કેશવ, આ દુર્યોધનને દ્રોણે દિવ્ય કવચ ધારણ કરાવ્યું લાગે છે. આ વિદ્યા મને તેમજ આચાર્યને બંનેને આવડે છે. મધુસૂદન, આમ છતાંયે આજે મારી વિદ્યાનો પ્રભાવ જુઓ." આમ કહી અર્જુને સૂક્ષ્મ બાણો સાંધ્યાં, અને દુર્યોધનના પગ તથા હાથની અંગુલીઓના નખ, તેમજ તેની હથેલીઓ છેદી નાંખ્યાં. તેના સારથિને મારી નાંખ્યો. તેના અશ્વોને હણી નાંખ્યા, અને તેના ધનુષ્યના સહસ્ર કટકા કરી નાંખ્યા. દુર્યોધનના હાથમાંથી રૂધિર નીકળવા લાગ્યું. અર્જુને એક સામટું સામર્થ્ય દર્શાવ્યાથી તે ગભરાઇ ગયો, અને અભેદ્ય કવચની વાત વિસારે પડતાં ગભરાટને લીધે યુદ્ધભુમિ ઉપરથી પલાયન કરી ગયો.

જયદ્રથના કાળરૂપ અર્જુનને ધસ્યો આવતો જોઇ રક્ષકો ગભરાવા લાગ્યા. જયદ્રથના રક્ષણ માટે તેઓ બધા તેને વીંટળાઈ ઉભા રહ્યા. આ સમયે અર્જુને તુમુલ યુદ્ધ કરી આ રક્ષકોને વીખેરી નાંખવા પ્રયત્ન કરવા માંડયો.

પાંડવ સૈન્યથી અર્જુન છુટો થઈ કૌરવ સૈન્યમાં પેઠો, એટલે દ્રોણે યુધિષ્ઠિરને પકડવા યુદ્ધ આરંભ્યું, પણ સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, અને ઘટોત્કચ આગળ આચાર્ય એકલે હાથે ફાવી શકયા નહીં.

કૌરવસૈન્યમાંથી વારેવારે કૃષ્ણના પાંચજન્ય શંખનો હૃદયભેદક અવાજ આવ્યાં કરતો હતો, અને કૌરવ-સૈન્યમાં મહાન કોલાહલ થતો હતો. આથી યુધિષ્ઠિરે ધાર્યું કે કદાચ અર્જુન ભયમાં હશે, અને સહાયને માટે કૃષ્ણ શંખ નાદ કરતા હશે. આથી અધિરા થઇ તેમણે સાત્યકિને કહ્યું, "સાત્યકિ, વારે વારે પાંચજન્યના થતા અવાજથી મને લાગે છે કે પાર્થ ને કેશવ બંને ભયમાં આવી પડયા છે. તેઓ શંખનો નાદ કરી સહાયને માટે

યાચના કરતા હોય તેમ જણાય છે, માટે તમે સત્વર ત્યાં જાઓ. તમે અર્જુન જેવા જ પરાક્રમી છો, અને શ્રીકૃષ્ણ જેવા યુદ્ધકુશળ છો. અર્જુન અને શ્રીકૃષ્ણના વિજયનો આધાર અત્યારે તમારા ઉપર છે. જો અર્જુન યુદ્ધમાં હણાશે, તો પછી અમે તેના વિના પ્રાણ ધારી શકીશું નહીં. અર્જુન પાંડવોનો પ્રાણ છે, માટે તમે જાઓ, અને ત્વરાથી તેને સહાય કરો."

યુધિષ્ઠિરને આમ અધિરા થતા જોઈ સાત્યકિએ કહ્યું, "રાજન્, અર્જુનને માટે હું મારા પ્રાણ અર્પવા તત્પર છું; પરંતુ આ શંખનાદથી તમે ખોટું અનુમાન કરો છો. અર્જુન અને કૃષ્ણ શ્રી શંકરથી પણ જીતાય તેવા નથી, તો કૌરવો તો તેમને કેવી રીતે જીતી શકે? માટે તમે નિર્ભય રહો. વળી અર્જુને તમારા રક્ષણનું કાર્ય મારે માથે નાંખ્યું છે, તેથી તમને ત્યજીને અર્જુનની આજ્ઞાનું ઉલ્લંઘન મારાથી કેમ થાય ? માટે તમે ચિંતા ન કરશો, અને અર્જુન જયદ્રથને મારીને તુરત પાછા આવશે." પણ પળે પળે વધતી અધિરાઇને લીધે યુધિષ્ઠિર બોલી ઉઠયા, "સાત્યકિ, મને તમારાં વચનો અત્યારે ગમતાં નથી. મારૂં રક્ષણ ભીમસેન કરશે, પણ અર્જુનને બચાવો, એને સહાય આપો." યુધિષ્ઠિરનાં વચનો સાંભળી સાત્યકિએ ભીમસેનને યુધિષ્ઠિરના રક્ષણનું કાર્ય સોંપી, ધર્મરાજને મસ્તક નમાવી દ્રોણના સૈન્ય તરફ પ્રયાણ કર્યું.

સાત્યકિને પોતાની સામે આવેલો જોઇ દ્રોણ બોલ્યા, "તું મારી સાથે યુદ્ધ કરે છે, પણ તારો ગુરૂ અર્જુન તો મારી સાથે યુદ્ધ કર્યા વિના પ્રદક્ષિણા કરીને ચાલ્યો ગયો છે. આવા ગુરૂ કરતાં શિષ્યે વધારે બળ ન બતાવવું જોઈએ." આચાર્યનાં વચનોનું સત્ય સાત્યકિ કળી ગયો. તેણે પણ સમય ન ગુમાવતાં દ્રોણની પ્રદક્ષિણા કરીને રથ આગળ ચલાવ્યો.

સાત્યકિને ગયે ઘણો સમય થયો. હજુ પણ પાંચજન્યનો અવાજ અને ગાંડીવનો ટંકારવ સંભળાતા હતા. વચમાં વચમાં કૌરવસૈન્યમાંથી ભયંકર આર્તનાદ સંભળાતા હતા. કૌરવસૈન્યમાં સાત્યકિ કોઇ પણ સ્થળે જણાતો નહોતો. યુધિષ્ઠિરને હવે વધારે ચિંતા થવા લાગી. તેમના ચિત્તમાં અર્જુનના જ વિચાર ચાલી રહ્યા હતા. તેમણે ભીમસેનને બોલાવીને કહ્યું, "ભાઈ, કૃષ્ણ સહાય માટે વારે વારે શંખધ્વનિ કરતા લાગે છે. સાત્યકિને સહાય અર્થે મોકલ્યો છે, તે ક્યાં હશે તે પણ સમજાતું નથી. તેથી તું હવે જા, અને અર્જુનને સહાય કર."

ભીમસેને કહ્યું, "નહીં, રાજન્! તમને છોડીને મારાથી નહીં જવાય. કૃષ્ણ, અર્જુન અને સાત્યકિ કોઇથી જીતાય તેવા છે જ નહીં. માટે તમે નિશ્ચિંત રહો."

"પણ ભાઈ," યુધિષ્ઠિર બોલ્યા, "સાત્યકિ ગયો છે, અને તેને જો કાંઇ પણ અનિષ્ઠ થશે તો આપણે શિરે લોકાપવાદ રહેશે કે પોતાના ભાઇને બચાવવા યુધિષ્ઠિરે પારકાના પ્રાણનો ભોગ આપ્યો. માટે તું જા. મને અનિષ્ટ શંકાઓ થયા કરે છે મારૂં રક્ષણ

ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ, વિરાટ એ બધા કરશે. વળી ઘટોત્કચ પણ કયાં ઓછો છે! માટે તું જા.” યુધિષ્ઠિરની આજ્ઞા માથે ચ્હડાવી સાહસિક ભીમસેન મહા ભયંકર અજિત ગદા લઈ કૌરવ-સૈન્ય પ્રતિ ધસ્યો.

દ્રોણની સેનાને ભેદીને ભીમસેન આગળ ચાલ્યો. તેના સ્હામો કર્ણ આવ્યો. ભીમસેન અને કર્ણ વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું, અને ભીમસેને કર્ણને હરાવીને ન્હસાડયો. ફરીથી કર્ણ ભીમસેનની સ્હામે આવ્યો. આ વખતે તેણે ભીમસેનને મૂર્છિત કરી નાંખ્યો. ભીમસેનના પ્રાણ લેવાની ઉત્તમ તક હોવા છતાં કુંતિને આપેલું વચન સંભારી તણે તનો નાશ ન કર્યો. ભીમસેન શુદ્ધિમાં આવ્યો ત્યારે કર્ણે તેને ઘણાં મ્હેણાં દીધાં, તેથી ક્રોધાયમાન થઈ ભીમસેન કર્ણ ઉપર તૂટી પડયો. આ વખતે કર્ણ રણભૂમિ ઉપરથી ન્હાસી ગયો.

શ્રીકૃષ્ણે સાત્યકિને જોતાંજ પાર્થને કહ્યું, “પાર્થ જો જો, પેલો સાત્યકિ આવે. કૌરવસૈન્યને તુચ્છ ગણતો તે તારા તરફ ધસ્યો આવે છે. તારો ભક્ત અને શિષ્ય, તારા જ હિતમાં રાજી રહેનાર સાત્યકિને કોઈ જીતી શકતું નથી.” યુધિષ્ઠિર હવે નિરાધાર થશે, એ વિચાર-થી સાત્યકિનું આગમન અર્જુનને અત્યારે ન રૂચ્યું. વળી સાત્યકિ આ વખતે શ્રમિત થઈ ગયો હતો, અને તેવી અવસ્થામાં તે ભૂરિશ્રવા સાથે યુદ્ધ કરતો હતો. દશ રથીઓએ સાત્યકિને ઘેરી લીધો, અને ભૂરિશ્રવાએ તેની સાથે ઘણું સખત યુદ્ધ કર્યું. આખરે શ્રમથી અને ભૂરિશ્રવાના બળ આગળ ન ફાવવાથી સાત્યકિ ભૂમિ ઉપર પડી ગયો, એટલે ભૂરિશ્રવા છલગ મારી તની છાતી ઉપર ચ્હઢી બેઠો, અને ખડ્ગ લઇને સાત્યકિને મારી નાંખવા તેણે જમણો હાથ ઉંચો કર્યો. “પાર્થ, જો જો! તારો શિષ્ય સાત્યકિ હમણાં જ મરી જશે.” કૃષ્ણના ઉદ્ગારો સાંભળતાં જ અર્જુને સાત્યકિની સ્થિતિ જોઈ અને લાંબો વિચાર ન કરતાં ભૂરિશ્રવાનો હાથ બળથી જ્યાં સાત્યકિ ઉપર પડવા જાય છે તેટલામાં તો અર્જુનના શરમાંથી છુટેલા તીવ્ર બાણથી ભૂરિશ્રવાનો હાથ ખડ્ગ સાથે કપાઇને પૃથ્વી ઉપર પડી ગયો, અને તે સાથે ભૂરિશ્રવા પણ ભૂમિ ઉપર ઢળી પડયો.

ભૂરિશ્રવા પોતાનો જમણો હાથ ભૂમિ ઉપર પડેલો જોઇ બોલ્યો, “હે અર્જુન, તેં ઘણું નૃશસ કાર્ય કર્યું છે. હું સાત્યકિ સાથે યુદ્ધ કરતો હતો તે સમયે શા માટે તેં બાણ માર્યું? મને આમ માર્યાની વાત તું ધર્મરાજાને કહીશ, ત્યારે તે તારે માટે શો વિચાર કરશે? આવો અધર્મ કરવાનું શું તને ઈન્દ્રે શીખવાડયું કે દ્રોણે? હું મરણથી બ્હીતો નથી, પણ તારા આવા અધર્મથી હું કંપું છું. અર્જુન, વાસુદેવ જેવા તારા સહાયક હોવા છતાં તેં આમ કર્યું છે, તેથી મને હવે તારે માટે લગારે માન નથી. આવું અનાર્ય કર્મ કરતાં તને શરમ ન આવી? કૌરવોના અન્યાયની વાતો કરો છો, ત્યારે તમે શું આ ન્યાય કરો છો?” અર્જુન

બોલ્યો, "યુદ્ધમાં તમે બધા કુમાર અભિમન્યુને ઘેરીને ઉભા હતા તે ન્યાય હતો કે? વળી એકલા સાત્યકિ સામે તમે બધા યુદ્ધ કરો છો, તે શું ન્યાય થયો કે? ભૂરિશ્રવા, તારૂં આમ મરણ થવાથી તું ગભરાઇશ નહીં, વાસુદેવ સમક્ષ તારૂં મરણ થવાથી તારી સદ્ગતિ જ થશે." ભૂરિશ્રવાએ અંત સમયે કેશવ તરફ પ્રેમથી જોયું, અને તેનો પ્રાણ તે જ સમયે આ દેહ ત્યજી ચાલ્યો ગયો.

ભૂરિશ્રવા પડયો એટલે સાત્યકિએ ઉભા થઈ અતિ નીચ કાર્ય કર્યું. તેણે હાથમાં ખડ્ગ લઈ મરવાની અણી ઉપર પડેલા ભૂરિશ્રવાનું શિર કાપી નાંખ્યું. શ્રીકૃષ્ણે તથા અર્જુને સાત્યકિને ઘણો વાર્યો તેમજ તેને ઘણાં નિંદાત્મક વચનો કહ્યાં. સાત્યકિના આવા કૃત્યથી કૌરવ સૈન્યમાંથી 'ધિક્કાર'ના શબ્દો નીકળવા લાગ્યા, અને તેના ઉપર બાણોની ગાઢ વૃષ્ટિ થઈ.

હવે સૂર્યાસ્ત થવાને થોડીજ વાર હતી. તેથી વાસુદેવે અર્જુનને કહ્યું, "અર્જુન, હું યોગથી સૂર્યનું આવરણ કરૂં છું. તું જયદ્રથને દેખું એટલે તુરત તેનું શિર ઉડાવી દેજે. આમાં તું ભૂલ ન કરતો. વળી તેનું શિર એવી રીતે ઉડાવજે કે તે શિર તેના પિતા તપ કરે છે ત્યાં તેમના અંકમાં ધીમેથી તે જાણે નહીં તેમ પડે." અર્જુને કૃષ્ણની સૂચના ધ્યાનમાં લીધી. યોગબળથી હૃષીકેશે સૂર્યને ઢાંકી દીધો, સૂર્યાસ્તનો આભાસ થયો એટલે કૌરવો જયનાદ કરવા લાગ્યા, અને જયદ્રથ પણ નિર્ભય થઇને બહાર આવ્યો. જેવો અર્જુને જયદ્રથને જોયો કે તુરત શ્રીકૃષ્ણે આવરણ ખેંચી લીધું, એટલે તેણે વાસુદેવની સૂચના પ્રમાણે તીવ્ર બાણોથી બધા પાર્થિવોની મધ્યમાંથી જયદ્રથનું મસ્તક ઉડાવી દીધું. તે મસ્તકને લઈ બાણ આકાશમાર્ગે ઉડયું,અને તેના પિતા વૃદ્ધક્ષત્ર જ્યાં તપ કરતા હતા ત્યાં તેમના અંકમાં ધીમેથી પડયું. તપમાંથી પરવારી જેવા વૃદ્ધક્ષત્ર ઉભા થવા જાય છે કે તુરત બાણ સાથે શિર ભૂમિ ઉપર પડયું, અને જયદ્રથનું શિર ભૂમિ ઉપર નાંખનારના શિરના સહસ્ર કડકા થઈ જાય એ જયદ્રથને મળેલા વરદાનને લીધે તેના શિરના સહસ્ર કડકા થઇ ગયા.

# પ્રકરણ ૪૬ મું.



## છળથી દ્રોણ હણાયા.

જયદ્રથ ચારે પાસથી સુરક્ષિત હોવા છતાં, અને એને બચાવવાને અત્યંત પરિશ્રમ લીધા છતાં, દુર્યોધને જ્યારે તેને મરેલો જોયો ત્યારે તેને મનુષ્યના પ્રયત્નશીલ સ્વભાવ ઉપર તિરસ્કાર આવ્યો. તેને લાગ્યું, કે "દૈવ સર્વથા બળવાન છે. આટલા પ્રયત્ન કર્યા છતાં, અને મારી પાસે દેવોથી પણ જીતાય નહીં એવા મહારથીઓ હોવા છતાં અર્જુન એકલે હાથે આવી પ્રતિજ્ઞા પ્રમાણે સિંધુરાજાને મારી ગયો, એ દૈવ નહીં તો બીજું શું? અમારા પૌરૂષ સામે અર્જુનનો દૈવ સફળ થયો! પૌરૂષ ઉપર આધાર રાખનારને ધિક્કાર છે!" આમ વિચાર આવવાથી દુર્યોધનનો મદ ઉતરી ગયો. તેને પાંડવો અજેય છે, એમ હવે સ્પષ્ટ સ્હમજાવા લાગ્યું. ભીષ્મ અને દ્રોણની હિતકારક વાતમાં રહેલું સત્ય હવે તે સ્પષ્ટ જોવા લાગ્યો. કર્ણ પણ અર્જુનના આ પરાક્રમથી ભોંઠો જ બની ગયો. તેણે હવે મરણીઆ થઈ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. રાત્રિ પડી હતી, છતાં દુર્યોધને યુદ્ધ ચાલુ રાખવા પોતાના સૈનિકોને આજ્ઞા આપી. પૃથ્વી અંધકારથી છવાઇ ગઇ હતી. કોઈ કોઇને દેખી શકતું નહોતું, છતાં યોદ્ધાઓ હાથમાં જે આવે તેને કાપવા લાગ્યા. આમાં સ્વપક્ષના યોદ્ધાઓ પણ કપાવા લાગ્યા. આવા સંકુલ યુદ્ધથી ઘણો ભયંકર સંહાર થઇ ગયો. બંને સૈન્યોએ મશાલો સળગાવી. એકેક રથની પાસે પાંચ પાંચ મશાલોની વ્યવસ્થા કરવામાં આવી. મશાલોનો પ્રકાશ, ધૂળના ઉડતા ગોટા, અને ઘવાતા યોદ્ધાઓના શરીરમાંથી નીકળતી રૂધિરની ધારાઓઃ આ બધાનો દેખાવ ભયંકર થઇ ગયો. મશાલોના પ્રકાશથી આકાશમાંના તારાઓ પણ દેખાતા બંધ થયા. બધા યોદ્ધાઓ ઉન્મત્ત થયા હોય તેમ વિકાળ ચીસો પાડવા લાગ્યા. મશાલોના પ્રકાશમાં શસ્ત્રોના ચળકાટ વીજળીની માફક ચમકારા મારવા લાગ્યા.

વૃકોદર આ સમયે રૂદ્ર જેવો વિકાળ દેખાવ ધારણ કરી યુદ્ધ કરવા લાગ્યો. કૃપાચાર્ય, સોમદત્ત અને ઈતર કૌરવ યોદ્ધાઓ ભીમસેનના ભયંકર પરાક્રમથી ઘણા વિસ્મય પામ્યા, અને આખા સૈન્યમાં હાહાકાર થઇ ગયો.

ઘટોત્કચે અશ્વત્થામા સાથે યુદ્ધ આરંભ્યું. રાક્ષસ જાતિનો અને તેમાં રાત્રિનો સમય, એટલે ઘટોત્કચને પોતાની રીત પ્રમાણે યુદ્ધ કરવાની ઘણી સુગમતા મળી. તેણે અશ્વત્થામાને બાણોથી ઢાંકી દીધા. તેનું રાક્ષસ સૈન્ય મોટા મોટા

પથ્થરો ઉપાડીને કૌરવસૈન્ય ઉપર ફેંકવા લાગ્યું, અને મરેલા હાથીઓના શબોને ફેંકી કૌરવસૈન્યને કચરવા માંડ્યું. કૌરવસૈન્યમાં આથી ત્રાસ વર્તાયો. અશ્વત્થામાએ ઘણા રાક્ષસોનો સંહાર કરી નાંખ્યો, પણ અંતે અશ્વત્થામાને રણભૂમિ ઉપરથી પલાયન કરવું પડ્યું.

આ સમયે કૃપાચાર્યે કર્ણને કહ્યું, " કર્ણ, હવે ઉઠ. તારો વારો આવ્યો છે. આટલા દિવસ તેં પ્રલાપમાં જ વ્યતીત કર્યા છે. હવે તારૂં બળ બતાવ. 'પાંડવોને મારી નાખીશ, કૃષ્ણને મારી નાંખીશ' એ બધાં તારાં વચનોને અત્યારે તું સત્ય કરી બતાવ. આંહી તો ઘટોત્કચ એકલો જ બધા સૈન્યનો નાશ કરવા લાગ્યો છે."

કૃપાચાર્યનાં માર્મિક વચનો સાંભળી કર્ણને ક્રોધ ચ્હઢયો. તેણે કહ્યું, " શૂરા ગર્જના કરે છે અને તરત ફળ મેળવે છે. કૃષ્ણ સહિત પાંડુના સુતને જ્યારે હું હણીશ, ત્યારે તને મારી ગર્જનાનો અર્થ સમજાશે. પંડિતો પોતાના સામર્થ્ય પ્રમાણેજ ગર્જના કરે છે.પાંડવોને હણીને દુર્યોધનને હું નિષ્કંટક રાજ્ય અપાવીશ, ત્યારે હે વિપ્ર, તારી આંખ ઉઘડશે."

" મને તો આ તારો મિથ્યા પ્રલાપ લાગે છે. તું હમેશાં પાંડવોનો અને કૃષ્ણનો દ્રોહ કરૂં છું, પણ જય તો આખરે તેમનો જ છે. દેવ અને ગંધર્વથી પણ કૃષ્ણ-પાંડવો જીતાય તેવા નથી. તેઓ નિત્ય ધર્મમાં રહેનારા છે. તું તારી શક્તિના બળે ગર્વમાં રહું છું. પણ એ શક્તિથી પાંડવોનો સંહાર થતા પહેલાં આ ઘટોત્કચ તારો અને આખા સૈન્યનો સંહાર કરી નાંખશે." કૃપાચાર્યે કર્ણને વધારે ચ્હીઢવ્યો.

કૃપાચાર્યનાં વચનો સાંભળી કર્ણે તિરસ્કારથી ઇષત્ હાસ્ય કરીને કહ્યું, " વિપ્ર, તેં સત્ય કહ્યું છે. પાંડવો અજેય છે, તો તું હવે જોઈ લેજે કે હું તેમને કેવા જીતી લઉં છું. ઇંદ્રની આપેલી અમોઘ શક્તિથી અર્જુન અને કૃષ્ણના જ પ્રાણ હું યુદ્ધમાં લઈશ. અર્જુન અને કૃષ્ણ બે હણાયા, પછી તો પાંડવોને જીતવા એ તો રમત વાત છે. મારા આ બળને આધારે હું ગર્જના કરૂં છું. તું વિપ્ર છું. તેમાં વળી વૃદ્ધ અને અશક્ત થયો છું. વળી પાર્થના ઉપર તને મોહ છે, તેથી જ તું મારી અવગણના કરૂં છું. જો હવે પુનરપિ કાંઈ પણ આવું બોલ્યો, તો આ ખડ્ગથી જિહ્વા કાપી નાંખીશ. શું તું આંહી પાંડવોનાં વખાણ કરવાને જ આવ્યો છું? કૌરવોના સૈન્યમાં ભય ઉત્પન્ન કરવાની શું યોજના રચું છું?" આમ કહી કર્ણ ખડ્ગ ઉગામી કૃપાચાર્ય સામે ગયો. સૂતપુત્રનાં આવાં અપમાનકારક વચનો સાંભળી અશ્વત્થામા ખડ્ગ ઉગામી વેગથી કર્ણ તરફ ધાયા, અને બોલ્યા, " નરાધમ, તું મારા માતુલને ગાળો દે છે? જ્યારે અર્જુને તારા દેખતાં જયદ્રથને મારી નાંખ્યો, ત્યારે તારૂં બળ ક્યાં ગયું હતું? તારાં અસ્ત્રો ક્યાં ગયાં હતાં? તારી શક્તિ ક્યાં સંતાઇ ગઈ હતી? મિથ્યા પ્રલાપી, જો હવે આવું બોલ્યો તો તારૂં શિર ધડ ઉપરથી જુદું થયું જાણજે."

કર્ણ પણ વેગમાં આવી ગયો. આ સમયે દુર્યોધન બંનેની વચમાં પડયો. તેણે કૃપાચાર્યને સ્હમજાવી અશ્વત્થામાને દૂર લઇ જવા કહ્યું. કર્ણને પણ શાન્ત વચનો કહી ધીમો પાડયો. તેણે અશ્વત્થામા તથા કર્ણને કહ્યું, "તમારા બળ ઉપર આધાર રાખી મેં વિજયની આશા રાખી છે. તો તમે તમારૂં બળ એકમેક ઉપર વાપરવા શા માટે તૈયાર થયા છો? અત્યારે આ ઘટોત્કચ અને ધૃષ્ટદ્યુમ્ન આપણા સૈન્યને ન્હસાડી રહ્યા છે તે જુઓ, અને તે તરફ તમારૂં બળ બતાવો." દુર્યોધનનાં મૃદુ વાક્યોથી બંને વીર નરો છુટા પડયા.

હવે કર્ણ પાંડવોના સૈન્યની સ્હામે આવ્યો. તેણે ઘટોત્કચની માયાનો નાશ કરી નાંખ્યો, અને મરણીઓ થઇ પોતાનું બળ બતાવવા લાગ્યો. કર્ણના અદ્‌ભૂત પરાક્રમથી પાંડવોના સૈન્યમાં ત્રાસ વર્તી ગયો. વાસુદેવે અર્જુનને કહ્યું, " પાર્થ, કર્ણ આપણા સૈન્યને પીડે છે. એ અત્યારે ખરા જોર ઉપર ચ્હડયો છે. તું કે ઘટોત્કચ સિવાય અન્ય કોઈ એની તોલે આવે તેમ નથી. પણ એના સામા જવાને હજુ તારો સમય આવ્યો નથી. માટે હમણાં ઘટોત્કચને જ એની સ્હામે જવા દેવો ઠીક પડશે. તને મારવાને માટે ઈંદ્રની આપેલી શક્તિની રક્ષા કરે છે, તેથી હમણાં તારે એની સ્હામા જવું યોગ્ય નથી." આમ કહી વાસુદેવે ઘટોત્કચને બોલાવ્યો, અને તેને કહ્યું, " ઘટોત્કચ, રાક્ષસો રાત્રે વધારે બળવાન હોય છે. તેથી તું હવે તારૂં સંપૂર્ણ બળ બતાવ. જો, આ કર્ણ આપણી સેનાને પીડા આપે છે. તારા વડે પાંડવો અત્યારે વિજય મેળવશે. પુત્ર થઈ તું પાંડવોને નિર્ભય કેમ નથી કરતો? તારી શક્તિ પાર્થના જેટલીજ છે. તું કર્ણને હણી નાંખ, અને પાર્થ દ્રોણને મારશે. કૃષ્ણનાં વચનો સાંભળી ઘટોત્કચે પોતાનું કવચ સખત કર્યું, અને કૃષ્ણને પ્રણામ કરી કર્ણની સ્હામે યુદ્ધમાં આવ્યો. યુદ્ધમાં કાંઈ મણા ન રહી. ઘટોત્કચ રાક્ષસી માયા વડે આકાશમાંથી વૃક્ષોનો વરસાદ વરસાવવા લાગ્યો. માયાવી યુદ્ધને લીધે કર્ણને તેની સામે યુદ્ધ કરતાં ન ફાવ્યું. વળી રાત્રીનો સમય હોવાથી ઘટોત્કચનું બળ અત્યારે વૃદ્ધિ પામ્યું હતું. કર્ણને મુંઝાયો જાણી અલાયુધ રાક્ષસ તેની વ્હારે ચ્હડયો, પણ ઘટોત્કચે તેને ભૂમિ ઉપર પછાડીને મારી નાંખ્યો. ઘટોત્કચ વારે વારે મહા ભયંકર નાદ કરવા લાગ્યો. આ વખતે કૌરવસૈન્યમાં ત્રાસ વર્તી રહ્યો. હવે કૌરવો બ્હીને કર્ણની પાસે આવ્યા. બધા કૌરવોએ કર્ણને વિનંતી કરતાં કહ્યું, " રાધેય, તું આ ઘટોત્કચના બળની કેમ અવગણના કરે છે? તું તારી શક્તિનો ઉપયોગ કેમ કરતો નથી? અર્જુનને મારતા પહેલાં તો આ રાક્ષસ એકલો જ આપણા બધાનો સંહાર કરી નાંખશે. કૃપણના ધન જેવી તારી અમોઘ શક્તિ પછી શું કામ લાગવાની હતી? આ રાત્રે જો આ પાપીનો નાશ નહીં થાય, તો આવતી કાલે સ્હવારે પાંડવો જીત્યા જ ગણાશે. વાસવે તને જે શક્તિ આપી છે, તે

વડે તું આ રાક્ષસને હણી નાંખ." કર્ણને પણ આ વચનમાં કાંઈક સત્ય લાગ્યું. તેણે હવે ઝાઝો સમય વિચાર કર્યા વિના જ્વલંત શક્તિ કાઢી. વાતાવરણમાં ભયંકર અવાજ થવા લાગ્યા. વાવાઝોડાં થવા લાગ્યાં. તારાઓ આકાશમાંથી ખરવા લાગ્યા. કર્ણે પૂર્ણ બળથી એ શક્તિ ઘટોત્કચ ઉપર ફેંકી. તે શક્તિ ઘટોત્કચના મર્મ ભાગોને છેદીને પાછી ઇંદ્રની પાસે જતી રહી. શક્તિથી ઘવાતાં જ ઘટોત્કચ મહા ભયંકર રૂપ ધારણ કરી કૌરવોના સૈન્ય ઉપર પડયો, અને તેના પડવાથી પણ તેણે ઘણાં માણસોનો નાશ કરી નાંખ્યો.

ઘટોત્કચ મરાયો સાંભળી પાંડવો શોકાતુર થઇ ગયા, પણ વાસુદેવ તો હર્ષમાં આવી ખડખડાટ હસવા લાગ્યા, અને સિંહનાદ કરવા લાગ્યા. તેમને આમ અકાળે હર્ષમાં આવેલા જોઈ પાર્થ બોલ્યો, "જનાર્દન, તમારો હર્ષ અત્યારે અસ્થાને છે. ઘટોત્કચ મરાયો તેમાં તમને હર્ષ કેમ થાય છે?" વાસુદેવ બોલ્યા, "અર્જુન, મારા હર્ષનું કારણ સાંભળ: જ્યાં સુધી કર્ણ પાસે શક્તિ હતી, ત્યાં સુધી એ તારાથી જીતાત નહીં. કર્ણે શક્તિ મારી ઘટોત્કચને માર્યો છે, તેથી હું એમ માનું છું કે આજે કર્ણનો નાશ થયો છે. વળી ઘટોત્કચ રાક્ષસ હતો. તે નિત્ય બ્રાહ્મણ, યજ્ઞ, અને ઋષિઓનો દ્વેષી હતો, તેથી જો કર્ણે એને ન માર્યો હોત, તો મારે એને મારવો પડત. એ પાપાત્મા હતો, ધર્મનો લોપ કરનારો હતો, તેથી જે થયું છે તે યોગ્ય જ થયું છે."

શક્તિ વપરાયા પછી કર્ણને ક્ષોભ થયો. એ અમોઘ શક્તિથી અર્જુનનો પ્રાણ લેવાની ધારણા તેના મનમાં જ રહી ગઈ. હવે તેને પોતાના વિજય વિષે અનેક પ્રકારની શંકાઓ થવા લાગી. ઘટોત્કચ સાથે થયેલા ભયંકર યુદ્ધથી બને પક્ષનાં સૈન્યો અતિ શ્રમિત થઈ ગયાં હતાં, તેથી અર્જુનની સૂચનાથી બંને પક્ષનાં સૈન્યો આરામ લેવા યુદ્ધ બંધ કરી સ્વસ્થાને સીધાવ્યાં.

રાત્રીના સૌભાગ્ય ચિહ્ન રૂપ શશિલેખા પાછલા પહોરે પૂર્વમાં આછી જ્યોતિ પ્રસારવા લાગી. ઝાંખાંઝાંખાં ચંદ્રકીરણોથી રાત્રીના યુદ્ધમાં કેટલો ભયંકર સંહાર થઇ ગયો હતો, તે સ્પષ્ટ જણાવા લાગ્યું. ચંદ્રનાં શીતળ કીરણોએ પૃથ્વીનો સ્પર્શ કર્યો ન કર્યો એટલામાં તો શશિને અસ્ત કરવાને અરૂણ દેવતાનો પૂર્વમાં ઉદય થયો. યોદ્ધાઓ હજુ હમણાંજ આરામ લેવાનો આરંભ કરતા હતા, ત્યાં તો પૂર્વમાં અરૂણોદય થતો જોઇ વળી પાછાં શસ્ત્ર સજી યુદ્ધ માટે તત્પર થવા લાગ્યા. પૂર્વ દિશામાં થતા અરૂણ અને ચંદ્રના યુદ્ધથી તેમનો મંદ પડેલો યુદ્ધોત્સાહ ઉત્તેજીત થવા લાગ્યો.

જ્યારે સર્વે યોદ્ધાઓ યુદ્ધથી નિવૃત્ત થઇ આરામ લેવા સ્વસ્થાને સીધાવ્યા, ત્યારે દુર્યોધન આચાર્ય પાસે આવ્યો, અને તેમને કઠોર વચનોથી સંબોધીને કહેવા લાગ્યો, "આચાર્ય, શ્રમિત થયેલા શત્રુઓને આમ વિશ્રામ આપવો ન ઘટે. શત્રુને તો શ્રમિત કરીને સંહારવો જોઈએ. તમે નીતિનિપૂણ હોવા છતાં પાંડવોને આમ આરામ કેમ આપો છો? વિશ્રાંત

પાંડવો હવે આપણને વધારે ત્રાસ આપશે. નિઃસંશય, તમે પાંડવોનો પક્ષપાત કરતા હો, તેમ મને લાગે છે. પાંડવો ઉપરના તમારા પ્રેમને લીધે તમે તેમના ઉપર તમારી અસ્ત્રવિદ્યાનો સંપૂર્ણ ઉપયોગ કરતા નથી. મારાં મંદભાગ્ય કે મેં તમારા ઉપર વિશ્વાસ રાખીને તમને સેનાધિપતિ બનાવ્યા! તમે ઇચ્છો તો દિવ્ય અસ્ત્રોથી આખા બ્રહ્માંડનો નાશ કરી શકો તેવા છો."

દુર્યોધનનાં વચનોથી ભારદ્વાજને ઘણું ખોટું લાગ્યું. તેમણે કહ્યું, "અરે મૂઢ, અર્જુનનું આટલું પરાક્રમ જોયા છતાં હજુ તું કાંઈ સમજતો નથી. અર્જુનને જીતી શકે તેવો બ્રહ્માંડમાં કોઇ નથી. પાંડવોને શ્રમિત તું માની તેમના ઉપર સહસા આક્રમણ કરવાની મને સલાહ આપે છે, પણ તારી એમાં ભૂલ થાય છે. પાંડવો યુદ્ધ શરૂ થતાંજ પાછા પૂર્ણ બળથી કૌરવ સૈન્ય સામે લડશે. જેમને દિવ્ય અસ્ત્રોનું જ્ઞાન નથી, તેમના ઉપર દિવ્યાસ્ત્રોનો ઉપયોગ થઈ શકે જ નહીં. ધર્મયુદ્ધના નિયમોથી વિરૂદ્ધ આચરણ કરવાનું તું મને સૂચવે છે? દુર્યોધન! ધિક્કાર છે, કે મારે હવે તારે જ માટે આવો નીચ માર્ગ સ્વીકારવો પડશે. તારી મતિ મૂઢ થઇ છે. શત્રુ અને મિત્રનો તને વિવેક નથી. અમે અત્યાર સુધી તારાજ હિતમાં રહ્યા છીએ, છતાં તું અમને શત્રુપક્ષના સમજે છે. હવે મારો પ્રયાસ આજે છેલ્લો જ સમજજે." આમ કહી દ્રોણે સૈન્યની વ્યવસ્થા કરી, પોતે ઉત્તર દિશા પ્રતિ જઈ શત્રુ સૈન્યને આવ્હાન કરવા લાગ્યા. આજે દ્રોણ સાક્ષાત્ કાળ સમાન વિકરાળ જણાતા હતા. તેમની સામે જવાની કોઈ હિંમત કરી શકયું નહીં. વિરાટ અને દ્રુપદ રાજા કોપાયમાન થઈ દ્રોણ સામે યુદ્ધ કરવા લાગ્યા. સાંગ, શક્તિ, અને દિવ્યાસ્ત્રોથી મહારથીઓ યુદ્ધ કરતા હતા. આખરે તીક્ષ્ણ જ્વલંત શક્તિ મારી દ્રોણે વિરાટ અને દ્રુપદ રાજાનાં મસ્તક છેદી નાંખ્યાં. આમ એકી વખતે બે પાર્થિવોનો સંહાર થવાથી પાંડવ સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો. યોદ્ધાઓ 'ત્રાયત્રાય' પોકારતા નાસવા લાગ્યા. દાવાનળ જેવા દ્રોણની સામે ઉભા રહેવાની યોદ્ધાઓમાં શક્તિ ન રહી. જ્યારે પોતાના પિતાને મરણ પામેલા જોયા, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પ્રતિજ્ઞા કરી કે "મારા ધર્મ અને ક્ષત્રિયત્વના સોગનથી હું કહું છું કે આજે હું દ્રોણનું શિર છેદી નાંખીશ."

દ્રોણને મારવા એ કાંઇ સ્હેલું કાર્ય નહોતું. સઘળા પાંચાલો અને પાંડવો ધૃષ્ટદ્યુમ્નનું રક્ષણ કરવા તત્પર થયા. દુર્યોધન, કર્ણ, શકુનિ તથા દુઃશાસન દ્રોણનું રક્ષણ કરવા લાગ્યા. પાંચાલોએ અત્યંત શ્રમ લીધો, છતાં દ્રોણનો નાશ કરવા તેઓ સમર્થ થયા નહીં. ધૃષ્ટદ્યુમ્ન પોતાના સંપૂર્ણ બળથી યુદ્ધ કરવા લાગ્યો, અને કૌરવસૈન્યના ઘણા યોદ્ધાઓનો તેણે નાશ કરી નાંખ્યો.

અર્જુન અને દ્રોણાચાર્ય સ્હામસ્હામે આવ્યા. અર્જુનને મ્હાત કરવા દ્રોણે જે જે પ્રયોગો અજમાવ્યા, તે બધા પ્રયોગો અર્જુને નિષ્ફળ કરી નાંખ્યા.

આખરે ક્રોધે ભરાઈ દ્રોણે અર્જુન ઉપર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. પણ અર્જુને દક્ષતાથી સ્હામો બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી દ્રોણના અસ્ત્રને શાન્ત કરી દીધું. દ્રોણે હવે દિવ્યાસ્ત્રોથી પાંડવ-સેનાનો નાશ કરવા માંડયો. જ્યારે પાંડવી સેના ચારે પાસ ન્હાસ ભાગ કરવા લાગી, ત્યારે કૃષ્ણે અર્જુનને કહ્યું, "પાર્થ, જ્યાંસુધી દ્રોણના હાથમાં શસ્ત્ર છે ત્યાં સૂધી તેમનો નાશ થવો શકય નથી, તેથી તે શસ્ત્ર ત્યજે એવો ઉપાય યોજવો જોઈએ. જો દ્રોણ હવે માત્ર બે પ્રહર આમ યુદ્ધ કરશે, તો તમારૂં આખું સૈન્ય નાશ પામશે. અશ્વત્થામા હણાયાની વાત જો દ્રોણ સાંભળે, તો તેઓ તુરત શસ્ત્ર ત્યજી દેશે. તેથી હે અર્જુન, 'અશ્વત્થામા હણાયા' એવી વાત કોઇ વિશ્વાસપાત્ર મનુષ્યને મોઢેથી દ્રોણ સાંભળે, એવી વ્યવસ્થા કર."

અર્જુને શ્રીકૃષ્ણના કહેવા ઉપર લગારે ધ્યાન ન આપ્યું. યુધિષ્ઠિર પણ ગોવિંદનાં વચનો સાંભળી કંપી ઉઠયા. ભીમસેને અવન્તિ નરેશના અશ્વત્થામા નામના હાથીનો નાશ કર્યો, અને મહા ભયંકર નાદથી તે બોલવા લાગ્યો, 'અશ્વત્થામા હણાયો.'

શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને સમજાવતાં કહ્યું, "રાજન્, હવે જો દ્રોણ બે પ્રહર યુદ્ધ કરશે, તો તમારા બધા સૈન્યનો સંહાર થઇ જશે. આ બધો સંહાર અટકાવવો હોય તો તમે બોલવા માંડો કે 'અશ્વત્થામા હણાયો'. પ્રાણના રક્ષણ માટે અસત્ય બોલવું પડે, તો તેમાં પાપ નથી. તમારા વચન ઉપર દ્રોણને વિશ્વાસ છે. વળી ભીમસેને હમણાંજ અશ્વત્થામા નામના હાથીનો સંહાર કર્યો છે, તેથી તમારૂં વચન અસત્ય નહીં લેખાય." ભીમસેન તથા અન્ય પાર્થિવોની પ્રેરણાથી યુધિષ્ઠિરે અંતે 'અશ્વત્થામા હણાયો' એમ બોલવાનું સ્વીકાર્યું. પાંડવ સૈન્યમાં મહા ભયંકર કોલાહલ થતાં જ ચારે પાસ 'અશ્વત્થામા હણાયો' ની ગર્જનાઓ સંભળાવા લાગી. યુધિષ્ઠિર 'નર કે કુંજર'એમ શબ્દો પાછળથી ઉમેરવા લાગ્યા. શ્રીકૃષ્ણ પાંચજન્ય શંખના નાદ કરવા લાગ્યા. આ નાદમાં યુધિષ્ઠિરના સંશયાત્મક 'નર કે કુંજર' શબ્દો સંભળાતા નહોતા. જ્યારે યુધિષ્ઠિરને મોઢેથી 'નર કે કુંજર' શિવાયના 'અશ્વત્થામા હણાયો' એ શબ્દ દ્રોણે સ્પષ્ટ સાંભળ્યા, ત્યારે તેમનાં ગાત્રો શિથિલ થઇ ગયાં. તેમનો યુદ્ધોત્સાહ મંદ પડી ગયો. જડ વસ્તુની પ્રતિમા હોય, તેવા દ્રોણ સ્તંભિત થઇ ગયા. તેમના હાથમાંથી ધનુષ્ય બાણ ભૂમિ ઉપર પડી ગયાં. તેમણે અર્જુન, કૃષ્ણ, યુધિષ્ઠિર વિગેરેને વારે વારે પૂછયું, 'શું મારો પુત્ર અશ્વત્થામા હણાયો ?' અર્જુન મૌન ધારણ કરી લજ્જાવનત મુખે ભૂમિ તરફ જોઇ જ રહ્યો. દ્રોણે ધાર્યું કે અતિ શોકને લીધે અર્જુન બોલી શકતો નથી. યુધિષ્ઠિરે પ્રથમની માફક જ ઉદ્ગારો કાઢયા. આ વખતે પણ કૃષ્ણના પાંચજન્યના ઘોષથી અને દ્રોણના વૈકલ્યથી યુધિષ્ઠિરના વાકયનો ઉત્તર ભાગ ભારદ્વાજ બરોબર સાંભળી શકયા

નહીં. આખરે દ્રોણે અસ્ત્રશસ્ત્ર ત્યજી દીધાં, અને ઊંડા શોકમાં ગરકાવ થઇ સમાધિસ્થ સ્થિતિમાં ભૂમિ ઉપર બેસી પડયા. તેજ સમયે ધૃષ્ટદ્યુમ્ન હાથમાં તરવાર લઇ દ્રોણ તરફ ધસ્યો, અને અર્જુન તથા યુધિષ્ઠિર 'હાં હાં' કરતા રહ્યા, એટલામાં તો તેણે ત્વરાથી દ્રોણનું શિર ઉડાવી દીધું. આચાર્યનો વધ થતો જોવાની હિમત પાર્થમાં નહોતી. તેણે પોતાનું મોઢું ફેરવી નાંખ્યું, અને આંખમાં આંસુ સાથે લજ્જાથી ભૂમિ તરફ તે જોઇ જ રહ્યો. આચાર્યની મોટી જટા હાથમાં લઈ દ્રુપદપુત્રે શિરને કૌરવસૈન્ય તરફ ફેંકયું.

યાજ્ઞસેનના આવા અમાનુષ કૃત્યથી કૌરવસૈન્યમાં હાહાકાર થઇ ગયો. પાંડવોના વિજયની આશા હવે સર્વને પડવા લાગી. હવે અશ્વત્થામા શું કરશે, એ વિચાર સર્વને આવવા લાગ્યો. દ્રુપદપુત્રના પ્રાણ ભયમાં આવી પડયા. પાંડવો તથા શ્રીકૃષ્ણને પણ હવે અશ્વત્થામાનો ભય જણાવા લાગ્યો. અશ્વત્થામાની દુષ્ટ વૃત્તિનું માપ શ્રીકૃષ્ણ જાણતા હતા, તેથી તેમણે હવે પાંડવોને ત્વરાથી સ્વસ્થ કરવા માંડયા.

દ્રોણનો છળથી નાશ કરવામાં આવ્યાની વાત કૃપાચાર્યે અશ્વત્થામાને કહી. પોતાના પિતાનો આમ વંચનાથી સંહાર કરવામાં આવ્યો, એમ જાણી દ્રોણપુત્ર અત્યંત ક્રોધે ભરાયા. તેમની આંખોમાં આંસુનાં પુર ઉભરાયાં; ક્રોધથી તેમનાં અંગો કંપવા લાગ્યાં. પિતાને છળથી સંહાર્યા, એ વિચાર તેમના મનમાં વારે વારે આવવા લાગ્યા. અરે, તેમને ઉન્મત્ત બનાવવા લાગ્યા! ક્રોધાગ્નિથી તેમનાં આંસુ સુકાયાં, અને તે કૃપાચાર્યને કહેવા લાગ્યા, "માતુલ, મારા પિતા યુદ્ધમાં હણાયા હોત, તો મને આટલો બધો શોક ન થાત. છળથી એમનો સંહાર કરવામાં આવ્યો છે, એ વાતજ મને ઘણું દુઃખ દે છે. મારા જેવો પરાક્રમી પુત્ર જીવતો હોવા છતાં મારા વૃદ્ધ વીર્યવાન પિતાનું શિર વંચનાથી છેદવામાં આવ્યું! ધિક્કાર છે મારા જીવતરને! ધૃષ્ટદ્યુમ્નને હવે હું છોડનાર નથી. પાંડવોને હવે હું બતાવીશ કે વંચના કરી બ્રહ્મહત્યા કર્યાના પાપનાં ફળ કેવાં મળે છે! આજે જો પાંડવોને નિઃશસ્ત્ર ન કરૂં તો મને ધિક્કાર હજો!" આમ બોલી અશ્વત્થામા સજળ નયને ભૂમિ તરફ દૃષ્ટિ રાખી વિચાર કરવા લાગ્યાઃ "પાંડવો તરફ શ્રીકૃષ્ણ જેવા મહાપુરૂષ છે, અર્જુન જેવો વિવેકી શિષ્ય છે, ધર્માત્મા જેવા યુધિષ્ઠિર છે, છતાં મારા પિતાનું આવું અપમાન કેમ થયું! શું અર્જુનની વૃત્તિ બદલાઈ હશે? ના, ના, અર્જુન એટલો બધો દુષ્ટ થઇ શકે જ નહીં. હશે, ગમે તેમ હો. પ્રથમ તો નરાધમ ધૃષ્ટદ્યુમ્નનોજ હું સંહાર કરીશ." આમ વિચાર કરી અશ્વત્થામાએ પવિત્ર થઈ જળનું આચમન લીધું, અને વિધિપૂર્વક મંત્ર-પ્રયોગથી નારાયણાસ્ત્ર પ્રકટ કર્યું. આ ભયંકર અસ્ત્ર પ્રકટ થતાં જ પૃથ્વી કંપવા લાગી, પર્વતો ફાટતા હોય, તેવો ત્રાસદાયક અવાજ સંભળાવા લાગ્યો; સર્વત્ર અંધકાર ફેલાઈ ગયો;

જ્વલંત સૂર્યનો પ્રકાશ પણ ઝાંખો પડી ગયો; અને પાંડવી સેનામાં યોદ્ધાઓનો શ્વાસોચ્છવાસ ગુંગળાવા લાગ્યો.

વૃદ્ધ અને વિદ્વાન્ આચાર્યનો વંચનાથી સંહાર થયો, તેથી અર્જુન ઘણો ખિન્ન થઈ ગયો. યુધિષ્ઠિરના સત્યવાદીપણાને માટે પણ તેને હવે માન ન રહ્યું. રાજ્યલોભ શા શા અનર્થ કરાવે છે તેનું તેને સ્પષ્ટ ભાન થવા લાગ્યું. રાજ્યલોભને લીધે જ દુર્યોધને તેમને વનમાં હાંકી કાઢ્યા હતા, રાજ્યલોભને લીધે જ તેઓ અત્યારે પોતાનાં સગાં સંબંધીઓ અને ભાઇઓ સાથે સંગ્રામ મચાવી બેઠા હતા, અને રાજ્યલોભથી જ યુધિષ્ઠિર જેવા સત્ય ચૂકયા, આવા આવા વિચારો અર્જુનને વિદ્યુત્ વેગે આવવા લાગ્યા. એટલામાં યુધિષ્ઠિર તથા અન્ય ભાઈઓ પાંડવીય સેનાને ભયમાં આવી પડેલી જોઈ ત્વરાથી અર્જુન પાસે આવ્યા, અને સૈન્યને વ્યાપેલા ભયનું કારણ પૂછવા લાગ્યા. પાર્થ બોલ્યો, "રાજન્, તમે રાજ્યના લોભથી મિથ્યા વચન બોલ્યા છો, અને બ્રહ્મહત્યા થવા દીધી, તેનાં આ પરિણામ છે. તમારા સત્યવાદી સ્વભાવને લીધે તમારો રથ પૃથ્વીથી ચાર તસુ ઉંચો રહેતો હતો, તે હવે ભૂમિનો સ્પર્શ કરવા લાગ્યો છે. તમારી આ અપકીર્તિ યાવત્ચંદ્રદિવાકરૌ ભૂમંડળમાં વ્યાપશે. અરેરે! આપણા લોભની સીમાજ નથી! લોભથી આપણે પિતામહનો નાશ થવા દીધો, અને મોહથી જ આપણે ગુરૂને હણાવા દીધા. તેઓ આપણને પિતા સમાન પૂજ્ય હતા. વળી તેમણે શસ્ત્ર ત્યજી દીધાં હતાં. આવી નિરાધાર દશામાં તેમનો સંહાર થયો, તેથી અશ્વત્થામા આનું વેર જરૂર લેશે. મને લાગે છે કે આપણા સૈન્યના ભયનું કારણ પણ અશ્વત્થામા છે."

પાર્થનાં વચનોથી ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન ઘણા ક્રોધે ભરાયા. આખરે ભીમસેન બોલ્યો, "પાંડવોને થયેલા અન્યાય આગળ આવા અન્યાયો કશા વિસાતમાં નથી. ભર સભામાં રજસ્વલા દ્રૌપદીનાં ચીર ખેંચાયાં, એથી વધારે ભયંકર અન્યાય બીજો કિયો છે? અર્જુન અત્યારે ક્લીબની માફક વાતો કરે છે. અશ્વત્થામામાં અર્જુનના સોમા ભાગનું પણ બળ નથી. છતાં આચાર્યપુત્ર જાણી અર્જુન તેની સામે યુદ્ધ નહીં કરે, તો હું એકલોજ દ્રોણપુત્રનો સંહાર કરવા શક્તિમાન છું." આમ કહી ભીમસેન ક્રોધથી ગદા ફેરવવા લાગ્યો. તેનાં અંગો કંપવા લાગ્યાં, તેની આંખો વિકાળ થઈ ગઇ, અને વારે વારે ભયંકર નાદ કરવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્ને અર્જુનનો તિરસ્કાર કરતાં કહ્યું, "અશ્વત્થામાથી ભય પામવાનું કાંઇ કારણ નથી. વળી હે પાર્થ, તમે દ્રોણના વધનો શોચ શામાટે કરો છો? દ્રોણે બ્રાહ્મણધર્મનું યથાર્થ પાલન ક્યારે કર્યું હતું? બ્રાહ્મણ ધર્મનો ત્યાગ કરી ક્ષત્રિય ધર્મનું પાલન કરનારા દ્રોણને મેં માર્યા, એમાં મે અધર્મ કર્યો નથી. દ્રોણનું મેં વધારે અપમાન ન કર્યું, તેનો મને શોચ થાય છે."

ધૃષ્ટદ્યુમ્નનાં વચનો સાંભળી અર્જુને વક્ર દૃષ્ટિ કરી 'ધિક્કાર છે તને' એમ ધૃષ્ટદ્યુમ્નને કહ્યું. અર્જુનનો શિષ્ય સાત્યકિ

પણ ધૃષ્ટદ્યુમ્નનો તિરસ્કાર કરવા લાગ્યો. આથી ધૃષ્ટદ્યુમ્ન, ભૂરિશ્રવાનું મસ્તક અધર્મથી કાપી નાંખ્યા બદલ સાત્યકિને ધિક્કારવા લાગ્યો. આ પ્રમાણે વિખવાદ વધી પડે તે પહેલાંજ કૃષ્ણે બંનેને શાન્ત પાડ્યા, અને કૌરવ સૈન્ય સ્હામે યુદ્ધ કરવા બધાને ઉત્તેજીત કર્યા.

અશ્વત્થામાએ પ્રકટ કરેલ નારાયણાસ્ત્ર ધીમે ધીમે વૃદ્ધિ પામવા લાગ્યું. નારાયણાસ્ત્રમાંથી પાંડવ સૈન્ય ઉપર અનેક તીવ્ર અસ્ત્રો પડવા લાગ્યાં. જેમ જેમ યોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા, તેમ તેમ આ અસ્ત્ર વૃદ્ધિ પામતુંજ ગયું. આ સમયે અર્જુન તટસ્થ રહી સર્વ જોવા લાગ્યો. શ્રીકૃષ્ણે સઘળા યોદ્ધાઓને યુદ્ધ નહીં કરવા સૂચવ્યું. નારાયણાસ્ત્રમાં એવું બળ હતું કે પ્રતિપક્ષના યોદ્ધાઓ જેમ જેમ યુદ્ધ કરે, તેમ તેમ તે વૃદ્ધિ પામતું જ જાય! વાસુદેવે બધા યોદ્ધાઓને શસ્ત્રો ત્યજી દેવા સમજાવ્યા; રથ, હય, અશ્વ વિગેરે વાહનો ત્યજી દેવા સૂચના કરી. જ્યારે બધા યોદ્ધાઓને શસ્ત્રો ભૂમિ ઉપર મૂકી દેતા ભીમસેને જોયા ત્યારે અવિચારથી તે ક્રોધે ભરાયો. તેને પોતાના બળ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો, તેથી તેણે વાસુદેવનું કહ્યું માન્યું નહીં. રથમાં બેસી હાથમાં ભયંકર ગદા લઈ ભયંકર નાદ કરતો તે અશ્વત્થામા તરફ ધસ્યો; આથી નારાયણાસ્ત્રની અસર એકલા ભીમસેન ઉપર થવા લાગી. ચારે પાસ બળતા અગ્નિથી તે ઘેરાઇ ગયો. અંધારી રાત્રે ઝબકતી વીજળીના ગર્ભ ભાગમાં કાળો મેઘ હોય, તેમ નારાયણાસ્ત્રથી વીંટળાયેલો ભીમસેન જણાવા લાગ્યો. અર્જુને વારૂણાસ્ત્રથી નારાયણાસ્ત્રને શાન્ત કરવા પ્રયત્ન કર્યો, પણ આ દૈવી અસ્ત્ર બીજા કશાથી શાન્ત થાય તેમ નહોતું. શ્રીકૃષ્ણને તથા અર્જુનને ભીમસેનના જીવન વિષે શંકા થવા લાગી. જ્યારે ભીમસેન ઘણોજ ભયંકર દશામાં આવી પડવાની તૈયારીમાં હતો, ત્યારે અર્જુને તથા વાસુદેવે દોડીને ભીમસેનને રથમાંથી બહાર ખેંચી લીધો.

ધીરે ધીરે નારાયણાસ્ત્ર શાન્ત થઈ ગયું, એટલે શ્રીકૃષ્ણની આજ્ઞાથી દરેક યોદ્ધો યુદ્ધને માટે તત્પર થયો. પાછાં રણવાદ્યો વાગવા લાગ્યાં, અને રણઘેલા ક્ષત્રિયો યુદ્ધ કરવા લાગ્યા. અશ્વત્થામાએ આ સમયે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો, પણ અર્જુને સ્હામું બ્રહ્માસ્ત્ર મારી તેને શાન્ત કરી દીધું. આવો ચમત્કાર જોઇ અશ્વત્થામા બોલી ઉઠયા, "અરેરે, આવાં અમોઘ અસ્ત્રો અત્યારે નિષ્ફળ કેમ થાય છે? ખરેખર, કાળ બદલાયો જણાય છે, અથવા શ્રીકૃષ્ણ પાંડવોની રક્ષા કરે છે. નારાયણાસ્ત્ર અને બ્રહ્માસ્ત્રથી તો પાંડવો સહિત સઘળું સૈન્ય બળી જવું જોઇએ. હવે આ યુદ્ધમાં કાંઈ સાર નથી." એમ કહી ક્રોધ અને નિરાશાથી દ્રોણપુત્ર રણાંગણમાંથી નિવૃત્ત થઈ ચાલ્યા ગયા.

# પ્રકરણ ૪૭ મું.

## સેનાપતિ કર્ણ–કૌરવોનો અસ્ત થતો તારો.

**ધૃતરાષ્ટ્ર**—દ્રોણના વધની કથા અને અશ્વત્થામાનું અદ્‌ભૂત પરાક્રમ સાંભળી સંજય, મને શોક ને હર્ષ બન્ને થાય છે. અશ્વત્થામાનાં દિવ્યાસ્ત્રો નિષ્ફળ થયાં, તેથી દૈવને સર્વ કાર્યમાં હું પ્રાધાન્યે ગણું છું. હાય, હાય, મારાપુત્રોનું હવે શું થશે?

**સંજય**—રાજન્, હવે શોક કરવો વૃથા છે. ભીષ્મ, દ્રોણ ને વિદુરે તમને શિખામણ આપવામાં કાંઇ બાકી રાખી નહોતી છતાં તમે પુત્રપ્રેમને લીધે વિવેકશૂન્ય બન્યા. આ બધાં તેનાં ફળ છે.

**ધૃતરાષ્ટ્ર**—સંજય, દ્રોણનો નાશ થયા પછી મારા પુત્રોની શી ગતિ થઇ તે કહે. દુર્દૈવ મારા પુત્રોની હજુ શી દશા કરશે તે સમજાતું નથી.

**સંજય**—સાગરમાં નૌકા ભાગે, એટલે નૌકામાં બેસનારા નિરાધાર દશામાં બચવાને ફાંફાં મારે તેમ દુર્યોધન દ્રોણના નાશ પછી નિરાધાર દશામાં વિજયને માટે ફાંફાં મારવા લાગ્યો. સાક્ષાત્ ભાર્ગવ પાસેથી અસ્ત્ર વિદ્યા શીખેલા ભીષ્મ માર્યા ગયા, દિવ્યાસ્ત્રના પ્રયોગ અજમાવનાર દ્રોણ જેવાનો પણ નાશ થઇ ગયો, અશ્વત્થામાનાં નારાયણાસ્ત્ર અને બ્રહ્માસ્ત્ર નિષ્ફળ નીવડયાં, છતાં દુર્યોધન વિજયની આશા રાખવા લાગ્યો. તેને પૌરૂષ ઉપર તિરસ્કાર આવ્યો, અને કેવળ દૈવને પ્રબળ માનવા લાગ્યો. પાંડવોને અલ્પ સમયમાં ચોળી નાંખે તેવા સમર્થ યોદ્ધાઓ પોતાના સૈન્યમાં હોવા છતાં પાંડવોએ આટલે સુધી વિજય મેળવ્યો હતો, એમાં પૌરૂષ કરતાં દૈવને વધારે બળવાન તે ગણવા લાગ્યો.

દ્રોણ જતાં કૌરવ સૈન્યમાં શૂન્યકાર વ્યાપી ગયો. કૌરવો નીચાં વદનો કરી પોતાના શિબિરમાં એકઠા થયા. કોઈ કોઈની સાથે બોલતું નહોતું. બધાંની આંખો આંસુથી ભરાઇ ગઈ હતી; એકમેકના સામું જોવાની પણ કોઈ હિમ્મત કરી શકયું નહીં. શોકથી ઉદ્વિગ્ન થએલા કૌરવોને અને કૌરવ સૈન્યને વિજયની ઝાઝી આશા હવે રહી નહોતી. આખરે દુર્યોધન બોલ્યો, "તમારા બળને લીધેજ મેં યુદ્ધનો આરંભ કર્યો હતો. દ્રોણ જતાં આપણને નિરાશા થઈ છે. હવે જય થાય કે પરાજય થાય, તે ન જોતાં બધા એક નિશ્ચયથી યુદ્ધ કરવા મંડી પડો! ધનંજય સિંહની માફક આપણને ડરાવે છે, પણ હવે કર્ણ તેને પહોંચી વળશે. કર્ણ દિવ્યાસ્ત્રોથી યુદ્ધ કરશે, એટલે પાંડવો એના સ્હામા ટકી શકવાના નથી. માટે તમે બધા ધૈર્ય ધરીને યુદ્ધમાં આગળ આવો."

અશ્વત્થામા પણ બોલ્યા, "સ્વામિભક્તિ,

દેશ અને કાળનો વિચાર, બળ અને નીતિ એ ચાર સાધનો અર્થ સાધનારાં હોય છે. આ ચારે સાધનોથી દૈવ બળવત્તર બને છે. આપણે ત્યાં સ્વામિભક્ત વીરો ઘણા છે. દેવ જેવા બળવાન યોદ્ધાઓ છે, નીતિકુશળ વીરનરો આપણા સૈન્યમાં છે, તો પછી હે રાજન્, કોઈને પણ નિરાશ થવાનું શું કારણ છે? માટે હવે કર્ણને સેનાપતિ બનાવો. એ જ શત્રુસૈન્યનો નાશ કરશે. ”

આચાર્યપુત્રનાં વચનો સાંભળી દુર્યોધન અને તેના વીર યોદ્ધાઓને ઘણી ધીરજ આવી. જે કામ ભીષ્મ દ્રોણ જેવા ન કરી શક્યા, તે કામ કર્ણ કરી શકશે, એવી આશાથી તેના અંતઃકરણને આશ્વાસન મળ્યું. દુર્યોધને કર્ણને કહ્યું, “ કર્ણ, હું તારૂં બળ જાણું છું. વળી મારા ઉપર તું ઘણો સ્નેહ રાખે છે, તોયે હું તને હિતનું વચન કહું છું તે સાંભળ. દ્રોણ અને ભીષ્મ હણાઇ ગયા છે, તો હવે તું જ સેનાપતિ થા. એ બંને સેનાપતિઓ વૃદ્ધ હતા, વળી તેમને અર્જુન ઉપર પક્ષપાત હતો, તેથી તેઓ અત્યાર સુધી મૃદુ યુદ્ધ કરતા હતા. હવે તુંજ પાંડવોનો સંહાર કરી નાંખ.તને જોઈનેજ પાંડવો રણભૂમિ ત્યજી ચાલ્યા જશે, પાંચાલો અને વિરાટનાં સૈન્યો પલાયન કરી જશે. સૂર્ય પોતાના તેજથી અંધકારનો નાશ કરે, તેમ તું પણ પાંડવ સૈન્યનો નાશ કરી નાંખજે. ”

દુર્યોધનનાં વચન સાંભળી કર્ણ બોલ્યો, “રાજન્, હું તમારો સેનાપતિ થઈશ, અને પાંડવોને રણમાં હરાવીશ. મહારાજ, તમે શાન્ત થાઓ. આજે પાંડવોને હણાયા જ સ્હમજજો.” કર્ણનાં વચન સાંભળી દુર્યોધને તેનો સેનાપતિ-પદે અભિષેક કર્યો, એટલે કૌરવ-સૈન્યમાં રણવાદ્યો વાગવા માંડયાં, અને ચારે પાસ હર્ષનાદ થઇ ગયો. કર્ણને સેનાપતિ બનેલો જોઇ તથા તેનો ઉત્સાહ જોઈ ભીષ્મ અને દ્રોણના વધની વાત કૌરવસૈન્યે વિસારે પાડી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં કર્ણે મકરવ્યૂહ રચ્યો, અને યોદ્ધાઓને યોગ્ય સ્થળે ગોઠવ્યા. કૌરવોનો મકર-વ્યૂહ જોઇ પાંડવોએ અર્ધચંદ્ર વ્યૂહ રચ્યો. વ્યૂહ રચના સમાપ્ત થઇ, એટલે બન્ને પક્ષે વાદ્યો વગાડવા માંડયાં, અને યુદ્ધનો આરંભ થયો. પ્રથમ તો ભીમસેન અને અશ્વત્થામા સ્હામસ્હામે આવ્યા, પણ અશ્વત્થામાએ ભીમસેનને અકળાવી નસાડી મૂક્યો, અને અર્જુનને કહ્યું, “ અર્જુન, જો તું મને પૂજ્ય ગણતો હોઉં, ને મારૂં આતિથ્ય કરવા ઉત્સુક હોઉં, તો મારી સાથે યુદ્ધ કર. ” અશ્વત્થામાનાં આવાં વચન સાંભળી અર્જુને શ્રીકૃષ્ણને સૂચના કરી પોતાનો રથ એમની સ્હામે હંકાવ્યો. અર્જુનને પોતાની સ્હામે આવતો જોઇને આચાર્ય-પુત્રે શ્રીકૃષ્ણને બાણોથી વીંધી નાંખ્યા. અર્જુને ક્રોધ કરીને અશ્વત્થામાનું મહાઘોર ધનુષ્ય છેદી નાંખ્યું, પણ નિમેષમાત્રમાં બીજું ધનુષ્ય લઈ દ્રોણાત્મજે અર્જુનને અનેક બાણોથી ઘેરી નાંખ્યો. જેમ જેમ અર્જુન અને માધવ બાણોથી છવાઇ જવા માંડયા, તેમ તેમ અશ્વત્થામા નીચતો બતાવી હર્ષથી



દુર્યોધને કર્ણનો સેનાપતિપદે અભિષેક કર્યો

 

નાદ કરવા લાગ્યા, એટલે અર્જુન બોલ્યો, "માધવ, જુઓ આચાર્ય-પુત્રનું દૌરાત્મ્ય! પણ હવે એમને પણ હું મારૂં સામર્થ્ય બતાવું છું." એમ કહી અર્જુને દ્રોણપુત્રનાં બાણોના કડકા કરી નાંખ્યા, અને મહા ભયંકર તીક્ષ્ણ બાણો મારી અશ્વત્થામાને ઢાંકી દીધા. અશ્વત્થામા જીવે છે કે નહીં, તે વિષે યોદ્ધાઓને સંશય થવા લાગ્યો. છેવટે અર્જુને આચાર્યપુત્રને નિરાધાર બનાવી દીધા, એટલે અશ્વત્થામા અર્જુન સ્હામેથી ખસી ગયા.

હવે અર્જુન સંશસકોના નાશને માટે તે તરફ વળ્યો. શ્રીકૃષ્ણે અર્જુનને ત્વરા કરવા ચેતાવ્યો, તથા કેવળ ક્રીડાથીજ યુદ્ધ કરવું રહેવા દઇ જેમ બને તેમ ઝડપથી વિજય પ્રાપ્ત કરવા સૂચના કરી. અર્જુને કૃષ્ણનું કહેવું માન્ય કરીને જોતજોતામાં દિવ્ય અસ્ત્રોથી સંશસકોનો સંહાર કરી નાંખ્યો. આવો ભયંકર સંહાર થતો જોઇ માધવ બોલ્યા, "અર્જુન, જોયો આ ભરતભૂમિનો ક્ષય! આ બધું દુષ્ટ દુર્યોધનને લીધે જ થયું છે. પાર્થ, જો, આંહી રાજાઓનાં માથાંનો ઢગલો દેખાય છે; આ હાથ અને પગ છિન્નભિન્ન પડયા છે! આંહી ખોપરીઓ, આંતરડાં, અને માંસની પીશીઓ પડયાં છે! આખી પૃથ્વી માંસ અને મેદથી ભરાઈ ગઈ છે, અને રથનાં ચક્રો કીચડમાં ખુંપી જાય છે."

આમ વાત થતી હતી, એટલામાં અચાનક કૌરવસૈન્યમાં જયજયકારનો નાદ થયો. અશ્વત્થામાએ પાંડય રાજાને ભયંકર યુદ્ધ કરીને મારી નાંખ્યો હતો, તેથી અર્જુને ત્વરાથી અશ્વત્થામા પ્રતિ આક્રમણ કર્યું. પુનરપિ અશ્વત્થામા અને અર્જુન સ્હામસ્હામા આવ્યા.

આ સમયે કર્ણના ઝપાટામાં નકુળ આવ્યો હતો. કુંતિને આપેલા વચનની ખાતર જ કર્ણે તેને જીવતો જવા દીધો. નકુળ શરમાઇને યુધિષ્ઠિર તરફ ચાલ્યો ગયો. આ સમયે યુધિષ્ઠિર અને દુર્યોધન સ્હામ સ્હામે આવી ગયા. યુધિષ્ઠિરે ઘણાં બાણો મારી દુર્યોધનને ઉંધે મસ્તકે રથ-માંથી નીચે ઢાળી પાડયો. થોડી વારમાં સ્વસ્થ થઈ અતિ કોપથી દુર્યો-ધન યુધિષ્ઠિરને મારી નાંખવાનો સંકલ્પ કરી તેમના તરફ ધસ્યો. યુધિષ્ઠિરે દુર્યોધનનું ધનુષ્ય છેદી નાંખ્યું, એટલે દુર્યોધને મહાન શક્તિ યુધિષ્ઠિર ઉપર નાંખી, પણ યુધિષ્ઠિરનાં બાણોથી શક્તિ અફળ ગઇ, ત્યારે દુર્યોધન ગદા લઈ ધાયો. પણ યુધિષ્ઠિરે ભયંકર શક્તિ મારી તેને મૂર્છાવશ કરી નાંખ્યો. તેને મારી નાંખવાને યુધિષ્ઠિર આગળ વધતા હતા, એટલે ભીમસેને કહ્યું, "રાજન્, તમે એનો પ્રાણ ન લેશો." ભીમસેનનાં વચનને માન્ય રાખી યુધિષ્ઠિર પાછા વળ્યા. દિવસ પૂર્ણ થતાં યુદ્ધ વિરામ પામ્યું અને સહુ સૈનિકો પોતપોતાને સ્થાનકે શ્રમ ઉતારવા પાછા ફર્યા.

બીજે દિવસે સૂર્યનારાયણ રક્તવર્ણા થઇ નભમાં પ્રકાશવા લાગ્યા. યુદ્ધ-ભૂમિના રૂધિરના છાંટા આકાશમાં ઉડયા હોય તેમ આકાશ પણ લાલ થઇ ગયું હતું. સ્હવાર પડતાં જ કર્ણ દુર્યોધન પાસે જઈ કહેવા લાગ્યો, "આજે હું અર્જુનને હણીશ, અથવા હું

હણાઇ જઇશ. હજુ સુધી મારો ને અર્જુનનો સમાગમ થયો નથી. આજે ચોક્કસ હું અર્જુન સાથે જ યુદ્ધ કરીશ. આજે અર્જુનને હણ્યા વિના હું યુદ્ધ-ભૂમિ ઉપરથી પાછો આવવાનો નથી. ભાર્ગવનું વિજય નામનું ધનુષ્ય મારી પાસે છે, અને આ ધનુષ્ય ગાંડીવ કરતાં અધિક હોવાથી હું અર્જુનને પહોંચી વળીશ. પણ રાજન, મારે એક ખોટ છે. અર્જુનને કૃષ્ણ જેવો સારથિ છે, અને મારે તેવો બાહોશ સારથિ નથી. આપણા સૈન્યમાં કૃષ્ણની બરોબરી કરે તેવો માત્ર એક શલ્ય છે. શલ્યનું હયજ્ઞાન ઉત્તમ પ્રકારનું છે, બાહુ-વીર્યમાં મદ્રરાજ જેવો બીજો કોઇ નથી. તેથી જો શલ્ય મારો સારથિ થાય તો હું અર્જુન કરતાં ઉત્તમ ગણાઉં." કર્ણનું કહેવું સાંભળી દુર્યોધન એકદમ શલ્ય પાસે ગયો, અને પ્રણામ કરીને કહેવા લાગ્યો, "મદ્રેશ્વર, આટલા બધા સિંહ જેવા રાજાઓમાંથી કર્ણ તમને સારથિ તરીકે પસંદ કરે છે. હું તમને પ્રણામ કરીને કહું છું, લળીલળીને કહું છું કે તમે કર્ણના સારથિ બનો. તમે વાસુદેવની બરોબરી કરી શકો તેવા છો. તમારા વિના અન્ય કોઇ વાસુદેવની તુલનામાં આવી શકે તેમ નથી. તમે સારથિ થશો તો કર્ણ અજેય થશે."

દુર્યોધનનાં વચન સાંભળી શલ્યને ઘણો ક્રોધ ચઢયો. તેણે ભૃકુટિ ચઢાવી વારેવારે હસ્ત વીંઝવા માંડયા. તેનાં નેત્રો લાલ થઇ ગયાં. તેનું આખું શરીર કોપથી કંપવા લાગ્યું. તે બોલ્યો, "ગાંધારીપુત્ર, શું તું મારૂં અપમાન કરવા આવ્યો છે ? મને સારથિ થવાનું કહેતાં તને લાજ નથી આવતી ? કર્ણને મારાથી અધિક ગણીને તેની પ્રશંસા કરે છે ? યુદ્ધમાં મારા સમાન રાધેયને હું ગણતો જ નથી. હું એકલોજ બધા પાંડવોને પૂરો પડું તેવો છું. હૃદયમાં અભિમાન રાખી મારા જેવા સાથે વર્તતાં તું વિચાર કર." દુર્યોધન શલ્યનાં વચનોથી લગારેય ક્રોધે ભરાયો નહીં. તેને અત્યારે પોતાનો સ્વાર્થ સાધવાનો હતો. આવે પ્રસંગે તેનો ક્રોધ તેનોજ નાશ કરે તેમ હતું, તેથી વખત વિચારી તેણે શલ્યને પ્રણિપાતોથી વિનવવા માંડયો, અને મધુર વાકયોથી કહેવા લાગ્યો, "મદ્રરાજ, કર્ણ તમારાથી અધિક છે, એમ હું કે કર્ણ માનતા જ નથી. તમે તો સાક્ષાત્ વાસુદેવ જેવાજ છો. માટેજ કર્ણ તમારી યાચના કરે છે. ધનંજયથી જેમ કર્ણ અધિક છે તેમ તમે વાસુદેવથી અધિક છો, એમાં સંશય છે જ નહીં. તમે સારથિ થશો, તો જ કર્ણ અર્જુનને જીતી શકશે, અને એ જયની કીર્તિ પણ તમને જ મળશે." દુર્યોધનનાં આવાં મીઠાં વાકયોથી રીઝાઇને શલ્યે કહ્યું, "રાજન, હું તારા ઉપર પ્રસન્ન થયો છું. જા, હું કર્ણનો સારથિ થઇશ !"

શલ્યની પ્રતિજ્ઞાથી પ્રસન્ન થઇ દુર્યોધન હરખાતો હરખાતો કર્ણ પાસે આવ્યો, અને શલ્ય સાથે થયેલો બધો સંવાદ તેને કહી સંભળાવ્યો. શલ્ય કર્ણના શિબિરમાં આવ્યો ત્યારે કર્ણે તેને કહ્યું,

"શલ્ય, આજે મારૂં પરાક્રમ જોજો. આજે પાંડવોનો વિનાશ અને દુર્યોધનનો જય થશે." શલ્ય બોલ્યો, "કર્ણ, પાંડવોની અવગણના કર્યે તારો જય થવાનો નથી. જ્યારે તું ગાંડીવનો ટંકારવ સાંભળીશ, ત્યારે તને તારા બળનું ભાન થશે. જ્યારે તું ભીમસેનને જોઇશ ત્યારે તારો ઉત્સાહ મંદ પડી જશે. યુધિષ્ઠિરની સ્હામે તો તારાથી ઉભા રહેવાશે જ નહીં." શલ્યનાં આવાં વચનો સાંભળી કર્ણે કહ્યું, "શલ્ય, તને ક્યાં ભાન છે કે મારી આગળ વાસવ પણ ટકે તેમ નથી. તું પાંડવો તરફ રથને હાંકી જા. ભીષ્મ અને દ્રોણ મરાયા, એટલેજ હવે હું જીતવાનો છું. દુર્યોધનને માટે તો મેં મારા ભોગ અને સુખનો ત્યાગ કર્યો છે. જ્યારે દુર્યોધનને સામ્રાજ્ય મળશે ત્યારેજ હું સુખે બેસીશ." કર્ણનાં આવાં વચનો સાંભળી શલ્યે માર્મિક હાસ્ય કર્યું અને કહ્યું, "કર્ણ, તું બોલવું બંધ કર. બોલવામાં તું ભાન ભૂલતો હોઉં તેમ મને લાગે છે. નરશ્રેષ્ઠ ધનંજય ક્યાં, અને તારા જેવા કિટક ક્યાં! અર્જુન તો સુરપતિ સમાન વીર્યવાન છે. ગંધર્વોની સાથે થયેલું તારૂં યુદ્ધ સંભાર! તું તો હારીને ન્હાસી ગયો હતો ત્યારે તારૂં બળ ક્યાં ગયું હતું? વળી વિરાટ રાજાને ત્યાં યુદ્ધ થયું ત્યારે તને બે વાર હરાવી ન્હસાડી મૂકનાર અર્જુનને તેં એક વાર પણ કેમ હરાવ્યો નહીં? તારો મરણ કાળ પાસે આવેલો હોવાથીજ તું ધનંજય સ્હામે જવાની વાત કરૂં છું, એમ મને લાગે છે." મદ્રરાજનાં વચનોથી ક્રોધે ભરાઇ કર્ણ બોલ્યો, "ઠીક, ઠીક! હવે યુદ્ધ થાય ત્યારે તને સત્ય સ્હમજાશે."

"રાધેય, તને હમણાંજ સત્ય સ્હમજાશે. ધનંજયને મારવાની તારી તૃષ્ણા હમણાંજ સંતુષ્ટ થશે. તને કાર્યાકાર્યનું ભાન નથી. તું ચોક્કસ કાળના મુખમાં સપડાયો છું." કર્ણને ઉશ્કેરવાને મદ્રરાજે કહ્યું,

"મારા પોતાના બળ ઉપર આધાર રાખીને અર્જુનને હરાવવા ઇચ્છું છું. તું તો મિત્રરૂપ થઈ શત્રુનું કાર્ય સાધવા તૈયાર થયો છું તેથી ધિક્કાર છે! તારા આવા અભિપ્રાયથી હું મારો નિશ્ચય ફેરવવાનો નથી. અત્યારે ઈંદ્ર વજ્ર ઉપાડીને મારી સ્હામે આવે તોપણ હું પાછો પડવાનો નથી." કર્ણને વધારે ઉશ્કેરવાને શલ્ય બોલ્યો, "સૂતપુત્ર, જ્યારે તેજસ્વી બાણોથી અર્જુન યુદ્ધ કરશે, ત્યારે તને અર્જુનના બળની ખબર પડશે. આમ વાતો કર્યે તને અર્જુનનું બળ જણાવાનું નથી. કેસરીને બોલાવી શૃગાલ નાશ પામે તેમ તું તારા પોતાના વિનાશનેજ આવ્હાન કરે છે." કર્ણે કહ્યું, "શલ્ય, તને ગુણાગુણનો વિવેક ક્યાં છે? તું પોતેજ ગુણહીન છું એટલે તને મારા બળની ખબર નહીં પડે. અર્જુનની દરેક અસ્ત્રવિદ્યા હું જાણું છું, અને શ્રીકૃષ્ણનું સારથિપણું તને સંપૂર્ણ ખબર છે, તો પછી કહે, અર્જુન મારાથી કેવી રીતે અધિક થયો? મદ્રરાજ, હું તને એક ગુહ્ય વાત કહું છતા તે તું સાંભળ. વાસુદેવ અને ધનંજયને તીક્ષ્ણ બાણોથી હું ભેદી નાંખીશ, એ

વાત ખરી, પણ બધા વૃષ્ણી વીરોમાં શ્રીકૃષ્ણમાંજ લક્ષ્મીનો વાસ છે, સર્વ પાંડુ પુત્રોમાં ધનંજયનેજ જયશ્રી વરેલી છે. એ બંને ભેગા મળે ત્યારે તો તેમના વિજય વિષે પૂછવું જ શું ? શ્રીકૃષ્ણની સન્મુખ જો મારૂં મરણ થશે, તો હું મારી જાતને ધન્યભાગ્ય માનીશ.હું મારાં અહોભાગ્ય સ્હમજું છું કે આજે મારી સ્હામે કેશવ અને અર્જુન આવીને ઉભા રહેશે. "

કર્ણનાં વચનોથી મનમાં તેના ગુણોની પ્રશંસા કરતો શલ્ય હવે યુદ્ધ-ભૂમિ ઉપર આગળ વધવા લાગ્યો. વારે વારે તે કર્ણને ચ્હીડવવા પ્રયત્ન કરતો હતો, અને કર્ણ કોઇવાર ક્રોધથી અને કોઈવાર શલ્યના અજ્ઞાનથી હસીને ઉત્તર દેતો હતો. આખરે કર્ણે અર્જુનને શ્વેત અશ્વવાળા રથ ઉપર બેઠેલો જોયો. કપિધ્વજનો રથ મેઘના જેવો ગંભીર નાદ કરીને આગળ ધસ્યો આવતો હતો. ચક્રના ધડધડાટથી આખી પૃથ્વી કંપતી હતી. કાળા મેઘમાંથી સૌદામિની ઝળકે તેમ અર્જુનનો રથ ધળના ગોટાઓમાંથી પ્રકાશવા લાગ્યો. ગાંડીવનો ધ્વનિ સાંભળી યોદ્ધાઓ થરથરવા લાગ્યા, અને કૌરવ સૈન્ય વ્યાકુળ થવા લાગ્યું.

સૈન્યને શિથિલ થતું જોઇ કર્ણે યુદ્ધ કરવાની આજ્ઞા આપી, એટલે આખું સૈન્ય મરણીયું થઇ પાંડવ સૈન્ય ઉપર તૂટી પડયું. કર્ણે પ્રથમ યુધિષ્ઠિર ઉપર આક્રમણ કર્યું. યુધિષ્ઠિરે કહ્યું, " કર્ણ, ઉભો રહે, ઉભો રહે, આજે તારાં કૃત્યોનો બદલો લેતો જા. " આમ કહી ક્રોધથી તીક્ષ્ણ બાણો ફેંકી કર્ણને સેંજમાં મૂર્છિત કરી નાંખ્યો. આ વખતે કૌરવ સૈન્યમાં હાહાકાર થઈ ગયો. કર્ણના પ્રાણ લેવાનું કાર્ય અર્જુનને માટે રાખી યુધિષ્ઠિરે સૈન્યનો સંહાર કરવા માંડયો. પણ એટલામાં સ્વસ્થ થતાંજ કર્ણ વળી પાછો સ્હામો આવ્યો. કર્ણે યુધિષ્ઠિરનું કવચ ભેદી નાંખ્યું, અને યુધિષ્ઠિરને પકડવા તત્પર થયો એટલે શલ્ય બોલ્યો, "કર્ણ, રહેવા દે ! રહેવા દે ! આ યુધિષ્ઠિરને પકડવામાં તું જ ભસ્મીભૂત થઇ જઇશ. " શલ્યના વચનને માન આપી કર્ણે યુધિષ્ઠિર ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો, અને.યુધિષ્ઠિરને એવા ઘાયલ કરી નાંખ્યા, કે તેમને રણ ઉપરથી પાછા ફરવાની જરૂર પડી.

એક પાસ અર્જુનના ગાંડીવનો ઘોર ધ્વનિ સંભળાતો હતો, ત્યારે બીજીપાસ ભીમસેનની ભયંકર ગદાના પ્રહારો સંભળાતા હતા. વળી અશ્વત્થામા અને કર્ણનાં બાણોના સમસમાટથી આખા વાતાવરણમાં ભ્રમરોના ગુંજારવની માફક અવાજો થયાં કરતા હતા. અશ્વત્થામાએ પાંડવ સૈન્યમાં કેર વર્તાવી મૂકયો, પણ અર્જુન હજુ અશ્વત્થામા સાથે રમત કરતો હતો, તે જોઈ કૃષ્ણે કહ્યું, " અર્જુન, આ ક્રીડાનો સમય નથી. ગુરૂપુત્ર ધારીને અશ્વત્થામાની ઉપેક્ષા કરવામાં લાભ નથી. હાલ તો તું ભયંકર યુદ્ધ કર. " અર્જુને વાસુદેવની આજ્ઞા માથે ચ્હડાવીને ભયંકર સંહાર કરવા માંડયો. કર્ણે પણ પાંડવ સૈન્યનો નાશ કરવામાં મણા રાખી

નહીં. સૈન્યમાંથી વારેવારે 'માર્યા, માર્યા, મારો, મારો' ના પોકારો સંભળાતા હતા. આ વખતે અર્જુને યુધિષ્ઠિરને ન દીઠાથી વાસુદેવને કહ્યું, " કેશવ, ત્યાં કર્ણે ત્રાસ વર્તાવવા માંડયો છે. પણ યુધિષ્ઠિરનો રથ કેમ જણાતો નથી ? શું તેઓ પકડાઈ ગયા હશે ? અથવા શું તેમનો નાશ થયો હશે ! " આમ ચિંતા થવાથી અર્જુને અશ્વત્થામાને પડતા મૂકી યુધિષ્ઠિરને શોધવા પોતાનો રથ પાછો ફેરવવા કેશવને વિનંતી કરી. અશ્વત્થામા અર્જુનને જવા દે તેમ ન્હોતું. આ સમયે અર્જુને રહી જઈને મહા ભયંકર યુદ્ધ કર્યું, અને તેણે અશ્વત્થામાને યુદ્ધભૂમિ પરથી પલાયન કરવાની ફરજ પાડી.

જ્યારે ભીમસેનની સાથેના યુદ્ધમાં કર્ણ ના ફાવ્યો, ત્યારે તેણે ભાર્ગવાસ્ત્રનો ઉપયોગ કર્યો, એટલે પાંડવ સૈન્યમાં યોદ્ધાઓ ટપોટપ મરવા લાગ્યા, સૈન્ય પલાયન કરવા લાગ્યું, અને સર્વત્ર હાહાકાર થઈ ગયો. ભીમસેને મહા મહેનતે સૈન્યને ન્હાસતું અટકાવ્યું. ભાર્ગવાસ્ત્ર જોઈ અર્જુને શ્રી કૃષ્ણને કહ્યું, " કેશવ, કર્ણનો પ્રતાપ તો જુઓ. ભાર્ગવાસ્ત્રથી આપણા સૈન્યનો સંહાર કરે છે. સૂતપુત્રને હઠાવવો અત્યારે ભારે થઇ પડે તેમ છે. " કૃષ્ણે અર્જુનને ધીરજ આપતાં કહ્યું, " અર્જુન, તું બ્હીતો નહીં. તું અવશ્ય કર્ણનો વધ કરી શકીશ. "

ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, વિગેરે મહારથીઓ કર્ણની સ્હામે તુમુલ યુદ્ધ ચલાવી રહ્યા હતા, તેથી સૈન્યને પડતું મૂકીને અર્જુન યુધિષ્ઠિરને મળવા તેમના શિબિરમાં ગયો. આ સમયે અર્જુનના રથનાં ચક્રો લોહીથી અને માંસથી ખરડાયેલાં હતાં. બાણોની પીડાથી કંટાળી યુધિષ્ઠિરે પૂછ્યું, " પાર્થ, તમને બન્નેને હું સ્વાગત આપું છું. કર્ણે મારી આ દશા કરી છે તે તું જો. જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં કર્ણ જોવામાં આવે છે. ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યથી જે પીડા મને નહોતી થઈ, તે પીડા આ કર્ણે કરી છે. મારે રાજ્ય લઇને શું કરવું છે ? મારે હવે જીવીને પણ શું કરવું છે ? પણ હે પાર્થ, હું મારા રાજ્યનો અને જીવનનો ત્યાગ કરૂં તે પહેલાં તું મને કહે, કે કર્ણ હણાયો કે નહીં ? શું તું કર્ણથી ડરીને આંહી ન્હાસી આવ્યો છે ? યુદ્ધમાં તારી સ્પર્ધા કરવાને અભિલાષા રાખતો કર્ણ શું હજુ પાંડવસૈન્યમાં કેર વર્તાવી રહ્યો છે ? કૃષ્ણાનું અપમાન કરનાર અને આપણને તુચ્છ લેખનાર કર્ણ શું હજુ પણ જીવતા છે ? "

ધર્મરાજનાં વચન સાંભળી અર્જુન બોલ્યો, " હજુ સુધી તો હું અશ્વત્થામા સાથે યુદ્ધમાં રોકાયો હતો. આચાર્યપુત્રે મને ઘણો ગભરાવી મૂકયો. વાસુદેવને પણ તેણે મુંઝવી નાંખ્યા. પણ એટલામાં તમને ઘવાયેલા સાંભળી તમારી કુશળતા જોવાનેજ હું આંહી આવ્યો છું. કર્ણ હજુ જીતાવાનો બાકી છે. " અર્જુનનાં વચનો સાંભળી યુધિષ્ઠિરને ઘણો ક્રોધ ચ્હડયો. કર્ણનાં બાણોથી તેમને અસહ્ય વેદના થતી

હતી, એટલે તેમનો ક્રોધ પણ નિર્મર્યાદ થઈ ગયો. તેમણે કહ્યું, “ અર્જુન, તું ભીમને કાળના મુખમાં મૂકીને કર્ણથી બ્હીઈને આંહી નથી આવ્યો ને ? દ્વૈતવનમાં તું બોલ્યો હતો કે ‘કર્ણને હું હણીશ’ એ વચન તું કેમ અસત્ય કરવા બેઠો છું ? શું દેવોનાં વાક્યો પણ અફળ થશે ? મારા જીવતરને ધિક્કાર છે કે હું કર્ણના ઝપાટામાં આવ્યો. પાર્થ, તારો પુત્ર અભિમન્યુ કે ભીમસેનપુત્ર ઘટોત્કચ હોત તો મારી આ દશા ન થાત. તારા હાથમાં ગાંડીવ છે, તારો સારથિ કેશવ છે, તારી ધજામાં વાનર છે. પણ તે બધું શા કામનું ? તારૂં ગાંડીવ તું હવે કેશવને આપી દે, એટલે એજ કર્ણને મારી નાંખશે. જો રાધેયને જીતવાની તારામાં શક્તિ ન હોય, તો તારૂં ગાંડીવ તું બીજા કોઇને આપીદે. હવે તું કેશવનો સારથિ જ થવાને લાયક છું. તું પૃથાના ગર્ભમાં ન આવ્યો હોત, તોજ ઠીક. હતું. સંગ્રામમાંથી પલાયન કરવા કરતાં તું પૃથાપુત્ર ન કહેવાયો હોત તો યોગ્ય થાત.”

આજે યુધિષ્ઠિરને આમ બોલતા જોઇ અર્જુનને ઘણી નવાઈ લાગી. જ્યારે યુધિષ્ઠિરે કહ્યું કે ‘ગાંડીવ બીજાને આપી દે’ ત્યારે તો અર્જુનના ક્રોધનો પાર રહ્યો નહીં. તેણે તરવાર ઉપર હાથ મૂક્યો. તે જોઈ શ્રીકૃષ્ણે તેનો અભિપ્રાય જાણી લીધો અને તેને કહ્યું, “ આ અસિને તું વારે વારે કેમ બહાર કાઢે છે ? તું યુધિષ્ઠિરને કુશળ જોવા આવ્યો હતો, તો હવે ચાલ સંગ્રામમાં, અને ત્વરાથી કર્ણનો વધ કરી પાછો વળ. તને ચિત્તભ્રમ તો નથી થયો ને ? ”

કેશવનાં વચન સાંભળી અર્જુન બોલ્યો, “ બીજાને ગાંડીવ આપી દેવાનું જે કહે તેનો શિરચ્છેદ કરવો એવી મારી પ્રતિજ્ઞા છે. આ રાજા એવુંજ બોલ્યા છે, એટલે મારે એમનો વધ કરી મારી પ્રતિજ્ઞા પાળવી જ પડશે.” આમ કહી અર્જુન ખડ્ગ લઈ યુધિષ્ઠિર તરફ ધાયો, એટલે કેશવે પાછળથી અર્જુનનો હાથ પકડી તેને ઘોર કૃત્ય કરતાં અટકાવ્યો, અને કહ્યું, “ ધિક્કાર છે, ધિક્કાર છે, પાર્થ ! તને આવો સંરંભ ક્યાંથી થાય છે ? તને ધર્મ અધર્મની ખબર નથી, અકાર્ય અને કાર્યમાં તને વિવેક નથી. જયેષ્ઠ ભાઇને અને તેમાંયે રાજાને હણવાની તારી અનાર્ય ઇચ્છા તારો અધ:પાત કરાવશે. તું અનાર્ય છું. બાળપણમાં લીધેલાં વ્રત એ મૂર્ખાઇનું ચિન્હ છે. ધર્મનું સ્વરૂપ તુ સ્હમજતો નથી. બોલ, બોલ, તારે યુધિષ્ઠિરનો વધ કરવો છે ? ”

વાસુદેવનાં વચનોથી અર્જુન તદ્દન નરમ થઇ ગયો. હવે તેને પોતાના કર્મનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે મસ્તક નમાવીને બોલ્યો, “ ગોવિંદ, મારી પ્રતિજ્ઞાનો અનુગ્રહ કરો. ધર્મરાજા રહે, અને મારી પ્રતિજ્ઞા પળે તેવો માર્ગ મને બતાવો. મારા અપરાધની મને ક્ષમા આપો. ”

વાસુદેવે કહ્યું, “ રાજા બિચારા કર્ણના બાણોથી પીડાય છે. માટે તેમણે કોપથી તને આવાં વચનો કહ્યાં છે,

છતાં જો તને તારી પ્રતિજ્ઞા પાળવાનો મમત હોય તો તું પરૂષ વાક્યો યુધિષ્ઠિરને કહે, એટલે તેં તેમનો વધ કર્યો જ ગણાશે." પછી અર્જુને કેશવનાં વચનોને માથે ચ્હઢાવીને યુધિષ્ઠિરની નિંદા કરતે કરતે કહ્યું, "રાજન, તું મને કહેવા લાયક છુ જ નહીં. ભીમસેન શત્રુને ત્રાસ આપે છે, તેજ મને કહેવાને યોગ્ય છે. તારા વડે અમે કાંઈ સુખ પામ્યા નથી. દ્રૌપદીની પાસે બેસી રહીને તું તારો સમય ગાળવા યોગ્ય છું. તારે માટે મેં ઘણા મહારથીઓને ત્રાસ આપી મારી નાંખ્યા છે. તારાથી મને કાંઇ સુખ મળ્યું જ નથી. તું અક્ષપ્રિય હોવાથી તને રાજ્ય મળે તેમાં હું રાજી પણ નથી. અનાર્ય, દ્યૂતનું પાપ માથે વ્હોરીને તું મારા બળથી તરી જવા ઈચ્છા રાખે છે, તે ઠીક નથી. તારા દ્યૂતના વ્યસનને લીધે જ આ ભયંકર સંહાર થઈ રહ્યો છે. હવે ક્રૂર વાક્યો બોલી તારૂં મંદભાગ્ય ન બતાવીશ."

યુધિષ્ઠિરને આટલું કહ્યાથી અર્જુનને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેને હવે પોતાનું જીવન અકારૂં લાગવા માંડ્યું. તે પોતાનો જ વધ કરવા તૈયાર થયો, એટલે શ્રીકૃષ્ણે તેને તેમ કરતાં અટકાવ્યો, ને કહ્યું, "આત્મહત્યા સમાન કોઈ પાપ નથી. અર્જુન, તને આવી અનાર્ય વૃત્તિ ક્યાંથી ઉદ્ભવી?" આખરે ઉપાય બતાવતાં શ્રીકૃષ્ણે કહ્યું, "આત્મપ્રશંસા એ આત્મઘાત બરાબર છે, માટે પાર્થ, તું આત્મપ્રશંસા કર, એટલે તે તારો ઘાત કર્યો જ કહેવાશે." વાસુદેવના કહ્યાથી અર્જુને પોતાના બાહુબળની, પોતાનાં પૂર્વ પરાક્રમની વાતો પ્રશંસા રૂપે કહેવા માંડી. અને આખરે મન શાન્ત થતાં ચુપ થઈ ગયો. પછી તેણે યુધિષ્ઠિરના અંકમાં માથું મૂકી દીધુ, અને સજળ નયને તેમની ક્ષમા યાચી. યુધિષ્ઠિરે પાર્થને છાતીસરસો ચાંપ્યો અને કહ્યું, "ભાઈ, તે સત્ય જ કહ્યું છે. મારે રાજ્ય જોયતું જ નથી. માત્ર ભીમસેન રાજ્યને માટે લાયક છે. મારા વિના તમે સુખમાં અવશ્ય રહી શકશો. હું તો હવે વનમાં જ રહેવા ઇચ્છું છું." આમ કહી ઘવાયેલું શરીર હોવા છતાં યુધિષ્ઠિર વનમાં જવાને તૈયાર થયા. પણ કેશવની સમજુતથી આખરે અર્જુનને તેમણે આશીર્વાદ આપ્યો, અને અર્જુન કર્ણનો સંહાર કરવા રણભૂમિ તરફ ચાલ્યો.

રણભૂમિ આ સમયે ઘણી ભયંકર દેખાતી હતી. માંસ, મેદ અને રક્તથી આખી ભૂમિ ઢંકાઇ ગઇ હતી. મૃત શરીરો, તેમજ શરીરનાં છુટાં છુટાં અવયવો, અને વિવિધ જાતનાં શસ્ત્રો આમ તેમ રખડતાં પડયાં હતાં. મરતાં જાનવરોના આર્ત સ્વરો, અને મરતા યોદ્ધાઓની કારમી ચીસોથી રણાંગણ ગાજી ઉઠતું હતું. વારે વારે સૈન્યમાંથી 'મારો મારો' ના નાદો, તેમજ શસ્ત્રોના ખખડાટ, અને પ્રહારોના અવાજ સંભળાતા હતા. ભીમસેને આ સમયે કૌરવ સૈન્યમાં હાહાકાર ફેલાવ્યો હતો. આખે શરીરે રૂધિરથી ખરડાયેલો

ભીમસેન પોતાની સ્હામે જે કોઈ આવતું તેનો સંહાર કર્યે જ જતો હતો.

અર્જુનને ખોળતો ખોળતો કર્ણ આખરે અર્જુનની સ્હામે જ આવી ઉભો. ઘણાં વર્ષોનો સંતાયેલો વૈરાગ્નિ બંનેના દિલમાં આજે ભભૂકી ઉઠયો. એક બીજાને જોઇ બંનેયે દાંત પીસ્યા, અને ધનુષ્ય વીંઝવા માંડયું. આ સમયે કોણ કોને મારશે, તે કહેવું અશક્ય હતું, બંને સમાન બળવાન હતા, બંને અસ્ત્ર વિદ્યામાં પારંગત થયેલા હતા, અને બંને એકજ માતાની કુખમાં પાકયા હતા. તેમનાં વેર દિલમાંથી નીકળી હાથમાં આવીને વસ્યાં હતાં. પણ કર્ણ જ્યાં બાણ સ્હઢાવી અર્જુન ઉપર પ્રહાર કરે છે, ત્યાં કૌરવ સૈન્યમાં એકાએક હાહાકાર થઇ ગયો. સ્તબ્ધ થઇ કર્ણે જોયું તો ભીમસેન અને દુઃશાસન વચ્ચે દારૂણ યુદ્ધ જામ્યું હતું.

---

# પ્રકરણ ૪૮ મું.

## દુઃશાસન રૂધીરપાન–કર્ણ પડ્યો.

જન્મના વેરી કર્ણ અને અર્જુન જેમ સ્હામસ્હામા આવી ગયા હતા, તેમ બીજી પાસ દુઃશાસન અને ભીમસેન એકબીજા સાથે યુદ્ધ કરતા હતા. દુઃશાસનની સાથે યુદ્ધ કરતાં ભીમસેનને પોતાની ભયંકર પ્રતિજ્ઞા યાદ આવી. દ્રૌપદીવસ્ત્રહરણ સમયે બનેલો બનાવ તાદશ આંખ આગળ ખડો થયો, અને દુઃશાસનનો પ્રાણ લેવો એજ એકલો ઉદ્દેશ રાખ્યા વિના ભયંકર કૃત્યથી તેને રિબાવવાનો ભીમસેને નિશ્ચય કર્યો. દ્રૌપદીના કેશ ગ્રહણ કરનાર દુષ્ટ દુઃશાસનને રીબાવી રીબાવીને ભીમસેન ન મારે ત્યાં સુધી તેનું વેર શાન્ત થાય તેમ નહોતું.

દુઃશાસને પોતાનું મરણ આવી પહોંચેલું જોયું. ભીમસેનની સાથે યુદ્ધમાં પોતે કયાં સપડાયો, એમ પણ તેને લાગ્યું. પણ હવે ભીમસેન તેને છોડે તેમ નહોતો. દરેક પળે દુઃશાસન પોતાનું બળ ગુમાવતો હતો, અને ભીમસેનનું બળ પોતા કરતાં સ્હઢીયાતું લાગતાં જ ‘ હવે ભીમસેન મારી કેવી ભયંકર દશા કરશે ’ એ વિચારથીજ તે વધારે નિર્બળ થતો ગયો. આખરે ભીમસેને છલંગ મારી દુઃશાસનને ભૂમિ ઉપર ચત્તો પાટ ફેંકી દીધો, અને તેની છાતી ઉપર તે સ્હઢી બેઠો. આ વખતે ભીમસેનનો દેખાવ ક્રૂરમાં ક્રૂર રાક્ષસ કરતાં પણ વધારે વિકાળ દેખાતો હતો. તેનું આખું શરીર રૂધિર, માંસ, મેદ અને કાદવથી ખરડાયેલું હતું.

લોહીથી ભીંજાયેલા કેશના વાળ તેના લલાટ પ્રદેશને ઢાંકી દેતા હતા. તેની આંખોમાંથી ક્રોધાગ્નિ વરસી રહ્યો હતો. આખા જન્મારાનું વેર સંભારી તેણે દુઃશાસનને કહ્યું, “દુરાત્મન્, આ ભીમસેન તને પૂછે છે કે રાજસૂય યજ્ઞના અવભૃથથી પવિત્ર થયેલા યાજ્ઞસેનીના કેશ તેં કિયા હાથથી ખેંચ્યા હતા ?” મરણથી કંપતો છતાં હિંમત રાખી દુઃશાસન ભીમસેનની નીચે પડયો પડયો ખડખડ હસવા લાગ્યો, અને બોલ્યો, “પીન સ્તનોનું મર્દન કરનારા, હાથીની સુંઢ જેવા ગોળ હાથ આ રહ્યા! આ હાથથી હજારો ગાયોનાં દાન થયાં છે, અને હજારો ક્ષત્રિયોનો નાશ થયો છે. ભીમ, આનાથી જ ભર સભા વચ્ચે કુરૂ મુખ્યના દેખતાં જ દ્રૌપદીના કેશ મેં ખેંચ્યા છે!” દુઃશાસનને આમ બેધડક બોલતો જોઈ તથા હવે તેને આગળ બોલતો અટકાવી, ભીમસેન ક્રોધથી ત્રાસ પાડી બોલી ઉઠયો, “આવો, આવો! જેને દુઃશાસનને બચાવવો હોય, તે સત્વર આવો!”

ભીમસેન ક્રોધથી ચીસો પાડીને બોલતો હતો, અને તેનો દેખાવ તથા તેની ફાટી ચીસોથી સઘળા યોદ્ધાઓ કંપવા લાગ્યા. ભીમસેને દુઃશાસનના હાથ મચડીને ભાગી નાંખ્યા, અને દૂર ફેંકી દીધા. હાથ વિનાના દુઃખ પામતા દુઃશાસન સામે જોઇ ભીમસેન ખડખડાટ હસવા લાગ્યો. તેણે દુઃશાસનના મસ્તક ઉપર તેમજ તેની છાતીમાં મશાય તેટલા બળથી એ હાથે પ્રહાર કરવા માંડયા. પીડા પામતા દુઃશાસનની ચીસો સાંભળી ખુશી થતા ભીમસેને તરવાર કાઢી, અને પાકીને પોચા થઈ ગયેલા ફળને સાચવીને ધીમે ધીમે ચીરવામાં આવે, તેમ ભીમસેને તરવાર વડે ધીમેથી સંભાળપૂર્વક દુઃશાસનનું વક્ષઃસ્થળ ચીરવા માંડયું. અત્યંત વેદનાથી ભયંકર ચીસ પાડી દુઃશાસન બેભાન થઇ ગયો. વક્ષઃસ્થળ ચીરાતાં જ તેમાંથી ઉષ્ણ રૂધિરની ધારા નીકળવા લાગી. પાંચાલીને આપેલાં વચનોનું સ્મરણ કરતે કરતે ભીમસેને રૂધિરનું પાન કરવા માંડયું. “યાજ્ઞસેનિ, તારા અપમાનનું આ વેર લઉં છું!” એમ ઉન્મત્ત પેઠે બોલતો ભીમસેન ખોબે ખોબે દુઃશાસનનું રૂધિર પીવા લાગ્યો! રૂધિર પીતે પીતે ઉન્મત્ત થઈ તે બોલવા લાગ્યો, “જગતમાં સર્વ પાન કરતાં આ પાન શતધા ઉત્તમ અને રસમય છે. આવો, આવો, જુઓ. દ્રૌપદીનું અપમાન કરનારની આ દશા જુઓ.” દુઃશાસનને મરેલો જોઈ ભીમસેન બોલી ઉઠયો, “અરેરે, હવે શું કરૂં? મૃત્યુએજ દુઃશાસનનું રક્ષણ કર્યું છે.” આમ કહેતે કહેતે તેણે રૂધિર પીવા માંડયું. આ સમયે ભીમસેન સ્હામે જોવાની કોઈની શક્તિ ચાલી નહીં. તેને જોઈને જ બધા ન્હાસવા લાગ્યા, અને કહેવા લાગ્યા, “અરે! આ તો રાક્ષસ છે, મનુષ્ય નથી!” દુઃશાસનના રૂધિરથી ભીમસેને જાણે સ્નાન કર્યું હોય, તેમ તે આખે શરીરે રક્તથી

ભીંજાઇ ગયો. તેના મુખ ઉપરથી પણ રૂધિરનાં ટપકાં ગળતાં હતાં.

દુઃશાસનનું કરપીણ મૃત્યુ, ભીમસેનનું અમાનુષી કૃત્ય, અને સૈન્યમાં પડેલું ભંગાણ જોઈ દુર્યોધન ઘણો ક્રોધમાં આવી ગયો.પણ કૃપાચાર્ય તેમજ અશ્વત્થામાએ તેને ભીમસેનની સ્હામે જતો અટકાવ્યો. આ સમયે ભીમસેન દુર્યોધનનો વધ કરવા શક્તિમાન હતો. તે ઘણો ઉશ્કેરાયો હતો, તેથી અશ્વત્થામાએ આખરે તની સ્હામે યુદ્ધ કરવા માંડયું.

કર્ણ અને અર્જુનનું યુદ્ધ દેવોને વિસ્મય પમાડે તેવું થતું હતું.સૂર્યનારાયણ પોતાનાં તેજસ્વી કિરણોને સંકેલી લઇને અસ્તાચલ ઉપર યુદ્ધ જોતા ઉભા હતા. અર્જુનનું મૃત્યુ લાવવા માટે કર્ણે રૌદ્રશર ચઢાવ્યું. શલ્યે કર્ણને શિખામણ આપીને કહ્યું, "કર્ણ, તું શરસંધાન તારા શિર ઉપરથી કરજે, તેથી તારૂં શર અર્જુનની ગ્રીવા ઉપર જ પડશે." પણ શલ્ય પોતાને ખોટી સલાહ આપે છે એમ સમજી કર્ણે પોતાની રીત પ્રમાણે શર સંધાન કર્યું, અને ક્રોધથી રૌદ્ર બાણ અર્જુન ઉપર ફેંક્યું.

જ્વલંત અસ્ત્ર સરસરાટ કરતું અર્જુન તરફ ધશી આવતું હતું. 'ફાલ્ગુન માર્યો ગયો,' એમજ બધા યોદ્ધા સ્હમજવા લાગ્યા.

કર્ણના ધનુષ્યમાંથી નીકળેલા ધીકતા અંગારા સમાન તેજસ્વી બાણને વિદ્યુતના વેગથી પોતાના તરફ આવતું જોઇ માધવે અશ્વોને નીચા નમાવી દીધા, અને રથને પૃથ્વી ઉપર નમાવી દીધો. બાણ અર્જુનના કિરીટને લેદી સરસરાટ કરતું ધરતીમાં સમાઇ ગયું. આમ કર્ણનું રૌદ્રાસ્ત્ર શ્રીકૃષ્ણના ચમત્કારથી નિષ્ફળ ગયું. કિરીટહીન થયેલા અર્જુનને જોતાંજ આખા સૈન્યમાં હાહાકાર થયો. સઘળા યોદ્ધાઓને હવે અર્જુનના જીવન વિષે શંકા થવા લાગી. કર્ણના આવા પરાક્રમથી અર્જુન પણ મુંઝાઈ ગયો. પરંતુ શ્રીકૃષ્ણે તેને સાવધાન કર્યો, અને કર્ણને રૌદ્રાસ્ત્રથી મારવા સૂચના કરી. અત્યારે યુદ્ધભૂમિનો દેખાવ ઘણો ભયંકર થઇ ગયો હતો. ઠામઠામ મૃત શરીરના છુટા છુટા અવયવો પડયા હતા. અશ્વનાં કલેવરોને લીધે રથની ગતિનો વારેવારે અવરોધ થતો હતો. આવા ભયંકર સ્થાને કર્ણ અને અર્જુનનું દારૂણ યુદ્ધ જામ્યું હતું. અત્યંત કાદવને લીધે કર્ણનો રથ એક ઢોળાવ ઉપરથી ઉતરી પડયો. અને તેનું ચક્ર કાદવમાં ગળી ગયું. શલ્યે ઘણી મહેનત કરી, છતાં પણ ચક્ર બહાર આવી શક્યું નહીં. આ સમયે કર્ણ પણ રથમાંથી નીચે ઉતર્યો, અને ચક્ર બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. અર્જુનની શરવૃષ્ટિ સતત્ ચાલ્યાં કરતી હતી. સઘળા યોદ્ધાઓ એકમેકનો સંહાર કરવામાં વ્યગ્ર થયા હતા. કર્ણના દુર્ભાગ્યની કોઈને ખબર રહી નહીં. જ્યારે અર્જુનની શરધારાથી અકળાઇ જવાને લીધે ચક્ર બહાર કાઢવા કર્ણ શક્તિમાન ન થયો, ત્યારે ક્રોધથી તેની આંખમાં આંસુ આવ્યાં, અને અર્જુનને કહેવા લાગ્યો, "પાર્થ, પાર્થ, એક મુહૂર્તવાર તું થોભ. મહીતલમાં ખુંપી ગયેલા રથચક્રને હું બહાર કાઢી લેઉં, ત્યાં સુધી તું શરવૃષ્ટિ

ન કરીશ. મારા રથની જમણી પાસનું ચક્ર ભૂમિમાં ખુપી ગયેલું હોવાથી મારા આવા દુર્દૈવનો લાભ ન લેતાં તું જરા વાર બાણ મારવાં રહેવા દે. તું સત્વહીન મનુષ્ય જેવું વર્તન ન કરીશ. તું સત્વહીન નથી, તને તો શૂર પુરૂષના માર્ગનું અનુકરણ કરવું ઘટે છે. તું રણકર્મમાં પ્રખ્યાત છું. કૌન્તેય, તું સર્વ યોદ્ધાઓમાં શ્રેષ્ઠતમ છું, તેથી ધર્મયુદ્ધના નિયમોનું યોગ્ય પાલન કર! મુખ ઉપર કેશ આવવાથી જે ગભરાઈ ગયો હોય, રણવિમુખ થયો હોય, બ્રાહ્મણ હોય, બે હાથ જોડીને જે શરણે આવ્યો હોય, જેણે શસ્ત્રનો ત્યાગ કર્યો હોય, જે યાચના કરતો હોય, જેનું કવચ શિથિલ થયું હોય, જેનાં આયુધો પડી ગયાં હોય, તેવાઓના તરફ શૂર લોકો શસ્ત્ર ફેંકતા નથી. પાર્થ, તું શૂરતમ હોવાથી તારે તો આ નિયમોનું યોગ્ય પાલન કરવું જ જોઈએ. તને દિવ્યાસ્ત્રોનું જ્ઞાન છે, તું કાર્તવીર્ય જેવો બળવાન છું, વળી વેદાંત અને સર્વ ધર્મમાં પ્રવીણ છું, તેથી તને હું વિનંતી કરૂં છું કે હું રથચક્ર બહાર કાઢી લઉં ત્યાં સૂધી તું જરા યુદ્ધ બંધ કર.” આમ કહી ગભરાયેલે મોંઢે, ત્વરાથી કર્ણ રથના ચક્રને બહાર કાઢવા લાગ્યો. અર્જુને જ્યારે શરવૃષ્ટિ બંધ ન રાખી, ત્યારે ફરીથી કર્ણ બોલ્યો, “અર્જુન, આ શું કરે છે! તું રથમાં બેઠેલો હોવા છતાં હું ભૂમિ ઉપર છું તોપણ મને શા સાટે બાણો મારે છે? મને આમ વિકળ કરવો યોગ્ય નથી. વાસુદેવથી કે તારાથી હું બ્હીતો નથી, પણ તું ક્ષત્રિય પુત્ર હોવાથી તથા પ્રશસ્ત કુળમાં જન્મેલો હોવાથી હું તને ફરીથી યાચીને કહું છું કે એક મુહૂર્ત તું થોભ.”

રથમાં રહે રહે વાસુદેવે કર્ણને ઉત્તર આપ્યો, “રાધેય, ઠીક થયું કે હવે તને ધર્મ સાંભરે છે. આપત્તિમાં આવી પડેલા નીચ પુરૂષો દૈવનેજ નિંદે છે, પણ પોતાનાં કૃત્યોનો વિચાર કરતા જ નથી. એકવસ્ત્રા દ્રૌપદીને સભામાં ખેંચી લાવતાં દુર્યોધનને, દુઃશાસનને, શકુનિને અને તને ધર્મ નહોતો ભાસ્યો કે? દ્યૂત નહીં જાણનારા રાજા યુધિષ્ઠિરને સભામાં લાવી શકુનિએ છળથી હરાવ્યા, તે સમયે તારો ધર્મ ક્યાં ગયો હતો? તેર વર્ષના વનવાસને અંતે પાંડવોને કૌરવો રાજ્ય નથી આપતા તેમાં શું તને ધર્મ જણાય છે કે? ભીમસેનને વિષયુક્ત ભોજન આપતાં તને ધર્મ સાંભર્યો હતો કે? વારણાવતમાં નિદ્રાધીન થયેલા પાંડવોને જીવતા બાળવાનો પ્રપંચ તમે બધાએ રચ્યો હતો તે શું ધ હતો કે? રજસ્વલા કૃષ્ણાને દુઃશાસનના હાથમાં સોંપી ભરી સભામાં તમે હસ્યા હના એ તમારો ધમ હતો કે? ‘પાંડવો તો મરી ગયા છે, નપુસક થઈ ગયા છે, પાંડવો તો શાશ્વત નર્કવાસી થયા છે, માટે હે કૃષ્ણા, તુ અન્ય પતિને વરી લે!’ એમ કહી કૃષ્ણાને ત્રાસ આપતી વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો? એકલા અભિમન્યુને બધા મહારથીઓએ ભેગા

મળીને મારી નાંખ્યો, તે બાલહત્યા સમયે તારો ધર્મ ક્યાં ગયો હતો? તને જ્યારે તેવે સમયે ધર્મ સૂઝ્યો નથી, તો રાધેય, હવે પ્રલાપ કરવો મિથ્યા છે. હવે તો જે ધર્મ હોય તેનેજ પ્રાપ્ત કર. સૂતપુત્ર, હવે તો એ જ ધર્મ છે.' આમ કર્ણને કહી કેશવે અર્જુનને કહ્યું, "પાર્થ, કર્ણ જ્યાં સુધી રથમાં બેઠો નથી, ત્યાં સુધી તું એને દિવ્યાસ્ત્રોથી હણી શકીશ. જો એ પુનરપિ રથમાં બેસશે, તો એનો સંહાર કરવો મુશ્કેલ થઈ પડશે." વાસુદેવની સૂચનાથી અર્જુને બ્રહ્માસ્ત્રનું સંધાન કર્યું. આ સમયે કર્ણે રથચક્ર બહાર કાઢવા પોતાનામાં હતી એટલી શક્તિ એકઠી કરી, પણ તેના પ્રયાસો નિષ્ફળ ગયા. જ્યારે તેણે અર્જુનને બ્રહ્માસ્ત્ર સાંધતાં જોયો, ત્યારે ભૂમિ ઉપર રહ્યે રહ્યે બ્રહ્માસ્ત્ર નિવારવા તેણે પ્રયત્ન કર્યો. આપત્તિનાં વાદળાં વધારે ગાઢ અને ઘોર થતાં ગયાં. પોતાના ગુરૂ પરશુ-રામના શાપની અસર હવે કર્ણ ઉપર થવા લાગી હતી. તેથી બ્રહ્માસ્ત્ર નિવારવાની વિદ્યા તે વિસરી ગયો. હવે તેણે પોતાનો અંત પ્રત્યક્ષ જોયો. મૂઢ બની તે ચારે પાસ જોવા લાગ્યો. અર્જુન સામે તે એકીટસે જોઈ જ રહ્યો. તેના શરીરમાં વિકળતા ક્યારનીયે વ્યાપી ગઈ હતી.

અર્જુનનું મૂકેલું બાણ સુસવાટ કરતું આવ્યું, અને જોત જોતામાં કર્ણનું શિર છેદાઇને પૃથ્વી ઉપર પડી ગયું. કૌરવ સૈન્યમાં હાહાકાર થઈ ગયો. પોતાના પુત્રનો સંહાર થતો ન જોઇ શકાયાથી સૂર્યનારાયણ અસ્ત થઇ ગયા, એટલે આખી પૃથ્વીને અંધકાર ઘેરી વળ્યો. દિનાંતે સહસ્ત્રરશ્મિ પડી જાય, તેમ પ્રતાપી કર્ણનું શિર વસુંધરાની ગોદમાં પડયું. કર્ણનો વધ થવાથી પાર્થે અને કેશવે આનંદ ગર્જના કરી, અને પાંડવ સૈન્યે હર્ષમાં આવી ઘોર કિલકિલાટ મચાવી મૂકયો. કર્ણનો વધ થયો સાંભળી દુર્યોધન તો આભોજ બની ગયો!



# પ્રકરણ ૪૯ મું.

## દુર્યોધન પડયો.

**ધૃતરાષ્ટ્ર**—સંજય, કર્ણનો વધ થયેલો સાંભળી મારાં ગાત્રો ધ્રૂજે છે. મારા પુત્રોની આશારૂપ કર્ણ જતાં તેમને હવે હું કાળના મુખમાં સપડાયેલા જોઉં છું. દુઃશાસનનો કરપીણ વધ સંભારતાં હું ભાન ભૂલી જાઉં છું. મારી આંખે અંધારાં આવે છે. હાય! હાય! હવે મારા પુત્ર દુર્યોધનનું શું થશે?

**સંજય**—રાજન્, જ્યારથી ભરસભામાં રજસ્વલા દ્રૌપદીનાં ચીર ખેંચાયાં, ત્યારથી હું તમારા પુત્રોને કાળના મુખમાં જોઉં છું. જ્યારથી તેમણે પાંડવોને અન્યાયથી દ્યૂતમાં હરાવ્યા, ત્યારથી તેઓ કાળના મુખમાં પડયા જ હતા. તે સમયે તમે કાંઇ કરી શકયા નહીં. વિદુર, ભીષ્મ, દ્રોણ એ બધાએ તમને સલાહ આપી હતી, છતાં તમે પુત્રપ્રેમને લીધે તેમની સલાહની અવગણના કરી. હવે તેમના મરણનો શોચ કરવો વૃથા છે. રાજન્, હવે આગળ સાંભળો.

યાચકોના કલ્પવૃક્ષ સમાન, આંધળાની લાકડી માફક કૌરવોને આધારભૂત થયેલો, 'નહીં આપું' એવા શબ્દો કદીયે ન ઉચ્ચારનાર, અને કૌરવોની વિજય-આશારૂપ કર્ણ ભૂમિ ઉપર પડયો હતો, છતાં હજુ જાણે જીવતો હોય, તેમ ભાસ કરાવતો હતો. એ સૂર્ય અને કુંતિનો પુત્ર હતો, એટલે કાન્તિનું તો પૂછવું જ શું! તેના મુખ ઉપર જરાયે વિકળતા નહોતી, તેનાં નેત્રનું તેજ સ્હેજ પણ ક્ષીણ થયું નહોતું. કમળપત્ર સમાન લાલ ઔષ્ઠભાગ, તેની કાળી કાળી મુંછોના થોભીઆમાંથી, કાળાં વાદળાંમાંથી ડોકીયું કરતા અસ્ત પામતા લાલ સૂર્યની માફક પ્રકાશ મારતો હતો.

કર્ણ હણાયો એટલે પાર્થે ભયંકર હુંકાર કર્યો, કેશવે શંખ ફુંકયો, અને દુર્યોધનનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. આ બધું એક સાથેજ અને સ્હેજ વારમાં થઈ ગયું. કર્ણ હણાતાં શલ્ય રથ લઇને પાછો ફર્યો, અને પોતાના શિબિરમાં આવ્યો. દુર્યોધન પણ આંખમાં આંસુ સાથે નીચી દૃષ્ટિ રાખી શલ્ય પાસે આવ્યો. તેનું વદન ખિન્ન થઈ ગયું હતું. તેનું અભિમાન ઉન્હાળામાં ઓગળી જતા બરફ પેઠે પીગળી જતું હતું. પાંડવ સ્હામે ટકી શકે તેવો એક પણ યોદ્ધો હવે તેણે પોતાના પક્ષમાં જોયો નહીં. પાંડવોને જીતવાની આશા હવે તેને ન રહી. હવે તો માત્ર તેમનો થાય તેટલો સંહાર કરવાનો અને પાંડવોની જોડમાંથી કોઈનો નાશ કરી તેમની જોડી ખંડિત કરવાનો તેણે વિચાર

કર્યો. કર્ણ વિના તેને આખી પૃથ્વી શૂન્યકાર લાગવા માંડી. કર્ણ વિનાનું જીવવું પણ તેને અકારૂં જણાવા લાગ્યું. પોતાનો જીવનસખા કર્ણ મરાયો, એટલે પોતાની સર્વ આશા ધૂળમાં મળી ગઈ, એમ તેને લાગ્યું. આંધળાની લાકડી જતાં તેની સ્થિતિ નિરાધાર થઇ જાય છે; સતી સ્ત્રીનો પતિ નાશ પામતાં સંસારમાં પોતે એકલી અટુલી પડી ગઈ હોય તેમ તને લાગે છે, સંપૂર્ણ આશાભર્યા હૈયે પોતાની દયિતાને મળવા જતાં તેને મરણ પામેલી જોઇ પ્રણયી છોભિલો પડી જાય છે, તેવી સ્થિતિ કર્ણના નાશને લીધે દુર્યોધનની થઇ ગઇ. સર્વાંગે તે વિકળ થઇ ગયો. તેના શરીરમાં જ્વર વ્યાપ્યો હોય, તેમ ઉષ્ણતા વ્યાપી ગઇ. તેની આંખે અંધારાં આવ્યાં. દુર્યોધનને હતાશ થયેલો જોઇને કૃપાચાર્ય તેની પાસે આવ્યા, અને તેને કહેવા લાગ્યા, "ભીષ્મ ગયા, દ્રોણ પડયા, કર્ણ અને જયદ્રથ મરાયા, તારા ભાઇઓ પણ હણાઇ ગયા, દુઃશાસન પણ રોળાઈ ગયો. રાજન્, હવે તું યુદ્ધ કરવું ત્યજી દે. જેમને માટે તું રાજ્યની લાલસા રાખતો હતો, તેઓ પોતાનાં શૌર્યથી બ્રહ્મલોકમાં ગયા છે. હવે આપણા સૈન્યમાં પાંડવોને જીતે તેવો કોઈ દેખાતો નથી. ભીમસેને સભા મધ્યે જે કહેલું હતું તે હવે સત્ય થવા બેઠું છે. હવે તું તારી જાતનું રક્ષણ કર. પોતાની જાત એજ સર્વ સુખનું સાધન છે. તું જીવતો હોઇશ, તો કોઇ વખત પણ તારો સમગ્ર આવશે. હું હજુ શ્રીકૃષ્ણને અને યુધિષ્ઠિરને સમજાવીશ. તેઓ તને હસ્તિનાપુરનું રાજ્ય પાછું આપશે, અને તમે બંને સંપીને વળી પાછા સામ્રાજ્ય મેળવી શકશો. હું કાર્પણ્યથી કે પ્રાણભયથી તને આમ કહેતો નથી, પણ નિરર્થક તારા પ્રાણનો નાશ ન થાય તે માટે જ આમ તને કહું છું."

કૃપાચાર્યનાં વચન સાંભળી, ઊંડો નિઃશ્વાસ નાંખી, ઘડીવાર મૌન ધારણ કરી દુર્યોધન બોલ્યો, "કૃપાચાર્ય, તમે જે વાક્યો સુહૃદ્‌ભાવે કહ્યાં છે, તે બધાં મને રૂચતાં નથી. પાંડવોને મેં રાજ્યથી ભ્રષ્ટ કર્યા, હવે તેઓ મારો વિશ્વાસ કદાપિ કરશે કે? તેમને દ્યૂતમાં મેં છળથી હરાવ્યા, સર્વ સભાના દેખતાં પાંડવોને તુચ્છકારી પાંચાલીની લાજ લીધી, વાસુદેવ સાથે પણ અમે કપટ કરવા તૈયાર થયા; હવે અમારામાં તેમને શી રીતે શ્રદ્ધા પડે! અભિમન્યુનો વિનાશ થયા પછી અર્જુન સંધિ કેમ થવા દેશે? દુઃશાસનને મારતી વખતે ભીમસેને કાઢેલા ઉદ્‌ગારો સત્ય કર્યા વિના તે કેમ જંપશે? આ સમય સંધિનો મને લાગતો નથી. પ્રાણહાનિનો ભય રાખ્યા વિના હવે તો અંત સુધી યુદ્ધ કરવું એજ મને શ્રેયસ્કર લાગે છે." આમ કહી દુર્યોધન કૃપાચાર્ય સાથે પોતાના શિબિરમાં આવ્યો.

કૌરવ સૈન્યના અગ્રેસરો શિબિરમાં રાત્રે ભેગા મળ્યા. હવે તેમના મંડળમાં શૂન્યકાર લાગતો હતો. આ જોઈ દુર્યોધન ગળગળો થઇ ગયો. અગિયાર અક્ષૌહિણી સેનાનો પતિ નિરાધાર

દશામાં આવી ગયેલો જોઈ અશ્વત્થામાને ઘણી લાગણી થઈ ગઈ. તેમણે શલ્યને ચમૂપતિ બનાવવાની દુર્યોધનને સૂચના કરી. દુર્યોધનને માટે પ્રાણ આપીને પણ પાંડવોને હંફાવવાનું શલ્યે માથે લીધું, એટલે દુર્યોધને શલ્યનો સેનાપતિપદે અભિષેક કર્યો. કૌરવ સૈન્યમાં શંખનાદ થવા લાગ્યા, અને યોદ્ધાઓ વિકાળ નાદો કરવા લાગ્યા. કૌરવોના આ બહારના ઉત્સાહમાં કાંઈ ઉંડાણ નહોતું એમ પાંડવો હવે સારી પેઠે સમજ્યા હતા.

વૈદ્યોની સારવારથી સારા થઈ યુધિષ્ઠિરે બીજે દિવસે પ્રાતઃકાળમાં સૈન્યમાં અગ્ર ભાગે રહેવાની ઇચ્છા દર્શાવી. યુદ્ધનો આરંભ થતા પહેલાંજ શ્રીકૃષ્ણે કહ્યું, "ધર્મરાજ, આજે શલ્ય સેનાપતિ થયો છે. હવે શલ્યને તમે હણશો એટલે કૌરવો જીતાયા જ સમજજો." કૌરવોનો વ્યૂહ જોઈ યુધિષ્ઠિરે પોતાના સૈન્યને પણ યોગ્ય રીતે ગોઠવ્યું. રણવાદ્યો વાગવા લાગ્યાં, અને યુદ્ધનો આરંભ થયો.

મહાભારતના યુદ્ધનો આજે અરાઢમો દિવસ 'છેવટનોજ' હતો. કૌરવ પક્ષના યોદ્ધાઓએ કેસરીયાં કર્યાં હતાં; પાંડવ પક્ષના યોદ્ધાઓ વિજયશ્રીને ત્વરાથી વરવાને મન મૂકીને યુદ્ધ કરતા હતા. બંને પક્ષનો ઘણો સંહાર થઈ ગયો. શોણિતની ધારાઓ વહેવા લાગી. શિર વિનાનાં કબંધો હાથમાં આયુધ રાખી ઝઝુમવા લાગ્યાં. શૌર્યમાં આવેલા યોદ્ધાઓ કપાઈ જતાં જતાં ભયંકર ચીસ પાડી ભૂમિ ઉપર પડવા લાગ્યા. 'ઉભો રહે' 'ઉભો રહે', 'માર્યા માર્યા! કાપો કાપો!' આમ વિવિધ ચીસો સંભળાવા લાગી. પશુઓના આર્તનાદો, હસ્તીઓની ભયંકર ત્રાડો, આ બધાથી મહાન કોલાહલ મચી રહ્યો.

યુધિષ્ઠિર અને શલ્ય સ્હામસ્હામે આવ્યા. ધર્મરાજાએ ક્રોધ કરી મદ્રરાજના ચક્રરક્ષકોનો નાશ કરી નાંખ્યો, અને શલ્યને બાણોથી મુંઝાવી દીધો. પણ રણવીર શલ્ય એમ ગભરાઈ જાય તેવો નહોતો. તેણે ધર્મરાજાને બાણોથી અકળાવી નાંખ્યા, તે તેમનાં બાણોને અફળ કરવા લાગ્યો. ધર્મરાજાનો સારથિ તથા અશ્વો હણાયા. આ સમયે ધર્મરાજાની સહાયે સાત્યકિ આવ્યો. તેણે તોમર ફેંકી શલ્યને ઘાયલ કરી નાંખ્યો. પણ શલ્ય લગારે ડગ્યો નહીં, અને તેણે પાંડવ સૈન્યમાં ઘણો ત્રાસ વર્તાવ્યો. શનિશ્ચર ચંદ્રમાને પીડે તેમ શલ્ય યુધિષ્ઠિરને પીડવા લાગ્યો. હવે યુધિષ્ઠિરથી શલ્યનો ત્રાસ સહન થયો નહિં. શ્રીકૃષ્ણનું સ્મરણ કરી તેમણે એક જ્વલંત શક્તિ કાઢી, અને યોગ્ય મંત્રોપચાર સાથે તેને શલ્ય ઉપર ફેંકી. વીજળીના જેવી તેજસ્વી અને વેગથી આવતી તે શક્તિને જોઇ શલ્યે તેને વિફળ કરવાને ઘણા પ્રયાસો કર્યા, પણ આ દૈવી શક્તિના નિવારણની યુક્તિ શલ્યને ફાવી નહીં. શલ્યનું શિર જોત જોતામાં ઉડી ગયું અને ઝબકારા સાથે જ શક્તિ આકાશમાં જતી રહી. સર્વ યોદ્ધાઓ આ બધું જોઈને સ્તબ્ધ થઈ ગયા!

શલ્ય મરણ પામ્યો, એટલે કૌરવ સૈન્યમાં ભંગાણ પડયું. પાંડવ સૈન્ય બમણા વેગ અને ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યું. શલ્ય મરાતાં તેના યોદ્ધાઓ પાંડવ સૈન્ય ઉપર તુટી પડયા. પણ પાંચાલો યોગ્ય સમયે ત્યાં આવી પહોંચ્યા, અને શલ્યના સૈન્યના યોદ્ધામાંથી એકને પણ જીવતો જવા દીધો નહીં. પાંડવોના પરાક્રમથી ન્હાસી જતા સૈન્યને અટકાવી શકુનિ સ્હામો આવ્યો. તેણે સહદેવને પોતાના ઝપાટામાં લીધો. શકુનિને પોતાની સ્હામે આવતો જોઈને સહદેવ બોલ્યો, "દુર્યોધનના દુષ્ટ મામા, કુલાંગાર, રણમાં જરાવાર ઉભો રહેજે. તારાં પાપનાં ફળો હું તને આજે ચખાડું છું. તેંજ કૌરવોને વૈરાગ્નિમાં હોમ્યા છે. આ બધાનું કારણ તું જ છે. આજે તું રણભૂમિ ઉપર પડીશ ત્યારે હું તને છોડીશ." આમ કહી સહદેવે શકુનિને પ્રાસથી મારી નાંખ્યો.

પોતાના સૈન્યનો મહાન સંહાર થતો જોઈ દુર્યોધન પગપાળો થઇ રણસંગ્રામમાંથી કોઈ ન જાણે તેમ સહુની નજર ચુકાવી ન્હાસી ગયો. કોઈ પણ પક્ષના યોદ્ધાઓને દુર્યોધનના ગયાની ખબર પડી નહીં. રણભૂમિથી થોડે દૂર એક જળાશયન હતું, ત્યાં દુર્યોધન ગદા લઇને ગયો, અને પોતાની વિદ્યાના પ્રતાપથી જળમાં પેસી જળની ગતિને તેણે અટકાવી દીધી.

જ્યારે અર્જુન અને ભીમના મારથી કૌરવ સૈન્યનો સંપૂર્ણ ક્ષય થઈ ગયો ત્યારે અશ્વત્થામા, કૃપાચાર્ય, અને કૃતવર્મા દુર્યોધનની તપાસ કરવા લાગ્યા. તેમને લાગ્યું કે કદાચ દુર્યોધન મરી ગયો હશે. આખરે મારા* (સંજયના) કહેવાથી તેમણે દુર્યોધનને જળાશયમાં સંતાયેલો શોધી કાઢયો. તેની અવદશા જોઈ અશ્વત્થામાની આંખમાં આંસુ આવી ગયાં. તે દુર્યોધનને કહેવા લાગ્યા, "રાજન્, તમે જળમાંથી બહાર નીકળો. આપણે ચારે જણ મળીને પાંડવોને હરાવા શકીશું. જો તમે યુદ્ધમાં જીતશો તો પૃથ્વીનું રાજ્ય પામશો, નહીં તો તમને સ્વર્ગ–પ્રાપ્તિ થશે. પાંડવોના અવશેષ સૈન્યથી તમારો વેગ સહન થશે નહીં."

દુર્યોધને પાણીમાં રહ્યે રહ્યે ઉત્તર આપ્યો, "આપણે વિજય મેળવીશું, એમાં સંદેહ નથી. પણ તમે તેમજ હું આજે ઘણા થાકી ગયા છીએ, વળી આપણું સૈન્ય પણ વિખરાઇ ગયું છે. માટે આવતી કાલે સ્વસ્થ થઈ આપણે પુનરપિ યુદ્ધ કરીશું."

"રાજન્," ગળગળા સ્વરે અશ્વત્થામા બોલ્યા, "આપણે ચોક્કસ વિજય મેળવશું. હું સોગનથી કહું છું કે સોમકોનો હું અવશ્ય નાશ કરીશ. પાંચાલોને હણ્યા વિના હું મારૂં કવચ કાઢનાર નથી." આમ વાતચીત થતી હતી, એટલામાં પાંડવોને દૂરથી આવતા જોઇ અશ્વત્થામા વિગેરે ત્યાંથી ચાલ્યા ગયા, અને દુર્યોધન ચુપ થઈ જળાશયમાં સંતાઈ રહ્યો.

પાંડવોએ પણ દુર્યોધનને શોધવામાં

* સંજય ધૃતરાષ્ટ્રને યુદ્ધ વૃત્તાંત કહે છે તેથી 'મારા' શબ્દ મૂકયો છે.–લેખક.

કશી મણા રાખી નહીં, પણ તેમને કોઈ પણ સ્થળેથી દુર્યોધનનો પત્તો મળ્યો નહીં. જ્યારે તેઓ નિરાશ થઇ પોતાના શિબિરમાં બેઠા હતા, તે સમયે ભીમસેનના લુબ્ધકો ત્યાં આવી પહોંચ્યા. તેમણે અશ્વત્થામા તથા દુર્યોધનની વાતચિત સાંભળી હતી, તેથી તેમણે બધી વાત પાંડવોને કરી. ભીમસેને તેમને ઘણું ધન આપ્યું, અને હર્ષમાં આવી જઈ તે મોટી બુમો પાડવા લાગ્યો. પાંચાલોએ પણ કિલકિલાટ કરી મૂક્યો. શ્રીકૃષ્ણને આગળ કરી પાંડવો અને પાંચાલો જળાશય પાસે આવી પહોંચ્યા. દુર્યોધને પાણીમાં રહ્યે રહ્યે પાંડવોના આવવાનો અવાજ સાંભળ્યો. યુધિષ્ઠિરે જળાશય પાસે આવી શંખનાદ કર્યો, અને બોલ્યા, " જુઓ જુઓ, કેશવ, આ દુર્યોધન માયાથી જળાશયમાં પેઠો છે." કેશવે કહ્યું, "માયાવીને માયાથી હણવો જોઇએ. માયાથી જળમાં પેઠેલા દુર્યોધનને તમે માયાથી જ હણી નાંખો."

દુર્યોધનને યુધિષ્ઠિર કહેવા લાગ્યા, " દુર્યોધન, તું શા માટે જળમાં પેસી ગયો છું ? સર્વ ક્ષત્રિયોનો નાશ થઇ ગયો છે, તારૂં કુળ પણ નાશ પામ્યું છે, હવે જળાશયમાં ભરાઇને, તારા જીવનું શા માટે રક્ષણ કરે છે ? ઉઠ, ઉઠ, દુર્યોધન, બહાર આવ, અને યુદ્ધ કર. તારો ગર્વ હવે કયાં ગયો ? તારૂં શૌર્ય કયાં ગયું ? કયાં ગયા તારા કર્ણ અને શકુનિ ? તારૂં પૌરૂષ કયાં ગયું?"

દુર્યોધન બોલ્યો, " કૌન્તેય, હું પ્રાણભયથી જળમાં નથી પેઠો. પણ મારે અશ્વ નથી, રથ નથી, તેમજ કવચ નથી. વળી હમણાં હું શ્રમિત થઇ ગયો છું. તેથી આવતી કાલે હું તમારી સાથે યુદ્ધ કરીશ."

આમ કહી દુર્યોધન ગળગળો થઇ ગયો, અને ફરીથી તે બોલ્યો, "જેને માટે હું યુદ્ધ કરતો હતો તે બધા તો નાશ પામ્યા છે. વિધવા સ્ત્રીના જેવી પૃથ્વીને ભોગવવા હવે હું ઈચ્છતો નથી. તમારે રાજ્ય કરવું હોય તો કરો. હવે હું તો મૃગચર્મ ધારણ કરીશ, અને વનમાં જઇને વસીશ."

યુધિષ્ઠિરે કહ્યું, "દુર્યોધન, તું પ્રથમ જળમાંથી બહાર આવ. કાપુરૂષની માફક જળમાં રહ્યે રહ્યે બોલવાથી તું તારી નિર્બળતા સિદ્ધ કરે છે. પૃથ્વીનું દાન આપવાની તારી વૃત્તિ હવે ક્યાંથી થઇ? પહેલાં તો સોયની અણી જેટલી પૃથ્વી નહીં આપવાનો તેં નિશ્ચય કર્યો હતો. તું યુદ્ધભૂમિ ઉપરથી પલાયન કરીને આંહી વસ્યો છું, તેથી હવે તું પૃથ્વી-પતિ નથી. તને પૃથ્વીનું દાન આપવાનો અધિકાર છે જ કયાં ? શું તને ચિત્ત ભ્રમ તો નથી થયો ને ? દ્રૌપદીનુ અપમાન કરનાર, અભિમન્યુનો વધ કરનાર હવે જીવતો નહીં રહે. તને માર્યા વિના અમે રહેવાના નથી. જો તું શૂરવીર હોઉં, તો ચાલ, બહાર આવ. તારો સંહાર કરીને જ અમે રાજ્ય લેવાના છીએ."

યુધિષ્ઠિરનાં વચનોથી દુર્યોધન ક્રોધે ભરાયો. અભિમાનને લીધે તેની બુદ્ધિનો નાશ થઈ ગયો. તે ઊંડા નિઃશ્વાસ

નાંખવા લાગ્યો. પાણીમાં રહ્યે રહ્યે તે હાથ પછાડવા લાગ્યો અને તેણે યુદ્ધ કરવાનો અંતે નિશ્ચય કર્યો. તે બોલ્યો, "હું એકલો છું, ને રથ વિનાનો છું, વળી તમે બધા છો અને રથ સહિત છો. એકની સાથે બધાએ યુદ્ધ કરવું એ નીતિની વિરુદ્ધ છે. મારી પાસે કવચ નથી, વળી હું શ્રમિત થઈ ગયો છું. તેથી તમે મારી સ્થિતિનો વિચાર કરીને યુદ્ધની વ્યવસ્થા કરો."

દુર્યોધનનાં વચનો સાંભળી યુધિષ્ઠિર બોલ્યા, "દુર્યોધન, તું જ ધર્મ જાણે છે, એમ ન બોલીશ. આટલો બધો ધર્મજ્ઞ થઇને અભિમન્યુનો વધ અધર્મથી તેં કેમ થવા દીધો? જો તને અમારા બધાનો ડર લાગતો હોય, તો હું તને વચન આપીને કહું છું કે અમે બધા માત્ર પ્રેક્ષકો જ રહીશું. પાંડવોમાંથી જેની સાથે યુદ્ધ કરવાનો તું નિશ્ચય કરીશ, તે જ તારી સાથે યુદ્ધ કરશે." દુર્યોધનની અવદશાથી યુધિષ્ઠિરનું હૈયું ભરાઈ આવ્યું. તેમને હવે દુર્યોધન મરેલો જ લાગ્યો. હૃદયની વિકળતાને લીધે તે આગળ બોલ્યા, "ભાઇ, તને યોગ્ય લાગે તે જ આયુધથી તું યુદ્ધ કરજે. પાંચ પાંડવોમાંથી તું ગમે તેની સાથે યુદ્ધ કર, અને યુદ્ધમાં જો તારા પ્રતિસ્પર્ધીને હણીશ, તો તું રાજ્ય ભોગવીશ, નહીં તો તારે ધરણીતળે વાસો કરવો પડશે."

યુધિષ્ઠિરનાં આવાં વચનો સાંભળી વાસુદેવને ઘણો ક્રોધ ચઢયો. તેમણે કૌન્તેયને જરા દૂર લઈ જઇ કહેવા માંડયું, "રાજન્, તમે અનેક વાર આવું અવિચારી વર્તન કર્યું છે. તેને પરિણામે તમારા ભાઇઓ અને દ્રૌપદી દુઃખી થયાં છે. આ સમયે પણ તમે કેવળ અવિચારી સાહસ કર્યું છે. તમને ખબર છે કે નકુળ અને સહદેવને તો દુર્યોધન જોતજોતામાં મારી શકે તેમ છે? અરે, તમે પોતે જ તેની સાથે યુદ્ધમાં ફાવી શકો તેમ નથી! ગદાયુદ્ધમાં દુર્યોધન અર્જુન અને ભીમસેન સમાન છે. આમજ તમે રાજ્ય ખોઈ દીધું છે. ધિક્કાર છે! પાંડુ-કુંતીની સંતતિ રાજ્ય ભોગવવાને માટે નિર્માઇ જ નથી! તમે તો વનમાં રહીને ભીખ માગવાને જ સરજાયા છો! ધિક્કાર છે!"

યુધિષ્ઠિરનાં વચનોથી પ્રેરાઈ દુર્યોધન જલમાંથી બહાર નીકળ્યો. તે સમયે તેના હાથમાં ગદા હતી, તેના શરીરમાં વ્રણો સ્પષ્ટ દેખાતા હતા. તે શ્રમિત થયો હોય તેમ લાગતો હતો. તેને બહાર આવેલો જોઇ ભીમસેને તિરસ્કારયુક્ત હાસ્ય કર્યું. આથી અત્યંત ક્રોધને લીધે ગર્વથી ભાન ભૂલી દુર્યોધને ભીમસેનનેજ પોતાનું બળ બતાવવાનો વિચાર કર્યો. દુર્યોધનને યુધિષ્ઠિરની આજ્ઞાથી કવચ આપવામાં આવ્યું, અને તેની ઈચ્છાથી ભીમસેન સાથે ગદા-યુદ્ધની વ્યવસ્થા કરવામાં આવી. પાંડવો, પાંચાલો, શ્રીકૃષ્ણ, સાત્યકિ, વિગેરે તે બંનેનું ગદાયુદ્ધ નિહાળવા લાગ્યા.

ગદાયુદ્ધનો આરંભ થતો હતો, તેટલા-માંજ બળદેવજી યાત્રાએથી ત્યાં આવી

પહોંચ્યા. કૌરવ પાંડવાનું યુદ્ધ થવાની તૈયારી થવા લાગી, ત્યારે કોઈ પણ પક્ષને સહાય નહિ આપવાનો નિશ્ચય કરી બળદેવજી યાત્રાએ નીકળી ગયા હતા. તેમની વૃત્તિ કૌરવોને સહાય આપવાની હતી; પણ શ્રીકૃષ્ણની સ્હામા પક્ષમાં પોતે ન ઉભા રહેવું, એ નિયમને લીધે તેમણે અંતે યાત્રાએ જવાનો નિશ્ચય કર્યો. ભીષ્મ, દ્રોણ, કર્ણ વિગેરેના નાશના સમાચારો તેમને મળ્યા હતા. આખરે કૌરવસૈન્ય હણાઈ ગયાના અને દુર્યોધન ન્હાસીને જલાશય-માં ભરાયાના સમાચાર મળ્યાથી બેતાલીસ દિવસની યાત્રાએથી પાછા ફરી તેઓ કુરૂક્ષેત્રમાં આવ્યા. ત્યાં તેમને ગદાયુદ્ધની ખબર મળી, એટલે પોતાના બે શિષ્યોનું ગદાયુદ્ધ જોવા ત્યાં પધાર્યા.

નવીસવી સાસરે ગયેલી બાલિકાને પોતાના પિયરનું કોઈ માણસ જોતાં જેવો હર્ષ થાય, તેવો હર્ષ બળદેવજીને જોતાંજ દુર્યોધનને થયો. તેણે તથા ભીમસેને ગદાયુદ્ધ માટે તેમની આજ્ઞા માગી. તેમણે બંનેને આશિર્વાદ આપી ગદાયુદ્ધ આરંભ કરવાની આજ્ઞા કરી. બળદેવજી પ્રત્યક્ષ હોવાથી દુર્યોધનના દિલમાં ઉત્સાહ વધ્યો. હલધર પોતાના હિતમાં છે, એમ દુર્યોધન જાણતો હોવાથી તેના ધૈર્યમાં દઢતા વધી, અને નિઃશંક થઇ તેણે યુદ્ધ કરવા માંડયું.

એક મેઘ બીજા મેઘ સાથે અથડાતાં જેવી ઘોર ગર્જના થાય તેવો કારમો કિલકિલાટ બંને વીર યોદ્ધાઓએ મચાવી દીધો. બંનેના દ્વંદ્વ યુદ્ધને લીધે પુષ્કળ ધૂળ ઉડવા લાગી અને ધૂળમાં તેઓ ક્વચિત દેખાતા બંધ થવા લાગ્યા. એક-મેકનાં છિદ્ર શોધી તેઓ ગદાપ્રહાર કરવા લાગ્યા. બંનેના હૈયામાં અત્યારે વૈરાગ્નિ સંપૂર્ણ વેગથી પ્રજવલિત થયો હતો. એકમેકનો સંહાર થયેજ આ પ્રજ્વલિત વૈરાગ્નિ શાન્ત થાય તેમ હતું. દુર્યોધન અને ભીમસેન દ્વંદ્વ યુદ્ધમાં આજે પહેલીજ વાર સામસામે આવ્યા હતા, તેથી મરવું કે મારવું એજ નિશ્ચયથી તેઓ યુદ્ધ કરવા લાગ્યા. ભૂખ્યા કાળ જેવા આ બે યોદ્ધાઓ એકમેક ઉપર તૂટી પડયા; તેઓ ધૂળથી ખરડાઈ ગયા હતા. તેમના શરીર ઉપર પડતી ગદાના ધબોધબ્બ અવાજો દૂરથી સાંભળી શકાતા હતા. અત્યંત શ્રમને લીધે શ્વાસોચ્છ્વાસના સુસવાટ પ્રેક્ષકોનાં ધ્યાન ખેંચતા હતા. બંને યુદ્ધકળામાં કુશળ હોવાથી તેમની સ્થિતિ એકદમ કળી શકાતી નહોતી.

જ્યારે આ બંને યોદ્ધાઓનું યુદ્ધ થતું હતું, અને કોણ જીતશે તેનો સંશય પડવા લાગ્યો, ત્યારે અર્જુને શ્રીકૃષ્ણને પૂછયું, " વાસુદેવ, આ બંનેમાં બળવત્તર કોણ છે ? " કેશવે ઉત્તર આપ્યો, " ધનંજય, આવા યુદ્ધમાં કેવળ બળનો ઉપયોગ નકામો છે. દુર્યોધનના કરતાં ભીમસેન બાહુ-બળમાં ચઢીઆતો છે, છતાં દુર્યોધન યુક્તિથી ગદાયુદ્ધ કરે છે, અને ભીમસેન બળથી યુદ્ધ કરે છે. બળ આગળ યુક્તિ હંમેશાં ફાવી જાય છે. આ યુદ્ધ જો વધારે વખત ચાલશે, તો ભીમસેન જરૂર થાકી જશે, અને તેના શ્રમનો

લાભ લઇ દુર્યોધન જરૂર તેને મારી નાંખશે. જો ભીમસેન ગદાયુદ્ધના નિયમથી યુદ્ધ કરશે, તો દુર્યોધન ચોક્કસ તેને હણી નાંખશે. ગદાયુદ્ધમાં દુર્યોધન સ્હેલાઈથી જીતાય તેવો નથી. દ્યૂત સમયે ભીમસેને પ્રતિજ્ઞા કરી હતી કે " હું ગદાથી દુર્યોધનના ઊરૂ ભાગી નાંખીશ " એ પ્રતિજ્ઞાનું પાલન એણે હવે કરવું જોઇએ. "

વાસુદેવ અને ધનંજય આમ વાત કરતા હતા તે સમયે ભીમસેન દેખે તેમ અર્જુને ઊરૂ ઉપર પોતાનો હાથ મૂક્યો. ચતુર ભીમસેન ધનંજયની આ ઇશારત તુરત સમજી ગયો. આ વખતે તે એવો તો થાકી ગયો હતો કે હવે તેનાથી વધારે વાર ટકી શકાશે નહીં, એમ એને લાગવા માંડ્યું. એટલામાં દુર્યોધનની ગદાનો પ્રહાર થવાથી ભીમસેનની આંખે અંધારાં આવી ગયાં, તેને તમ્મર ચ્હડી ગયા, અને મહાપરાણે તે ભૂમિ ઉપર ઉભો રહ્યો. પળ વારમાં સ્વસ્થ થઇ ભીમસેને શ્રીકૃષ્ણનું ધ્યાન ધરી ગદાને પૂર્ણ બળથી ફેરવી, અને દુર્યોધનના સવ્ય ઊરૂસ્થળ ઉપર મારી. ઊરૂ ઉપર ગદા વાગતાંજ દુર્યોધન શિથિલ થઈ ગયો, અને મહાન વૃક્ષ મૂળમાંથી ઉખડી પડે તેમ દુર્યોધન મોટા ધબાકા સાથે ભૂમિ ઉપર પડી ગયો. આ સમયે તેના મુખમાંથી રૂધિર નીકળવા લાગ્યું; તેની આંખે અંધારાં આવી ગયાં, અને તેનાં બધાં અંગો બહેર મારી ગયાં. ભૂમિ ઉપર પડતાંની સાથે જ તેણે ગદા દૂર ફેંકી દીધી.

દુર્યોધન પડયો એટલે પાંડવોએ હર્ષનાદ કર્યો. ભીમસેન હવે વધારે વિકાળ દેખાવા લાગ્યો. તે દુર્યોધનની પાસે ગયો, અને દ્રૌપદીને કરેલાં અપમાનો સંભારી પોતાના ડાબા પગથી દુર્યોધનના માથામાં લાત મારી, અને તેનો મુકુટ ફચરી નાંખ્યો. ભીમસેનનું આવું કૃત્ય જોઈ બળદેવજીને ઘણો ક્રોધ ચ્હડયો. ભીમસેને અન્યાયથી દુર્યોધનને માર્યો હતો, એ તેમણે પ્રત્યક્ષ જોયું. તેથી હાથમાં મુસળ લઈ તે ભીમસેનને મારવા ધાયા; પણ શ્રીકૃષ્ણે પાછળથી તેમનો હાથ પકડી તેમને શાન્ત પાડતાં કહ્યું; " ભાઈ, ભાઈ! પાંડવો આપણા સહજ મિત્ર છે. વળી આપણી ફોઈના જ પુત્રો છે. બીજાઓએ તેમને ઘણો ત્રાસ આપેલો હતો. વળી પ્રતિજ્ઞા–પાલન એ ક્ષત્રિયોનો ધર્મ છે. ભીમસેને પ્રતિજ્ઞા પાળી છે, પણ અધર્મ નથી આચર્યો. આમાં હું તેનો કાંઈ દોષ જોતો નથી. માટે શાન્ત થાઓ, અને ક્રોધને શમાવો ! "

બળદેવજી બોલ્યા, " મેં સાંભળ્યું છે કે પાંડવો કેવળ છળથી જ આ યુદ્ધમાં જીત્યા છે. અત્યારે કેવળ અધર્મથી જ ધર્માત્મા દુર્યોધન હણાયો છે, તેથી હું કહું છું કે પાંડવો યુદ્ધમાં અન્યાયથી જ જીત્યા હતા, એમ એમની ખ્યાતિ થશે. જો કૌરવો અને દુર્યોધન સાથે પાંડવોએ સીધી રીતે યુદ્ધ કર્યું હોત, તો તેમનો વિજય કદાપિ થાત જ નહીં. " આમ કહી રોષમાં રૌહિણેય યુદ્ધભૂમિનો ત્યાગ કરી ત્યાંથી ચાલ્યા ગયા.

થોડીવારે દુર્યોધનને સંજ્ઞા પ્રાપ્ત થઈ, ત્યારે તેણે શ્રીકૃષ્ણને કહ્યું,

"અરે કૃષ્ણ, મને અધર્મથી મારવામાં આવ્યો છે, છતાં તું શાન્તિથી જોઈ રહે છે ? મારા ઊરૂ ભાગી નાંખવાની યુક્તિ તેં જ અર્જુનને બતાવી. અરેરે, આવું કપટ કરતાં તને શરમ ન આવી? શિખંડીને આગળ કરીને ભીષ્મપિતામહનો નાશ કરાવ્યો; શસ્ત્રનો ત્યાગ કરેલા દ્રોણને પણ તેં જ મારી નંખાવ્યા. સંકટમાં આવી પડેલા કર્ણનો નાશ કરવાને તેં જ અર્જુનને પ્રેર્યો, અને મને પણ આમ અધર્મથી તેં મરાવ્યો. જો ધર્મમાં રહીને પાંડવોએ યુદ્ધ કર્યું હોત, તો જય અમારો જ થાત. પાંડવો અમને અધર્મી ગણે છે, પણ ખરૂં જોતાં તેમણે પોતે જ અધર્મ આચર્યો છે."

વાસુદેવ બોલ્યા, "ગાંધારીપુત્ર, તું તારા જીવનના પ્રસંગો સંભાર ! તેં ક્યારે ક્યારે અધર્મ અને અન્યાય નથી કર્યા ? પાંડવોએ જીવનમાં કદાપિ યે અધર્માચરણ નથી કર્યું. તું અત્યારે પાંડવોને અધર્મ કર્યાનો દોષ દે છે, પણ તમારા જેવા અધર્મીઓને તો અધર્મથી મારવામાં પાપ નથી. પાંડવોને રખડાવવામાં, દ્રૌપદીની લાજ લુંટવામાં, અને દ્યૂતમાં પાંડવોને હરાવવામાં શું તેં અધર્મ નથી કર્યો? આ તો તારાં કરેલાં કર્મનાં ફળ છે, તે તારે ભોગવવાં જ પડશે."

દુર્યોધન બોલ્યો, "હશે, હું તો સ્વર્ગમાં જઈશ. યુદ્ધમાં હું ધર્મથી વર્ત્યો છું, અને મરતાં પણ ધર્મનો ત્યાગ મેં નથી કર્યો, તેથી મારી ગતિ હવે સ્વર્ગમાંજ થશે!" આટલું બોલતામાં દુર્યોધન નિશ્ચેષ્ટ થઇ ગયો.

# પ્રકરણ ૫૦ મું.

## કજળતા અંગારાનો અંતિમ પ્રકાશ.

દુર્યોધનનો પરાજય થયેલો સાંભળી ધૃતરાષ્ટ્ર મૂર્છાવશ થયો. તેને સ્વસ્થ કરી સંજય કહેવા લાગ્યો:-

સંજય-મહારાજ, આમ શોચ કરવો નકામો છે. ભાવિ મિથ્યા થતું જ નથી. તમારા જેવા દીર્ઘદર્શી પાંડવોના પરાક્રમને પ્રથમથી જ ન સમજી શક્યા, તમારા પુત્રોનો અન્યાય ન જોઇ શક્યા, એ બધાં ભાગ્યનાં પરિણામ છે. આપત્તિ સમયે દૈવનો દોષ કાઢી પુરૂષ પોતાના ભાવિની નિંદા કરે છે. પણ રાજન્, ભાવિ પોતાનાં કર્મને લીધે જ બંધાય છે. પુરૂષનાં કર્મ ઉપર જ ભાવિનો આધાર રહ્યો હોય છે. તમે દુર્યોધનને પ્રથમથી જ વશ રાખ્યો હોત, વિદુર ભીષ્મ દ્રોણ જેવાની સૂચના અનુસાર

વર્ત્યા હોત, તો તમારા સો પુત્રોનું તમે કલ્યાણ સાધી શક્યા હોત; વળી આટલા બધા ક્ષત્રિયોનો સંહાર થતો પણ અટકી જાત. હવે જેટલો શોચ કરશો તે બધો નકામો છે. તમારા હણાયેલા પુત્રો હવે તમને પાછા મળવાના નથી. રાજન્, અગિયાર અક્ષૌહિણી સૈન્યનો ધણી દુર્યોધન નિરાધાર થઈ રણમાં પડયો. શિયાળ અને હિંસક પશુઓથી તેનું રક્ષણ કરનાર અત્યારે ત્યાં કોઈ નહોતું. સામ્રાજ્યને ધ્રૂજાવનાર દુર્યોધન અત્યારે ન્હાનાં પ્રાણીઓથી પણ કંપવા લાગ્યો. મોટા મોટા યોદ્ધાઓનો સંહાર કરનાર દુર્યોધનમાં અત્યારે પ્રાણીઓને દૂર કરવાની શક્તિ નહોતી. તેના મુખમાંથી વારે વારે રૂધિરના કોગળા થતા હતા. તેની આંખોમાં અંધારાંનાં કુંડાળાં વળતાં હતાં. તેનું મન તેમ જ અન્ય ઇંદ્રિયો બહેર મારી ગઈ હતી. અત્યારે તે મૃત્યુના જ મુખમાં પડયો હતો. કૌરવ સૈન્યની છાવણી તદ્દન શૂન્યકાર લાગતી હતી. હિંસક નિશાચર પશુઓના કલરવ આઘેથી સંભળાતા હતા. રાત્રિનો ઝમઝમાટ તેની ભયંકરતામાં વૃદ્ધિ કરતો હતો. આવા ભયંકર સ્થળમાં ત્રણ માણસો ગુપ્ત વાતચીત કરતા એક વૃક્ષ આગળ બેઠા હતા.

તેઓ પોતાનું વેર પૂર્ણ કરવાનો વિચાર ચલાવી રહ્યા હતા. કૃપાચાર્ય અશ્વત્થામા અને કૃતવર્મા આ ત્રણ જણ અત્યારે યુદ્ધના જ વિચાર કરી રહ્યા હતા. એટલામાં નિદ્રાધીન થયેલા કાગડાઓનો શિકાર કરતા ઘુવડને અશ્વત્થામાએ દીઠું. એકદમ તેમને પોતાના વેરને સંતોષવાનો માર્ગ જડયો. તેમણે કહ્યું, "પાંડવો અને પાંચાલોનો સંહાર કર્યા વિના હું કવચ કાઢવાનો નથી. તેમને નિદ્રાધીન દશામાં જ હું હણી નાંખીશ."

અશ્વત્થામા પાંડવોના વિજયની ઈર્ષ્યા કરવા લાગ્યા. દુર્યોધનની દુર્દશાની તેમને ઘણી દયા આવી. પાંડવોની સંપત્તિના ઉગતા સૂર્યનું તેજ અશ્વત્થામાથી સ્હેવાયું નહીં. તેમની આંખે ઝાંઝવાં વળ્યાં, અને પાંચાલો તથા પાંડવોનો વિનાશ કરવાને ઉપર પ્રમાણે બોલ્યા. એટલે કૃપાચાર્યે કહ્યું, "દુર્યોધને પાંડવો સાથે નકામું વેર કર્યું, તેને બધાએ ઘણાં હિતનાં વચનો કહ્યાં હતાં, છતાં તેણે કોઈનું કહ્યું માન્યું નહીં. હું માનું છું કે આપણે ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર પાસે જઈએ, અને એ જે કહે તે પ્રમાણે વર્તીએ."

અશ્વત્થામા બોલ્યા, "સહુ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વર્તે છે. પોતાની બુદ્ધિથી ચાલવું, એજ શ્રેયસ્કર છે. આજે હું ધૃષ્ટદ્યુમ્ન આદિ સઘળા પાંચાલોને નિદ્રાધીન અવસ્થામાં જ હણી નાંખીશ."

કૃપાચાર્યે કહ્યું, "ભાઈ તારી બુદ્ધિને ઇંદ્ર પણ પહોંચી શકે તેમ નથી. તું હમણાં કવચ ત્યજી દઈ નિરાંતે નિદ્રા લે। કાલે પ્રભાતે જ આપણે ત્રણે મળી તેમનો નાશ કરીશું. નિદ્રાધીન થયેલાનો વધ કરવાથી લોકમાં ખ્યાતિ નહીં થાય. બધા પાંચાલો કવચનો ત્યાગ કરી સૂતા

હશે, તેમને ઉંઘમાં મારવા એ મહાપાપ છે. કાલે સ્હવારે તું તેમનો નાશ કરજે."

"મામા," અશ્વત્થામાએ કહ્યું, "ભીષ્મને અર્જુને કેવા અધર્મથી હણ્યા હતા? મારા પિતાના પ્રાણ પાંડવોએ છળથી કેમ લીધા હતા? આવા પાપીઓને પાપથી જ મારવા ઘટે છે."

અશ્વત્થામાનું કહેવું માન્ય કરી કૃપાચાર્ય તથા કૃતવર્મા પાંચાલોના શિબિર તરફ ગયા. કૃપાચાર્ય અને કૃતવર્માને શિબિરના દ્વાર આગળ રોકી અશ્વત્થામા જેવા શિબિરમાં પ્રવેશ કરે છે, તેવાજ તેમને શિવનાં દર્શન થયાં. અશ્વત્થામાએ શિવની સ્તુતિ કરી, એટલે શિવે પાંચાલો તથા દ્રૌપદીના પુત્રોને હણવાની શક્તિ અશ્વત્થામાને આપી. અશ્વત્થામા પ્રણામ કરી શિબિરમાં પેઠા, અને ઉંઘતા ધૃષ્ટદ્યુમ્નને એક લાત મારી ઉઠાડયો. અશ્વત્થામાના અણચિંતવ્યા આક્રમણને લીધે ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલો ગભરાઇ ગયા. પોતાના પિતાનો પ્રાણ લેનાર ધૃષ્ટદ્યુમ્નનો દ્રોણપુત્રે સંહાર કર્યો, તથા અન્ય પાંચાલોનો નાશ કરી નાંખ્યો. ભયંકર અંધારી રાત્રે કોઈ કોઇને જોઇ શકયું નહીં. શિબિર બહાર પણ કોઇ જઇ શકયું નહીં. આવા સંભ્રમમાં દ્રૌપદીના પાંચ પુત્રોનો પણ સંહાર થઈ ગયો. આચાર્યપુત્રે તેમને પાંડવો જાણીને જ હણી નાંખ્યા, પણ પછીથી તેમને પોતાની ભૂલ સમજાઈ.

આમ ભયંકર સંહાર કરી દુર્યોધનને સમાચાર કહેવા ત્રણે જણ જ્યાં દુર્યોધન પડયો હતો, ત્યાં ગયા. આ સમયે દુર્યોધન તરફડીઆં મારતો હતો. તેના પ્રાણ હજુ જતા નહોતા. તેની આવી દશાથી ગળગળા થઇ અશ્વત્થામા બોલ્યા, "રાજન્, મારી પાસેથી શુભ સમાચાર સાંભળી લે. મેં હમણાંજ પાંચાલો તથા દ્રૌપદીના પાંચ પુત્રોનો સંહાર કરી નાંખ્યો છે. હવે પાંડવ પક્ષમાં માત્ર પાંચ પાંડવો, વાસુદેવ અને સાત્યકિ એ સાત જણ, અને આપણા પક્ષમાં અમે ત્રણ જણ (અશ્વત્થામા, કૃપાચાર્ય, ને કૃતવર્મા) જીવતા રહ્યા છીએ."

અશ્વત્થામાએ કહેલા સમાચારથી આનંદ તથા સંતોષ પામતો દુર્યોધન બોલ્યો, "ભીષ્મ, દ્રોણ અને કર્ણ જે કામ ન કરી શકયા, તે તમે આજે કરી શકયા છો. આજે હું મારી જાતને ઇન્દ્ર સમાન સુખી માનું છું. તમારૂં ભલું થાઓ!" આમ કહેતા કહેતામાં દુર્યોધનના પ્રાણ ચાલ્યા ગયા.

દુર્યોધન મરણ પામ્યો, એટલે અશ્વત્થામા ઘણા જ દિલગીર થઇ ગયા. તેઓ સૌ ભેગા મળી દુર્યોધનના ગુણો સંભારી વિલાપ કરવા લાગ્યા. હસ્તિનાપુરમાં રહેવું હવે તેમને રૂચ્યું નહીં. દુર્યોધનની સાથે જીવન ભર રહ્યા પછી તેના વિનાના સુના હસ્તિનાપુરમાં રહેવું અશ્વત્થામાને અકારૂં લાગવા માંડયું. તેમણે હવે વનમાં વાસ કરવાનો નિશ્ચય કર્યો, તેથી તેમણે વ્યાસના આશ્રમમાં આવીને નિવાસ કર્યો. કૃપાચાર્ય હસ્તિનાપુરમાં પાછા આવ્યા અને કૃતવર્મા દ્વારિકાં પાછો ગયો.

ધૃષ્ટદ્યુમ્નના સારથિ દ્વારા પાંડવોને પાંચાલોના તેમજ દ્રૌપદીના પાંચે પુત્રોના સંહારના સમાચાર મળ્યા, એટલે તેઓ તુરત પાંચાલોના શિબિરમાં આવ્યા. પાંચાલો અને દ્રૌપદીના પુત્રોને આમ મરેલા જોઇ યુધિષ્ઠિર ઘણો જ વિલાપ કરવા લાગ્યા. તેમણે દ્રૌપદીને બોલાવવા નકુળને મોકલ્યો. યુધિષ્ઠિર વિલાપ કરતાં કહેવા લાગ્યા, "અરેરે, અમે જીત્યા છતાં હાર્યા, અને શત્રુઓ હાર્યા છતાં જીત્યા છે. અમારો વિજય પરાજય સમાન છે. ભીષ્મ દ્રોણ કર્ણ અને શલ્ય જેવાના હાથમાંથી બચેલા પાંચાલો આજે આમ નાશ પામ્યા! સર્વથા દૈવ બળવાન છે."

યુધિષ્ઠિર આમ વિલાપ કરતા હતા, એટલામાં દ્રૌપદી નકુળ સાથે આવી પહોંચ્યાં. પાંચાલીએ રોતાં રોતાં રાજાને કહેવા માંડ્યું, "સઘળા પુત્રોને યમના હાથમાં સોંપી હવે તમે રાજ્ય કરશો, એ તમારો મોટો ઉત્કર્ષ થયો! તમે કુશળ રહ્યા, અને રાજ્ય મળ્યું, તેથી હવે અભિમન્યુને સંભારવાની કશી જરૂર નથી! પાપી અશ્વત્થામાના હાથે મારા પુત્રોનું આવું કરપીણ મોત થયું, તેથી મારા દિલમાં વૈરાગ્નિ સળગી ઉઠે છે. જો તે નીચને તેના કૃત્યનું ફળ નહીં મળે, તો હું અન્નજળનો ત્યાગ કરી મારા પ્રાણ ત્યજીશ. એ દુષ્ટના મસ્તકમાં જન્મની સાથે જ રહેલો મણિ મને લાવી આપો, તોજ હું જીવતી રહીશ." આમ કહી દ્રૌપદીએ ભીમસેન તરફ નજર કરી. પાંચાલીનો અભિપ્રાય જાણી ક્રોધ કરી ભીમસેન હાથમાં ગદા લઈ અશ્વત્થામાનો સંહાર કરવા ચાલવા લાગ્યો. તેને જતો જોઇ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, "પાર્થ, ચાલ આપણે ભીમસેનની પાછળ જઈએ. કારણ અશ્વત્થામા દિવ્ય અસ્ત્રોને જાણે છે, અને સ્વભાવે દુષ્ટ હોવાથી તે જરૂર ભીમસેન ઉપર તેમનો ઉપયોગ કરશે." આમ કહી અર્જુનને સાથે લઈ શ્રીકૃષ્ણ પણ ભીમસેનની પાછળ ચાલ્યા.

ગંગાજીને કિનારે વ્યાસના આશ્રમમાં બેઠેલા અશ્વત્થામાને ભીમસેને યુદ્ધને માટે બોલાવ્યા, એટલે ત્યાં બેઠે બેઠે તેમણે મંત્રથી દર્ભની સળીને બ્રહ્માસ્ત્રથી મંત્રી 'આથી સઘળા પાંડવોનો વિનાશ થજો' એમ કહી પાંડવો ઉપર ફેંકી. તુરતજ તે સળીમાંથી પ્રલય કાળ જેવો અગ્નિ વૃષ્ટિ માફક નીકળવા લાગ્યો, એટલે શ્રીકૃષ્ણની સૂચનાથી અર્જુને ગુરુનું ધ્યાન ધરી હાથમાં ધનુષ્યબાણ લઈ 'મારૂં, મારા ભાઈઓનું તથા અશ્વત્થામાનું પણ રક્ષણ થજો,' એમ બોલી તે અસ્ત્રની સ્હામે બીજું બ્રહ્માસ્ત્ર મૂક્યું.

બંને દિવ્ય બ્રહ્માસ્રો સ્હામસ્હામાં પ્રગટ થવાથી ત્રૈલોક્ય કંપવા લાગ્યું. આ વખતે બંને યોદ્ધાઓને શાંત કરવા તથા બંને અસ્ત્રોને શાન્ત પાડવા નારદજી તથા વ્યાસ બે અસ્ત્રોની વચ્ચે આવીને ઉભા રહ્યા, અને બંને યોદ્ધાઓને કહેવા લાગ્યા, "તમે બંને તમારાં અસ્ત્રો પાછાં ખેંચી લ્યો, કારણ જ્યાં બ્રહ્માસ્ત્રથી બ્રહ્માસ્ત્રનો પ્રતિઘાત થાય છે, ત્યાં બાર વર્ષ સુધી

વૃષ્ટિ થતી નથી." અર્જુને પોતાનું અસ્ત્ર પાછું ખેંચી લીધું, પણ અશ્વત્થામાને બ્રહ્માસ્ત્ર નિવારવાની વિદ્યા ન આવડવાથી તેમણે પોતાના બ્રહ્માસ્ત્રને ઉત્તરાના ગર્ભ ઉપર મૂક્યું. તે સમયે શ્રીકૃષ્ણે અશ્વત્થામાને કહ્યું, "દુષ્ટ, તારા અમોઘ અસ્ત્રથી ઉત્તરાનો ગર્ભ મુવેલો જ જન્મશે, પણ હું મારા પ્રભાવથી પાછો તેને સજીવન કરીશ. તું નીચ અને બાળઘાતી છું, તેથી હું તને શાપ આપું છું કે ત્રણ હજાર વર્ષ સુધી તું જંગલમાંજ ભટકીશ. કોઈ તારી સાથે વાતચિત કરનાર નહીં મળે. તારા શરીરમાં અનેક રોગ ઉત્પન્ન થશે, અને અભિમન્યુનો પુત્ર તારા દેખતાં જ રાજ્ય કરશે." આમ કહી શ્રીકૃષ્ણે બળાત્કારે અશ્વત્થામાના શિર ઉપરથી મણિ લઈ લીધો. મણિ જવાથી નિસ્તેજ થયેલા અશ્વત્થામા ક્રોધ કરી ત્યાંથી જંગલમાં જતા રહ્યા. શ્રીકૃષ્ણ, અર્જુન તથા ભીમસેન મણિ લઈ દ્રૌપદી પાસે આવ્યા. અશ્વત્થામાનું તેજ હરાયું જાણી દ્રૌપદીને સંતોષ થયો.

સંજય દ્વારા પોતાના બધા પુત્રોના સંહારના સમાચાર સાંભળી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને ઘણોજ શોક થયો. તેમને આખું જગત સુનું લાગવા માંડયું. કૌરવોની સ્ત્રીઓ પણ અંતઃપુરમાં વિલાપ કરવા લાગી. હસ્તિનાપુરની પ્રજામાં ભય અને શોક પ્રસરી ગયાં. ધૃતરાષ્ટ્ર, ગાંધારી, અને કૌરવોની સ્ત્રીઓ પોતાનાં સ્વજનનાં મૃતશરીરો જોવા રણભૂમિ તરફ પ્રયાણ કરવા લાગ્યાં. કૌરવ સ્ત્રીઓ પોતાના ભર્તારનાં મૃત શરીર લઈ છાતીફાટ રૂદન કરવા લાગી. રૂદનથી તેમનાં મુખકમળ લાલ થઈ ગયાં. તેમનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ જવા લાગ્યાં. તેમનાં અંગો કંપવા લાગ્યાં. અશ્રુથી આખું શરીર ભીંજાઈ જવા લાગ્યું. છુટા કેશથી તેમનું મુખ ઢંકાઇ ગયું.

કૌરવ સ્ત્રીઓ તથા ધૃતરાષ્ટ્ર અને ગાંધારી જ્યાં રૂદન કરતાં હતાં ત્યાં શ્રીકૃષ્ણ તથા પાંચે પાંડવો આવી પહોંચ્યા. શ્રીકૃષ્ણે ગાંધારી તથા ધૃતરાષ્ટ્રને ઘણી શાન્તિ આપી, પણ સો પુત્રોનો નાશ થયા પછી તેમને શાન્તિની વાત રૂચી જ નહિ. આખરે દુઃખનો ઉભરો શાન્ત થતાં ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને મળવાની ઈચ્છા દર્શાવી. યુધિષ્ઠિરે પ્રેમથી ધૃતરાષ્ટ્રને પ્રણામ કર્યા. કૌરવોના સંહાર માટે ક્ષમા માગી. ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને માથે હાથ ફેરવ્યો, અને તેને શુભાશિષ આપી. પછી ભીમસેનને મળવાની તેણે ઇચ્છા દર્શાવી. ધૃતરાષ્ટ્રના સ્વભાવથી પરિચિત હોવાથી શ્રીકૃષ્ણે ભીમસેનનું કાંસાનુ પુતળું આગળ ધર્યું. પોતાના સો પુત્રોનો નાશ કરનાર ભીમસેન છે, એમ જાણી ક્રોધથી ધૃતરાષ્ટ્રે ભીમસેનને બાથમાં કચડી નાંખવા વિચાર કર્યો, અને તેથી તેના બાથમાં પુતળું આવતાંજ અત્યંત બળથી દબાવી તેનો લોચો કરી નાંખ્યો. ધૃતરાષ્ટ્રને હવે પોતાની ભૂલ જણાઇ. તેનો રોષ નરમ પડયો તેથી અંતે તે પ્રેમથી ભીમસેનને મળ્યો.

વિદુર અને ધૃતરાષ્ટ્રની સૂચનાથી પાંડવોએ કૌરવોનાં મૃત શરીરો રણાંગણમાંથી શોધી કાઢયાં, અને તેમને વિધિપૂર્વક અગ્નિ સંસ્કાર કર્યો. આ સમયે આંખમાં આંસુ સાથે કુંતી યુધિષ્ઠિર પાસે આવ્યાં, અને કહેવા લાગ્યાં, "ભાઈ, આ બધા કૌરવ ભાઈઓ સાથે કર્ણનો પણ અગ્નિ સંસ્કાર કરજો. એ તારો મોટો ભાઈ થાય છે." આટલું કહી કુંતી ગળગળાં થઇ ગયાં. કુંતીનાં વચન સાંભળી યુધિષ્ઠિર સ્તબ્ધ થઇ ગયા. તેમણે કેશવની પાસેથી બધી વાત જાણી લીધી. આંખમાં આંસુ સાથે તેમણે માતાને કહ્યું, "અરેરે, કર્ણ મારો ભાઈ થાય છે, તેની મને તમે પ્રથમથીજ ખબર કેમ ન કહી? જો હું કર્ણને ભાઈ જાણતો હોત તો હું યુદ્ધ કરત જ નહિ. કારણ હું નહિં તો મારો ભાઇ રાજ્ય કરતો હતો. અરેરે! મેં નિરર્થક આ બધાનો સંહાર કરાવી નાંખ્યો. માતા, તમે આ વાત અત્યાર સુધી કેમ છાની રાખી? તમે ખરેખર ઘણી ભયંકર ભૂલ કરી છે."

આમ કહી યુધિષ્ઠિર ગળગળા થઈ ગયા, કર્ણના નાશને સંભારી તેઓ ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા. તેમણે અંતે કર્ણના મૃત શરીરને પણ કૌરવોની પેઠેજ અગ્નિ સંસ્કાર કર્યો. બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યાં, વસ્ત્રાલંકારો, ગાયો, અને ધનનું દાન કરવામાં આવ્યું. પાંડવોએ કૌરવો તેમજ કર્ણનો શોક તથા તથા સૂતક યથાવિધિ પાળ્યાં. ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને આશ્વાસન મળે, તેટલા માટે યુધિષ્ઠિર તેમની આજ્ઞામાંજ રહેવા લાગ્યા શ્રીકૃષ્ણને જોતાંજ ગાંધારીને ક્રોધ ચઢયો. તેણે રીસથી કેશવને શાપ આપતાં કહ્યું, "કેશવ, તમે શક્તિમાન હોવા છતાં મારા પુત્રોને યુદ્ધમાંથી શા માટે નિવૃત્ત કર્યા નહિ? મારા પુત્રોના નાશનું કારણ તમેજ છો. પાંડવોને હાથે મારા પુત્રોનો સંહાર કરાવનાર તમેજ છો. હું તમને શાપ આપું છું કે તમે પારધિને હાથે હણાશો, સઘળા યાદવો માંહોમાંહે કપાઇને મરી જશે, અને તમારી સ્ત્રીઓનાં માન અને આબરૂ લુંટાશે!"



# પ્રકરણ ૫૧ મું.

## રાજ્યારોહણ-ભીષ્મનો શાન્તિ બોધ.

મહાભારતનાં યુદ્ધો મંડાયાં, અને પૂરાં પણ થયાં. ભારતવર્ષના લાખ્ખો શુદ્ધ ક્ષત્રિયોનો સંહાર થઇ ગયો. પાંડવ પક્ષમાંથી માત્ર સાત અને કૌરવ પક્ષમાંથી માત્ર ત્રણ જણ આ પ્રલયાગ્નિમાંથી બચી જવા પામ્યા હતા. પાંડવકૌરવના યુદ્ધાગ્નિનો તનખો ગાંધારીએ શ્રીકૃષ્ણને વગર વિચારે શાપ આપી યાદવકુળમાં નાંખ્યો હતો, અને યાદવકુળનો નાશ થવાની ભીષણ આગાહી થઈ હતી. દ્વાપર યુગનો અંત અને કળિયુગનો પ્રારંભ થઇ ચુકયો હતો.

જ્યારે પાંડવો વિજય પામ્યાના સમાચાર હસ્તિનાપુરમાં આવ્યા, ત્યારે સજ્જન પુરૂષોને ઘણો આનંદ થયો. દુર્યોધનની કુટીલ રાજનીતિને લીધે પ્રજા ધર્માચરણનો માર્ગ વિસરી જતી હતી. હવે ધર્મરાજનું આગમન થતાં પુનરપિ ધર્મનો માર્ગ પ્રજા ગ્રહણ કરશે, એ વિચારથી પ્રજાનો મોટો ભાગ આનંદમાં અને ઉત્સાહમાં આવી ગયો. પાંડવોના સત્કાર માટે નગર જનોએ ધ્વજાપતાકાથી પોતનાં ભવનો શણગાર્યાં, પુષ્પનાં તોરણોથી આખા નગરમાં સુવાસ અને સુરમ્યતા છાઇ રહી

તેર તેર વર્ષ વીત્યા પછી આજે યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં વિજેતા તરિકે પ્રવેશ કરતા હતા. તેમના દિલમાં પ્રજાનો પ્રેમ ઉંડી અસર કરતો હતો. પ્રજાપ્રેમનો પ્રસાદ સ્વીકારતે સ્વીકારતે યુધિષ્ઠિર રાજસભામાં આવ્યા. રાજસભા જોતાંજ યુધિષ્ઠિરને ભૂતકાળનાં સ્મરણાં તાજાં થયાં. જે સભામાં પાંડવો તેર વર્ષ પહેલાં દ્યૂત રમી પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા હતા, જ્યાં રજસ્વલા એકવસ્રા દ્રૌપદીનાં ચીર ખેંચાયાં હતાં, જ્યાં તેમનું અપમાન કરવામાં આવ્યું હતું, જે સભામાં તેઓ પરાયા જેવા આવીને બેસતા હતા, તે સભામાં રાજા તરીકે પ્રવેશ કરતાં યુધિષ્ઠિરના દિલમાં અનેક ભાવો વિદ્યુત વેગે આવવા લાગ્યા. સભામાં આવીને તેમણે ધૃતરાષ્ટ્રના અંકમાં મસ્તક નમાવી પ્રણામ કર્યા. વિદુરને પ્રણામ કરતાં યુધિષ્ઠિરની આંખમાં આંસુ આવી ગયાં. વિદુરે પાંડવોને શુભાશિર્વાદ આપ્યો. સુવર્ણ આસન ઉપર ધૃતરાષ્ટ્ર, તેમના જમણા હાથ તરફ વિદુર ને શ્રીકૃષ્ણ તથા બીજી પાસ પાંચે પાંડવો અનુક્રમે ગોઠવાયા. શ્રીકૃષ્ણની સૂચનાથી યુધિષ્ઠિરને રાજ્યાભિષેકનું શુભ મુહૂર્ત બ્રાહ્મણોએ શોધી કાઢ્યું, અને રાજ્યાભિષેકની સઘળી સામગ્રી મંગાવવામાં

આવી. આ સમયે બ્રાહ્મણોના આશિર્વાદના મંત્રઘોષ થઈ રહ્યા.

રાજ્યાભિષેકની ક્રિયા સમયે દ્રૌપદીને યુધિષ્ઠિરની સહધર્મચારિણી તરિકે બોલાવવામાં આવી. કેમ જાણે પોતે જ યુદ્ધમાં વિજય મેળવ્યો હોય તેમ દ્રૌપદીએ સભામાં પ્રવેશ કર્યો. નિરાધાર દશામાં હાય હાય કરતી પાંચાલી તેર વર્ષ ઉપર આ સભામાં આવી હતી. અત્યારે રાજમહિષીના સત્તાધારી ગર્વ સાથે તેણે સભામાં પ્રવેશ કર્યો. તેર વર્ષ ઉપર જેમણે તેને અન્યાય કર્યો હતો, તેઓમાંથી તેને અત્યારે જોનાર કોઇ રહ્યું નહોતું, એટલી જ ઉણપ દ્રૌપદીને આવી ગઇ. યુધિષ્ઠિર પાસેના આસન ઉપર પાંચાલીએ પોતાનું આસન લીધું. શ્રીકૃષ્ણે વિધિવત્ પવિત્ર જળ લઈ યુધિષ્ઠિરને મસ્તકે અભિષેક કર્યો. આ સમયે બ્રાહ્મણો સ્વસ્તિ વાચન અને જયઘોષના નાદ કરવા લાગ્યા. વિવિધ જાતનાં વાજીંત્રો વાગવા લાગ્યાં. ચારે પાસથી ધર્મરાજ ઉપર પુષ્પ વૃષ્ટિ થવા લાગી. મંત્રીમંડળ તથા પ્રજા વર્ગ જયજયકારના નાદ કરવા લાગ્યા.

અભિષેક ક્રિયા થઈ રહ્યા પછી શ્રી કેશવે રત્નજડિત મુકુટ પોતાના હાથમાં લીધો, અને મંદમંદ સ્મિતથી તે મુકુટ ધર્મરાજના મસ્તકે ધરાવ્યો. ચારે પાસથી ‘ ધર્મનો જય ’ ના નાદ થવા લાગ્યા. ધર્મરાજ આસનેથી ઉભા થયા, અને હર્ષનાં જળ ઉભરાતી આંખે શ્રીકૃષ્ણના ચરણકમળમાં મસ્તક નમાવી દીધું. તે ગળગળા થઈ ગયા, અને બોલ્યા, “ ભગવન્, અમારી આ દશા આપને લીધે જ છે. આપની સહાયતાથી જ અમે આ દુષ્કર કાર્ય કરી શક્યા છીએ. પ્રભો, આપને અમારા હજાર વાર નમસ્કાર હજો ! ! ” સર્વે ભાઇઓએ શ્રીકૃષ્ણને સજળ નયને પ્રણામ કર્યા. વાસુદેવ સઘળા ભાઇઓને હેતથી ભેટ્યા, અને મંદમંદ સ્મિતથી પોતાને આસને વિરાજ્યા. યુધિષ્ઠિરે બ્રાહ્મણોને દાનથી સંતોષ્યા અને પ્રજા વર્ગમાં ઉત્તમ પ્રકારનાં સુવર્ણ વસ્ત્ર દાન કર્યાં.

પાંડવો જુદા જુદા નિવાસ સ્થાનમાં સિધાવ્યા. વૃદ્ધ ધૃતરાષ્ટ્રને ઉત્તમ સ્થળમાં વાસ આપી તેમની સેવાને માટે ધર્મરાજા પોતે જ રહેવા લાગ્યા. રાજકાર્યમાં તે હંમેશાં વૃદ્ધ ધૃતરાષ્ટ્રને પૂછીને જ કામ કરવા લાગ્યા, અને સઘળા પ્રકારનાં ધર્મ્ય કાર્યો વડીલ ધૃતરાષ્ટ્ર પાસે જ કરાવવા લાગ્યા. યુધિષ્ઠિરના અતિ આગ્રહથી શ્રીકૃષ્ણે હસ્તિનાપુરમાં જ પોતાનો વાસ રાખ્યો.

રાજ્યાભિષેક થયો. જેને માટે મહાભારત યુદ્ધ મંડાયાં, અને લાખોનો સંહાર થયો, તે સાધ્ય વસ્તુ પ્રાપ્ત થઈ. છતાં યુધિષ્ઠિરને શાન્તિ થઈ નહીં. આખો રાજપ્રાસાદ સૂનો સૂનો લાગવા માંડ્યો. પિતામહ અને દ્રોણાચાર્ય વિના રાજસભા સ્મશાન જેવી ભયંકર લાગવા માંડી. સો ભાઇઓને લીધે આખી સભામાં તથા રાજપ્રાસાદમાં કલ્લોલ અને ભરપૂરતા ભાસતાં હતાં. અત્યારે સૂના સૂના રાજપ્રાસાદો, અને સૂની સૂની સભાઓ યુધિષ્ઠિરને અકારાં થઇ પડ્યાં. વારે વારે તેમને પિતામહ

આચાર્ય, અને કૌરવ ભાઈઓની સ્મૃતિ થવા લાગી. અત્યંત વિહ્વલ થઈ તેમણે ભાઈઓ તથા શ્રીકૃષ્ણને પોતાની પાસે બોલાવ્યા, અને બોલ્યા, "કૃષ્ણ, જે મેળવવાને માટે અમે ભયંકર સંહાર કરી નાંખ્યો, તે રાજ્ય પ્રાપ્ત થયું, છતાં મને શાન્તિ થતી નથી. પિતામહ અને આચાર્ય દ્રોણ જતા રહ્યા, હવે અમારો વૈભવ જોઇ આનંદિત કોણ થશે? જેમને લીધે અમારો આ વૈભવ વૃદ્ધિંગત થાત, તે મારા ભાઇઓ યુદ્ધમાં નાશ પામ્યા! મારા ભાંડુ વિના આ રાજવૈભવો તુચ્છ જેવા થઈ પડયા છે. આના કરતાં તો અમે વનવાસમાં વધારે સુખી હતા. ભગવન્, મારે તો આ રાજ્ય નથી ભોગવવું. યુદ્ધમાં થયેલા પાપનું પ્રાયશ્ચિત કરવા હવે હું વનવાસ ભોગવીશ. મારા ભાઈઓમાંથી ગમે તેને રાજ્યાભિષેક કરો. મારા પુત્રો ને ભાઇઓ હણાયા. હવે કોને માટે રાજ્ય કરવું! એવા રાજ્યથી આનંદ પણ કેમ થાય?" આમ કહી આંખમાં ઉભરાતાં આંસુ સાથે યુધિષ્ઠિર નીચી દૃષ્ટિ રાખી ભૂમિ તરફ મસ્તક નમાવી શાન્ત થઈ ગયા.

ધર્મરાજાને ખિન્ન થયેલા જોઈ શ્રીકૃષ્ણ તથા પાંડવો અને દ્રૌપદી ઘણાં નવાઈ પામ્યાં. આખરે ભીમસેન બોલ્યો, "સતત્ પરિશ્રમથી મહાભયંકર યુદ્ધમાં આપણે વિજય પ્રાપ્ત કર્યો છે, તો હવે રાજન્ તમે આવો વિચાર કેમ કરો છો! ક્ષત્રિય ધર્મ પ્રમાણેજ આપણે વર્તન કર્યું છે, છતાં તમને આવો વિષાદ કેમ થાય છે? રાજન, ધૈર્ય ધરો, અને સુખેથી આ રાજ્ય ભોગવો." અર્જુન અને દ્રૌપદીએ પણ યુધિષ્ઠિરને અનેક રીતે સમજાવ્યા. શ્રીકૃષ્ણ કૌન્તેયને અર્થયુક્ત વચનોથી શાન્ત કરવા લાગ્યા. એટલામાં નારદજી ત્યાં આવી પહોંચ્યા. યુધિષ્ઠિરની અસ્વસ્થતા દૂર કરવાને તેમણે કહ્યું, "રાજન, આમ હતાશ થશો નહીં; તમે લેશ પણ અધર્મથી વર્ત્યા નથી. મરણ પામેલાઓનો શોક કરવો તમને ઘટતો નથી. માંધાતા, અને યયાતિ જેવા મહાન રાજાઓ પણ કાળને વશ થઇ મરણ શરણ થયા છે, તો તમારા ભાઇઓ અને પુત્રોનો શોચ કરવો તમને ન ઘટે. માટે તમે શાન્ત થાઓ અને ન્યાયથી રાજ્ય કરી પ્રજાને સુખી કરો." નારદજીનાં વાકયોથી યુધિષ્ઠિરના મનનું સમાધાન થયું નહીં. તેમના દિલમાં તીવ્ર વૈરાગ્ય વ્યાપ્યો હતો. એટલામાં વ્યાસજી પણ ત્યાં આવી પહોંચ્યા. પાંડવોએ ઊભા થઈ તેમનું સન્માન કર્યું, અને અર્ધ્યાદિથી તેમનું પૂજન કર્યું, જ્યારે વ્યાસજી સ્વસ્થ થઇ આસને બિરાજ્યા, ત્યારે શ્રીકૃષ્ણે તેમને યુધિષ્ઠિરની ખિન્નતા વિષે બધી વાત કહી સંભળાવી. વ્યાસ બોલ્યા, "કૌન્તેય, તેં યુદ્ધમાં કૌરવોનો સંહાર કર્યો, તેમાં તેં કાંઈ પણ ખોટું કાર્ય કર્યું જ નથી. સ્નેહી સંબંધીઓનો નાશ કરવાથી તને જે વ્યામોહ થયો છે, તે અસ્થાને છે. સ્નેહી સંબંધીઓની તેમજ અન્ય કોઇની પણ હિંસા કરવી એ મહાપાપ છે, પણ આતતાયીને મારવામાં પાપ નથી.

કૌરવોએ અધર્મથી તમને ત્રાસ આપ્યો, તેથી તમે ક્ષત્રિયધર્મને અવલંબીને યુદ્ધમાં તેમનો સંહાર કર્યો, તેમાં તમને કોઈ પણ પ્રકારનું પાપ લાગતું જ નથી. યુદ્ધમાં પિતા પુત્રને કે પુત્ર પિતાને, ભાઈ ભાઇને, ગુરૂ શિષ્યને કે શિષ્ય ગુરૂને હણે, તો હણનારને કોઇપણ પ્રકારનું પાપ લાગતું નથી. ભાઇ, મારા કહેવાથી તારા મનનું સમાધાન ન થતું હોય, તો તું ભીષ્મને શરણે જા. એ મારા કરતાં અધિક જ્ઞાનવાન છે. તેમણે અનેક સમર્થ ગુરૂ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરેલું છે, તેમનું જ્ઞાન તેમની સાથે નાશ ન પામે, માટે તમે ત્યાં જાઓ, અને તેમનો ઉપદેશ શ્રવણ કરો. એ સાક્ષાત્ વિષ્ણુના પરમ ભક્ત છે, અને તેમનું જ્ઞાન અત્યારે તમને વધારે લાભકર્તા થઇ પડશે. તમને તે બધા ધર્મોનું યથાર્થ જ્ઞાન આપશે. માટે તમે બધા ત્યાં જાઓ." આટલું કહી વ્યાસજી ત્યાંથી ચાલ્યા ગયા.

વ્યાસનાં વચનો રૂચવાથી ધર્મરાજા શ્રીકૃષ્ણ તથા ભાઇઓ સાથે રણાંગણમાં જ્યાં ભીષ્મ પડયા હતા, ત્યાં જવા તત્પર થયા, એટલે શ્રીકૃષ્ણે તેમને કહ્યું, "રાજન્, ભીષ્મને શાન્ત થવાનો સમય પાસે આવતો જાય છે. અંતિમ અવસ્થામાં તેઓ મારૂં ધ્યાન ધરી રહ્યા છે. પરશુરામ જેવાને જીતનાર ભીષ્મ અત્યારે એકાગ્રચિત્તે મને જ સ્મરતા પડયા છે, તથા મારાં દર્શન કરવા અત્યંત આતુર થયા છે. તમે તેમને કેવળ પિતામહ ભાવે જોતા આવ્યા છો; પણ મહાન્ ઋષિઓ તેમના ગુરૂ છે. જ્ઞાન, ધર્મ, નીતિ વ્યવહાર અને શાસ્ત્રોમાં તેમણે નિપુણતા પ્રાપ્ત કરી છે. પિતાની ભક્તિથી તેમને દૈવી જ્ઞાન પ્રાપ્ત થયું છે. એમના અવસાન પછી આવા અપૂર્વ જ્ઞાનનો નાશ થશે, માટે તમે મારી સાથે ચાલો."

શ્રીકૃષ્ણની સાથે પાંચે ભાઇઓ કુરૂક્ષેત્ર તરફ ચાલ્યા. તેમણે ભીષ્મને શરતલ્પમાં પડેલા દીઠા. તેમનું શરીર તદ્દન દુર્બળ થઈ ગયું હતું. તેમના વ્રણોમાંથી લોહી ને પરૂ વહેતાં હતાં. શરીર ઉપર લોહીની અને માંસની પીશીઓ લટકતી હતી. અત્યંત દુર્બળ શરીરમાં માત્ર હાડકાં ને ચામડી અવશેષ રહ્યાં હતાં. તેમનામાં લગારે બોલવાની શક્તિ નહોતી. પ્રભુનું સ્મરણ થતાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. તેમની આસપાસ અનેક મહાન રૂષિઓ બેઠેલા હતા. શ્રીકૃષ્ણને જોતાંજ ભીષ્મની આંખમાં આંસુ ઉભરાયાં. આંસુનાં જળ સાફ કરવાની યે તેમનામાં શક્તિ નહોતી. તેમણે સૂતે સૂતે શ્રીકૃષ્ણને મનથી પ્રણામ કર્યા, અને દીન થઇ દયાર્દ્ર હૃદયે તેમણે વાસુદેવની સ્તુતિ કરવા માંડી.

ભીષ્મની સ્તુતિથી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણે તેમના તરફ અમી દૃષ્ટિ કરી એટલે ભીષ્મના વ્રણની પીડા શાન્ત થઈ ગઈ. તેમનામાં અલૌકિક શક્તિ આવી. વ્રણમાંથી રૂધિર વહેતું બંધ થયું. પ્રથમની માફક જ ભીષ્મ સ્વસ્થ થઇ ગયા. તેમણે કેશવને પ્રણામ કર્યા અને કહ્યું, "ભગવન્, તમારી કૃપાથી

મારી પીડા શાન્ત થઇ છે. હું ચોપાસ પ્રકાશ દેખું છું. મારી સ્મૃતિ તાજી થતી હોય તેમ મને લાગે છે. મને સ્વર્ગ. મૃત્યુ ને પાતાળનું જ્ઞાન થતું હોય તેમ લાગે છે. તમારી આપેલી દિવ્ય દૃષ્ટિથી મને તમારા વિરાટ સ્વરૂપનાં દર્શન થાય છે. પુરૂષોતમ, તમે મને ખરેખર કૃતાર્થ કર્યો છે." શ્રીકૃષ્ણે પ્રેમથી ભીષ્મનો હાથ પોતાના અંકમાં લીધો, અને બોલ્યા, "ગાંગેય, પિતાની ભક્તિથી તમે જે વરદાન પામ્યા છો, તેથી તમને ખરેખરા ભાગ્યશાળી સમજું છું. પરશુરામ, વસિષ્ઠ, આદિ મહર્ષિઓ પાસેથી તમે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે જ્ઞાન સર્વના કલ્યાણને માટે અત્રે એકત્ર થયેલા પાંચ પાંડવો તથા અન્ય પાર્થિવોને આપો. તમે સંપૂર્ણ અનુભવી છો, તો ભાઇઓના નાશને લીધે મોહ પામેલા ધર્મરાજાની મતિને સ્થિર કરો." શ્રીકૃષ્ણનાં વચનો શિરે ચઢાવી ભીષ્મે યુધિષ્ઠિરને પોતાની પાસે બોલાવ્યા. પિતામહને જોતાંજ યુધિષ્ઠિર ગળગળા થઈ ગયા. તેમની આંખમાં અશ્રુ ઉભરાયાં. પિતામહના ચરણમાં મસ્તક નમાવી યુધિષ્ઠિર કેટલીયે ક્ષણો સુધી ઉભાજ રહ્યા. !

ભીષ્મે યુધિષ્ઠિરને શાન્ત કર્યા, અને તેમને તથા અન્ય ભાઈઓને પોતાની પાસે બેસાડ્યા. ધર્મરાજાના મનનું સાન્ત્વન કરતે કરતે ભીષ્મ બોલ્યા, "ભાઈ, તું આમ ખિન્ન થાય છે, તે તને લગારે ઘટતું નથી. દાન દેવું અને લેવું, અધ્યયન કરવું અને કરાવવું, વિગેરે જેમ બ્રાહ્મણના ધર્મ છે, તેમ યુદ્ધમાં જે કોઇ સ્હામો આવે તેને પરાજિત કરવો, એ ક્ષત્રિયનો ધર્મ છે. તેં અમારી સાથે યુદ્ધ કરીને ક્ષત્રિય-ધર્મનું યોગ્ય પાલન કર્યું છે. યુદ્ધમાં ગુરૂ, પિતા, પિતામહ, ભાઈ, કે અન્ય કોઇ હોય, તેને હણવામાં પાપ નથી. એ જ ક્ષત્રિય ધર્મ છે. હું તારો પિતામહ છું, છતાં મેં કૌરવોના અન્યાયી પક્ષનો આશ્રય લીધો, એટલે મારો નાશ થવો જ ઘટતો હતો. દ્રૌપદીને દુષ્ટ લોકો ત્રાસ આપતા હતા, તેણે મારા ઉપર વિશ્વાસ રાખી સભાને ન્યાયાન્યાયનો પ્રશ્ન પૂછયો હતો. અધર્મને પ્રત્યક્ષ જોયા છતાં મેં તેને તે સમયે યોગ્ય ઉત્તર આપ્યો નહીં, તે પાપનાં ફળ હું આ અઠ્ઠાવન દિવસથી બાણશય્યા ઉપર ભોગવું છું. પાપ કરનારને પાપનાં ફળ અવશ્ય ભોગવવાં પડે છે. ભાઈ, તું શાન્ત થા. ગઇ વસ્તુનો શોચ કરવો નકામો છે. હવે તું તારા કાર્યમાં પ્રવૃત્ત થા, વિધિની ઘટનાનું ઉલ્લંઘન ન કરીશ."

યુધિષ્ઠિર બોલ્યા, "પિતામહ, રાજધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ મને કહી સંભળાવો. મારી મતિ ભ્રમિત થઇ છે. મને કાંઇ સૂઝતું નથી."

**ભીષ્મ**–"કૌન્તેય, સાવધાન થઈ હું જે કહું તે શ્રવણ કર. પ્રારબ્ધ અને પુરૂષાર્થ ઉન્નતિક્રમનાં બે ચક્ર છે. પુરૂષાર્થથી જ પ્રારબ્ધ ઘડાય છે. રાજાએ હંમેશાં પુરૂષાર્થ કર્યે જ જવા. કેવળ પ્રારબ્ધવાદી રાજાનું રાજ્ય સહેજમાં નાશ પામે છે. રાજસત્તાને લીધે ગર્વનો ઉદય થાય છે. જે રાજા આવા

ગર્વનો નાશ કરી શકે છે, તે રાજા પ્રજાને પ્રિય હોય છે. રાજાનાં ધર્મ, નીતિ, ન્યાય ને સરળતા પ્રજામાં ઉતરે છે. પ્રજા સ્વાભાવિક રીતે રાજાનુંજ અનુકરણ કરે છે, માટે રાજાએ વધારે નિર્મળ વર્તન રાખવું જોઈએ. રાજ્યના રક્ષણ માટે સૈન્ય રાખી રાજાએ જાતેજ તેની તપાસ રાખવી. દિવસના નિયમિત ભાગ પાડી પ્રત્યેક ભાગમાં નિયત કરેલાં કર્મો રાજાએ આદરવાં. ચાર આશ્રમો અને વર્ણોની વ્યવસ્થા રાજાએ સાવધાન રહી પાળવી અને પ્રજા પાસે પળાવવી. પવિત્ર સદાચારવાળા અને વિદ્વાન બ્રાહ્મણોની સલાહથીજ રાજાએ રાજ્ય કરવું. અધિકારી વર્ગથી પ્રજાને ત્રાસ ન થાય, તે રાજાએ ધ્યાનથી જોતા રહેવું. મંત્રીઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી રાજાએ નિશ્ચિંત થવાની ટેવ ન પાડવી."

યુધિષ્ઠિર બોલ્યા, "રાજા અને પ્રજા એવા વિભાગો ક્યારથી થયા? તથા તેવી યોજનાનો ઉપયોગ પણ શો?"

ભીષ્મે ઉત્તર આપ્યો, "ભાઇ સૃષ્ટિના આરંભમાં આવી યોજના નહોતી. સહુ પોતપોતાની વ્યવસ્થા કરી લેતા હતા. પણ યુગનું પરિવર્તન થતાં અંકુશની આવશ્યકતા જણાવા લાગી, ધર્મનો ક્ષય થવા લાગ્યો, યજ્ઞાદિક પવિત્ર કાર્યોનો લોપ થયો. આથી તે સમયના ઋષિઓએ 'દંડનીતિ' પ્રસિદ્ધ કરી. કેવળ સ્થૂલ દંડ નિર્જીવ હોવાથી તેની સત્તા દુષ્ટ પુરૂષો ઉપર ચાલી શકે તેમ ન હોવાથી દંડધારક વ્યક્તિની વ્યવસ્થા થઇ. વિષ્ણુ ભગવાન પોતે દંડધારક પુરૂષ તરીકે પ્રથમ પ્રગટ થયા, તેમનું સ્વરૂપ 'રાજ' પ્રકાશરૂપ હોવાને લીધે ઋષિમુનિઓએ તેમને પૃથુરાજા તરીકે સંબોધ્યા. તે સમયથી 'રાજા' શબ્દ પ્રજાને નિયમનમાં રાખનાર વ્યક્તિ તરીકે વપરાય છે. રાજાએ પ્રજાની ઉન્નતિ સાધવા તત્પર રહેવું જ જોઇએ. જે રાજાની પ્રજા નિર્બળ, આળસુ, વ્યસની, અને નિઃસત્વ હોય છે, તે રાજા રાજધર્મથી ભ્રષ્ટ થાય છે."

યુધિષ્ઠિર—"પિતામહ, વર્ણ અને આશ્રમના ધર્મો સંક્ષેપમાં સમજાવો.

**ભીષ્મ**—પાંડવેય, તું ધ્યાનથી શ્રવણ કર. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણો મુખ્ય છે. જનસમુદાયને ધર્મને માર્ગે દોરવી, વેદાધ્યયન આદિ કર્મો કરવાં એ બ્રાહ્મણનો ધર્મ છે. પ્રજાનું રક્ષણ કરવું, ન્યાય અને નીતિથી પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયનો ધર્મ છે. વ્યાપારથી ધનસંચય કરવો, એ વૈશ્યનો ધર્મ છે. ત્રણે વર્ણોની સેવા કરવી, એ શૂદ્રનો ધર્મ છે.

આશ્રમ ચાર છે. બ્રહ્મચર્યાશ્રમમાં ગુરૂને ઘેર નિવાસ, વિદ્યોપાર્જન અને ગુરૂની સેવા, એ મુખ્ય ધર્મ છે. ગૃહસ્થાશ્રમ ચારે આશ્રમમાં શ્રેષ્ઠ છે. કુટુંબમાં રહીને ધર્મમાં વૃત્તિ રાખવી, અતિથિનો યોગ્ય સત્કાર કરવો, સદાચરણનું સેવન કરવું, એ ગૃહસ્થાશ્રમના ધર્મો છે. વાનપ્રસ્થાશ્રમમાં કેવળ પ્રભુપરાયણ જીવન વ્યતીત કરવું, ઇંદ્રિય નિગ્રહ સાધ્ય કરવો, અને વનનું સેવન કરવું, એ મુખ્ય ધર્મો છે. સંન્યસ્તાશ્રમમાં

વિરક્ત રહી કેવળ પ્રભુના ધ્યાનમાંજ તલ્લીન રહેવું એ મુખ્ય ધર્મ છે.

યુધિષ્ઠિર:– મહાભાગ, ચારે આશ્રમ નો અંતર્ગત હેતુ અથવા તેમનું રહસ્ય શું છે, તે મને સ્પષ્ટતાથી સમજાવો.

ભીષ્મ:–ભાઇ, ગૃહસ્થાશ્રમમાંજ સ્ત્રીનો સ્વીકાર કરવાનો આચાર હોવાથી કેવળ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત આશ્રમોનું પાલન થાય, તો સૃષ્ટિના ક્રમનો ભંગ થવા ઘણો સંભવ છે. માટે સુજ્ઞ વિદ્વાન ઋષિઓએ ગૃહસ્થાશ્રમની વ્યવસ્થા રાખી છે. મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે, તે પહેલાં તે આશ્રમનો અધિકાર તેણે મેળવવો જોઇએ. સુદૃઢ શરીર, સંસ્કૃત મન, સદભ્યાસ, શાસ્ત્રનું યથાર્થ જ્ઞાન, અને અધ્યાત્મ વૃત્તિ આ બધાં ગૃહસ્થાશ્રમનો અધિકાર અપાવનારાં સાધન છે. આ સાધનો બ્રહ્મચર્યાશ્રમમાં પ્રાપ્ત થાય છે. ગુરૂને ત્યાં સતત્ બાર વર્ષ પર્યંત વાસ કરી તેની સેવામાં તત્પર રહી, વેદાભ્યાસ, વ્યાયામ આદિથી ગૃહસ્થાશ્રમને યોગ્ય નિયમોનું જ્ઞાન થાય છે.

"કેવળ ગૃહસ્થાશ્રમમાં રહેવું અને અન્ય આશ્રમોનું પાલન ન કરવું, એથી પ્રજાનો ક્ષય થાય છે.* મનોનિગ્રહ શિથિલ થાય છે. પ્રજા વીર્યહીન, વ્યાયામહીન અને નિર્બળ થતી જાય છે. સદભ્યાસને અભાવે સંસ્કૃતિનો ધ્વંસ થાય છે. રાજા પ્રજાનો સંબંધ શિથિલ થાય છે, અને જ્ઞાનને અભાવે ઇશ્વર પ્રત્યે અનાસ્થા ઉત્પન્ન થતાં અધોગામી પ્રજા ઉદ્ભવે છે. માટે જ ગૃહસ્થાશ્રમની પછી વાનપ્રસ્થાશ્રમની વ્યવસ્થા રાખેલી છે. ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્યનું પાલન થઇ શકે છે. યોગ્ય સમયે સ્વકીયાનો સહવાસ રાખનાર, અતિથિ, નિરાધાર, ભિક્ષુકો, અને સ્ત્રીઓ પ્રત્યે સદ્ભાવ અને મમતાભરી દૃષ્ટિ રાખનાર, પરોપકારી અને નિઃસ્પૃહી ગૃહસ્થી બ્રહ્મચારી જ છે. એને બ્રહ્મચર્યનું સંપૂર્ણ ફળ મળે છે.

"ગૃહસ્થાશ્રમમાં વિષય સુખનો આસ્વાદ લીધેલો હોવાથી ઇંદ્રિયોને એકદમ સંયમમાં લાવવી, એ વિકટ કાર્ય છે. તેથી સ્ત્રીની ઇચ્છા હોય તો તેને સાથે લઇને વાનપ્રસ્થાશ્રમનું પાલન થઇ શકે છે. આ આશ્રમમાં સ્ત્રી-

* હિંદુસ્થાનની હાલની પ્રજામાંથી આશ્રમ વ્યવસ્થા નાશ પામવાથી કેવળ ગૃહસ્થાશ્રમનું જ પાલન થવા માંડયું છે. પરિણામે પ્રજા નિર્વીર્ય અને સત્વહીન થઇ ગઈ છે. સદભ્યાસને અભાવે કેવળ તર્કવાદ અસ્તિત્વમાં આવ્યો છે. આશ્રમ વ્યવસ્થાને લીધેજ આર્ય ધર્મનું રક્ષણ થતું હતું. હિંદની પ્રજા હજુએ આશ્રમ વ્યવસ્થાની પદ્ધતિનો સ્વીકાર કરે, તો તેની ઉત્તરોત્તર થતી અધોગતિ અટકે, અને પ્રજામાં કાંઇ નવું ચેતન અને જ્ઞાન પ્રસરે!

હાલના સંયોગો જોતાં સંન્યસ્તાશ્રમનું પાલન અશક્ય છે. પણ પચાસ વર્ષે પુરૂષ ગૃહસ્થાશ્રમના સર્વ વ્યવહારમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે, ઇંદ્રિય નિગ્રહનો અભ્યાસ વધારે, અને જ્ઞાન મળે તેવાં સારાં પુસ્તકોનું મનન કરે, એટલે અંશે વાનપ્રસ્થાશ્રમનું પાલન શક્ય છે જ. પણ પચાસ પચાવન વર્ષે જે પ્રજાને નવી કન્યા પરણવાના ઉમળકા આવે, તેવી પ્રજાને માટે બોલવું પણ શું?

—લેખક

સહગમનને માટે બને તેટલો સંયમ મૂકવામાં આવ્યો છે. વિકારના ઉભરા ધીરે ધીરે અભ્યાસથી શમે છે. તેથી વિકાર અસહ્ય થાય, ત્યારે મનની શાન્તિ પૂરતો જ વિકાર સંતોષવાનો હોય છે. એમ નિત્ય અભ્યાસથી મન શાન્ત થતું જાય છે. જેમ બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમનો મૂળ આધાર છે, તેમ વાનપ્રસ્થાશ્રમ સંન્યસ્તાશ્રમનું ઉદ્ભવ સ્થાન છે.

" સંન્યસ્તાશ્રમમાં સર્વ ત્યાગ કરવાનો છે. કોઈ પણ કાર્યમાં મમતા બુદ્ધિ ન રાખતાં કેવળ આત્મજ્ઞાનમાં જ દિવસો વ્યતીત કરવાના હોય છે. જે મળે તે અને જ્યારે મળે ત્યારે ભોજન લેવાનું હોય છે. કાંઇ ન મળે તો અપવાસથી પણ દિવસો વ્યતીત કરવાના હોય છે. સ્ત્રીનો સર્વથા ત્યાગ કરવાનો હોય છે. ત્રણે આશ્રમોમાં થયેલાં પાપોના પ્રાયશ્ચિતરૂપ જાણે ન હોય, તેમ આ આશ્રમની વ્યવસ્થામાં કેવળ કષ્ટ સહન કરવાનાં હોય છે. "

**યુધિષ્ઠિર**–મહાશય, ધર્મના અનેક પ્રકાર અને અનેક ભેદો હોવાને લીધે તેનું સત્ય સ્વરૂપ એકદમ સમજવામાં આવી શકતું નથી. મનુષ્ય ઈચ્છા રાખે તો પણ તેનાથી સર્વ ધર્મનું પાલન થઇ શકે તેમ નથી. આથી સ્વાભાવિક રીતે ધર્મપાલન પ્રતિ મનુષ્ય ઉદાસીન રહ્યાં કરે છે. તેથી મને ધર્મનું એક જ તત્વ બતાવો, કે જેનું પાલન સુલભ અને સર્વગ્રાહી થઈ શકે.

**ભીષ્મ**–ગુરૂ, માતા, અને પિતા એ ત્રણની સેવા કરવી, એ પરમ ધર્મ છે. આમાં સર્વ ધર્મનો સમાવેશ થઈ જાય છે. આ ત્રણ જણની આજ્ઞા તે જ શાસ્ત્રાજ્ઞા સમજવી. માતા શરીરનો જન્મ આપનાર અને શરીરને પોષનાર છે, પિતા શરીરનું પાલન કરનાર છે, અને ગુરૂ શરીરની અધિષ્ઠાત્રી બુદ્ધિને વિકસાવનાર છે. છેક બાલ્યાવસ્થાથી આરંભી અંતાવસ્થા સુધી મનુષ્યને આ ત્રણેનો ઉપયોગ કરવો પડે છે. મેં પિતાની સેવા અનન્યપરાયણ થઈને કરી, તો તેનું શુભ ફળ હું ભોગવું છું. ઇચ્છાનુસાર મરણ પ્રાપ્તિનો વરદાન મને પિતા પાસેથી મળ્યો હતો, આથી વધારે બીજો કોઈ ધર્મ આ પૃથ્વીમાં છે જ નહીં.

**યુધિષ્ઠિર**–પિતામહ, સત્ય અને અસત્યનો ભેદ સ્પષ્ટતાથી મને સમજાવો. ઘણીવાર સત્ય અસત્યનો ભેદ એટલો સૂક્ષ્મ હોય છે, કે તેનો વિવેક ડાહ્યા પુરૂષો પણ કરી શકતા નથી.

**ભીષ્મ**—સત્યાસત્યનો વિવેક કરવો સહેલો નથી. સત્યમાં અસત્યનો અને અસત્યમાં સત્યનો આભાસ ઘણીવાર થયાં કરે છે, અને સુજ્ઞ પુરૂષોની પ્રજ્ઞા વારંવાર મોહ પામે છે. જે સત્યથી કોઈ પણ પ્રકારની હિંસા થતી હોય, તે સત્ય હોવા છતાં કેવળ સત્યાભાસ છે એમ જ સમજવું. અસત્યથી પર કલ્યાણ સાધ્ય થતું હોય, તો તેવા અસત્યથી દોષ લાગતો નથી. ધર્મ એ જ સત્ય છે. જેનાથી જગતનું કલ્યાણ થાય, પ્રજાનું પોષણ અને વૃદ્ધિ થાય, જેનાથી મનુષ્યનાં સુખ વધે, તે જ ધર્મ છે.

**યુધિષ્ઠિર**–મહારાજ, પાપનો ઉદય

શાથી થાય છે? પાપનું આદિકારણ કિયું છે? તે મને સમજાવો.

ભીષ્મ-ભાઇ, પાપનું આદિ કારણ લોભ છે. સર્વ પાપકર્મોના મૂળમાં એક કે બીજા સ્વરૂપમાં લોભ સમાયેલો હોય છે. ચોરીમાં ધનનો, વ્યભિચારમાં પરસ્ત્રીનો, અસત્યમાં સ્વાર્થનો, અને પરનિંદામાં આત્મપ્રશંસાનો લોભ રહેલો હોય છે. લોભ એવું ભયંકર પાપ છે કે ક્ષયની માફક તે મનુષ્યના આત્માને કોરી ખાય છે. અંતે તે મનુષ્યનો નાશ કરે છે. રાજન્, તું લોભનો નાશ કર. આથી જ તને સાચા સુખનો અનુભવ થશે, અને આ લોકમાં તું કીર્તિ પામીશ.

યુધિષ્ઠિર-પિતામહ, સંસારના મહાન્ પુરૂષો, સુજ્ઞ, નીતિશાસ્ત્ર જાણનારાઓ, દૈવ શ્રેષ્ઠ કે પુરૂષાર્થ, એ વિષય ઉપર અનેક તર્કવિતર્ક કરે છે. હજુ સુધી કોઈ તેનો નિર્ણય કરી શક્યું નથી. સંસારમાં તો ઘણી વાર દૈવ અને કેટલીક વાર પુરૂષાર્થ સફળ થતો દેખાય છે. મનુષ્ય ગમે તેટલા પુરૂષાર્થ કર્યા કરે, પણ તેનો દૈવ પ્રતિકૂળ હોય, તો બધો પુરૂષાર્થ નિષ્ફળ થાય છે. અલ્પ પુરૂષાર્થથી દૈવની અનુકૂળતાને લીધે અધિક ફળ મેળવનારાનાં દૃષ્ટાંત પણ ઘણાં જોવામાં આવે છે. આપ સંસારના અનુભવથી સઘળું જાણો છો. મને સમજાવો, દૈવ શ્રેષ્ઠ કે પુરૂષાર્થમાં ?

ભીષ્મ-ભાઈ, તેં ઠીક પ્રશ્ન પૂછ્યો. આ પ્રશ્નને યથાર્થ સ્વરૂપમાં સમજવાને દરેકે યત્ન કરવો જ જોઈએ. વિચારવંત મનુષ્યો દૈવ અને પુરૂષાર્થમાં ભિન્નભાવ રાખતા જ નથી. મને પણ એ બંનેમાં કાંઈ ભેદ જણાતો નથી. રથના દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ સમજાશે. ચક્રો એ પુરૂષાર્થ, અને રથ એ દૈવ એમ કલ્પવાથી સમજાશે કે પુરૂષાર્થ-ચક્રો-વિના દૈવ-રથ-લેશ પણ ગતિમાન થઈ શકતું નથી. પુરૂષાર્થ વડેજ દૈવ ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ દશા પ્રાપ્ત કરે છે. અલ્પ પ્રયાસથી કેટલીક વાર મનુષ્ય ઉત્તમ ફળ પામે છે, એવું સંસારમાં ઘણીવાર જોવામાં આવે છે. પણ વસ્તુત: પુરૂષાર્થથી જ આવું થાય છે. જન્મ-જન્માંતરના પુરૂષાર્થથી દૈવની ઘટના ઘડાય છે, અને અનુકૂળ સંયોગો પ્રાપ્ત થતાં ગમે તે જન્મમાં દૈવ ફળે છે. આથી દૈવ શ્રેષ્ઠ છે, એમ માની શકાય જ નહીં. પુરૂષાર્થ વિના પ્રજાનો નાશ થાય છે. પુરૂષાર્થથી જ મનુષ્ય વિકટ પ્રસંગોને તરી શકે છે. કૌન્તેય, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જેવાને યે પુરૂષાર્થ કરવો પડે છે. જે મનુષ્ય કર્મશીલ નથી, તેને સુખનો અધિકાર નથી. મનુષ્યે દાનવૃત્તિથી ભોગશીલ અને સેવાવૃત્તિથી બુદ્ધિમાન થવાની તેમજ અહિંસા વૃત્તિથી દીર્ઘાયુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી. કરેલાં કર્મોનાં પરિણામ દેવ અને મનુષ્યોને ભોગવવાં પડે છે. સહુ પોતપોતાના કર્મને લીધે જ રાજા, ધનવાન, દરિદ્રી, રોગી અને નિર્ધન બને છે. ભારત, તું કર્મશીલ થા, પુરૂષાર્થનું સેવન કર. પુરૂષાર્થ વિના કાર્યસિદ્ધિ થતી જ નથી.

યુધિષ્ઠિર—હે મહાભાગ, જ્યારે ધન નાશ પામે, કોઈ વ્હાલું સંબંધી

ને રાજ્ય શાં ? રાજ્ય વિના શ્રી ક્યાંથી સંભવે ? ભવિષ્યને માટે તૈયાર રહેનાર અને તાત્કાલિક બુદ્ધિ વાપરનાર રાજા સુખ ભોગવી શકે છે. રાજાએ શુષ્ક ( લાભ વિનાનું ) વૈર કદીયે કરવું નહીં. બાહુબળ ઉપર વિશ્વાસ રાખીને કદી નદી તરવી નહીં. ઋણનો શેષ ભાગ રહ્યો હોય, અગ્નિનો શેષ ભાગ રહ્યો હોય, તેમજ શત્રુનો શેષ ભાગ રહ્યો હોય, તો તે ધીરે ધીરે વૃદ્ધિ પામે છે, માટે ઋણ, અગ્નિ ને શત્રુનો સમૂળ વિનાશ કરવો જ જોઇએ. સમય વિચારીને મૃદુ કે દારૂણ થનાર રાજા શત્રુઓને પણ વશ કરી શકે છે. સર્વ પાપનું મૂળ લોભ છે, લોભથી ક્રોધ અને કામ ઉત્પન્ન થાય છે. એ લોભને સંયમમાં રાખવો, એ એક પ્રકારનું તપ છે. તપ વિના ફળસિદ્ધિ થતી નથી. તપથી મળેલું ફળ ધર્મનું સાધન બને છે.

**યુધિષ્ઠિર**–મહાભાગ, અજ્ઞાનનો ઉદ્ભવ ક્યાંથી થાય છે ? તેની પ્રવૃત્તિ, ગતિ, ક્ષય, વિગેરે મને યથાર્થ સમજાવો.

**ભીષ્મ**–જે જાણી જોઇને પાપાચરણ કરે છે, અને જે પોતાના આત્માની અધોગતિ થતી નિહાળે છે, તેનો સત્વર નાશ થાય છે. અજ્ઞાનથી તે મનુષ્ય દુર્ગતિ, ક્લેશ અને આપત્તિ પ્રાપ્ત કરે છે. રાગ, દ્વેષ, મોહ, શોક, હર્ષ, તંદ્રા, વિગેરે અજ્ઞાનનાં સ્વરૂપ છે. અજ્ઞાન અને અતિલોભ એ બંને પર્યાય શબ્દો છે. અજ્ઞાની ક્ષણે ક્ષણે ક્ષીણ થતો જાય છે.

**યુધિષ્ઠિર**–ગાંગેય, આપદ્ ધર્મનું સ્વરૂપ સંક્ષેપમાં સમજાવો.

**ભીષ્મ**–હે પાંડવ, હજાર અશ્વમેધ કરતાં સત્ય અધિક છે, માટે સત્યનું સેવન ગમે તેવી આપત્તિમાં પણ કરવું જ. સદાચાર અને ધર્મ એ બંને ભિન્ન ભિન્ન હોવા છતાં સદાચાર વિના ધર્મ શોભતો નથી. બાર વર્ષના દુષ્કાળ સમયે વિશ્વામિત્રે શ્વાનનું માંસ ભક્ષણ કર્યું હતું. જો કે શરીર નિભાવવાને માટે માંસભક્ષણ આવશ્યક ધર્મ હતો, છતાં તે સદાચાર ન હોવાથી વિશ્વામિત્રનું તે કાર્ય શોભ્યું ન હોતું. દેશ, કાળ અને જાતિ પરત્વેજ આચાર પાલન થઇ શકે છે. દેશ, કાળ, કે જાતિ ઉપર આધાર ન રાખતાં ધર્મ સર્વ સ્થળે એક રૂપતા ધારણ કરે છે. કૌન્તેય, કૌરવોને મારવા એ તારો આચાર આ સમયે ધર્મરૂપ હતો. માટે તું શોચ કરવો ત્યજી દઈ હવે નવા ધર્મમાં પ્રવૃત્ત થા. આ બધો વિષાદ ત્યજી દે. પાંડવો, શ્રીકૃષ્ણ જેવા તમને સહાયક મળ્યા છે, તો હવે નીતિમાં રહી રાજ્ય ચલાવો. ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને લેશ પણ ઓછું આવવા દેશો નહિ. તમારા મરેલા ભાઇઓનો શોક કરવો ત્યજી દ્યો, અને ઉપસ્થિત થયેલાં કર્તવ્યોને સંભાળો. જો તમે મોહાંધ થઈ રાજ્યનો ત્યાગ કરશો, તો પ્રજા ત્રાસ પામશે, સર્વત્ર અરાજકતા પ્રસરશે, અને નિર્દોષ પ્રજાનો સંહાર થતાં તેનું મહાન પાપ તમને લાગશે. યુધિષ્ઠિર, સ્થિર થઈ ધૈર્યનું અવલંબન

કરી ક્ષત્રિય ધર્મના પાલનથી પ્રજારક્ષણ કરો. તમારા ભાઇઓ તથા કૌરવ સ્ત્રીઓને શાન્ત આપો. પ્રજાનું હિત સાધવું, એજ રાજાનો મુખ્ય ધર્મ છે, માટે તમે કર્તવ્યનિષ્ઠ રહી પ્રજાહિતમાં તત્પર બનો.”

ભીષ્મનાં વચનોથી શાન્ત થયા છતાં યુધિષ્ઠિરની અસ્વસ્થતા ગઈ નહીં. ભીષ્મનાં વચનો માથે ચડાવી યુધિષ્ઠિરે તથા તેમના બીજા ભાઇઓએ તેમને મસ્તક નમાવી પ્રણામ કર્યા. મંદમંદ સ્મિત કરતાં કરતાં શ્રીકૃષ્ણે પણ ભીષ્મને પોતાના યોગથી સ્વસ્થતા આપી. આખરે ભીષ્મે આજ્ઞા આપ્યાથી પાંડવો હસ્તિનાપુરમાં આવ્યા.

# પ્રકરણ પર મું.

## ભીષ્મનો દેહ વિલય–અશ્વમેધ યજ્ઞ.

ભીષ્મે કહેલા રાજધર્મ, આપદ્ધર્મ તથા બીજાં અનેક બોધયુક્ત આખ્યાનોના શ્રવણથી તૃપ્ત થઈ યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં આવ્યા, અને શેષકાળ વિચારમાં વ્યતીત કરવા લાગ્યા. બળ્યા ધીકયા રણમાં ભટકતા મૃગલાને શીતલ મિષ્ટ જળ મળે અને જેવી શાન્તિ થાય તેવી શાન્તિ યુધિષ્ઠિર અનુભવવા લાગ્યા. ભીષ્મે કહેલાં વચનોનું તેઓ વારેવારે મનન કરવા લાગ્યા, તથા શ્રીકૃષ્ણ પાસે તેની ચર્ચા પણ કરવા લાગ્યા. આમ થોડા દિવસો વ્યતીત થયા પછી એક દૂતે આવી ભીષ્મનો મોકલેલો સંદેશો યુધિષ્ઠિરને કહ્યો.

ઉત્તરાયણનો સૂર્ય થતો હોવાથી ભીષ્મ પોતાનો દેહ ત્યાગ કરવાના હતા, તેથી તેમની ઉત્તર ક્રિયાની સઘળી સામગ્રી લઈ ભીષ્મની સૂચનાનુસાર યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ અને પાંડવો સાથે કુરૂક્ષેત્રમાં સીધાવ્યા. ધૃતરાષ્ટ્ર અને વિદુર પણ કુરૂક્ષેત્રમાં ભીષ્મનાં છેલ્લાં દર્શન કરવા પધાર્યા.

ભીષ્મની પાસે આવી યુધિષ્ઠિર તથા તેમના ભાઇઓએ તેમને પ્રણામ કર્યા, એટલે ભીષ્મ બોલ્યા, “પાંડવો, તમે પરિવાર સહિત ભલે આવ્યા. આજે મારે પ્રાણત્યાગ કરવાનો દિવસ છે.” પછી ભીષ્મે ધૃતરાષ્ટ્રને કહ્યું, “ધૃતરાષ્ટ્ર તમે વેદશાસ્ત્ર સારી રીતે જાણો છો, તોપણ મારે તમને એક વાત આ સમયે કહેવી જોઇએ. જે થવાનું હતું તે થયું, માટે હવે તેનો શોક ન કરશો. પાંડવો પાંડુના પુત્રો છે, તે તમારે પુત્ર તુલ્યજ છે, એમ સમજજો. તેમનું સદા પાલન કરજો. હું શ્રદ્ધાથી કહું છું કે આ યુધિષ્ઠિર તમારો એક બોલ પણ ઉથાપશે નહીં. તમારા પુત્રો લોભી, ક્રોધી, ને ઈર્ષ્યાવાળા હતા,

પણ આ પાંડવો તો સર્વ સદ્‌ગુણસંપન્ન છે, માટે સદાયે તેમનું હિત ઇચ્છજો." આટલું ધૃતરાષ્ટ્રને કહી ભીષ્મે શ્રીકૃષ્ણ તરફ દૃષ્ટિ નાંખી. આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં, અને શ્રીવાસુદેવને પ્રણામ કરીને બોલ્યા, "હે હૃષીકેશ, તમે સર્વદા પાંડવોનું રક્ષણ કરજો. દુર્યોધનને મેં ઘણો વાર્યો હતો, અને તેના કુળનો ક્ષય થતો હું ન અટકાવી શક્યો. કુળક્ષયમાં જોકે હું સાધનભૂત થયો હતો, તોપણ હે જનાર્દન, મારો દોષ ન લેખશો. હવે મને પ્રાણત્યાગની આજ્ઞા આપો. પ્રભો, આપ સમક્ષ દેહત્યાગ થવાથી મારો મોક્ષ થશે."

શ્રીકૃષ્ણે માથે હાથ મૂક્યો અને સર્વના દેખતાંજ ભીષ્મના દેહમાંથી દિવ્ય તેજ નીકળ્યું, અને તે તેજ શ્રીકૃષ્ણના તેજ સાથે લીન થઇ ગયું. આ જોઈ સહુને ઘણું આશ્ચર્ય લાગ્યું. પાંડવોએ પવિત્ર કાષ્ટ ભેગાં કરાવી ચિંતા ખડકી ભીષ્મને બાણશય્યા સાથે વિધિપૂર્વક અગ્નિદાહ કર્યો ! ! !

* * *

ભીષ્મના અવસાન પછી કેટલાક કાળ સુધી યુધિષ્ઠિર અસ્વસ્થ રહેવા લાગ્યા, સંસાર ઉપર રાજ્યભોગ ઉપર તેમને વૈરાગ્ય ઉદ્‌ભવ્યો હતો. કૌરવોનો વિનાશ થયો, તેના પ્રાયશ્ચિત્ત તરિકે તેમણે નિરંતર ધૃતરાષ્ટ્ર પાસેજ રહેવા માંડ્યું, અહોનિશ તેમનીજ આજ્ઞાનું પાલન કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્રને પણ યુધિષ્ઠિરના આવા વર્તનથી શાન્તિ થઈ. જો કે પોતાના સો પુત્રોનાં મરણ હજી તેમના દિલમાં અગ્નિની જ્વાળા સળગાવતાં હતાં, છતાં તેમણે શાન્તિમાં દિવસો વ્યતીત કરવા માંડ્યા. શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરની આજ્ઞા લઇ દ્વારિકાં પ્રતિ વિદાય થયા.

યુધિષ્ઠિરને હંમેશાં ઉદાસીન રહેતા સાંભળીને વ્યાસજી તેમની પાસે આવ્યા. તેમણે ધર્મરાજાને સંબોધીને કહ્યું, "કૌન્તેય, ભીષ્મનાં વચનોથી હજુ તમારા દિલમાં શાન્તિ થઇ નથી, એ ખરેખર આશ્ચર્યજનક છે. હજુ જો તમને યુદ્ધમાં થયેલા સંહારના પાપનો સંદેહ રહેતો હોય, તો તમે અશ્વમેધ યજ્ઞ આરંભો. અશ્વમેધ યજ્ઞથી અનેક જન્મોનાં પાપ નાશ પામે છે."

યુધિષ્ઠિર બોલ્યા, "ભગવન્, કૌરવો સાથે થયેલા યુદ્ધને લીધે રાજ્યના બધા કોશ તદ્દન ખાલી થઈ ગયા છે. અશ્વમેધ યજ્ઞને માટે અપાર ધનની આવશ્યકતા છે. પ્રજા પણ યુદ્ધના વ્યવસાયને લીધે નિર્ધન થઈ ગઈ છે. એટલે ધન વિના અશ્વમેધ યજ્ઞ કેમ થાય ?"

વ્યાસે ઉત્તર આપ્યો, "યુધિષ્ઠિર, સાંભળો. મરૂત્ રાજાએ હિમાલય ઉપર અપાર ધન ત્યજી દીધું છે. એ ધનભંડારો હજી પણ ત્યાંજ પડયા છે. તમે પાંચે ભાઇઓ ત્યાં જાઓ આનંદથી બધું ધન આંહી લાવો, અને યજ્ઞનો સમારંભ કરો." આમ કહી વ્યાસ ત્યાંથી ચાલ્યા ગયા.

વ્યાસનાં વચનો શિરે ચઢાવી, સેના સજ્જ કરી પાંચે ભાઈઓ ધનની શોધમાં હિમાલય તરફ જવા તત્પર થયા. પાંડવો હિમાલય પ્રતિ ગયા, તેજ સમયે

કૃષ્ણ સર્વ સંબંધીઓને લઈને હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. આ વખતે અભિમન્યુની સ્ત્રી ઉત્તરાનો પ્રસવકાળ પાસે આવતો હતો. પ્રસવ કાળે ઉત્તરાએ મૃત પુત્રને જન્મ આપ્યો. અશ્વત્થામાએ ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્ર મૂકી ગર્ભહત્યા કરી હતી. તે બ્રહ્માસ્ત્રની અસરથી ઉત્તરાનો બાળક પુત્ર જન્મતાં જ મરણ પામ્યો. આથી અંતઃપુરમાં ભારે કોલાહલ મચી રહ્યો. કુંતી, દ્રૌપદી, તથા સુભદ્રા કરૂણ સ્વરથી વિલાપ કરવા લાગ્યાં. મૃત પુત્ર જોતાંજ ઉત્તરા બેશુદ્ધ થઇ ભૂમિ ઉપર પડી ગઈ.

સ્ત્રીઓના આર્તનાદ સાંભળી કેશવ અંતઃપુર તરફ ધાયા. વાસુદેવને જોતાંજ સુભદ્રા બોલી ઉઠી, " ભાઇ, આ તમારા ભાણેજનો વંશજ મરેલો અવતર્યો છે. દુષ્ટ અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્રનો પ્રતિકાર કરતાં ન આવડયાથી તે શસ્ત્ર ઉત્તરાના ગર્ભ ઉપર નાંખ્યું છે. ભાઇ, તમે ઉત્તરાના કુંવરને જીવાડો, નહીં તો પાંડવોનો વંશક્રમ નાશ પામશે. પાંડવોની તમેજ રક્ષા કરી છે. આ સમયે પણ તમેજ પાંડવકુળને તારો ! ! "

શ્રીકૃષ્ણે પોતાની યોગચમત્કૃતિથી બાળકને જીવતો કર્યો. આ બાળકનું નામ પરીક્ષિત રાખવામાં આવ્યું. ઉત્તરા, સુભદ્રા, દ્રૌપદી તથા કુંતીએ શ્રીકૃષ્ણનો ઘણો ઉપકાર માન્યો.

થોડા સમય પછી પાંડવો ધન લઈને હસ્તિનાપુરમાં આવ્યા. તેમણે હવે અશ્વમેધ યજ્ઞની તૈયારી કરવા માંડી. હસ્તિનાપુરના રાજમાર્ગો શણગારવામાં આવ્યા. રાજભવન ધ્વજાપતાકાઓથી શણગારવામાં આવ્યું. યજ્ઞના સ્થાન ઉપર સુશોભિત મંડપો બંધાયા. બ્રાહ્મણો સ્વસ્તિવાચનના ઘોષ કરવા લાગ્યા. દિગ્વિજયને માટે એક અશ્વને તૈયાર કરવામાં આવ્યો. અશ્વની રક્ષાને માટે અર્જુન તથા શ્રીકૃષ્ણ મહાન સેના સાથે તત્પર થયા. દિગ્વિજય કરતે કરતે અર્જુન મણિપુરમાં આવી પહોંચ્યો.

જ્યારે અર્જુન બાર વર્ષનો વનવાસ ભોગવતો હતો, ત્યારે મણિપુરના રાજા ચિત્રવાહનની કન્યા ચિત્રાંગદા સાથે રહ્યો હતો, અને તેને બભ્રુવાહન નામે પુત્ર ઉત્પન્ન થયો હતો.* દિગ્વિજયને માટે ફરતો અશ્વ જ્યારે મણિપુર પાસે આવી પહોંચ્યો, ત્યારે મણિપુરમાં બભ્રુવાહન રાજ્ય કરતો હતો. પોતાના પિતાનો અશ્વ છે, એમ જાણી બભ્રુવાહન અર્જુનનો સત્કાર કરવા નગર બહાર આવ્યો. તેના આવા વર્તનથી અર્જુનને ઘણો ક્રોધ ચઢયો. તેણે બભ્રુવાહનના આવા કૃત્યનો તિરસ્કાર કર્યો, અને બોલ્યો, " જો તું મારો પુત્ર હોઉં તો તારી કાયરતા ત્યજી દઇને મારી સાથે યુદ્ધ કર." અર્જુનનાં તિરસ્કાર યુક્ત વચનો સાંભળી બભ્રુવાહનને ક્રોધ ચઢયો. તેણે અશ્વને બાંધવાની પોતાના સેવકોને આજ્ઞા કરી, અને મહાન સૈન્ય લઈ અર્જુન સાથે લઢવા તૈયાર થયો. પિતાપુત્રનું યુદ્ધ ઘણું તુમુલ થયું. અંતે બભ્રુવાહને તીવ્ર બાણો મારી અર્જુનને મૂર્છિત કરી નાંખ્યો. થોડા સમય પછી સંજ્ઞા પ્રાપ્ત થતાં અર્જુન

* પ્રકરણ ૧૨–પાનું ૬૦ ઉપર જુઓ.

આનંદથી બભ્રુવાહનને ભેટયો. તેણે પુત્રને અશ્વમેધ યજ્ઞમાં આવવાની સૂચના કરી, અને અશ્વને લઈ આગળ પ્રયાણ કર્યું.

દિગ્વિજયમાં ચંદ્રહાસ, મયૂરધ્વજ આદિ મહાન વિષ્ણુભક્ત રાજાઓની સાથે જ્યારે અર્જુનને યુદ્ધ કરવું પડયું, ત્યારે શ્રીકૃષ્ણનો અનન્ય ભક્ત પોતે એકલોજ છે, એવો અર્જુનનો ગર્વ ગળી ગયો. જ્યારે તેણે ચંદ્રહાસ અને મયૂરધ્વજ જેવા ભક્તના ચમત્કાર જોયા, ત્યારે તેનું અભિમાન ઉતરી ગયું. શ્રીકૃષ્ણમાં રહેલાં દૈવી તત્ત્વનાં તેને હવે દર્શન થવા લાગ્યાં.

આખરે દિગ્વિજય કરી અશ્વ પાછો હસ્તિનાપુરમાં આવ્યો. યુધિષ્ઠિરે યજ્ઞની સમાપ્તિ વિધિ પ્રમાણે કરી. બ્રાહ્મણોને પુષ્કળ દાન અપાયાં. યજ્ઞમાં યાદવો વિવિધ અલંકારો યુવાન દાસીઓ અને અપાર ધન લઇને આવ્યા હતા. તેમણે યુધિષ્ઠિરને અમૂલ્ય ભેટ આપી. યુધિષ્ઠિરે પણ યાદવોને અપાર ધન આપી સંતોષ્યા. યજ્ઞ સમાપ્ત થતાં યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ, સાત્યકિ, બળભદ્ર, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ આદિ યાદવોને અમૂલ્ય આભરણો અને ધન આપીને વિદાય કર્યાં.

# પ્રકરણ ૫૩ મું.

## પાંડવોનું મહાપ્રસ્થાન અને સ્વર્ગગમન.

મહાભારતના યુદ્ધ પછી પાંડવોએ છત્રીસ વર્ષ સુધી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું, પોતાના ભાઈઓના મરણની વાત સાંભરી આવતાં યુધિષ્ઠિર વારે વારે ગ્લાનિ પામતા હતા. પાંડવો ધૃતરાષ્ટ્રને સંપૂર્ણ માન આપતા હતા, છતાં ભીમસેન કૌરવોના થયેલા સંહારની સ્મૃતિ કરાવીને અંધરાજાને સંતાપતો હતો. ભીમસેનનાં કઠોર વચનોથી સંતપ્ત થઈ વૃદ્ધ રાજા કેટલીક વાર અન્નજળનો ત્યાગ કરતો. યુધિષ્ઠિર ભીમસેનને વારે વારે ઉપાલંભ આપતા પણ ભીમસેન અંધ રાજાને ત્રાસ આપતો જ રહેતો. ભીમસેનના આવા વર્તનથી કંટાળી ધૃતરાષ્ટ્રે અંતે વનવાસ લેવાનો નિશ્ચય કર્યો. તેણે એક દિવસ યુધિષ્ઠિરને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, “ભાઈ, તારૂં કલ્યાણ થાઓ ! તારી સેવાને લીધેજ અમે અત્યાર સુધી આનંદમાં રહ્યાં છીએ. હવે મારો અન્તિમ સમય પાસે આવતો જાય છે. તેથી સ્વર્ગલોકની પ્રાપ્તિને માટે તપશ્ચર્યા કરવા વનમાં જવાની મારી ઇચ્છા છે. આપણા કુળની એ પ્રાચીન પ્રથા છે.* તેથી હવે મને જવા દે.”

---

* સરખાવો:—

मुनिवनतरुच्छायां देव्या
तया सह शिश्रिये ।
गलितवयसामिक्ष्वाकूणा-
मिदं हि कुलव्रतम् ॥ ७० ॥

રઘુવંશ: સર્ગ ૩.

વળી:—

ધૃતરાષ્ટ્રનાં વચનો સાંભળી યુધિષ્ઠિર ગળગળા થઈ ગયા. ધર્મરાજાએ તેમને ઘણુ સમજાવ્યા, પણ અંધરાજા પોતાના નિશ્ચયમાંથી ફર્યા નહીં. ધૃતરાષ્ટ્રની સાથે ગાંધારી, કુંતી સંજય અને વિદુર પણ વનમાં જવા તૈયાર થયાં. આ બધાંને સાથે જતાં જોઇ પાંડવોને ઘણું દુઃખ થયું. તેમના કુળનો વિસ્તાર ધીરેધીરે સંકોચ પામતો હતો. કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે વનવાસનો વેશ ધારણ કરી ધૃતરાષ્ટ્ર, વિદુર, સંજય, ગાંધારી અને કુંતી નગર બહાર નીકળ્યાં. હસ્તિનાપુરની પ્રજા આ મંડળીને વળાવવા નગર બહાર આવી. પાંડવો, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, એ બધાં આંખમાં આંસુ સાથે સંબંધીઓને વળાવવા નગર બહાર આવ્યાં. જ્યારે છૂટાં થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા, " નગરજનો, હવે સહુ પોત પોતાને સ્થાનકે પાછા ફરો. યુધિષ્ઠિર, **પ્રજાનું ન્યાયથી પાલન કરજે. એ જ મોટો ધર્મ છે,** એમ સમજજે."

કુંતીએ પાંડવોને તથા દ્રૌપદીને પોતાની પાસે બોલાવ્યાં, અને કહેવા લાગ્યાં, " પુત્રો, તમને ભીખ માગતા જોવાની મારી ઇચ્છા નહોતી, તેથીજ મેં તમને યુદ્ધ કરવા પ્રેર્યા હતા. હવે તમે રાજ્ય

> गुणवत्सुतरोपितश्रियः
> परिणामे हि दिलीपवंशजाः ।
> पदवीं तरुवल्कवाससां
> प्रयताः संयमिनां प्रपेदिरे ॥११॥
>
> રઘુવંશ: સર્ગ ૮.

ભાષાંતર:-

થઇ વૃદ્ધ દિલિપ વંશજો દઇ લક્ષ્મી ગુણશાલિ પુત્રને,
તરૂ વલ્કલ ધારી પામતા પદવિ સંયમિની નિવૃત્તિએ.
[સ્વ. ડિલાભાઈ.]

પ્રાપ્ત કર્યું છે, તો તે તમે સુખેથી ભોગવો ! તમારા પિતાના સમયમાં મેં ઘણું સુખ ભોગવ્યું છે. હવે મને સુખની લેશ પણ અપેક્ષા નથી." જતે જતે કુંતીએ દ્રૌપદીને શિખામણ આપી કે "પુત્રી, **સત્યમાં શ્રદ્ધા રાખજે, અને તારૂં હૃદય વિશાળ રાખજે.**"

ધૃતરાષ્ટ્ર આદિને વિદાય કરી યુધિષ્ઠિર ભર્યે હૈયે ઘેર આવ્યા. તેમને આખું હસ્તિનાપુર સૂનું લાગવા માંડ્યું. રાજકાર્યમાં તેમનું મન ઉદ્વિગ્ન રહેવા લાગ્યું. મહાભારતનું યુદ્ધ થયા પછી પાંડવોને શાન્ત થતી જ નહોતી ! ! !

સ્વજનોના વિયોગથી જ્યારે યુધિષ્ઠિર અત્યંત અસ્વસ્થ રહેવા લાગ્યા, ત્યારે ધૃતરાષ્ટ્રનાં દર્શન કરવાની ઇચ્છાથી પાંચે ભાઈઓ ધૃતરાષ્ટ્ર આદિ તપ કરતા હતા, ત્યાં જઈ પહોંચ્યા. વૃદ્ધાવસ્થા, વનવાસ, અને તપશ્ચર્યા આ બધાને લીધે રાજા અત્યંત કૃષ થઈ ગયા હતા. તેમની બધીયે શક્તિઓ ક્ષીણ થઇ ગઇ હતી. અંધ રાજાના અંકમાં માથું નમવી યુધિષ્ઠિર મુક્તકંઠે રૂદન કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને સ્વસ્થ કર્યા, એટલે ધર્મરાજાએ પૂછ્યું, " મહારાજ, વિદુર ક્યાં ?" એટલામાં વિદુરજી ત્યાં આવી પહોંચ્યા. આખા શરીર ઉપર જટા પથરાયેલી હોવાથી વિદુર ઓળખી શકાતા નહોતા. ધર્મરાજાના દેખતાંજ વિદુરે સમાધિ લગાવી, અને તત્કાળ દેહ ત્યાગ કરી દીધો. વિદુરના અવસાન સમયે આકાશવાણિ થઈ, અને વિદુરનો સ્વર્ગમાં વાસ થયો છે, એમ આકાશવાણિએ પ્રસિદ્ધ કર્યું.

વૃદ્ધ વડિલને મળીને યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં પાછા આવ્યા. બે વર્ષ વ્યતીત

થયા બાદ મહર્ષિ નારદ એક દિવસ યુધિષ્ઠિર પાસે આવ્યા. તેમણે કહ્યું, "રાજન્, તમે તપોવનમાંથી પાછા આવ્યા પછી ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતી અને સંજય ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યાં, અને કેવળ જળપાનથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. વનમાં તેઓ બધાં અટન કરતાં હતાં, તે વેળા વનમાં દાવાનળ સળગી ઉઠયો. દાવાનળથી બચવાની તેમનામાં શક્તિ નહોતી. તેથી તેઓ બધાં ઇશ્વરભજનમાં તલ્લીન થયાં. આમ પરમાત્માનું ધ્યાન કરતે કરતે તે બધાં બળીને ભસ્મ થઇ ગયાં છે. માત્ર સંજયે પોતાનું રક્ષણ કર્યું છે, અને તેના કહેવાથીજ મેં આ વૃત્તાંત જાણ્યો છે. સંજય હિમાલય ઉપર ચાલ્યો ગયો છે."

નારદનાં વચન સાંભળી સર્વ ભાઈઓ મરેલાંનો શોચ કરવા લાગ્યા. હજુ તો કૌરવોના ભણકારા શમ્યા નહોતા, ત્યાં તો ધૃતરાષ્ટ્ર આદિ હિમાલયના વનમાં બળી મર્યાના સમાચાર આવ્યા! આમ દુઃખની પરંપરાથી પાંડવોનાં મન ઉદાસ રહેવા લાગ્યાં. નાટકના પ્રવેશો એક પછી એક સંકેલાય, તેમ એક પછી એક બનાવો બનતાજ હતા. ઉષ્ણતાથી બરફનો કડકો પીગળીને નાનો થતો જાય, તેમ પાંડવોને પોતાનું કુળ ગળી જતું લાગ્યું

મહાભારતના યુદ્ધાગ્નિનો તણખો યાદવકુળમાં પડયો હતો, અને યાદવકુળના સંહારની ઘટના રચાઇ હતી. નારદ, કાશ્યપ અને વિશ્વામિત્ર ઋષિઓ શ્રીકૃષ્ણના દર્શન માટે દ્વારિકામાં પધાર્યા. આ સમયે યાદવો મદિરામાં મસ્ત બની અનેક અનાચારો કરતા હતા. તેમણે મદ્યથી ઉન્મત્ત બની આવા મહાન ઋષિઓની મશ્કરી કરવાનો વિચાર કર્યો. કેશવના પુત્ર શામ્બને તેમણે ગર્ભવતીનો વેશ ધારણ કરાવ્યો, અને ઋષિઓને તેમણે પૂછયું, "મહારાજ, આ સ્ત્રીને પુત્ર અવતરશે કે પુત્રી?" ત્રિકાળદર્શી મહાત્માઓ કોપાયમાન થયા, અને બોલ્યા, "આનામાંથી જે ઉત્પન્ન થશે, એનાથીજ તમારો બધાનો નાશ થશે." આમ શાપ આપી ઋષિઓ અંતર્ધાન થઈ ગયા. શામ્બના પેટમાંથી મૂશળ ઉત્પન્ન થયું. શ્રીકૃષ્ણની સૂચનાથી યાદવોએ મૂશળના ચૂરેચૂરા કરી સમુદ્રમાં ફેંકી દીધું.

મદિરાથી ઉન્મત્ત થતા યાદવો શ્રી કૃષ્ણના અંકુશમાં રહી શકયા નહીં. તેઓ બધા એક દિવસ પ્રભાસ ગયા. ત્યાં તેઓ મદિરાથી મસ્ત બની પ્રલાપ કરવા લાગ્યા. સાત્યકિએ કૃતવર્માને કહ્યું, "નિદ્રાધીન થયેલા પાંડવપક્ષના યોદ્ધાઓનો તેં સંહાર કર્યો, તે ઘણું દુષ્ટ કાર્ય હતું." કૃતવર્માએ ઉત્તર આપ્યો, "ધ્યાનમાં બેઠેલા ભૂરિશ્રવાનું મસ્તક કાપી નાંખવામાં આવ્યું, તે પણ ઘણુંજ દુષ્ટ કાર્ય હતું." સાત્યકિએ કૃતવર્મા ઉપર આક્રમણ કર્યું. પ્રદ્યુમ્ને સાત્યકિનો પક્ષ લીધો. અન્ધક, ભોજ, વૃષ્ણિ, દશાર્હ વિગેરે કુલોત્પન્ન પ્રજાએ પણ પક્ષ લઇ યુદ્ધ આરંભ્યું. શ્રીકૃષ્ણના વાર્યા કોઇ અટકયા નહીં. સર્વત્ર ભયંકર સંહાર થઈ ગયો. માત્ર નાનાં બાળકો અને સ્ત્રીઓ બચી ગયાં. જ્યારે યાદવકુળનો સંપૂર્ણ સંહાર થઇ ગયો, ત્યારે શ્રીકૃષ્ણે પોતાના સારથિ દારૂક દ્વારા અર્જુનને સમાચાર કહેવડાવ્યા, અને યાદવ સ્ત્રીઓની રક્ષા કરવા તેને દ્વારિકાં બોલાવ્યો, અને પોતે વનવાસ લીધો. વનમાં તેમણે બળરામને શોધી કાઢયા. બળરામે સમાધિમાંજ દેહ ત્યાગ કરી દીધો હતો. મોટાભાઈના દેહવિલયથી અત્યંત દુઃખી થઇ શ્રીકૃષ્ણ




સુકુમાર દ્રૌપદી અત્યંત શ્રમ અને નિર્બળતાથી પૃથ્વી ઉપર પડી ગયાં.



[ પૃ. ૩૪૧ ]

એક વૃક્ષ નીચે બેઠા. તેમને મૃગ જાણી એક પારધિએ બાણુ માર્યું. પગના તળીયામાં બાણુ વાગવાથી અત્યંત રૂધિર વહેવા લાગ્યું. કૃષ્ણે તત્કાળ પ્રાણુનો ત્યાગ કરી દીધો.

દારૂકદ્વારા યાદવ કુળના ક્ષયના સમાચાર સાભળી અર્જુન દ્વારિકાં આવ્યો. ત્યાં તેને બળરામ તથા કૃષ્ણુના પ્રાણુત્યાગના સમાચાર મળ્યા. વાસુદેવ પણુ મરણુ શરણુ થયા હતા. આખી દ્વારિકાં સ્મશાન સમાન ભાસવા લાગી. મરેલાંઓની ઉત્તરક્રિયા જેમ તેમ આટોપી લઈ યાદવ સ્ત્રીઓને પોતાની સાથે લઇ અર્જુન હસ્તિનાપુર આવવા નીકળ્યો. માર્ગમાં કાબાઓએ અર્જુનને લુંટવાનો નિશ્ચય કર્યો. કાબાઓએ અર્જુનને ઘેરી લીધો. આ સમયે અર્જુને ગાંડીવ ધનુષ્ય પર બાણો ચઢાવવા માંડયાં. કુરૂક્ષેત્રના યુદ્ધમાં જે ગાંડીવના ટંકારવથી કૌરવ સૈન્ય થરથર થતું હતું, તેજ ગાંડીવ અત્યારે તદ્દન નકામું થઇ પડયું. અર્જુનના બાણોની કાંઈપણુ અસર થઈજ નહીં. તેના બાહુ શક્તિહીન થઈ ગયા. દિવ્યાસ્ત્રોની વિદ્યા વિસરાઇ ગઇ. તેના દેખતાંજ યાદવ સ્ત્રીઓનું હરણુ થયું. કેટલીક યાદવ સ્ત્રીઓ સ્વેચ્છાથીજ ન્હાસી ગઇ, અને કેટલીકને કાબાઓ લુંટી ગયા. માત્ર થોડી સ્ત્રીઓ સાથે અર્જુન હસ્તિનાપુર પહોંચ્યા.

હસ્તિનાપુરમાં આવી અર્જુને આંખમાં આંસુ સાથે યુધિષ્ઠિરને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. પાંડવોને હવે સમજાયું કે સમય બદલાયો છે. તેમણે રાજયપાટ ત્યજી દઇ વનવાસ જવાનો નિશ્ચય કર્યો. પરીક્ષિતને રાજ્યાભિષેક કરી તે નાનો હોવાથી સુભદ્રાને તેની રક્ષા માટે હસ્તિનાપુરમાંજ રહેવા સૂચવ્યું. પાંડવો સાથે દ્રૌપદી પણુ વનમાં આવવા તત્પર થયાં. કૃપાચાર્ય હજુ પણુ જીવતા હતા, તેમને પરીક્ષિતના સલાહકાર તરીકે નિમ્યા. યુયુત્સુને સચીવપદ અર્પણુ કર્યું. આમ રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરી શુભ દિવસે પાંડવો દ્રૌપદી સાથે વનમાં જવા નગર બહાર નીકળ્યા. યુધિષ્ઠિરે જતે જતે સુભદ્રાને કહ્યું, "સુભદ્રા, ધર્મના માર્ગમાંજ ચાલજે. પરીક્ષિતને એ જ બોધ આપજે."

પાંડવોની સાથે એક શ્વાન પણુ ચાલવા લાગ્યો. અનેક નદી, પર્વતો અને વનો નિહાળતે નિહાળતે તે બધાં હિમાલયના પ્રદેશમાં આવી પહોચ્યાં. હિમાલયની શીતળતાથી તેમજ અત્યંત શ્રમથી નકુળ પૃથ્વી ઉપર પડી ગયો, અને મરણુ પામ્યો. નકુળને પડયો જોઇ ભીમસેને યુધિષ્ઠિરને પૂછયું, "મહારાજ, સદા આજ્ઞાધારક નકુળનું પતન શાથી થયું?"

યુધિષ્ઠિર બોલ્યા, "ભાઇ, નકુળ પોતાને બધાથી અધિક સ્વરૂપવાન સમજતો હતો. તેના એ ગર્વને લીધેજ તેનું પતન થયું છે."

માર્ગમાં આગળ ચાલતાં શીતળતા વધતી હતી. એટલામાં સહદેવ ભૂમ ઉપર પડી ગયો, અને મરણુ શરણુ થયો. આ જોઈ ભીમસેન બોલ્યો, "ધર્મરાજ, સહદેવનું મરણુ કિયા દોષને લીધે થયું ?"

યુધિષ્ઠિર બોલ્યા, "ભાઈ, સહદેવને પોતાની વિદ્વત્તાનું ભારે અભિમાન હતું. અભિમાની પુરૂષ આમજ નાશ પામે છે."

વિકટ માર્ગ, અને વધતી જતી શીતળતાને લીધે સુકુમાર દ્રોપદી અત્યંત શ્રમ અને નિર્બળતાથી પૃથ્વી ઉપર પડી ગયાં. તે જોઈ ભીમસેન બોલી ઉઠયો, "પ્રિય દ્રૌપદી સત્યાચરણુથી રહી હતી, છતાં તેનું પતન શાથી થયું ?"

યુધિષ્ઠિરે કહ્યું, "પાંચાલી પાંચે ભાઇઓની સ્ત્રી હોવા છતાં અર્જુન ઉપર

તે વિશેષ મમતા રાખતી હતી અને અર્જુનને બધાથી અધિક ગણતી હતી તેના પાતિવ્રત્યમાં આ મહાન કલંક હતું. તે પાપથીજ તેનું પતન થયું છે. પતિ પ્રત્યે સમાનભાવ ન રાખનાર સ્ત્રી આમ નાશ પામે છે."

અર્જુન પણ આગળ ચાલતાં ધરણી ઉપર પડી ગયો, એટલે ભીમસેને પૂછયું, "મહારાજ, મહાવીર અર્જુનનો શો દોષ હતો? તેનું પતન શાથી થયું?"

યુધિષ્ઠિરે કહ્યું, "અર્જુન શૌર્યનો ગર્વ કરતો હતો, એ ગર્વ રાખતો હતો, છતાં તે પ્રમાણે તેણે વર્તન રાખ્યું નથી, માટેજ તેનું પતન થયું છે. સંદિગ્ધ પુરૂષનો નાશ અવશ્ય થાય છે."

એટલામાં ભીમસેન પોતેજ ભૂમિ ઉપર પડયો. તેનામાં ઉઠવાની શક્તિ ન રહી. તેણે બુમ પાડી યુધિષ્ઠિરને પોતાની પાસે બોલાવ્યા, અને તેમને પૂછયું, "ભગવન્ તમારૂં સ્નેહપાત્ર હું શાથી પડયો?" યુધિષ્ઠિર બોલ્યા, "ભાઈ, તું તારા બળનું અભિમાન રાખતો હતો. તેં બધાને તારાથી હલકા ગણ્યા હતા, તેથીજ તારૂં પતન થયું છે. અભિમાન સમાન બીજો દુર્ગુણ છે જ નહીં."

હવે ધર્મરાજાની સાથે માત્ર એક શ્વાન આગળ ચાલતો હતો. એટલામાં આકાશમાંથી દિવ્ય વિમાન આવ્યું. આ વિમાનમાં ઈંદ્ર પોતે બેઠો હતો. યુધિષ્ઠિરે મસ્તક નમાવી ઈંદ્રને પ્રણામ કર્યા, એટલે ઈંદ્રે કહ્યું, "ધર્મરાજ, આ વિમાનમાં બેસો, અને સ્વર્ગમાં ચાલો. દેવગણ તમારા આગમનની આતુરતાથી રાહ જુવે છે."

યુધિષ્ઠિર બોલ્યા, "દેવરાજ, મારા ભાઈઓ અને પ્રિય દ્રૌપદી એ બધાંને પાછળ મૂકીને મારાથી સ્વર્ગમાં કેમ અવાય?"

ઈંદ્રે કહ્યું, "ભાઈ, એ બધાં તો સ્વર્ગમાં ગયાં છે. તમે ત્યાં તેમને જોશો."

યુધિષ્ઠિર બોલ્યા, "વારૂ ત્યારે, પણ આ શ્વાન મારી સાથેજ આવશે."

યુધિષ્ઠિરનાં વચન સાંભળી ઈંદ્રને ઘણું આશ્ચર્ય થયું. તેણે કહ્યું, "રાજન્, આવા મલિન પ્રાણીને સાથે લેવાનો આગ્રહ કેમ રાખો છો?"

યુધિષ્ઠિરે કહ્યું, "દેવ, શરણાગત થયેલાનો હું ત્યાગ કરી શકતો નથી. એના વિના મારાથી સ્વર્ગમાં નહીં અવાય."

યુધિષ્ઠિરનો દૃઢ આગ્રહ જોતાંજ શ્વાને સાક્ષાત્ ધર્મનું રૂપ ધારણ કર્યું અને મીઠા સ્વરથી યુધિષ્ઠિરને કહ્યું, "વત્સ, મેં તારી પરીક્ષા કરી છે. તારા જેવો ધર્માત્મા કોઈ થયો નથી. જા, હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તું મારા પ્રસાદથી સદેહે સ્વર્ગમાં જઈ શકીશ."

ધર્મનાં વચનો સાંભળી તેને પ્રણામ કરી યુધિષ્ઠિર વિમાનમાં બેઠા, અને સદેહે સ્વર્ગે સીધાવ્યા!!!

સ્વર્ગમાં જ્યારે યુધિષ્ઠિરે પોતાના ભાઈઓને દીઠા નહીં, ત્યારે ઈંદ્રને તેમણે પૂછયું, "દેવવર, મને મારા ભાઇઓ પાસે લઈ જાઓ." ઈંદ્રે કહ્યું, "તેમનાં પુણ્ય તમારા જેટલાં ન હોવાથી તેઓ આંહી આવી શકશે નહી." યુધિષ્ઠિરે તુરત કહ્યું, "મારા ભાઇઓ અને દ્રૌપદી વિના મને સ્વર્ગ મળતું હોય, તો તે સ્વર્ગ મારે નથી જોઈતું. તેઓ નર્કમાં હશે, તો ત્યાં પણ હું સુખેથી વાસ કરીશ." યુધિષ્ઠિરનાં વચન સાંભળી ઈંદ્ર તેમને ભાઈઓ પાસે લઇ ગયો.

સ્વર્ગમાં યુધિષ્ઠિરે દુર્યોધનાદિ કૌરવોને દેવોના મધ્યમાં આનંદ કરતા જોયા. ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ

કર્ણ અને દ્રૌપદીને તેમણે ત્યાં જોયાં નહીં, તેથી તેમના દિલમા તીક્ષ્ણ આઘાત થયો તેમનું હૃદય દ્રવી ગયું. તેમણે નારદને કહ્યું, " મહાત્મન્, આવો વિપર્યય શાથી ? મારા ભાઈઓ તેમજ દ્રૌપદી સ્વર્ગમાં કેમ દેખાતાં નથી ? આ કૌરવો અન્યાયી હોવા છતાં સ્વર્ગમા કિયા પુણ્યથી આનંદ કરે છે ? "

નારદ બોલ્યા, " યુદ્ધમાં સામે મોંઢે લઢતાં મરણ પામવાથીજ દુર્યોધનાદિ કૌરવો સ્વર્ગ સુખ ભોગવે છે."

યુધિષ્ઠિરે પૂછ્યું, " મહારાજ, આ બધામાં કર્ણ પણ જણાતો નથી. વળી જે રાજાઓ અમારા પક્ષમાં રહીને લઢતાં લઢતાં મરણ પામ્યા છે, તેઓ પણ જોવામાં આવતા નથી હે દેવ, મને તે બધા પાસે લઈ જાઓ. તેમને જોયા વિના મને શાન્તિ થવાની નથી. "

નારદજી બોલ્યા, " દેવરાજ ઇંદ્રની આજ્ઞા છે કે તમને જે ઈચ્છા થાય, તે તત્કાળ પરિપૂર્ણ કરવી. માટે દેવદૂત સાથે જાઓ, અને તે તમને ઈચ્છિત વસ્તુનાં દર્શન કરાવશે. " આમ કહી નારદજીએ એક દેવદૂતને યુધિષ્ઠિર સાથે જઇ તેમની ઇચ્છા પ્રમાણે તેમને બતાવવાની આજ્ઞા કરી.

યુધિષ્ઠિર દેવદૂત સાથે ચાલવા લાગ્યા. જે માર્ગે થઇને તેઓ જતા હતા, તે માર્ગ ઘણો ભયાનક જણાવા લાગ્યો. પાપી લોકોની અવર જવર જણાવા લાગી. માર્ગમાં રક્ત, માંસ, અને મેદનો કીચડ જામ્યો હતો. તીવ્ર દુર્ગંધને લીધે માથામાં દુઃખ થઇ આવતું હતું. મનુષ્યનાં મસ્તકો અને અવયવો માર્ગમાં પગ તળે કચરાતાં હતાં. કીડા, મંકોડા, માખીઓ અને મચ્છરો અસંખ્ય સંખ્યામાં હતાં. ઘુવડ, ભુંડ, ગીધ અને શિયાળ આદિ જનાવરો માંસ ભક્ષણ કરી ભયંકર ગર્જના કરી રહ્યાં હતાં, ત્યાં આગળ વહેતી એક નદીમાં પર્વત જેવાં બિહામણાં પ્રેતો મનુષ્યની ખોપરીઓ સાથે જળમાં વિહાર કરી રહ્યાં હતાં. આ જળમાંથી ઉન્હી વરાળ નીકળતી હતી, તમાં પાપી મનુષ્યોને વારંવાર સ્નાન કરાવવામાં આવતું હતું. એકપાસ કકડતા તલની કઢાઈઓમા જીવાત્માઓને પીડવામાં આવતા હતા.

આવા ભયાનક સ્થાનને જોઈને યુધિષ્ઠિર ઘણા ગભરાયા. તેમણે દેવદૂતને પૂછ્યું, " દેવદૂત, હજુ કેટલે દૂર જવાનુ છે ? મારા ભાઈઓ કયાં ? " દેવદૂત બોલ્યો, " મહારાજ, આવતી વખતે દેવતાઓએ મને કહ્યું હતુ કે ધર્મરાજ થાકી જાય, ત્યારે તે જ્યાંથી પાછા ફરવા ઇચ્છે, ત્યાંથી પાછા લાવજે જો આપને પાછા ફરવાની ઈચ્છા હોય, તો ચાલો આપણે પાછા વળીએ ! "

યુધિષ્ઠિર પાછા ફરવા તૈયાર થયા, એટલામાં તેમણે કરૂણ સ્વરો સાંભળ્યા. એક પાસથી ઘણા જીવો બોલી ઉઠ્યા, "મહારાજ, કૃપા કરીને આંહી જરાવાર થોભો. તમારા શરીરના પવિત્ર વાયુથી અમારો કલેશ દૂર થાય છે. " યુધિષ્ઠિર થોડીવાર થોભ્યા, ચારેપાસ દૃષ્ટિ નાંખી, પણ કોઇ જીવ જોવામાં આવ્યો નહીં. તેથી તે બોલ્યા, " કોણ બોલ્યું એ ? તમે લોક કોણ છો ? " ચારે પાસથી અવાજ આવવા લાગ્યો, " હું કર્ણ છું. હું ભીમસેન છું. હું અર્જુન છુ. હું નકુળ છુ. હું સહદેવ છું. હું દ્રૌપદી છું. હું દ્રૌપદી પુત્ર છું. " આવા સ્વરો સાંભળી યુધિષ્ઠિર ખિન્ન થઇ ગયા. તેમણે દેવદૂતને કહ્યું, " મહાશય, તમે તમારે સ્થાને જાઓ હું તો આંહીજ રહીશ. દેવતા લોક ખરેખરા અવિચારી છે. તેમને ન્યાય કરતાં આવડતોજ નથી."

દેવદૂત યુધિષ્ઠિરની આજ્ઞા સાંભળી ઈંદ્ર પાસે ચાલ્યો ગયો, અને યુધિષ્ઠિરનો બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. ઈંદ્ર અન્ય દેવતાઓ સાથે જ્યાં યુધિષ્ઠિર હતા, ત્યાં આવ્યો; ઈંદ્રના આવવાની સાથેજ તે કાલ્પનિક નર્ક અદૃશ્ય થઈ ગયું. દિવ્ય પ્રકાશ ચારે પાસ વ્યાપી ગયો. ચારે દિશાઓમાંથી સુગંધીવાળો પવન વાવા લાગ્યો. આવું પરિવર્તન જોઈ યુધિષ્ઠિરને આશ્ચર્ય થયું.

યુધિષ્ઠિરને દિઙ્મૂઢ બનેલા જોઇ દેવરાજ બોલ્યા, "ધર્મરાજ, શાના વિચાર કરો છો? ચાલો, સ્વર્ગમાં તમારા ભાઈઓને મળો. કર્ણ વગેરે સઘળા ભાઇઓ સ્વર્ગમાં પહોંચી ગયા છે. સ્વર્ગસભાનો એવો નિયમ છે કે આંહી આવનાર રાજાઓને થોડીવાર સુધી નર્ક જોવું પડે છે. થોડા પુણ્યવાળો સ્વર્ગમાં પ્રથમ જાય છે અને પછીથી નર્કમાં પડે છે. પાપ કરતાં પુણ્ય જેનું અધિક હોય છે, તે પ્રથમ નર્ક ભોગવે છે અને પછીથી પુણ્ય ભોગવે છે. દુર્યોધનનો પુણ્યસંગ્રહ ઓછો હોવાથી તેણે પ્રથમ સ્વર્ગ ભોગવ્યું, હવે તે નર્કમાં વાસ કરે છે. તમારા બધાનો પુણ્ય સંગ્રહે અધિક હોવાથી તમારે બધાને પ્રથમ નર્કવાસ કરવો પડયો હતો; હવે તમે સ્વર્ગમાંજ વાસો કરશો. અશ્વત્થામાના મરણનું જુઠું બહાનું કાઢી તમે યુદ્ધમાં આચાર્યનો છળથી વધ કરાવ્યો, માટેજ તમારે આટલું નર્કદર્શન કરવું પડયું છે. આખા જીવનમાં થયેલા એક પાપને લીધે તમારે આટલું દુઃખ ખમવું પડયું છે. હવે સ્વર્ગમાં ચાલો, અને તમારા ભાઇઓને મળો."

ઈંદ્રનાં વચનોથી સંતુષ્ટ થઈ યુધિષ્ઠિરે મન્દાકિનીનાં શીતળ અને શાન્ત જળમાં સ્નાન કર્યું, મનુષ્ય-દેહનો ત્યાગ કર્યો, અને દિવ્ય દેહ ધારણ કરી સ્વર્ગ પ્રતિ ગમન કર્યું.

માર્ગમાં યુધિષ્ઠિરે દુર્યોધનાદિ કૌરવોના જીવોને ધિગધિગતા નર્કમાં પડેલા, અને દુઃખ પામતા જોયા. દયાર્દ્ર હૃદયે યુધિષ્ઠિર નર્કદ્વાર આગળ ગયા. તેમણે દુર્યોધનજીવને કહ્યું, "ભાઇ, તારૂં દુઃખ જોઇ મને ઘણું લાગે છે. આવ, ભાઇ આવ! હું તારો ઉદ્ધાર કરૂં. મારો હાથ પકડી નર્કમાંથી તું બહાર આવ."

યુધિષ્ઠિરનાં વચન સાંભળી દુર્યોધન-જીવ ગર્વથી બોલ્યો, "પાંડવોના હાથથી મારે ઉદ્ધાર પામવો નથી. નર્કનાં આથી સહસ્રગણાં દુઃખો વેઠી શકાશે, પણ પાંડવોના હાથથી થયેલો ઉદ્ધાર હું કદી સહી શકીશ નહીં." આમ કહી મસ્તક ફેરવી નાંખી દુર્યોધનજીવ ત્યાંથી ચાલ્યો ગયો.

યુધિષ્ઠિરનો જીવ પોતાના ભાઇઓના જીવને તથા દ્રૌપદીના જીવને મળ્યા, અને એ બધાં ધર્માત્માઓને યોગ્ય સ્વર્ગનું સુખ ભોગવવા લાગ્યા!!!

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

योऽसौ युगसहस्रान्ते
प्रदीप्तार्चिर्विभावसुः ॥
संभक्षयति भूतानि
तस्मै घोरात्मने नमः ॥

શાન્તિ પર્વ: ૪૭

લખોઃ-જીવનલાલ અમરશી મહેતા; પીરમશા રોડ; અમદાવાદ.




## ( ભારતની દુર્દશાનો હૃદયભેદક તાદૃશ્ય ચિતાર )

મૂળ લેખક—

ઠાકુર શિવનંદનસિંહ; બી. એ.

આ ગ્રંથ તદ્દન નવોજ હોઇ હિંદીમાં તેની ત્રણ આવૃત્તિઓ થઇ ગઇ છે એજ તેની ઉપયોગીતાની સાબીતી છે. પાકું સોનેરી નામનું પુંઠું. સાઈઝ ક્રાઉન ૧૬ પેજી પૃષ્ટ ૪૦૦ ઉપરાંત. આ ગ્રંથમાં નીચેના વિષયો ઉપર બીજા દેશોની સરખામણી સરકારી આંકડા સાથે કરીને ચર્ચા કરેલી છેઃ—કિંમત રૂ. ત્રણ.

પ્રથમ ખંડઃ—

પહેલો પરિચ્છેદ-જનસખ્યાનો વધારો કેવી રીતે અટકાવાય ?

બીજો પરિચ્છેદ-દૈવીકારણું-યુદ્ધ.

ત્રીજો પરિચ્છેદ- ,, -દરિદ્રતા. આપણું પશુ-ધન. આપણું પૈતૃક અને સંચિત ધન. નોકરીયાત વર્ગની આવક. આપણો વેપાર, આપણા ખેડુત. આપણા મજુરો.

ચોથો પરિચ્છેદ-દૈવીકરણ- દુર્ભિક્ષ અથવા દુકાળ.

પાંચમો પરિચ્છેદ-

દૈવીકરણ-રોગ અને મૃત્યુ. વૃક્ષ-જગત. મનુષ્ય-જગત. શું ભારતવર્ષમાં ગીચ વસ્તી છે?

છઠ્ઠો પરિચ્છેદ-(क) વિવાહ-સંસ્કાર. (ख) વૈદિક-સમય. (ग) વિવાહ-સસ્કારની અધોગતિ. (घ) બાળવિવાહ. (ङ.) બાળવિવાહનું કારણ ભારતની ઉષ્ણતા નથી. (च) વિજ્ઞાનદ્વારા વિવાહકાળનિર્ણય. (छ) શું પ્રાચીન વિવાહ પ્રણાલી વિજ્ઞાનથી પ્રતિકૂળ છે ? (ज) વિવાહિત પુરૂષોની તપાસ. (झ) પાંચ રાજા-મહારાજા. પાંચ ધનાઢ્ય સજ્જન. (ञ) વિવાહિત સજ્જનોનાં દુઃખનાં પ્રધાન કારણ. (ट) વર વિક્રયનો બુરો રિવાજ. (ઠ) આપણે આપણા ભાગ્યના માલિક છીએ ? (ड) વિવાહિત જનોની તથા જન્મ મૃત્યુની અસત અધિકતા.

સાતમો પરિચ્છેદ-બીજી અડચણો.

આઠમો ,, -આપણુ શિક્ષણ

ત્રીજો ખંડઃ—

પહેલો પરિચ્છેદ-જનસંખ્યા અનહદ વધતી જતી અટકાવનાર માનવી કારણો.

બીજો ,, -વૃક્ષ અને પશુ-જગત.

ત્રીજો ,, -મનુષ્ય-જગત.

ચોથો ,, -ભારતવર્ષમા પ્રચલિત વર્ણવૃદ્ધ ધર્મ.

પાંચમો ,, -જનવૃદ્ધિનિરોધનો ઉત્તમ ઉપાય.

છઠ્ઠો ,, -સંતાનશાસ્ત્ર. (क) પ્રાકૃતિક પ્રયોગશાળાનો મસાલો. પ્રયોગશાળામાં શરીરની રચના. (ख) પેઢી દર પેઢીમા ઉતરી આવતા ગુણો અને અવગુણો. (ग) મનઃશક્તિ અને પ્રેમનો પ્રભાવ. (घ) સંતાનનુ પાલણ-પોષણ અને શિક્ષણ.

સાતમો પરિચ્છેદ-બ્રહ્મચર્ય.

આઠમો પરિચ્છેદ-કૃત્રિમ જનવૃદ્ધિનિરોધ.

---

## સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

આ પુસ્તકમાં કેળવાએલી સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણથી જ ઘરમાં કેવી રીતે કેળવણી આપવી તથા તેમનુ વર્તન દુષિત ન થાય તે માટે કેવી રીતે કાળજીથી વર્તવું જોઇએ, તે વિષે પતિ પત્નીના પત્રવ્યવહાર રૂપે ચર્ચા કરેલી છે. પુસ્તકના બે ખંડમા ઠર પત્રો બનાવટી નહીં પણ ખરેખરા લખાયેલા છે. બોર્ડનું પાકું પુઠું. કિંમત રૂ. સવા.

---

## ના. ગોખલેનાં વ્યાખ્યાનો.

ભાગ ૧-૨ સચિત્ર. દરેકની કિંમત દસ આના.
ભા. કર્તા-મહાદેવ હરિભાઈ દેસાઇ.
પહેલા ભાગમાંનાં વ્યાખ્યાન-
પ્રસિદ્ધ વ્યક્તિઓ સંબંધીઃ—

[૧] દાદાભાઇ નવરોજી.
[૨] મહાદેવ ગોવિંદ રાનડે.
[૩] ફીરોજશાહ મહેતા.
[૪] વ્યોમેશચન્દ્ર બેનરજી.
[૫] શશીકુમાર ઘોષ.
[૬] ભગિની નિવેદિતા.
[૬] એ. ઓ. હ્યુમ.
[૮] સર વિલ્યિમ વેડર્બર્ન.
[૯] લૉર્ડ નોર્થબ્રુક અને "હોમચાર્જીસ."

આ ભાગમાં કુલ ૧૩ વ્યાખ્યાન અને આઠ છબીઓ છે.

બીજા ભાગમાંના વ્યાખ્યાનો—
દેશાન્તર વસવાટ સંબંધીઃ—

[ ૧ ) નાતાલમાં લઇ જવામાં આવતા ગીરમીટીઆ મજુરો. (૨) ગીરમીટ પદ્ધતિ-વડી ધારાસભા. (૩) ટ્રાન્સવાલમાં હીન્દીઓ-ની સ્થિતિ. (લાહોર કોંગ્રેસ) (૪) ટ્રાન્સવાલ-માં આપણી સ્થિતિ. (મુંબઇ) (૫) જોહાનીસ-બર્ગ-મિજલસનું ભાષણ. (૬) ડર્બનમાં આ-પેલું ભાષણ. (૭) આફ્રિકાના પત્રકારોની ટીકા-ઓનો જવાબ. [ડર્બન] [૮] પ્રિટોરીઆમાં વિદાય સમયે આપેલું ભાષણ. [ ૯ ] વસાહ-તોમાં હિન્દીઓની સ્થિતિ (બાંકીપુર કોંગ્રેસ). [૧૦] આફ્રિકાના પ્રવાસની રોજનિશી.

બીજા ભાગમાં આ પ્રમાણે દસ ભાષણો અને ૧૦ છબીયો છે.

---

**જાદુઈ બાગ**— આમાં બાળકોને ગમ્મત ને મઝા પડે તેવી આનંદ સાથે બોધ આપનારી જુદી જુદી વાર્તાઓ છે. પાકું પુઠું કીંમત ૦-૮-૦

## ગુર્જર સાક્ષર જયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્ર-સિદ્ધ વિદ્વાનો-સાક્ષરોની જયન્તીઓને પ્રસંગે થયેલાં ભાષણોનો આ સંગ્રહ "ગુજરાત વિ-દ્યાપીઠ"નાં મહાવિદ્યાલયોમાં પાઠય પુસ્તક ત-રીકે ચલાવવા પસંદ થવાથી આ સંગ્રહ એકત્ર કરીને છપાવ્યો છે. સરકારી હાઇસ્કુલો વગેરે સારૂ ટેક્સ્ટબુક માટે પણ મંજુર થયેલ છે. આમાં વિદ્વાનોનાં નીચેના લેખો આવ્યા છેઃ—

| વિષય | ભાષણકર્તા. |
|---|---|
| (૧) કલાપી. | (૧) રા. રા. મણિશંકર ભટ્ટ. |
| | (૨) રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. |
| (૨) અખો. | રા. રા. નર્મદાશંકર દે. મહેતા. |
| (૩) મીરાંબાઈ. | રા. રા. ન્હાનાલાલ દ. કવિ. |
| (૪) ગોવર્દ્ધનરામ. | રા. રા. લલિત. |
| (૫) નર્મદાશંકર. | (૧) રા. રા. ઉત્તમલાલ ત્રિવેદી. |
| | (૨) પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. |
| [૬] મણીલાલ નભુભાઇ | ,, ,, |
| [૭] ધીરો. | રા. રા. કૌશિકરામ વિઘ્ન-હરરામ મહેતા. |
| [૮] બાલાશંકર. | રા. રા. રામમોહનરાય. જશવંતરાય દેસાઇ. |
| [૯] પ્રેમાનંદ. | રા. બા. કેશવલાલ હર્ષદ-રાય ધ્રુવ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્ગત સા. શ્રી ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ આપ્યું છે. પૃષ્ટ ૩૩૦, કીંમત રૂ. ૧.

---

## એડીસનનું જીવનચરિત્ર.

વીજળીના દીવા, તાર, ફોનોગ્રાફ, સીનેમેટોગ્રાફ, વગેરે સેકડો શોધોના મહાન શોધક એડીસનનું નામ જગજાહેર છતાં તેના જીવનને લગતી અદ્ભુત હકીકત ગુજરાતમાં છેકજ અજાણી છે. આ પુસ્તક એ મહાપુરૂષે જાતે તપાસીને પસંદ કરી, તેમાંની બાબતોની સત્યતા માટે પોતે સર્ટીફીકેટ લખી આપ્યું છે. આ જીવનચરિત્ર છતાં અદ્ભુત નવલકથા જેવુંજ લાગે છે. પૃષ્ટ ૨૫૦ સોનેરી નામવાળું પાકું પુંઠું અને બે છબીઓ છે. કીં. રૂ. બે.

## શિક્ષાનો આદર્શ.

મૂળ લેખકઃ—ડોક્ટર રવીન્દ્રનાથ ટાગોર.
ત્રીસ પૃષ્ટનું આદિવચન લેખક સા. શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.

આપણા દેશની અર્વાચીન શિક્ષણ પદ્ધતિમાં જે જે પ્રકારની સુધારણા થવાની આવશ્યકતા છે તે માટે કેવા કેવા ઉપયો યોજવા જોઇએ તે વિષે ડો. રવીન્દ્રનાથ ટાગોરે આ લેખમાં જે વિદ્વતાપૂર્ણ નાનાવિધ સૂચનાઓ કરી છે તે અવસ્ય વાચવા યોગ્ય છે. કેળવણી ખાતાના અધિકારીઓ, શિક્ષકો અને દેશહિતચિંતકોને ઘણુંજ શીખવાનું, જાણવાનું અને મનન કરવાનું આમાંથી મળશે. ડેમી સોળપેજી ગ્લેજ કાગળ પાકું પુંઠું. કિંમત રૂ. એક.

## સુશિક્ષિત સ્ત્રી.

### ( બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ )

ખાસ કરીને કેળવાયેલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું છીટનું પુંઠું. કિં. રૂ. ૧—૦—૦

## સુખશાંતિ—વિચારણા.

સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક સર જહોન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું આ પુસ્તક છે. આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુ ધર્મનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે કર્યો છેઃ—.

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. અને ૧૦ મું શાન્તિ.

ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયું છે. કિંમત રૂા. ૧-૮-૦

## પ્રવાસીના પત્રો.

દેશ—સમાજ—સાહિત્ય—વિદ્યા—હુન્નર—કેળવણી—રાજ્ય વગેરે વિષયોની પત્રવ્યવહાર રૂપે સુન્દર ચર્ચા કરનારૂં પુસ્તક. પાકું પુંઠું. કિંમત રૂ. સવા.

આ પુસ્તક વિષે રા. બ. રમણભાઇ મ. નીલકંઠ, સ્વ. રા. રા. ગણપતરામ અ. ત્રવાડી, રા. રા. છગનલાલ હરિલાલ પંડયા બી. એ. [ કાદંબરીના ભાષાન્તરકાર ] રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા; વગેરે ઘણા વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. સાધારણ નિબંધો કે લેખો વાંચતાં જે કંટાળો આવે છે તેવો કંટાળો આમાંના વિવિધ વિષયપર પત્રો વાંચતાં જરા પણ આવતો નથી. ધર્મજિજ્ઞાસુજનો માટે ઉત્તમ ગ્રન્થ.

## મેટરલિંકના નિબંધો.

ભા. ક. ધનસુખલાલ કે. મહેતા એલ. સી. ઇ. આમાં મેકરલિંકનું જીવનચરિત્ર તથા મૌન, પૂર્વજીવન અને સ્ત્રીઓ વિશે ત્રણ નિબંધો છે. ઇનામ લા. માટે મંજુર થયું છે.

કીંમત ૦—૬—૦

## હૃષીકેશચન્દ્ર

ગૃહનું ભૂષણ! લાઇબ્રેરીનો શણગાર! સ્વદેશની પ્રેમમાળા! ચારિત્ર્યનીશાળા! (સાંસારિક નવલકથા)—ભાગ ૧ લો.

કિંમત રૂ ત્રણ.

સાંસારિક ને ધાર્મિક કેળવણી વિષયક વગેરે વિષયોથી ભરપૂર, સંસારમાં સ્વર્ગની ઝાંખી કરાવનાર, વિદ્યાવિલાસી જીવનની ભાવનાઓ દર્શાવનાર, પૂર્વ અને પશ્ચિમના શ્રેષ્ટ ધ્યેયોનું સંમેલન કરાવનાર, યુવાન અને વૃદ્ધને કર્તવ્યનો માર્ગ બતાવનાર, મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનાર, કૉલેજીયનોને યોગ્ય માર્ગ બતાવનાર, પ્રજાઓને ઉન્નત પથે દોરનાર, સંસારમાં સાચું સુખ ભોગવાવનાર, બાળ, યુવાન, વૃદ્ધ પુરૂષ તેમજ સ્ત્રીઓને સરખી રીતે વાંચવા લાયક, વિદ્વાનોએ એક અવાજે વખાણેલું, ઘેર ઘેર વંચાતું, "મૉડર્ન રીવ્યુ" જેવાં ઇંગ્રેજી માસિકો અને 'સાહિત્ય" જેવાં ગુજરાતી માસિકોએ જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે એવું, ઉચ્ચ શૈલી, સરસ, છટાદાર અને જુસ્સાવાળી ભાષાથી લખાયલું રસમય નવલકથાનું આ પુસ્તક છે. આજ જ ગ્રાહક થાવ, આજ જ મંગાવો. સુન્દર છપાઇ, પાકું સોનેરી અક્ષરવાળું પુંઠું.

---

## હૃષીકેશચન્દ્ર

ભાગ રજો

આ ભાગ સ્વદેશપ્રેમની ભાવનાઓથી ભરપૂર છે. સંયમ, બ્રહ્મચર્ય અને નિડરતાને ધારણ કરી ખરો વિદ્વાન પોતાનું કર્તવ્ય કેવો કર્યે જાય છે તેનો આબેહુબ ચિતાર તે વાંચકના મનમાં ખડો કરે છે. આધુનિક સમયના રાજખટપટીયાઓને માટે તેના કથાનાયકનું ચારિત્ર્ય અસંત બોધપ્રદ છે. હાલના ઇંગ્રેજી ભણેલાઓને તે સાદું જીવન અને ઉચ્ચ વિચારનો ખરો દાખલો બેસાડે છે. ફેશનનો ત્યાગ કરાવી તે કર્તવ્યને ખરે માર્ગે દોરે છે. હાલની માનસિક નિર્બળતા અને નાજુકતાને ટાળી, વાંચકને તે સુદૃઢ, ધૈર્યવાન અને નિડર બનાવે છે. તેના હૃદયમાં તે ઉત્સાહ અને સ્વદેશપ્રેમને રેડે છે અને કર્તવ્યની ખરી દિશાનું ભાન કરાવે છે. ખરો વિદ્વાન ખરો બ્રહ્મચારી છે એવું સૂચન કરાવી બ્રહ્મચર્યના બળનો પ્રભાવ પ્રત્યક્ષ કરાવે છે, અને વાંચકને બળવાન, નીતિવાન અને દૃઢ બનાવી સ્વર્ગીય સુખની લ્હેરો ખવરાવે છે અને સ્વદેશપ્રીતિને શિખરે ડોલાવે છે. કિંમત રૂ. ૨-૮-૦.

---

## હૃષીકેશચન્દ્ર

ભાગ ૩જો.

આ ભાગ મોટા અમલદારો અને શ્રીમન્તોનાં કુટુંબોમાં પેશી ગયેલા સડાનું વર્ણન કરી, ફેશનની ઘેલછાનાં માઠાં પરિણામ દર્શાવી આપણા પ્રાચીન ગૌરવ અને સદ્‌ગુણોની મહત્તા પ્રતિપાદન કરે છે. રાજખટપટીયાઓની દુર્દશા, ઈંગ્રેજોના ખોટા અનુકરણથી આર્યોની થતી અધોગતિ, અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટતા, પ્રાચીન આર્યોના બળ પરાક્રમનું વિસ્મરણ, સ્વાભિમાનનો નાશ, આપણી નિર્માલ્યતા, વગેરે મહત્વની બાબતોનું સચોટ અને સુંદર ભાષામાં આલેખન કરી, કથા નાયકના નિડર, નિસ્પૃહી અને બળ-પરાક્રમથી ભરેલા ચારિત્ર્યદ્વારા હિન્દવાસીઓને તેમની દુર્દશાનું ભાન કરાવે છે અને મહત્તા, સ્વમાન અને દેશોન્નતિ પ્રાપ્ત કરવાના માર્ગોનો બોધ કરે છે. આર્યોમાં તે ખરા આર્યત્વને પ્રેરે છે અને ખરા સનાતનનો માર્ગ બતાવે છે. સુંદર છપાઇ, પાકું સોનેરી અક્ષરવાળું પુઠું, સુંદર ગ્લેઝડ પેપર. કિંમત રૂ. ૨-૮-૦.

# કથામંજરી

## ( ભાગ પહેલો. )

( સોનેરી નામનું પુંઠું. કિંમત રૂ. બે. )

આ ભાગમાં કોઈ સંગ્રહમાં ન આવેલી એવી વિદ્વાન લેખકોની ખાસ ચુંટી કાઢેલી નીચેની સોળ વાતો છે.—મેટ્રીકમાં ટેક્સ્ટ તરીકે એક સાલે મંજુર થઇ હતી.

૧ વેષધારી. ( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. ). ૨ તારાનું અભિજ્ઞાન. [ રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. ] ૩ એક રાત્રી. [ ડો. રવીન્દ્રનાથ ટાગોર ], ૪ અપરિચીતા. રા. રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ ]. ૫ મણી. [ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ]. ૬ વીસમી સદીની શકુંતલા. [ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ]. ૭ દોલત. [ સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ], ૮ સુમનનો સંતાપ. [ રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલ. એલ. બી. ], ૯ લગ્ન [ સૌ. શારદા મહેતા; બી. એ. ] ૧૦ ગરબાવાળી. ૧૧ પૈસો કે પ્રેમ ? [ રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ. ] ૧૨ વિચિત્ર સ્વયંવર. ૧૩ રેણુકા. [ રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ]. ૧૪ સ્નેહ પહેલાં સાન. ૧૫ પ્રિયબાલા. [ રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ ]. ૧૬ લલિત-માધુરી. [ રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. ]

---

# ડૂબતું વહાણ

કિંવા પવિત્રતાની પ્રસાદી.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર કૃત લગભગ ૫૦૦ પૃષ્ઠની સામાજીક નવલકથા. સોનેરી પુંઠું. કિંમત રૂ. ચાર.

# કથામંજરી

## ( ભાગ બીજો. )

સોનેરી સુંદર બંધાઇ—કિંમત રૂ. ત્રણ.

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો—કથાઓ છે.

૧ નિર્મળા ( લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા. ૨ ગુલછડીના બાગમાં ગુલાબ. ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા. ), ૩ બે મૃગનાયક ( જીવનલાલ અમરશી મહેતા. આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. ). ૪ સુખી રાજકુમાર ( રા. રા. સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા. ) ૫ એક સ્વપ્ન ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલ એલ. બી. ), ૬ મદનનો મનોરથ, ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ. એલ. બી. ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય ), ૭ નિશ્ચિંતતાની મૂર્તિ ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ), ૮ માછીની છોકરી ( રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા ), ૯ ચતુર્મુખ—ચાર મુખનું કૌતક ( લે. રાઃ બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ) ૧૦ મુદ્રાદારબંધ ( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા ) ૧૧ વિચિત્ર વીલ. ( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા. ), ૧૨ હીરા માણેકની મોટી ખાણ ( લે. રા. રા. મણિશંકર રત્નજી ભટ. ), ૧૩ દુઃખમાંથી સુખ (સ્વ. રાજકવિ કલાપી.) ૧૪ માતૃભુમિ પ્રત્યેનો પ્રેમ.

---

# મેઝીનીના લેખો-

## માનવી કર્તવ્યો.

ઇટાલીના પ્રસિદ્ધ દેશભક્ત જોસફ મેઝીનીના "ડયુટીઝ ઑફ મેન" નામે વિચારણીય અને મનનશીલ ગ્રંથ ઉપરથી આ પુસ્તક તૈયાર કર્યું છે. તેમાં નીચેનાં ૧૨ પ્રકરણો છેઃ પૃષ્ટ લગભગ બસો-કીંમત રૂ. એકજ છે.

૧ ઇટાલીના મજુરોને.
૨ ઇશ્વર ઉપર આસ્થા.
૩ કર્તવ્ય વિવેકનું મહત્વ.
૪ માનવજાતિ પ્રત્યેનાં કર્તવ્યો.
૫ રાષ્ટ્રકર્તવ્યો. ૬ ગૃહકર્તવ્યો.
૭ પોતા પ્રત્યેનાં કર્તવ્યો. ૮ સ્વાતંત્ર્ય.
૯ શિક્ષણ. ૧૦ સંગઠન પ્રગતિ.
૧૧ મજુર વર્ગનો પ્રશ્ન. ૧૨ ઉપસંહાર.

રાષ્ટ્ર અને સમાજસેવાના વિચારકોને અભ્યાસ કરવા યોગ્ય નવીન વિચારો આમાંથી જરૂર ઘણાજ મળી આવે છે.

---

# ચોખેરવાલી

## એટલે આંખની કણી!

### ડૉ. રવિન્દ્રનાથ ટાગોરકૃત સામાજીક ઉત્તમ નવલકથા.

બે ખંડમાં સંપૂર્ણ કિંમત રૂ. અઢી.

આ નવલકથા આપણા ઘરસંસારમાં બનતા અકલ્પિત રીતે બનાવેલું સાચું ને સુંદર ચિત્ર બતાવનારી છે. યુવાન વિધવા-પ્રગલ્ભા વિનોદિની અને સરલ ભોળી નવ-સુર્વાત આશા, તેમજ ચંચલવૃત્તિનો, ઉતાવળીઓ ને સ્વછંદી ગર્ભશ્રીમંત મહેન્દ્ર તથા તેનાથી ઉલટાજ સ્વભાવનો પણ તેનો સાચો બાલમિત્ર વિહારી આ મુખ્ય ચાર પાત્રો અને સમય પરત્વે તેમના સ્વભાવ પરિવર્તન ઉપરથી કુદરતી જનસમાજનું બહુ ઉત્તમ પ્રતિનું શિક્ષણ વાંચનારને મળે છે.

# હાસ્ય કથામંજરી

## (ભાગ પહેલો. કીમત રૂ. બે.)

રા. બ. રમણભાઇ મહીપતરામે લખેલો ઉપોદ્ઘાત, રા. રા. મોતીભાઈ નરસિંહભાઇ અમીને લખેલી "પટેલપોથી" ની પ્રસ્તાવના તથા રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો "હાસ્યરસ" વિશેનો નિબંધ, અને હાસ્યરસથી ભરેલી "પટેલપોથી" ઉપરાંત જુદા જુદા વિદ્વાનોએ લખેલા સામાજીક તથ સાહિત્યવિષયક કટાક્ષમય ૨૭ લેખો, વાતો, સ્કેચ વગેરેનો આ અસત રમુજી છતાં મહત્વનો સંગ્રહ છે. પૃષ્ઠ ૨૫૦ ઉપરાત. ગ્લેજ કાગળ ને સોનેરી નામનું સુન્દર પુઠું.

---

# હાસ્ય કથામંજરી

## (ભાગ બીજો.)

લેખકઃ—રા. રા. ધનસુખલાલ કે. મહેતા. હાસ્યજનક છ ચિત્રો સાથે. પૃષ્ટ ૨૫૦ પાકું સોનેરી પુઠું. કીમત રૂ. બે.

આમાં તેમના "અસાધારણ અનુભવ" ની અત્યંત હાસ્યરસ પ્રધાન લાંબી વાર્તા તથા તેવી જ બીજી વીસ વાતો છે. એ ઘડી દીલને આરામ અને આનંદ મેળવવા માટે હાસ્યકથામંજરીનો પહેલો તથા આ બીજો ભાગ જરૂર સંગ્રહમાં રાખવા યોગ્ય છે.

---

# વિપિન.

## (સામાજીક નવલકથા. કિં. રૂ. બે.)

રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ, બી. એ.

વીસમી સદીના સમયની આ વર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉપાપોહ કર્યો છે. તીલરમાતી કે પ્રેમનાં ખોટાં ટાયલાનો આમાં અંશ પણ નથી, પરંતુ સ્ત્રી-પુરૂષ કે બાળક સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઇ સારો પાઠ શીખે તેવી આ નવલકથા છે.

---

## મુક્તમાલા

અથવા

### જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.

વેદાન્ત શાસ્ત્રનાં ગહન તત્વો સમજાવનારો આ સરલ ને સંવાદ રૂપે નવીન જ ગ્રન્થ છે. સાધારણ વાંચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં મુશ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ, વિદ્યા, અવિદ્યા, કુમતિ, સુમતિ, પ્રવૃત્તિ, સરસ્વતી વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તમાં ગહન તત્વોને શંકા-સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં વચમાં સરળ અને બોધક દ્રષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીઓને પણ સિદ્ધાંત સમજાય એવી રચના કરી છે. ભાષા છેકજ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઇ છે. આ પહેલા ભાગમાં ચાર અંક છે, ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણુ કરેલી છે. લગભગ ૨૫૦ પૃષ્ટનો આ ગ્રન્થ દરેક ધર્મજીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સંગ્રહમાં જરૂર રાખવો ઘટે છે. પાકું છીંટનું પુંઠું છે. કિ. રૂ. ૧–૧૨–૦

## પાપ અને પશ્ચાત્તાપ.

( ભાગ ૧–૨ સાથે. કિંમત રૂ. બે )

આ નવલકથામાં માણસ પોતાની રહેણી કરણી ઉપર કાબુ ન રાખે તો તે અજાણતામાં પણ પાપના ખાડામાં કેવી રીતે ઉતરતો જાય છે, અને તેનું પરિણામ કેવું ભયંકર આવે છે તે, તેમજ તેનું ભાન તેને થતાં કેવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે છે, અને અંતરના સાચા પશ્ચાત્તાપથી બગડેલી બાજી ઇશ્વર કેવી રીતે સુધારે છે, વગેરે બહુ સરસ રીતે દર્શાવેલું છે. કેટલોક ભાગ એવો ઉત્તમ છે કે તે વાંચતાં "સરસ્વતીચંદ્ર" ના ચોથા ભાગમાંના સરસ્વતીચંદ્રના સ્વપ્નદર્શનનો ખ્યાલ આપે છે. બેઉ ભાગ સાથે પાકા પુંઠામાં બાંધેલા છે.

## ઇસુનું અનુકરણ.

### ઇસુખ્રિસ્તનાં નીતિસૂત્રોઃ

પુસ્તક ૧–૨ સાથે. કિંમત આઠ આના.

આ પુસ્તકના નામ માત્ર ઉપરથી આ પુસ્તક ખ્રિસ્તિ ધર્મને લગતું માની લેવાનું નથી; પરંતુ મનુષ્યના આધ્યાત્મિક જીવન માટે તથા આંતરજીવન માટે મહાત્મા ઇસુખ્રિસ્તે નીતિનાં જે સૂત્રો દર્શાવેલાં તેજ આમાં આપ્યાં છે. પહેલા પુસ્તકમાં ૩૫ પ્રકરણો છે. તેમાં પોતા વિષે, સત્યના સિદ્ધાંત વિશે, મોટી આશા અને મગરૂરી દૂર કરવા વિશે, શાન્તિ મેળવવા વિશે, દુઃખથી થતા લાભ વિશે, લાલચને રોકવા વિશે, સાહસિક વિચારથી રહેવા વિશે, શાન્ત જીવન વિશે, હૃદયના અનુતાપ વિશે, મૃત્યુ વિષે, ગંભીર મનને પોતાના જીવનની સુધારણા વિશે છે. બીજા પુસ્તકમાં આંતર્જીવન વિશે, શુદ્ધ મન અને સાદા વિચાર વિશે, આત્મચિંતન વિશે, પ્રભુની કૃપા માટે કૃતજ્ઞતા દર્શાવવા વિશે, વગેરે મનન કરવા યોગ્ય સૂત્રો છે.

## વીર રમણી–ચંદા.

ઐતિહાસિક નવલકથા. કિં. રૂ. ૧–૧૨–૦

આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ–સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો. ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે સતી થઇ બળી મુઈ હતી ઇતિહાસમાં આવા બનાવ ક્વચિતજ મળી આવે છે.

# ચક્રવર્તી અશોક.

ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા.
પૃષ્ઠ ૩૫૦ પુંઠું પાકું. કિંમત રૂ. અઢી.

બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ્ અશોકના જીવનમાં અનેક ધર્મયુદ્ધોમાંના એક કલિંગ યુદ્ધના મુખ્ય કથાભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો તેજ કલિંગના યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેનું જીવનસૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદ્દશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમતા, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ આમાં દશ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચારિત્ર, મૃગેન્દ્રરાજની કન્યા શોભના તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ; ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલકથા એટલી તો મોહક તથા બોધક થઈ છે કે તે પુરી કર્યા વગર હાથમાંથી મુકવી જ ગમતી નથી.

---

# માયાનો બજાર.

ચાલુ જમાનાની સામાજીક નવલકથા
બે ભાગમાં પુરી.

કિંમત-પહેલા ભાગની રૂ. ૨; બીજા ભાગની રૂ. ૨-૪-૦ સર વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તાલેખક હરિનારાયણ આપટેની એક નવલકથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દરામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે. તેમા ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદૃશ્ય ને મનોહર દશ્ય છે. સ્ત્રીઓને પણ વિના સંકોચે વાંચવા આપવા લાયક આ પુસ્તક છે.

---

# કેટલીક નવલકથાઓ.

સ્વ૦ બ્હેન સુમતી લલ્લુભાઈ શામળદાસની ચાર મોટી નવલકથાઓનો સંગ્રહ. સોનેરી નામનું દળદાર પુસ્તક. કીમત રૂ. બે.

---

# અનંગભસ્મ,

# ઉષાનન્દિની અને નીલનેની

પ્રો. બેઇનની વાર્તાઓનાં આ ત્રણે ભાષાન્તર છે. 'અનંગભસ્મ' તથા "નીલનેની" રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. એ કરી છે; અને "ઉષાનન્દિની" સ્વ. ઉર્મિલા દિવેટીયાએ લખી છે. આ ભાષાન્તરો એવાં સુમધુર છે કે તે વાંચતાં તન્મય થઈ જવાય છે. છપાઈ બંધાઇ પણ તેવીજ સુન્દર છે.

દરેકની કિંમત આઠ આઠ આના.

**ઇન્દુકલા** પ્રો. બેઇનની વાર્તાનું ભાષાન્તર કર્તા સ્વ. નલીનકાન્ત નરસિંહરાવ દિવેટીઆ. કિંમત દશ આના.

**અમરસિંહ**—રાણા પ્રતાપસિંહના પૌત્ર અમરસિંહના સમયની ઐતિહાસિક નવલકથા કિંમત રૂ ૧ા

**શાન્તિદા** સ્વ. બ્હેન સુમતિ લલુભાઈ કૃત સામાજીક ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા યોગ્ય નવલકથા. કી. ૧૨ આના.

**સ્નેહગીતા** લેખક કલ્યાણરાય ન. જોશી બી એ. તદન નવીન પદ્ધતિથી લખાયેલું આ ઉત્તમ ને રસીલું અર્ધ વાર્તા જેવું પુસ્તક સ્ત્રીઓ તથા પુરૂષો સર્વેને વાંચી વિચારવા તેમજ સમજવાની ખાસ જરૂર છે. કિંમત રૂ. સવા.

---

**જીવનસાફલ્ય**—સર જોન લબકના એક ઉત્તમ ગ્રન્થનું ખાસ બોધ લેવા લાયક ભાષાંતર. સોનેરી નામનું પાકું પુંઠું. કિં. રૂ. બે.

## પ્રતાપસિંહ.

ઉદેપુરના વીરશ્રેષ્ઠ મહારાણાની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કિંમત રૂ. દોઢ. આમાં રાણા પ્રતાપના જીવનના ઘણા પ્રસંગોનો ઉલ્લેખ છે. સાચી સ્વદેશભક્તિ, સાચી વીરતા અને માતૃભૂમિ પ્રત્યેનો સાચો પ્રેમ આ વાર્તામાં સ્થળે સ્થળે દેખાવ આપે છે. દેશભક્તિ અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની માત્ર વાતો કરવાથી કાંઇ વળતું નથી; પરંતુ આત્મભોગ આપવાથી અને કાર્ય કરવાથી જ અરૂં સાર્થક થાય છે ને સાધ્ય વસ્તુ મેળવાય છે, તે આ નવલકથામાં ઓતપ્રોત ભરેલું છે.

## સંસારી કે સંન્યાસી ?

બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની 'સંન્યાસીનિ' નામે નવલકથાને આધારે લખાયેલી નવલકથા. સોનેરી નામનુ પુઠું. કિં. રૂ. ૧॥

સંપત્તિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસાર વિરક્ત થએલા હરિપ્રસાદ નાયકનો ગુરૂઆજ્ઞામાન્ય કરીને પુનઃ સંસાર-પ્રવેશ, મોહિની જેવી સૌંદર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મ બળની કસોટી, મોહિનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને આગ્રહ, સંન્યાસીની આનાકાની, સંતપ્ત સંન્યાસિનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સ્વગુરૂ ચરણે જવું, યોગમીમાંસા, પતિવ્રતા શારદા નાયિકાનુ સંન્યાસિની વ્રત, સેવકાકાર્યથી સંતુષ્ટ થયેલા ગુરૂનો શિષ્યપત્નીને સદુપદેશ, ઇત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહુબ વર્ણન આમાં છે.

## શારદાનું સ્વાર્પણ યાને સેવાધર્મ સમીક્ષા

ચાલુ સમયની સામાજીક નવલકથા. લોકસેવાના માર્ગનું ઘણું સુન્દર વર્ણન આમાં છે. હિંદી લેખક રા. પ્રેમચદ કૃત હિંદી 'સેવાસદન' નામની નવલકથા ઉપરથી લેખક રા. દલપતરામ ભાઈશંકર રાવળ. કિ. રૂ. સવા બે.

**પ્રેમદાદેવી** ઉર્ફે મેરીયા બ્હેન—સામાજીક. ડીમી આઠ પેજી ૩૦૦ પાનાં. સોનેરી પુંઠું. કિંમત રૂ. બે.

**યાત્રી ઉર્મિલા** યાને આદર્શ આર્યા—સંસાર સુધારાને લગતી નવલકથા. પાનાં ૨૫૦ પુંઠું સોનેરી. કિં. રૂ. દોઢ.

**ભદ્રંભદ્ર** કર્તા રા૦ બા૦ રમણભાઈ મહીપતરામ. હાસ્ય રસિક સેટાયર. સચિત્ર ત્રીજી આવૃત્તિ. કિં. રૂ. બે.

**રત્નમાળા** કવિ દલપતરામ ડાહ્યાભાઇ કૃત. ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક વાતો—કથાઓ તથા જગદેવ પરમારની હકીકત વગેરે. કિં. રૂ. એક.

**વીરાજમોહન**—રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ બેરીસ્ટર એટલો કૃત સામાજીક નવલકથા. મૂળ લેખક દેવી પ્રસન્નરાય ચૌધરી. કિં. રૂ એક.

**કુમુદચંદ્ર** 'સરસ્વતીચંદ્ર'ની ધાટીથી લેખક સ્વ૦ પ્રીતમલાલ ધીરજલાલ. ઉત્તમ ને આદરણીય ધાર્મિક વિચારોની વસ્તુસંકલના. મોટાં પૃ. ૨૫૦ પુંઠું સોનેરી. કિંમત દોઢ રૂપિઓ.

# જીવન—સુધારણાના સન્માર્ગ.

[ ભાગ ૧–૨, લેખક રા. વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ. ] જીવનમા નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શક્તિઓનો અજબ રીતે વિકાસ કરનાર, સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી પુરૂષને સ્વપરહિત સાધવામાં અમૂલ્ય મદદગાર થઇ પડે તેવુ છે.

આમાં આવેલા વિષયોનો ટુંકો સાર:—

ભાગ પહેલામાં [૧] લોકપ્રિય થવાની કળા. [૨] આનંદ પ્રાપ્તિના માર્ગો. [૩] જીવન સૌંદર્ય [૪] સ્વાશ્રયી બનો. [૫] સત્યમિત્રતાનું સ્વરૂપ. [૬], માનસિક મિત્રો અને શત્રુઓ. [૭] વાંચનદ્વારા શિક્ષણ. [૮] મહત્વાકાંક્ષા. [૯] આત્મસુધારણા. [૧૦] નિદ્રા દરમિયાન ચારિત્રનું બંધારણ.

બીજા ભાગમાં—[૧] અભ્યંતર શાંતિ. વ્યક્તિગત આકર્ષણ શકિત. [૩] સમજશક્તિની બક્ષીસ. [૪] મનુષ્યની પ્રભાવશીલતા. [૫] ઉતાવળ એ વિનાશનું કારણ છે. [૬] આત્મ—નિર્ભરતાનું મહત્વ. [૭] ઉદ્યોગપરાયણતા અને [૮] બોધકસૂત્રો.

કિંમત-ભાગ ૧ લો. ૧–૦–૦ ભાગ ૨ જો ૦–૬–૦

---

# મુક્તધારા.

મૂળ લેખક ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોર. એક અંકી સાંકેતિક નાટક. કીંમત આઠ આના.

---

# ધર્મનો જય.

વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની નવલકથા. આમા મહારાજા મલ્હારરાવના ભોળપણનો ગેરલાભ લઇને તેમના નામે કારભારીઓએ પ્રજાજનોનો કેવી કેવી રીતે છળ કરેલો, અને તેના પરિણામે રાજ્ય ઉપર ભયંકર પ્રસંગ આવતાં છેવટે મ૦ મલ્હારરાવને નજરકેદ કરી, હાલના શ્રીમંત મહારાજા સયાજીરાવને ગાદીએ બેસારવાનો પ્રસંગ આવ્યો હતો, તેનુ કલ્પનામિશ્રિત સાચુ ચિત્ર છે. નાયક ધર્માજીરાવની પણ ધર્મનિષ્ઠાની સાથે રાજ્યનિષ્ઠા, ધોંડોપંતનાં નિંદ્ય કાવતરા, મલ્હારરાવ મહારાજનું ભોળપણ, ટેકરાસ્વામીની તેમને સલાહ, નીતિ અને ભ્રમર તથા સદ્ગુણ અને વિમલદુર્ગાનો પ્રેમ; મણીની મુઝવણ વગેરે પ્રસંગો ઘણા મજેદાર અને બોધક છે. રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૫ પુઠું સોનેરી. કિંમત રૂ. સવા

# ધર્મપાળ યાને

# देवी कल्याणीनो आत्मोत्सर्ग.

(બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા) ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનુ દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બેબીલોનના પ્રાચિન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચાવવામાં આવી છે, અને જેથી સભ્ય-જગતમાં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઇ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરીને લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુસંકલના અત્યંત રસમય હોવા ઉપરાંત તદ્દન નિર્દોષ છે કિંમત રૂ. ૨–૮–૦

---

**વિજયધ્વજ** } "લાઈફ ઓફ્ ટ્રાયફન્ટ" નું ભાષાન્તર કર્તા રતિપતિરામ ઉ. પંડયા; બી. એ. કિં. ૮ આના.

કવિશ્રી હર્ષદેવ કૃત

## રત્નાવલી નાટિકા.

ભાષાન્તર કર્તા રતિપતિરામ ઉદયરામ પંડયા; બી. એ. ૭ સુન્દર ચિત્રો; કવિચરિત્ર, "રત્નાવલી"ની ટુંકી વાર્તા, નાટક નાટિકાના ભેદ, પાત્રનિરૂપણ, તેમજ વિદ્યાર્થીઓ માટે ઉપયોગી ટીકા સાથે. પાકું છીટનુ પુઠું. કિંમત રૂ. સવા.

## સ્વામી વિવેકાનંદ.

[ પંચાંકી ગદ્ય નાટક. ]

મરાઠી ભાષાના પ્રસિદ્ધ લેખક શ્રીયુત્ અચ્યુત બલવંત કોલ્હટકર બી. એ. એલ. એલ. બી. એ લખેલા મરાઠી નાટકનો આ અનુવાદ છે. સ્વામીજીનો હિન્દુધર્મ પ્રતિ જે ઉચ્ચ અને ઉદાર ભાવ હતો, તે તથા તેમણે અમેરિકા જઈ ત્યાં હિન્દુ ધર્મનો પ્રચાર કર્યો, ત્યાંના લોકો સમક્ષ તેની મહત્તાપર જે પ્રકાશ નાખ્યો એ સર્વ બાબતોનું આમાં ઘણું જ સુન્દર ચિત્ર આલેખવામાં આવ્યુ છે. જાતિભેદની ઉત્પત્તિ અને હિન્દુધર્મનું આ નાટકમાં થયેલું નિરૂપણ—લગભગ સ્વામીજીના જ શબ્દોમાં વાચકને દંગ કરે છે. કીમત રૂ. સવા.

## ભીષ્મપિતામહ.

બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયના નાટકનું ભાષાન્તર. છીટનું પાકું સોનેરી નામનું પુઠું. કીમત રૂ. ૧–૧૨–૦

## સીતા.

ડો. દ્વિજેન્દ્રલાલ રૉયકૃત સુન્દર ને ઉપયોગી નાટકનું ભાષાન્તર. કીં. ૦–૧૨–૦

## મેવાડ—પતન.

બંગાળના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર. કિ. રૂ. સવા

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનુ છે. તેમા પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતર પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદૃશ્ય કરી બતાવી છે. મેવાડનુ પતન થતાં તે જહાંગીરના કબજામા જાય છે, છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમા દર્શાવ્યો છે હિંદુ મુસલમાનની એકતા સાધવામાં આ પુસ્તક સરસ વિચારો આપે છે.

## રાઈનો પર્વત.

કર્તા–રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

"પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ;
"રાઇનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિ"

આ દોહરો નાટકના સૂત્ર રૂપ છે; અને અને તે ઉપરથી જ તેમાંના વિષયનો કઇક ખ્યાલ આવી શકે છે. ટ્રેનિંગ કોલેજમાં, હાઇસ્કુલોમાં તથા વિનયમંદિરોમા ટેક્સ્ટ બુક દાખલ ચલાવવા મંજુર થયું છે. કિં. રૂ. દોઢ.

## સત્યભામા.

[પત્નીની પસંદગી–શુદ્ધ પ્રેમનો આદર્શ.]

આપણી લગ્નપદ્ધતિ વિષેનુ પાંચ અંકી ગદ્ય નાટક. ૭ મનોહર ચિત્રો સાથે. અંક ૧ લો–પ્રેમાંકુર. અંક ૨ જો–પ્રેમવિકાસ. અંક ત્રીજો–પ્રેમપ્રકાશ. અંક ૪ થો–પ્રેમપરીક્ષણ. અંક ૫ મો–પ્રેમની પરિસીમા. કિં. ૧–૮–૦